

વાર્ષિક લવાજમ : રૂ. ૬.૫૦ વિદેશમાં : શિ. ૧૫.
છ માસનું લવાજમ : રૂ ૩.૫૦ વિદેશમાં : શિ. ૭.૫

અમદાવાદમાં રૂબરૂ લવાજમ ભરવાનું અને મ. ઑ. શ્રી મોકલવાનું મુખ્ય સ્થળ :

# ઊર્મિ–નવરચના કાર્યાલય

ભારતી સાહિત્ય સંઘ પ્રાયવેટ લિમિટેડ • ૬૪, ફર્નાન્ડીઝ બ્રિજ • ગાંધીરોડ • અમદાવાદ, ૧

— આ ઉપરાંત નીચેનાં સ્થળોએ પણ લવાજમ ભરી શકાય છે :—

૧ એન. એમ. ત્રિપાઠી પ્રા. લિ., પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ, ૨.
૨ આર. આર. શેઠની કંપની, કેશવબાગ, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ, ૨.
૩ એન. એમ. ઠક્કરની કંપની, ૧૪૦ પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ, ૨.
૪ આરોગ્યધામ, મધુબન મેન્શન, વિન્સેન્ટ રોડ, માટુંગા, મુંબઈ, ૧૯.
૫ વિજય સ્ટોર્સ, ૩૮૧/એ, કાલબાદેવી રોડ, બીજે માળે, નગીનમવાડી, મુંબઈ, ૨
૬ ઇન્ટરનેશનલ બુક હાઉસ, ૯ એશ લેન, મ. ગાંધીરોડ, મુંબઈ, ૧
૭. નિર્મળ એજન્સીઝ, ૧૦૮ શેખ મેમણ સ્ટ્રીટ, બીજે માળે, મુંબઈ, ૨.
૮. લોક મિલાપ કાર્યાલય, જિલ્લા કોર્ટ રસ્તો, ભાવનગર, ૧.
૯ સાહિત્ય ભંડાર, ૧૪, અમરતલ્લા સ્ટ્રીટ, કલકત્તા, ૧.
૧૦ ગુજરાત પુસ્તકાલય સ. સ. મંડળ, રાવપુરા, વડોદરા
૧૧. ગુજરાત પુસ્તકાલય સ. સ. મંડળ, કોમર્સ ભવન, રાજમહેલ રોડ, મહેસાણા
૧૨. ગાંડીવ સાહિત્ય મંદિર, લવાડિયા ચકલા, સુરત.
૧૩ બાબુભાઈ પ્રેમશંકર ત્રિવેદી, ગંજ બજાર, પાટણ
૧૪ વિજય સ્ટોર્સ, સ્ટેશન રોડ, આ[illegible]
૧૫ નવયુગ પુસ્તક ભંડાર, રાજકોટ.
૧૬ સાહિત્ય મિલાપ, ડૉ. યાજ્ઞિક રસ્તો, રાજકોટ, ૧.
૧૭ [illegible] બુક ભંડાર, પો. બો. નં. ૭૬૯, કંપાલા. ( યુગાન્ડા–પૂ. આફ્રિકા )
૧૮. [illegible] બુક સેન્ટર, પો. બો. નં. ૧૨૩૮, દારે સલામ ( ટી ટી–પૂ. આફ્રિકા )
૧૯ યુનાઇટેડ જનરલ સ્ટોર્સ લિ. પો. બો. ૮૦૮, કિસુમુ ( કેન્યા–પૂ. આફ્રિકા )
૨૦ [illegible] એન્ડ સન્સ, પો. બો. નં. ૨૪૬, જિન્જા ( યુગાન્ડા પૂ. આફ્રિકા)
૨૧ [illegible], પો. બો. નં. ૧૬૩૬, મોમ્બાસા (કેન્યા પૂ ,,)
૨૨ [illegible] સ્વામી. પો. બો. નં. ૨૯૬ મોમ્બાસા (કેન્યા પૂ. આફ્રિકા)

અંક ૧ : એપ્રિલ '૬૫

સળંગ અંક ૪૨૧

સમાજમાં સંસ્કાર અને





'ઊર્મિ' : વર્ષ ૩૬

'નવરચના' : વર્ષ ૩૦

સાહિત્ય પ્રેરતું સામયિક

૧૪૨૯

## ક્રમ





## સૂચના

* લવાજમ વરસનું : સાડાસાત રૂપિયા વિદેશમાં દશ રૂપિયા (શિ. ૧૫)

* દર માસની ૧લી તારીખે નિયમિત પ્રગટ થાય છે.

* વરસમાં એપ્રિલ, જુલાઈ, ઑક્ટોબર અને જાન્યુઆરી એ ચાર માસમાંથી કોઈપણ માસથી ગ્રાહક થઈ શકાય છે.

* વી. પી.થી લવાજમ વસૂલ કરવામાં જે વધારાનો ખર્ચ થાય છે એ ગ્રાહકે જ ભોગવવાનો હોય છે એટલે, લવાજમ પૂરું થયાની નોટિસ મળે ત્યારે ગ્રા. નં. અને પૂરા સરનામા સાથે કૃપા કરીને મનીઑર્ડરથી જ લવાજમ મોકલી આપવું.

* નમૂનાનો અંક મંગાવતી વખતે ૭૫ પૈસાની ટિકિટો બીડવી જરૂરી છે મફત અંક કોઈને મોકલાતો નથી.

* ગ્રાહકોએ દરેક જાતના પત્રવ્યવહારમાં ગ્રા. નં. લખવો ખાસ જરૂરી છે.

* અસ્વીકૃત લખાણ પાછું મેળવવા જોઈતી ટિકિટો બીડવી જરૂરી છે. એ સિવાયનાં અસ્વીકૃત લખાણો પંદર દિવસ પછી રદ કરાય છે.

* જાહેરખબર માટેનું, લવાજમ મોકલવાનું, લખાણો મોકલવાનું અને બીજા દરેક જાતના પત્રવ્યવહારનું સરનામું :-

'ઊર્મિ–નવરચના'

ભારતી સાહિત્ય સંઘ પ્રાઇવેટ લિ.,

ગાંધીરોડ : ૬૪, ફ્લોરીઝ બ્રિજ

અમદાવાદ. ૧

પ્રકાશક: હીરાલાલ મો. દવે અને મુદ્રક: કાંતિલાલ [illegible] પટેલે માલિક: ભારતી સાહિત્ય સંઘ પ્રાઇવેટ લિમિટેડ વતી ગાંધીરોડ, ૬૪, ફ્લોરીઝ બ્રિજ, અમદાવાદથી પ્રસિદ્ધ કર્યું અને મંગલ મુદ્રણાલય, [illegible], અમદાવાદમાં છાપ્યું.

તંત્રી : હીરાલાલ મો. દવે અને સંપાદક : [illegible] પરમાર.



## આંતરિક પીછેહઠ

ક્યાંય પણ વિશ્વાસનું વાતાવરણ જ ન દેખાય અને આપણે વિશ્વાસની વાતો કરીએ એ કેટલેક વિશ્વાસ જન્માવી શકે! ‘વિશ્વાસે વહાણ ચાલે’ અને ‘ભરોંસાની ભેંસને પાડી જ અવતરે’ જેવી કહેવતો પણ આપણે જાણે હવે ભૂલી જવા લાગ્યાં છીએ. આજે તો નવી અને તદ્દન વિરુદ્ધ કહેવતો થવા લાગી છે: ‘સગા ભાઈ પર પણ વિશ્વાસ ન રાખવો’!

માણસનું સુખ અને સંતોષ આજે ચાલ્યાં ગયાં છે એટલે તેનામાં આ જાતનું વિશ્વાસનું મોટું અને ઘેરું વાદળું આવી જાય તેની ના નથી. વિશ્વાસ ભલે એ ન રાખી શકે કે એનો ભલે કોઈ બીજું વિશ્વાસ ન કરી શકે; પણ વિશ્વાસઘાત કરવાનું તો માણસનું મન શી રીતે શીખી જાય છે એ ક્યારેય સમજી શકાતું નથી.

અસ્થિર વૃત્તિ અને ક્યારેક ન માની શકાય, ન કલ્પી શકાય એટલી હદ સુધીનો દંભ જ્યારે આપણામાં પ્રવેશી જાય છે ત્યારે જ આપણે કોઈનો વિશ્વાસઘાત કરવા જેટલી હદે જઈ શકીએ છીએ. આપણા ઉપર કોઈએ કંઈ પણ બદલાની આશા વિના વિશ્વાસ મૂક્યો હોય એ જ જ્યારે આપણે સાવ પાયા વિનાનો અને પોલો કરી મૂકીએ ત્યારે જે કરુણતા ઊભી કરી મૂકીએ છીએ એનો આપણને ખ્યાલ સુદ્ધાં હોતો નથી. અને આ કરુણતા એકાદ વ્યક્તિને જ સ્પર્શે તો તો જાણે એનો હરખશોક કરવાપણું ન રહે. પણ જ્યારે આખા સમાજને એના છાંટા ઊડે છે ત્યારે ખરેખર આપણી જાતને આપણે છેવટ આવું ઘાતક શસ્ત્ર અજમાવતાં તો રોકવી જોઈએ.

પણ આ રુકાવટ જ આપણે શીખી શક્યા નથી હોતા ને! જો આવી સિદ્ધિ, આવો સંયમ, આવી દૃષ્ટિ આપણને સહજપ્રાપ્ય હોત તો આજે જે વેરઝેર અને એક મેકને રહેંસવાની છડેચોક થતી પ્રવૃત્તિ ઉગમ જ ન પામી હોત. આપણી દૃષ્ટિમાં આવી ગયેલી આ મર્યાદા, આ સંકુચિતતા આપણે ક્યારનીય ફગાવી દઈ શક્યા હોત. અને માનવ સર્વશ્રેષ્ઠ પદે છે એ સનાતન સત્યને વધુ સાચી મહોર મારી શક્યા હોત. વિજ્ઞાનની પ્રગતિ સાથે આજે માનવીની દોડની ભલે સીમા રહી ન હોય, પણ એની આંતરિક પ્રગતિ નહિ પણ સાચા અર્થમાં પીછેહઠ ચાલી રહી છે, જે વધુ ખતરનાક છે.





૮ આંતરિક પીછેહઠ

ક્યાંય પણ વિશ્વાસનું વાતાવરણ જ ન દેખાય અને આપણે વિશ્વાસની વાતો કરીએ એ કેટલોક વિશ્વાસ જન્માવી શકે! 'વિશ્વાસે વહાણ ચાલે' અને 'ભરોસાની ભેંસને પાડી જ અવતરે' જેવી કહેવતો પણ આપણે જાણે હવે ભૂલી જવા લાગ્યાં છીએ. આજે તો નવી અને તદ્દન વિરુદ્ધ કહેવતો થવા લાગી છે: 'સગા ભાઈ પર પણ વિશ્વાસ ન રાખવો'!

માણસનું સુખ અને સંતોષ આજે ચાલ્યાં ગયાં છે એટલે તેનામાં આ જાતનું વિશ્વાસનું મોટું અને ઘેરું વાદળું આવી જાય તેની ના નથી. વિશ્વાસ ભલે એ ન રાખી શકે કે એનો ભલે કોઈ બીજું વિશ્વાસ ન કરી શકે; પણ વિશ્વાસઘાત કરવાનું તો માણસનું મન શી રીતે શીખી જાય છે એ ક્યારેય સમજી શકાતું નથી.

અસ્થિર વૃત્તિ અને ક્યારેક ન માની શકાય, ન કલ્પી શકાય એટલી હદ સુધીનો દંભ જ્યારે આપણામાં પ્રવેશી જાય છે ત્યારે જ આપણે કોઈનો વિશ્વાસઘાત કરવા જેટલી હદે જઈ શકીએ છીએ. આપણા ઉપર કોઈએ કંઈ પણ બદલાની આશા વિના વિશ્વાસ મૂક્યો હોય એ જ જ્યારે આપણે સાવ પાયા વિનાનો અને પોલો કરી મૂકીએ ત્યારે જે કરુણતા ઊભી કરી મૂકીએ છીએ એનો આપણને ખ્યાલ સુદ્ધાં હોતો નથી. અને આ કરુણતા એકાદ વ્યક્તિને જ સ્પર્શે તો તો જાણે એનો હરખશોક કરવાપણું ન રહે. પણ જ્યારે આખા સમાજને એના છાંટા ઊડે છે ત્યારે ખરેખર આપણી જાતને આપણે છેવટ આવું ઘાતક શસ્ત્ર અજમાવતાં તો રોકવી જોઈએ.

પણ આ રુકાવટ જ આપણે શીખી શક્યા નથી હોતા ને! જો આવી સિદ્ધિ, આવો સંયમ, આવી દૃષ્ટિ આપણને સહજપ્રાપ્ય હોત તો આજે જે વેરઝેર અને એક મેકને રહેંસવાની છડેચોક થતી પ્રવૃત્તિ ઉગમ જ ન પામી હોત. આપણી દૃષ્ટિમાં આવી ગયેલી આ મર્યાદા, આ સંકુચિતતા આપણે ક્યારનીય ફગાવી દઈ શક્યા હોત. અને માનવ સર્વશ્રેષ્ઠ પદે છે એ સનાતન સત્યને વધુ સાચી મહોર મારી શક્યા હોત. વિજ્ઞાનની પ્રગતિ સાથે આજે માનવીની દોડની ભલે સીમા રહી ન હોય, પણ એની આંતરિક પ્રગતિ નહિ પણ સાચા અર્થમાં પીછેહઠ ચાલી રહી છે, જે વધુ ખતરનાક છે.





'રાજહંસ'

# સમયના શીર-નીર

### રાષ્ટ્રીય પ્રયોગશાળાઓ

વૈજ્ઞાનિક સંશોધન માટે એન્ત્રીસ રાષ્ટ્રીય પ્રયોગશાળાઓનો વારસો નેહરુ સોપતા ગયા છે ગણિત, ખોરાક, ફીઝીક્સ, કેમીસ્ટ્રી, બળતણ, વીજળીનો ઉપયોગ, કોસ્મિક કિરણો વગેરે ઘણા વિષયોમા સંશોધન કરવાની તક દેશમા ઊભી થઈ છે '૪૬–'૪૭મા જ્યા માડ અઢી કરોડનો ખરચ થતો ત્યા '૬૩–'૬૪માં આશરે પચાવન કરોડનો ખરચ થયો છે લશ્કરી જરૂરિયાતોનુ સંશોધન તેમ જ એમનુ સંશોધન પણ ચાલે છે

દિલ્હીમા ફીઝીક્સના વિષય માટે રાષ્ટ્રીય પ્રયોગશાળા છે એના દ્વાર આગળ લુઈ પાશ્ચરનો લેખ કોતરવામા આવ્યો છે 'મારી તમને વિનતી છે કે લેબોરેટરી(પ્રયોગશાળા)ના નામથી ઓળખાતી પવિત્ર જગ્યાઓમાં તમે રસ લેજો એની વૃદ્ધિ અને વિકાસ માટે આગ્રહ રાખજો એ જ ભવિષ્યના મંદિરો છે—કલ્યાણ અને સુખ આપનારા એ છે એમાથી માનવજાત મહાન થશે શક્તિમાન થશે, ને સાત્વિક પણ થશે '

સ્વરાજ્ય આવ્યુ ત્યારે દેશમા રામન, કૃષ્ણન્, બોઝ, શાહા, ભાભા, ચંદ્રશેખર, કોઠારી, મહાલનોબીસ, અને સહાની જેવા વૈજ્ઞાનિકો હતા એ બધા પોતાના વ્યક્તિગત પ્રયાસોથી આગળ આવ્યા હતા, ૧૯૧૪થી ઇન્ડિયન સાયન્સ કોન્ગ્રેસની બેઠક દર વર્ષે મળે છે અને '૪૨થી કાઉન્સીલ ઓફ સાયન્ટીફીક એન્ડ ઇન્ડસ્ટ્રીયલ રીસર્ચ શરૂ થઈ છે પરંતુ વિજ્ઞાનના મથકો નાખવાનુ કામ—વિવિધક્ષેત્રે રાષ્ટ્રીય ધોરણે સંશોધન કરવાનુ કામ નેહરુના હાથે થયુ છે નેહરુએ કેમીસ્ટ્રી, બાયોલોજી અને જીયોલોજીના વિષયોમા કેમ્બ્રીજમા ટ્રાયપોસ મેળવેલી અને બેરીસ્ટર ન થતા એ વિષયોમા આગળ વધ્યા હોત તો પ્રયોગ કરનારા—સંશોધન કરનારા બાહોશ વૈજ્ઞાનિક તરીકે જાણીતા થયા હોત કેમકે નાનપણથી એમને વિજ્ઞાનના પ્રયોગોમા ને શોધખોળોમા રસ હતો મૃત્યુ સુધી એમણે દેશની વૈજ્ઞાનિક કાઉન્સીલનુ પ્રમુખપદ જાળવ્યુ હતુ અને ચીને અણુબોમ્બનો ધડાકો કરી દેખાડ્યો ત્યારે ભારતે જાહેર કર્યું કે બોમ્બ બનાવવો અમારા માટે મુશ્કેલ નથી—સાધનો છે, આવડત છે, નાણા પણ છે પરંતુ ભારતને બોમ્બ બનાવવો જ નથી

આટલુ થયુ ત્યારે દેશમા એવો વિશ્વાસ જાગ્યો કે નેહરુએ સ્થાપેલી રાષ્ટ્રીય પ્રયોગશાળાઓમા સારુ કામ ચાલી રહ્યુ છે લશ્કરી પ્રયોગશાળાઓમા શુ બન્યુ છે તે તો બહાર ના જણાય પરંતુ એના કામ વિષે પણ વિશ્વાસ ઉપજાવવામા આવ્યો છે

### પ્રયોગશાળાઓમાં પ્રાણ નથી

પરંતુ વૈજ્ઞાનિક કાઉન્સીલના છેલ્લા વાર્ષિક રીપોર્ટથી જુદી છાપ પડે છે સ્વરાજ્ય મળ્યા પછી વૈજ્ઞાનિક સંશોધન પાછળ સેંકડોગણુ ખરચ કરવામા આવે છે પરંતુ એના પ્રમાણમા પરિણામ જણાતા નથી લગભગ એકે એક વૈજ્ઞાનિક અને ઔદ્યોગિક કાર્યક્રમ યોગ્ય રીતે હાથ ધરવામાં આવતો નથી

વિદ્યાપીઠોમા પણ વૈજ્ઞાનિક સંશોધનનુ કામ ચાલે છે કહે છે કે ત્યાનુ પગારધોરણ સારુ હોવાથી બાહોશ માણસો સરકારી પ્રયોગશાળાઓમા જતા





નથી, જે જાય છે તેમની ગુણવત્તા ઝાઝી હોતી નથી. કેટલીક રાષ્ટ્રીય પ્રયોગશાળાઓમાં સંશોધન માટે અદ્યતન સાધનો જ નથી, ને કેટલેક ઠેકાણે છે તો એ કીમતી સાધનો વગર વપરાયે પડી રહ્યાં છે, એમનો ઉપયોગ થતો નથી. જરા જેટલી ખામી હોય તો યંત્રને દુરસ્ત કરનારું કોઈ નથી, એવી વર્કશોપની જોગવાઈ પણ રાખી નથી. કેટલેક ઠેકાણે સંશોધનનું કામ અટકાવી દેવામાં આવ્યું છે કેમકે વિજ્ઞાન આગળ વધી ગયું છે અને પ્રયોગશાળામાં વસાવેલાં પાછળ રહી ગયાં છે. સરકારે સંશોધનનાં યંત્રો માટે પરદેશી હૂંડિયામણની છૂટ આપી છે. પરંતુ હિંદી અધિકારીઓને એવો લાભ ઊઠાવવાની જરૂર જણાતી નથી, યંત્રોની દરકાર લેવાતી નથી.

એ અમલદારો પાછા ઉપરથી આક્ષેપ મૂકે છે કે રાષ્ટ્રીય સંશોધનનો લાભ ઉદ્યોગો ઊઠાવતા નથી. કેમકે એમને નવી વસ્તુની કદર નથી! કેટલાક તો નિરાંત કરી લે છે કે આ દેશમાં વૈજ્ઞાનિક દૃષ્ટિ નથી, પછી ઉતાવળ શી છે?

વિજ્ઞાનના વિકાસ માટે ઇન્ડિયન એસોસીએશન છે. એના પ્રમુખ બેનર્જી કહે છે કે રાષ્ટ્રીય પ્રયોગશાળાઓને કોઈએ ધ્યેય આપ્યું નથી, હેતુ મુકરર કર્યા નથી! ઉપયોગ તો ઔદ્યોગિક સહાયતા માટે થવાનો હતો, પરંતુ ઉદ્યોગોને એવી ગરજ નથી.

આ પ્રયોગશાળાઓની ત્રીસ ટકા જેટલી જગ્યાઓ માટે લાયક માણસો મળ્યા નથી, કેટલીય જગ્યાઓ ખાલી પડી છે. ૧૨૨૪ જગ્યા માટે ૮૬૩ જણની નિમણુક થઈ શકી છે. પચાસ ટકા વૈજ્ઞાનિકોને ૩૦૦ રૂપીઆ કરતાં પણ ઓછો પગાર મળે છે. અને બીજા ઘણા(એમ એસસી., પીએચ. ડી)ને ૩૫૦ જ મળે છે. એ પછી આ વૈજ્ઞાનિકો શેતું સંશોધન કરે! વધારે પગારનું કે બીજું?

નવાઈ છે કે વૈજ્ઞાનિકો નિબંધ તૈયાર કરે ત્યારે એ ઘણા જણના નામે પ્રસિદ્ધ થાય છે. અને એમાં જે છેલ્લું નામ હોય છે તેની જ ખરી મહેનત હોય છે. પરંતુ એની બુદ્ધિ કે પરિશ્રમની કદર કોઈ બૂજતું નથી.

**લગની ક્યારે લાગે?**

લખનૌમાં ઔષધ સંશોધનનું મથક છે. એના પહેલા ડાયરેક્ટર એડવર્ડ મેલનબી હતા. બ્રિટિશ મેડિકલ રીસર્ચ કાઉન્સીલના મંત્રીપદેથી નિવૃત્ત થયા પછી અહીં આવ્યા હતા. એમનો અનુભવ છે કે 'વહીવટી કામના જાણકારો તો મળી રહે છે, પરંતુ સંશોધનનું કામ ઉપાડે એવા માણસો મળવા મુશ્કેલ છે. એ કેમ મેળવવા તેનો કોઈ ચોક્કસ ઉપાય જાણીતો નથી.'

ઉપાય તો છે—સંતોષી ને ધ્યેયલક્ષી જીવન. ધર્મને એવી લગનીવાળા માણસો મળી રહે છે, વિજ્ઞાનને નથી મળતા. આ દેશમાં વિજ્ઞાન પણ ધર્મની જેમ પ્રેરે એવું બનશે. પણ વાર લાગશે. આજે જીવન-ધોરણ ઊંચે લઈ જવાની ધમાલ વધારે છે. અને રાજકાજના માણસોએ ઘણું ડહોળી નાખ્યું છે.

બાકી પ્રયોગશાળાઓમાં આજે ભલે દૈવત દેખાતું ના હોય. એની ઋતુ પાકશે ત્યારે વૈજ્ઞાનિકોનો ફાલ પણ ઊતરશે. પગારો વધારતા જવાથી જે વિજ્ઞાનીઓ આકર્ષાય તે વળી સંશોધન શું કરવાના હતા! પૈસા સામે ધરવાને બદલે એમનાં બારણાં વારંવાર ખટ-ખટાવતા રહીશું, એમને પ્રેરણા આપે એવા સાધુ-ઓના સમાગમ કરાવતા રહીશું, ધ્યેયનિષ્ઠા વધા-રીશું તો કામ ચાલશે. યુનિવર્સિટીના પ્રાધ્યાપકોને પણ આ રીતે જાગૃત રાખવા જોઈશે.

જેમ કવિઓ ને ચિત્રકારો જન્મથી કોઈ પ્રેરણા પામેલા હોય છે તેમ સંશોધક વિજ્ઞાનીઓ પણ કોઈ સ્વપ્નું લઈને આવ્યા હોય છે. અહીં આવીને એ મૂર્ત કરે છે. વિજ્ઞાનના ક્ષેત્રે ઊંચી ઉપાધિ અને યશ પામેલા ઘણા મળશે. પરંતુ એમના અહંકાર એમનો વિકાસ થવા દેતા નથી. રાજકીય અહંકારે ઘણા સમર્થ પુરુષોને આંધળાભીંત કરી મૂક્યા છે. એમાંથી મુક્તિ અપાવે એવો એકલો ધર્મ છે. જ્ઞાન એકલું

નથી પવિત્ર ને નથી તારનારુ ઈશ્વર પ્રીત્યર્થે અને લોકસંગ્રહ માટે જ્ઞાનની ભૂખ જાગશે ત્યારે તે સાર્થક થશે

### વહોરી લીધેલી આફત

પહેલા એમ કહેવાતુ કે દેશમા નવનિર્માણનો ઉત્સાહ નથી હવે ભયના ભણકારા વાગવા શરૂ થયા છે ભાષાનો ઉગ્ર સગ્રામ શરૂ થયો છે તે વહેલો શાત થાય એમ નથી ખુલ્લી વાત છે કે હિદીના બહાના હેઠળ ઉત્તરવાસીઓને ફરીથી દક્ષિણવિજય કરવો છે એ સઘર્ષમા વધારે ખુવારી થવાની ને ઘણા મૂલ્યો ઊતરી જવાના

બીજી દૃષ્ટિએ જોઈએ તો ભારતને વિજ્ઞાનજગતમા આગળ વધવુ છે હિન્દીભાષી લોકોને એમા વિલબ નાખવો છે ભાષા આગળ ધરીને દેશની પ્રગતિ હડ સેલવી છે કરોડો લોકોને પછાત રાખવા છે

જે દિવસે હિન્દી ભાષા આખા દેશનો કાયભાર વહી શકવાને સમર્થ થશે તે દિવસે અગ્રેજી પ્રત્યે કોઈને પક્ષપાત નહી હોય એ દિવસની હજુ વાર છે ત્યા સુધી ધીરજ નહી રાખી શકાય તો સઘર્ષ જરૂર વધવાનો છે

હિન્દી પહેલા વ્યવહારની ભાષા બને તે પછી જ એનો કાનૂની સ્વીકાર કરી શકાય એ પહેલા પરિવર્તનનો આગ્રહ કરનારા અગ્રેજીનો જ મહિમા અજાણતા વધારી રહ્યા છે

નવનિર્માણ આર્થિક ક્ષેત્રે થાય છે એનુ ઠેકાણુ ક્યારે પડશે તે કોણ જાણે એનુ કોકડુ ઉકેલવાનુ કામ ઘણુ અગત્યનુ છે તેવે વખતે ભાષાનુ ભૂત જગાડીને કોન્ગ્રેસે દેશને નુકશાન પહોચાડ્યુ છે, આફત વહોરી લીધી છે

### વહીવટી તત્રને તોડશો નહી

ભાષાના સવાલ જોડે દેશના વહીવટી તત્રનો સવાલ જાગ્યો છે કોગ્રેસે ત્યા પણ રાજ્યોને 'કોટા' કરી આપી બાધછોડની નબળી વૃત્તિ દેખાડી ત્યારે લાગ્યુ કે કોન્ગ્રેસ જાણીજોઈને ખોટા પગલા ભરે છે સઘ રાજ્યની નિમણુકો માટે પ્રાદેશિક ભાષામા પરીક્ષાઓ લેવાતી થશે તે દિવસે દેશની એકતા ઉપર મોટો પ્રહાર પડવાનો પ્રદેશની ભાષા જાણનાર ગુજરાતનો વતની બગાળમા અને મદ્રાસનો વતની પજાબમા શી રીતે કામ કરી શકવાનો હતો? એ માળખુ પ્રાતોને સોપી દેવામા આવશે તે પછી સઘ સરકારનુ જોર સાવ ઘટી જવાનુ, લાગવગનુ જોર ઘણુ વધી જવાનુ અને દેશનો કારોબાર કથળી જવાનો

એક પ્રદેશને બીજા પ્રદેશ જોડે સબધ વધે એમ આપણે ઇચ્છવુ જોઈએ એ કે પ્રદર્શનો દ્વારા કે નૃત્ય સગીત દ્વારા થઈ રહેશે એમ નહી માની શકાય બે રાજ્યો એમની પ્રાદેશિક ભાષામા જ વાત કરવાનો આગ્રહ કરશે તો દુભાષિયા (ભાષાતર કરનારા) રાખવા પડશે કામ બેવડાશે ને હમણા જે ઢીલ થાય છે તેમા વળી વધારે ઢીલ થશે

આ પવન ચાલ્યો તો લશ્કરમા પણ મરાઠી મદ્રાસીના ભેદભાવ શરૂ થઈ જશે છૂપા હશે તો બહાર ધસી આવશે ને પાર્લામેન્ટમા પણ એવા જૂથો જામી પડશે અગ્રેજોએ લોકશાહી શીખવી ને એમણે કાર્યક્ષમ વહીવટી તત્ર પણ આપ્યુ પાર્લામેન્ટ હાયકોર્ટ, લશ્કર અને વહીવટી તત્ર એ ચાર બક્ષિસો અગ્રેજી ભાષાની મજૂષામા રક્ષાયેલી છે એમાથી એકને (વહીવટી તત્રને) છટકવા દીધુ તો બીજી પણ છટકી જશે

આપણે નવુ વસાવવા જેટલી તાકાત મેળવીએ ત્યા લગી જૂનુ જાળવી શકીએ તો કેવુ સારુ!

### ભય ફેલાતો જાય છે

આર્થિક ક્ષેત્રે ભય વધ્યો છે એ વાત આપણે કબૂલ કરવી જોઈએ ખાનગી ક્ષેત્રે જે અચોક્કસ સ્થિતિ છે તેના ઉપર સરકારી કપનીઓ (પબ્લીક સેક્ટર)નો પુષ્કળ બોજો પડે છે સરકારી કપનીઓથી કોઈ ચીજ વસ્તુના ભાવ ઘટ્યા નથી કોઈ તગીઓ મટી નથી કોઈ જાત સુધરી નથી ને સરકારના બજેટોમા એમનો કેટલોક ફાળો હોય છે?





એ કંપનીઓ પરદેશી હુંડિયામણ ખાઈ જનારી ભૂતાવળો જેવી છે. નાણાંની ઘણી આહુતિઓ આપી પરંતુ એની દેવી રીઝતી નથી—હજી એને ઓછું જ પડે છે. એમને લીધે વ્યાજના ઘોડા એટલે ઊંચે ઉછળવાના છે કે ભીખ માગી માગીને ભોંયભેગા થઈશું ત્યારે પણ કરજમાંથી છૂટાવાનું નથી.

હજી હમણાં જ તો અનાજની બૂમો કૈંક શમી છે, પરંતુ એ બૂમો પાછી પડવાની જ છે એમાં કશો શક નથી. જેમ જેમ આમથી તેમથી પૂરું કરતા જશે તેમ અવિશ્વાસ પણ વધવાનો. કટોકટીના કાળમાં જેની પહોંચ હશે તે પોતાની તજવીજમાં રહેશે—કૈં નહીં તો ભાવવધારાની બીકે પણ માલ સંઘરી રાખશે.

ને એમ અવિશ્વાસ વધતો જવાનો, ને ભય ફેલાવાનો.

### લશ્કરી તાકાત વધારવી જોઈએ

ને ભય ફેલાય એનાં બીજાં કારણો પણ છે. ભારતના બધા જ પાડોશી દેશો જોડે ચીને સંતલસ કરી લીધી છે. એના સંદેશા લઈને એ દેશો દિલ્હી આવે છે. ખબર પડી ગઈ છે કે ઘેરો નંખાઈ રહ્યો છે, ધમકીઓ અપાઈ રહી છે.

ત્યારે આપણા મિત્રો કોણ?

રશિયાને ચીન જોડે હમણાં નથી બનતું, ત્યાં લગી એની મિત્રતા મનાય. પરંતુ અમેરિકા સાથે એની અથડામણ આવી પડે તે વખતે આ મૈત્રી ટકે એવી નથી. પાડોશના દેશોમાં પછી તો મિત્ર તરીકે રહ્યાં અફઘાનિસ્તાન ને મલયેશિયા. નેપાળના રાજા નાગપુર આવતા હતા પરંતુ હિન્દુ ધર્મના સમારંભમાં આવે તો આપણી બિનસાંપ્રદાયિક નીતિ વગોવાય—એ ધાકે એમને રોકી પાડ્યા. અજમેરશરીફની જાત્રાએ સિંગાપુરના વડાપ્રધાન આવે તે ચાલી શકે, ને નેપાળને શું એટલીય છૂટ ના મળે! પછી મૈત્રી કેમ ટકે? બર્મા, પાકિસ્તાન, નેપાળ, સિલોન એ બધાં ભારતની પજવણી કરી શકે છે, પછી આફ્રિકા કરે એની શી નવાઈ?

આપણી પરદેશી નીતિના પાયામાં લશ્કરી બળ નહીં હોય તો એનો વક્કર પડવાનો નથી. ને દેશમાં તો અહિંસાના ચૂંથણાં ચૂંથાતાં રહેશે, તટસ્થવાદનું ગાણું ગવાતું રહેશે તો દેશમાં ભય વધવાનો છે. આવડા વિશાળ દેશને મજબૂત લશ્કર હોવું જોઈએ ને લશ્કરી જરૂરીઆતો કે શસ્ત્રો કેવાં હોય તે લશ્કરે જ નક્કી કરવું જોઈએ. 'હું તને આપું તે તલવારે તું લડવા જા' એવી આજ્ઞામાં ડહાપણ નથી, ખૂન કરાવવા જેવું છે. જેને લડવાનું છે તેને પોતાનાં શસ્ત્રો નક્કી કરવાની છૂટ હોવી જોઈએ.

કોરિયામાં અને હિંદીચીનમાં આપણી સરહદોની લડાઈ લડી રહેલા અમેરિકનોનો હાથ રોકવા આપણે શાથી ઉત્સુક રહીએ છીએ, એમનો પક્ષ કેમ લેતા નથી? ચીનના બેફામ ધસારાને કોઈ રોકી શકે એમ હોય તો એ એક જ દેશ છે. એનો રસ ઊડી જશે ત્યારે આપણે એને મનાવવા જવું પડશે એટલુંયે શું આપણે નથી જોઈ શકતા?

### જગતતીર્થની સંભાવના ખરી?

બિહારમાં શાંતિસ્તુપની રચના થવાની છે. એ માટે રાજગૃહની ટેકરીઓનું સ્થળ જાપાનના માણસોએ શોધી આપી પસંદ કર્યું છે. એ સ્થળને મુંબાઈના (બોરીવલી) નેશનલ પાર્ક જેવું ના બનાવી રાખે તો સારું.

જાપાને યુદ્ધ પછીના કાળમાં વોશિંગ્ટનના પાટનગરને એક ભેટ આપી છે—હજાર જેટલાં 'ચેરી'નાં વૃક્ષો ઉછેરી આપ્યાં છે. મોસમમાં એનાં ફૂલોની બહાર આવે છે ત્યારે જાણે ત્યાં જાપાનની ધજા લહેરાતી હોય છે. એ જગ્યાએ જાપાને સ્મારક પણ બાંધ્યું છે.

આપણે બુદ્ધના તીર્થને સજીવન કરીએ ત્યારે એને અનુપમ બનાવવાની ચિંતા રાખવી જોઈએ. એ જગતધામ બને એવું કરવું જોઈએ. નવું તીર્થ ઊભું થાય ત્યારે એ આરોગ્યધામ બને, નિસર્ગધામ બને, અધ્યાત્મધામ બને એવી જોગવાઈ કરવી જોઈએ.

પરંતુ એવી આશા ફળે એમ જણાતું નથી. ચિત્ર,



સાને ગુરુજી

# ગુરુ–શિષ્ય

'ભારતીય સસ્કૃતિ' નામનુ એક ચિતનાત્મક પુસ્તક શ્રી સાને ગુરુજીએ લખ્યુ છે એમા અનેક વિષયોને આબાદ રીતે છણ્યા છે ગુરુ–શિષ્ય વિષેની છણાવટ કરતા આ લેખનો એ જ વિખ્યાત મરાઠી પુસ્તકમાથી **શ્રી નટવરલાલ દવેએ** ગુજરાતીમા અનુવાદ કર્યો છે જે ઊર્મિના વાચકોને ગમશે

ભારતીય સસ્કૃતિમા ગુરુભક્તિ એક અત્યત મધુર એવુ અગ છે જ્ઞાનેશ્વરે 'જ્ઞાનેશ્વરી'ના તેરમા અધ્યાયમાં આ ગુરુભક્તિનો અપાર મહિમા ગાયેલો છે બહુ માણસોને આ ગુરુભક્તિમાનો મહાન અર્થ સમજાતો નથી દભનો પથારો બધે વધવાથી, દેખાડ પણાના મોજા જ્યા ત્યા ઉછળતા હોય છે ત્યા મહાન ગુરુભક્તિનુ મહાન તત્ત્વ આજ ધૂળમા પડેલુ છે

ગુરુ એટલે ફક્ત શિક્ષક નહિ, કેવળ આચાર્ય નહિ શિક્ષક કે આચાર્ય તે તે વિશિષ્ટ જ્ઞાન સાથે આપણો થોડોઘણો પરિચય કરી દે છે તેમનો હાથ પકડીને આપણે જ્ઞાનના આગણામા આવીએ છીએ પરતુ ગુરુ આપણને જ્ઞાનના ગર્ભાગારમા લઈ જાય છે જે તે ધ્યેયરૂપ જ્ઞાન સાથે ગુરુ આપણને એકરૂપ કરી મૂકે છે. જ્ઞાનની સાથે તન્મય બનેલા ગુરુ શિષ્યને પણ સમાધિ આપે છે શાળામા વિદ્યાર્થી પ્રશ્ન પૂછે છે પરતુ ગુરુ પાસે બહુ પ્રશ્નોત્તર નથી હોતા અહી નહિ બોલવા છતા શકા મટે છે અહી બોલતા ઉત્તર મળે છે અહી જોવાનુ, સાભળવાનુ, ન બોલવાનુ ગુરુ શીખવે છે ન પૂછતા શિષ્ય શીખે છે ગુરુ એટલે ઉછળનારો જ્ઞાનસાગર સચ્છિષ્યનો મુખચદ્ર જોઈને ગુરુ હેલે ચઢે છે

ગીતામા જ્ઞાન સપાદન કરવાના પ્રકાર કહેલા છે

તદ્વિદ્ધિ પ્રણિપાતેન પરિપ્રશ્નેન સેવયા ।

તે જ્ઞાન પ્રણામ કરવાથી, ફરી ફરીને પૂછવાથી, સેવા કરવાથી પ્રાપ્ત કરી લે શિક્ષકની પાસે પરિશ્રમ કરીને આપણે જ્ઞાન મેળવીએ છીએ પરતુ ગુરુ પાસે પ્રણામ અને સેવા એ જ જ્ઞાનના બે માર્ગો છે નમ્રતા એ જ જ્ઞાનનો ખરો આરભ છે ગુરુની પાસે શિષ્ય ખાલી મન લઈને જાય છે વાદળમા પુષ્કળ પાણી છે પરતુ ઘડો જો વાકો ના થાય તો તે ઘડામા એટલા બધા પાણીમાથી એક ટીપુ પણ અદર પેસવાનુ નહિ તે જ પ્રમાણે જે જ્ઞાનનો સાગર છે, તેમની પાસે જ્યા સુધી આપણે વાકા વળવાના નહિ, બોલ્યાચાલ્યા સિવાય તેમના ચરણ આગળ બેસવાના નહિ, ત્યા સુધી આપણને જ્ઞાન મળવાનુ નહિ ભરવાને માટે વાકા વળવાનુ હોય છે વધવાને માટે નમવુ પડે છે

એકાદ સગીત શીખવાની ઇચ્છા રાખતો છોકરો એકાદ સગીતશાળામા જાય છે, ત્યા કેટલાક વર્ષ તે શીખે છે પરતુ સગીતનુ ખરુ જ્ઞાન તેને થતુ નથી સગીત સાથે તેનો પરિચય થાય છે સગીતનો આત્મા તેને ક્યારે દેખાવાનો, ક્યારે સમજાવાનો? એકાદ મહાન ગાયકની સગતિમા જ્યારે તે સાધક બનીને વરસોના વરસો રહેશે, તે ગુરુની ભક્તિ–પ્રેમથી સેવા કરશે, જ્યારે જ્યારે ગુરુ ક્રોધે ભરાવા લાગે ત્યારે ત્યારે પોતાની સર્વ ઇન્દ્રિયોને કાન બનાવીને તે ક્રોધને સાભળશે, ત્યારે જ ખરી વિદ્યા તેને પ્રાપ્ત થશે તેની અધૂરી વિદ્યાને ત્યારે જ સુસસ્કૃતતા આપશે, કળા ચઢશે

---

શિલ્પ અને સ્થાપત્યમા આપણા કળાકારો કોઈ વિચિત્ર દશામાં ધસી ગયા છે એમને હાથે આ શાતિસ્તુપની હાસી થાય તો પણ શી નવાઈ?

આઝાદી પહેલા આવા કામ આપણે ભાગ્યે જ ઉપાડી શકતા હવે એવી કલ્પના કે હિમત આવ્યા છે ત્યારે કળા અને ધ્યેયનો પણ ખ્યાલ કરવો જોઈએ બુદ્ધનો આ નૂતન શાતિસ્તુપ શુ એક જગતતીર્થ બની શકશે? ને નહી તો—

☆



કેવળ વિનમ્ર બનીને આવનારા આ જે જ્ઞાનોપાસક શિષ્ય છે તેના જાતિ ને કુળ સંબંધી ગુરુ પૂછતા નથી. તાલાવેલી એ એક જ વસ્તુ ગુરુ ઓળખે છે. શત્રુ તરફનો કચ પણ પ્રેમથી ચરણે આવ્યો એટલે શુક્રાચાર્ય તેને સંજીવની વિદ્યા આપશે. ખાલી ઘડો લઈને ગુરુ પાસે ગમે તે આવો અને નમો—નમ્ર બનો. તમારો ઘડો ભરાઈ જશે.

ગુરુ આપણને સંપૂર્ણ જ્ઞાનની ભેટ કરાવે છે. જે તે જ્ઞાન–પ્રાન્તમાંના અત્યારની ક્ષણ પર્યંતના સકળ જ્ઞાન સાથે આપણો સંબંધ કરી આપે છે. સર્વ ભૂતકાળ તે આપણને બતાવે છે. વર્તમાનકાળની ઓળખ આપે છે. ભવિષ્યકાળની દિશા બતાવે છે. ગુરુ એટલે આજ દિન સુધીનું સંપૂર્ણ જ્ઞાન.

ગુરુ એટલે એક રીતે આપણું ધ્યેય. આપણને જે જ્ઞાનની તરસ છે, તે જ્ઞાન વધારે યથાર્થ રીતે જે ઠેકાણે આપણને પ્રતીત થાય છે, તે આપણા ગુરુ હોય છે. ગુરુભક્તિ એટલે એક રીતે ધ્યેયભક્તિ. આ ગુરુ શબ્દને ઠેકાણે ધ્યેય શબ્દ યોજો. એટલે પછી ગુરુ-ભક્તિ એટલે ગાંડપણ લાગશે નહિ. ખીલેલા કમળમાં રસ પીવાને માટે, ગણગણતો ચક્કર મારતો, અધીરો બનીને જે પ્રમાણે ભમરો આવે છે, જાણે એને ન અડતાં તે કમળની પાસે બેસે છે, તે કમળમાંનો રસ પીતાં પીતાં તલ્લીન બને છે, તે જ પ્રમાણે સદ્‌શિષ્યનું ગુરુ પાસે જતાં થાય છે. ગુરુને તે લૂંટે છે. ગુરુને છોડતો નથી. ગુરુને ખાલી કરવાને તે તરફડે છે. પરંતુ ગુરુને ત્યારે જ ખાલી કરી શકાશે, જ્યારે શિષ્ય જાતે ખાલી હશે. પોતાના જીવનનાં વાસણ જેટલાં મોટાં અને ઊંડાં, તેના પ્રમાણમાં ગુરુ પાસેથી આપણને લેતાં આવડશે.

સમર્થે લખ્યું છે, 'અજ્ઞાનપણાને છોડતા નહિ.' આપણે અજ્ઞાન છીએ, હજી આપણે ખાલી છીએ, હજી આપણે ખૂબ શીખવાનું છે, આમ સદાય લાગવું જોઈએ. હજી આગળ, હજી આગળ, એમ સદાય બોલવું જોઈએ. આ જ વિકાસનો માર્ગ છે. હું બધું સમજ્યો, બધું શીખ્યો, એમ બોલતાં જ વિકાસ થોભી જાય છે.

ધ્યેય સદૈવ વધતું જ રહે છે. ધ્યેયરૂપી ગુરુ અનંત છે. તેની સેવા ગમે તેટલી કરીએ તો પણ તે અધૂરી જ છે. જન્મોજન્મ તેની ભક્તિ કરવી પડશે, ત્યારે ક્યારેક પરિપૂર્ણતા મળશે. ન્યૂટન કહેતા કે, 'મારું જ્ઞાન એ તો સિંધુમાં બિંદુ સમાન છે.' સૉક્રેટિસ કહેતા કે, 'મને કાંઈ સમજાતું નથી, આટલું જ મને સમજાયું.'

જે તે શાસ્ત્રમાંના અનંત જ્ઞાનને માટે કેવી રીતે તડફડવું, કેવી રીતે ગાંડા બનવું, એ ગુરુ શીખવાડે છે. ગુરુ એટલે અનંત જ્ઞાનની મૂર્તિ, એમ શિષ્યને જણાય છે. ગુરુ એટલે એક પ્રતીક હોય છે. ગુરુ એટલે મૂર્ત જ્ઞાનપિપાસા. ગુરુ એટલે અનંત જ્ઞાનની તાલાવેલી. ગુરુ એટલે સત્યના પ્રયોગની ઉત્કટતા. મારા ગુરુને આદિ નહિ, અંત નહિ. મારા ગુરુને પૂર્વ નહિ, પશ્ચિમ નહિ. મારા ગુરુ એટલે પરિપૂર્ણતા.

આવા ગુરુને કાંઈ આપવું પડતું નથી. તેને ગમે તેટલું આપ્યું પણ તે થોડું છે. કેટલુંક આપ્યું તો પણ તે પુષ્કળ છે. મનુસ્મૃતિમાં કહેલું છે, 'અરે તારી પાસે આપવાનું કંઈ પણ ના હોય તો પાવડીઓની એક એક જોડ આપ. એક ઘડો ભરીને પાણી આપ. એક ફૂલ આપ.' શિષ્યે કેટલું આપ્યું એ જોવાનું ન હતું. જે આપ્યું તેમાં કૃતજ્ઞતાનો સાગર ભરેલો છે, સારુંય હૃદય તેમાં ઠાલવેલું છે.

યુરોપખંડમાં હું અમુકનો શિષ્ય, હું અમુક ગુરુના ચરણે બેસીને શીખ્યો, એમ કહેવામાં મોટું અભિમાન લે છે. સૉક્રેટીસનો શિષ્ય કહેવડાવવામાં પ્લેટોને ધન્યતા લાગે છે. પ્લેટોના શિષ્ય કહેવડાવવામાં ઍરિસ્ટૉટલને કૃતાર્થતા લાગે છે. ઇબ્સેનના શિષ્ય કહેવડાવવામાં બર્નાર્ડ શૉને મોટાઈ લાગે છે, તો માર્ક્સના શિષ્ય કહેવડાવવામાં લેનિનને મોટાપણું લાગે છે.

આપણે કોઈકના તો છીએ એ ભાવના ખૂબ મહાન છે. તે ભાવનામાં કૃતજ્ઞતા છે. હું જગતમાં એકલો



ચાલનારો તેથી જગતમા સહભાર છે તેનો મને આધાર છે, મારા પછી આવનારને આધાર છે જગતમા કોઈએ પણ, સપૂર્ણ સ્વતત્રપણે સર્વ જ્ઞાન શોધી કાઢેલુ છે એમ નથી પ્રત્યેક જણ પહેલાનાં લોકોની ખાધ ઉપર ઊભો રહે છે અને પછી તે દૂરનાં દર્શન કરે છે જ્ઞાનનો ઇતિહાસ એટલે સહકારનો ઇતિહાસ, અખડ પરપરાનો ઇતિહાસ

ખરો ગુરુ પોતાથી આગળ વધનાર શિષ્યના વખાણ કરે છે શિષ્યનાથી પરાજય પામવામા ગુરુને અપાર આનદ થાય છે. કારણ કે શિષ્યનો વિજય તે ગુરુનો જ વિજય હોય છે ગુરુએ જે વાવ્યુ તેનો જ તે વિકાસ છે ગુરુ જે જ્ઞાનની ઉપાસના કરતા હતા, તે જ્ઞાનની તે પૂજા છે તે જ્ઞાનનો જ તે વધતો વૈભવ છે અરુણાસાહેબ પટવર્ધન લોકમાન્યને સેકડો આશીર્વાદ આપતા અને ગોખને ગાધીના સ્તુતિસ્તોત્રો ગાતા

ગુરુ પોતાનુ સર્વ જ્ઞાન શિષ્યને આપે છે તેનાથી તે કાઈ પણ સતાડી રાખતો નથી પોતાનુ મહત્ત્વ ઓછુ થશે એમ માનીને પોતાની પાસેની સર્વ જ્ઞાન પૂજી ન આપનાર અહભાની ગુરુ બહુ હોય છે પરતુ એ ગુરુ નથી તેમનુ જ્ઞાન તેમની સાથે જ મરે છે જે જ્ઞાનની આપણે ઉપાસના કરી, તે મરે એમ કોને લાગે? ખરા ગુરુને તો જ્ઞાનનુ વૃક્ષ વધતુ રહે એમ લાગે જ્ઞાને કરીને ગુરુ અમર બને છે મેળવેનુ આપી દેવાનુ એક દિવસે શ્રી રામકૃષ્ણ પરમહસે વિવેકાનદને કહ્યુ, 'હુ આજે તને સર્વસ્વ આપી દઉ છુ મારી સર્વ સાધના આજ હુ તારામા ઠાનવી દઉ છુ ' એ કેટલી દિવ્ય ક્ષણ હશે! શિષ્યને પોતાના જીવનમાનુ સર્વસ્વ અર્પણ કરવુ!

ગુરુ એટલે વિશિષ્ટ જ્ઞાનનુ પ્રતીક ગુરુના વિચારોમા કે સિદ્ધાતમા કઈક ભૂલ શિષ્યને જણાઈ, તો તે ભૂલને સદ્શિષ્ય છુપાવશે નહિ ગુરુએ આપેલુ જ્ઞાન વધુ નિર્દોષ બનાવવુ એટને જ ગુરુપૂજા ગુરુની ભૂલોને છાતીએ ચાપવાની, નહિ તો ગુરુનુ અપમાન થાય જ્ઞાનની પૂજા એટલે જ ગુરુભક્તિ ગુરુ જીવતા હોત, તો તે ભૂલ બતાવવા માટે ક્રોધે ભરાયા ન હોત, તેનાં વખાણ કર્યાં હોત

ગુરુની આધળી ભક્તિ ગુરુને ગમતી નથી ગુરુના સિદ્ધાન્તને આગળ ચલાવવો, ગુરુના પ્રયોગને આગળ ધપાવવો એમા જ ખરી સેવા છે નિર્ભયપણે પરતુ નમ્રપણે જ્ઞાનની ઉપાસના કર્યે જવી એમા જ ગુરુભક્તિ છે એક દૃષ્ટિએ સારોય ભૂતકાળ એ આપણો ગુરુ છે સારાય પૂર્વજો આપણા ગુરુ છે, પરતુ ભૂતકાળની કેટલીક વાતો અત્યારે ભૂલભરેલી લાગી તો તેને દૂર ન કરવી, ભૂતકાળનુ અપમાન છે ભૂતકાળમાની ભ્રામક વાતને જો એ જ પ્રમાણે આગળ ચલાવીએ તો તે ઉચિત નથી એ ભૂતકાળનુ ગૌરવ નથી. તે પૂર્વજોનુ ગૌરવ નથી ઊલટુ તે મહાન પૂર્વજોને અપમાન લાગશે

આપણને પ્રિય અને પૂજ્ય એવા કુટુબમાથી કરતો કારવતો પુરુષ મરણ પામે તો આપણને દુ ખ થાય છે પરતુ તે દેહને આપણે આલિગન દઈને બેસી રહેનાર છીએ? છેવટે તે પ્રિય પરતુ મૃત માણસના પ્રેતને આપણે અગ્નિસસ્કાર કરવો પડે છે એ પ્રેતને ઘરમા રાખવુ એટને તેને સડવા દેવુ એ તો એ પ્રેતનુ અપમાન થાય તે જ પ્રમાણે પૂર્વજોના મૃત રીત રિવાજ, દોષવાળી વિચારસરણી એને આપણે નમ્રપણે અને ભક્તિભાવથી દાગી દઈએ એમા જ પૂર્વજોની પૂજા છે

ગુરુભક્તિ એટલે છેવટે જ્ઞાનભક્તિ એ વીસર્યે નહિ ચાલે પૂર્વજોને માટે આદર એટને પૂર્વજોના સદ્અનુભવોને માટે આદર, તેમના પ્રયત્નોને માટે આદર, તેમની હિમત બદલ, જ્ઞાનનિષ્ઠા માટે આદર, ગુરુની પૂજા એટને સત્યની પૂજા, જ્ઞાનની પૂજા, અનુભવની પૂજા, વિચારોની પૂજા જ્યા સુધી મનુષ્યને જ્ઞાનની તરસ છે, જ્ઞાનને માટે આદર છે, ત્યા સુધી જગતમા ગુરુભક્તિ રહેનાર

ભારતમા ગુરુ શબ્દના કરતા સદ્ગુરુ શબ્દનો મહિમા

છે. સદ્‌ગુરુ એટલે શું ? ગુરુ જે તે જ્ઞાનપ્રાન્તમાં કે જે તે કળામાં આપણને આગળ ને આગળ લે છે. પરંતુ સદ્‌ગુરુ એ જીવનની કળા શીખવે છે. સંગીતના આત્માને તાનસેન બતાવશે. ચિત્રકળાના આત્માને અવનીંદ્રનાથ બતાવશે. નૃત્યમાંની દિવ્યતા ઉદયશંકર બતાવશે. સૃષ્ટિજ્ઞાનમાંની અનંતતા શ્રી રામન્ દાખવશે. પરંતુ જીવનમાંની અનંતતા કોણ બતાવશે ? જીવનનું સંગીત કોણ શીખવાડશે ? જીવનમાંનો મધુર નાચ કોણ શીખવશે ?

'અધ્યાત્મવિદ્યા વિદ્યાનામ્' આમ ગીતા કહે છે. જીવન સુંદર કરવું, પોતાનું જીવન નિર્દોષ, નિષ્કામ, નિરુપાધિ, કરવું એ સર્વથી મહાન વિદ્યા. એ વિદ્યા શીખવનાર તે સદ્‌ગુરુ. નેપોલિયન યુદ્ધશાસ્ત્ર શીખવનારાઓનો ગુરુ છે, પરંતુ પોતાના જીવનમાંના કામક્રોધ વગેરે વેગની સાથે લઢવાનું શીખવનારા તે સદ્‌ગુરુ હોય.

ઉત્તમ પ્રકારે વાદ્ય વગાડનાર બાળકો ઉપર ચિડાઈને તેમને રડાવશે ! ડામરમાંથી સુંદર રંગ બનાવનાર શાસ્ત્રજ્ઞ જીવનને ડામર લગાડી શકશે ! પ્રકાશની ઉપાસના કરનારા ચંદ્રશેખર રામન્ પ્રત્યક્ષ સંસારમાં પ્રાંતીય હૃદયભાવનો અંધકાર ઉત્પન્ન કરશે ! સુંદર વિચાર આપનાર પંડિત બેકન ખુશીથી લાંચ રુશ્વત લેશે !

જગતમાં શાસ્ત્રનો કેટલોય વિકાસ થયો પણ જ્યાં સુધી જીવનકલા માણસથી સધાઈ નહિ ત્યાં સુધી બધુંય વ્યર્થ છે. સમાજમાં એકબીજાની સાથે કેવી રીતે વર્તવું એ પ્રથમ શીખો, એવું મહર્ષિ ટૉલ્સ્ટૉય કહેતા હતા. જીવન મધુર શી રીતે બનાવાય એ સંત કહે છે. રેડિયો સાંભળીને સંસારમાં સંગીત આવનાર નથી. તમારાં આ બહારનાં થીંગડાંથી રડતો સંસાર મધુર બનવાનો નથી. સંગીત અંદર, અંતરંગમાં શરૂ થવું જોઈએ. એ જીવનમાં સાગર સંગીત સદ્‌ગુરુ શીખવે છે, તે હૃદયમાં પ્રકાશ પાડે છે. બુદ્ધિને સમ બનાવે છે. પ્રેમરૂપી આંખો આપે છે. તે કામક્રોધ વગેરે રૂપી સર્પના દાંત પાડી નાખે છે. દ્વેષ મત્સર વગેરે વાઘોને બકરાં બનાવી મૂકે છે. સદ્‌ગુરુ આવા મોટા કીમિયાગર હોય છે.

એટલે ભારતમાં સત્સંગ કે સજ્જનોની સેવાને ખૂબ મહત્વ આપેલું છે.

सज्जन सगतिरेका । कवति भवार्णव-तरणे नौका ×

રવીન્દ્રનાથ સૃષ્ટિ તરફ શી રીતે જુએ છે, મહાત્માજી શાન્તપણે અવિરત કેવી રીતે કાર્યમગ્ન બને છે; એ એમની પાસે બેઠાથી જ જાણી શકાય.

મહાન પુરુષની સંગતમાં ક્ષણભર રહેવાનું મળે તો સંસ્કાર મળે છે. ભગવાન બુદ્ધના ચરિત્રમાં એક વાત છે. એક વખત ભગવાન બુદ્ધ એક નગર બહારના વિશાળ ઉદ્યાનમાં ઊતર્યા હતા. તેમના દર્શનને માટે નાના મોટા, સ્ત્રી પુરુષ, રાય રંક સહુયે જતાં હતાં. એક દિવસ પ્રાતઃકાળે રાજા એકલો જ દર્શન કરવાને માટે જતો હતો. ત્યાં બીજો એક શ્રીમંત વેપારી પણ જતો હતો.

તેમને રસ્તે એક માળી મળ્યો. માળીના હાથમાં એક રમણીય સુંદર કમળ હતું. શરદ ઋતુ પૂરી થઈને શિશિર ઋતુ શરૂ થએલી હતી. કમળ મળવાં મુશ્કેલ થયાં હતાં. તેવું એક કમળ વેચાતું લઈને પોને બુદ્ધ દેવને ચરણે ચઢાવે એવું રાજાને તથા શાહુકારને—બન્નેને થયું.

શાહુકારે માળીને કહ્યું,–'માળી, ફૂલની શી કિંમત છે ?'

માળીએ કહ્યું, 'ચાર પૈસા.'

રાજાએ કહ્યું, 'હું બે આના આપું છું. મને આપ.'

શાહુકારે કહ્યું, 'માળી ! હું ચાર આના આપું છું મને આપ.'

રાજાએ કહ્યું, 'હું આઠ આના આપું છું.'

શાહુકારે કહ્યું, 'હું રૂપિયો આપું છું.'

આમ કિંમત વધવા લાગી. માળી મનમાં બોલ્યો : 'આ બન્ને જે ગૃહસ્થને આ કમળ લઈ જઈને અર્પણ કરનાર છે તેને જો હું જાતે જ જઈને અર્પણ કરું તો મને વધારે કિંમત મળશે.'

× શ્રી શંકરાચાર્યની 'ચર્પટપંજરિકા'માંથી



આમ વિચાર કરીને માળીએ તે બન્નેને કહ્યુ
'હુ કોઈનેય વેચતો નથી તમે તમારે જાવ'
રાજા અને શાહુકાર નીકળ્યા તેમની પાછળ પાછળ તે માળી પણ નીકળ્યો ભગવાન બુદ્ધ એક શિલા ઉપર બેઠેલા હતા હજારો લોક ઉપદેશ સાભળતા હતા રાજાએ વદન કર્યા અને શાન્તિથી દૂર જઈને બેઠા શાહુકારે પ્રણામ કર્યા ને તે દૂર જઈને બેઠા તેમની પાછળ ને પાછળ તે માળી હતો જ ભગવાન બુદ્ધના ચરણે એ કમળ મૂકીને તે પણ નમ્રપણે દૂર જઈને બેઠો

ભગવાન બુદ્ધના દર્શનથી જ પૈસાનો સ્વાર્થી વિચાર માળીના મનમા ઊભો રહ્યો નહિ તે પવિત્ર મૂર્તિની આગળ પવિત્ર વિચારોથી જ તેનુ મન ભરાઈ આવ્યુ તેના વાતાવરણમા સ્વાર્થી વિચાર ક્ષણભર પણ ટકી શકતા નથી

એક ક્ષણના મેળાપનુ આવુ પરિણામ તો તપનાં તપ[1] એવા મહાત્માની સગતમા રહેવાનુ હોય તો જીવનનું સોનુ શાથી ના બને ? સત કેમ બોલે છે, કેમ ચાલે છે, જુદી જુદી પરિસ્થિતિમા કેમ વર્તે છે, કેવી રીતે નિર્મળ બને છે, કેવી રીતે નિસ્પૃહ બને છે, કેવી ઇચ્છારહિત કેટલી સયમી, કેટલા મૃદુ, પરતુ કેટલા નિશ્ચયી, કેવા નિરહકારી, કેવા સેવાસાગર, કેવા આળસરહિત, કેટલા ક્ષમાવાન, કેવો તેમનો વૈરાગ્ય, કેવી નિર્મળ દૃષ્ટિ, કેવો વિવેક, કેવો અનાસક્ત વહેવાર, એ બધુ તેમના સહવાસમા રોજ રહેવાથી જ સમજી શકાય

આપણુ સોનુ જીવન આવા સદ્‌ગુરુના સહવાસમા નિર્મળ બનવા માડે છે સમજાવા માડે છે, પ્રકાશ મળે છે પ્રત્યક્ષ પ્રાયોગિક શિક્ષણ પ્રત્યેક ક્ષણે ક્ષણે સદ્‌ગુરુના શ્વાસોચ્છ્વાસની સાથે સાથે પવિત્રતા આપે છે માબાપ દેહ આપે છે, જન્મ આપે છે, પરતુ આ માટીના દેહનુ સોનુ શી રીતે કરવુ એ સદ્‌ગુરુ શીખવે છે ભૌતિક શાસ્ત્રમા ગુરુ માટીમાથી માણેક બનાવશે પરતુ સદ્‌ગુરુ જીવનની માટીનાં માણેક મોતી બનાવે છે, પશુનો માણસ કરે છે, વિચાર કરવાને જન્મ આપે છે સત્ય સૃષ્ટિ ખડી કરે છે આવા સદ્‌ગુરુના ઋણમાથી શી રીતે મુક્તિ પામીશુ ? જેણે માકડાંના માણસ બનાવ્યાં પશુમાથી પશુપતિ બનવાની હાથમા કૂચી આપી, તે સદ્‌ગુરુનુ ઋણ શી રીતે ફેડાવાનુ ? એમનુ કયા શબ્દોમા સ્તવન કરીએ ? તેમને કેટલા વખાણુ, કેટલુ માન આપુ ?

ગુરુર્બ્રહ્મા ગુરુર્વિષ્ણુ ગુરુર્દેવો મહેશ્વર ।
ગુરુ સાક્ષાત્ પરબ્રહ્મ તસ્મૈ શ્રીગુરવે નમ ॥

સદ્‌ગુરુનુ વર્ણન કરવાને વાણી ટૂકી પડે છે ગુરુ એટલે દેવ, મહાદેવ, ગુરુ એટલે જ સર્વ કાઈ

આપણામા સદ્‌ગુરુની પરપરા કહેવાનો ચાલ છે સર્વના આદિગુરુ એટલે જ કૈલાસાધિપતિ શિવજી ચદ્રમૌલી નિર્મળ, ધવલ એવા ઊચા કૈલાસ પર વસનારા, મસ્તકે શીલરૂપી ચદ્ર ધારણ કરનાર, જ્ઞાનગગાને જટામા ધારણ કરનાર, સર્પને નિર્વિષ કરીને ફૂલના હારની જેમ શરીર ઉપર ખેલવનારા, સર્વસ્વનો ત્યાગ કરીને વિભૂતિનો વૈભવ માનનારા, જગતને માટે જાતે હલાહલનુ પાન કરનારા ભૂતપ્રેત પિશાચ આવા પાપયોનિનાને પણ પ્રેમપૂર્વક પામે લઈને તેમને માગલનો માર્ગ બતાવનારા, વૈરાગ્યનુ તૃતીય નેત્ર ઊઘાડુ રાખીને વાસનાને ભસ્મ કરનારા, એવા આ પશુપતિ મૃત્યુજય શિવ સર્વના આદિગુરુ તેમનામાંથી સર્વની જ્ઞાનપરપરા

જનકના યાજ્ઞવલ્ક્ય ગુરુ, જનક શુકાચાર્યના ગુરુ નિવૃત્તિનાથના ગુરુ જ્ઞાનદેવ રામાનદના શિષ્ય કબીર આવો આ સબધ શબ્દથી વર્ણવી શકાય તેમ નથી જીવન સ્વચ્છ, શુદ્ધ, શાત બને, એવી તાલાવેલી જ્યા સુધી માણસનામા રહેશે, ત્યા સુધી એ સબધ પણ જગતમા રહેશે એ સબધ ભારતમા જ નહિ, પણ જગતમાય રહેશે એમા શકા નથી એ રહેવામા જ જગતનુ કલ્યાણ છે

૧. બાર વર્ષ

★

મોહનલાલ પટેલ

# પાપ પુણ્યનાં ભાગીદાર

માણસમાં જેમ પાપની વૃત્તિ છુપાયેલી પડી છે એમ પુણ્ય પણ એટલું જ ઝળકારા મારી રહ્યું હોય છે. એ બે વૃત્તિઓનું ઘમસાણ આ નાનકડી વાર્તામાં આબાદ રીતે છણાયું છે...

ઘરમાં ભયંકર શાંતિ હતી. એટલે તો દિવસે પણ ભીંતે લટકેલા પેલા ઘડિયાળનો ટક્ ટક્ અવાજ આખા ખંડમાં આખો દિવસ સંભળાતો રહ્યો.

એ જ ખંડમાં બે માનવીઓ પણ હતા. બંનેનાં શરીર સુંદર હતાં પણ એમના મુખ ઉપર કોઈ ભયાનક પ્રેતનો ભાસ કરાવે એવા ભાવ હતા. એક પુરુષ એક સ્ત્રી.

બંને જણ વારંવાર પેલી ઘડિયાળ સામે જોતાં હતાં. મનમાં કંઈ ગોઠવતા હોય એમ એની સામે ટીકીને જોઈ રહેતાં હતાં અને પછી કંઈ ઊંડા વિચારમાં ઊતરી જતાં હતાં.

આમ લગભગ આખો દિવસ ચાલ્યું. આખરે સાંજ પડી અને પેલો પુરુષ કપડાં પહેરીને તૈયાર થયો. એણે ગૅરેજમાંથી મોટર કાઢી અને ફરવા ઊપડી ગયો.

એના ગયા પછી પેલી સ્ત્રીમાં નવું ચેતન આવ્યું. એના મુખ ઉપર ચાંચલ્ય દેખાયું અને હલનચલનમાં ત્વરા આવી. એણે ઝડપથી કપડાંની બૅગ ભરવા માંડી. પંદર મિનિટમાં તો બહારગામ જવાની તૈયારી કરી નાખી અને પછી ટેબલ આગળ જઈને એની એક બહેનપણીને કાગળ લખવા બેઠી.

'સરલા,

આખરે મેં નિર્ણય કરી લીધો છે. ઉદયની ક્રૂરતા હવે મારાથી સહી જતી નથી. આજે રાત્રે એક વાગ્યાના ફાસ્ટમાં હું એને ઊંઘતો મૂકીને જ ગુજરાત તરફ ચાલી નીકળવાની છું. હવે અહીંના સરનામે તું કાગળ ન લખે એટલા માટે સમયની કટોકટી હોવા છતાં આટલું લખી જાઉં છું.—લિ. ઉષા.'

ઉષા જાણતી હતી કે ઉદય તરત પાછો ફરવાનો નથી. છતાંય બીકની મારી એ આટલી ઉતાવળ કરતી હતી. રાત્રે ત્યાંથી નીકળી જવા માટે એને ચિંતા નહોતી. બંને જુદા ખંડમાં જ સૂઈ જતાં હતાં એટલે સવાર સુધી ઉદયને જાણ થાય એમ નહોતી.

ઉદય ઘણુંખરું પોતાની મોટર લઈને દિલ્હીથી થોડાક માઈલ દૂર ઓખલા વિયર (નાનો સરખો બંધ) ઉપર ફરવા જતો. ઝડપથી મોટર હંકારવી એ એનો શોખ હતો. કોઈક વખત દારૂ પીને મોટર હાંકતાં નાના મોટા અકસ્માતોમાંથી બચી જવું એ એના માટે ભારે આનંદનો વિષય હતો. આમ કરવામાં એકાદ બે વખત એણે ભારે અકસ્માતો પણ કર્યા હતા!

ઓખલા વિયર ઉપર જઈને બંધના સાંકડા પાત્રમાં ઉછળતાં અને ઘૂઘવાટ કરતાં જતાં પાણીને એ નીરખી રહેતો.

આજે એ વિયર ઉપર પહોંચ્યો ત્યારે સૂર્યાસ્ત થવાની તૈયારીમાં હતો. પેલાં ઘૂઘવાટાબંધ વધતાં જતાં પાણી તરફ એ જોઈ રહ્યો. બબડ્યો: આ પાણીને આવા સાંકડા પાત્રમાં વહેવાનું ન હોત તો આવી અધીરી ગર્જનાઓ ન કરતાં હોત! એનું મન એના હૈયાના ખૂણા તરફ વળ્યું. કેટકેટલી અતૃપ્ત વાસનાઓ શિકારી પ્રાણીની માફક હૈયામાં ઘૂરકાટ કરતી હતી! એ બધું ઉષા સાથેના લગ્નનું પરિણામ હતું!

આકાશમાં ઊડતા જતા એકાદ પંખીની હાલતી પાંખો તરફ એ જોઈ રહ્યો. એ પંખીની પાછળ દૂર દૂર આસમનો ફિક્કો ચંદ્રમા સૂરજના જવાની રાહ જોતો લટકી રહ્યો હતો.

ઉદયે ફરી પાછું પેલા ઘૂઘવાતાં પાણી તરફ જોયું. પોતાનો નિર્ણય ડગી ન જાય એટલા માટે એણે મનને ટકોર કરી: 'મન દૃઢ થઈ જા! જડ થઈ જા! એના ઊંઘ્યા પછી બરાબર બારને ટકોરે. એક મિનિટ પાછી નહીં!' અને એની ખાત્રી રૂપે એણે હોઠ પીસ્યા અને મૂઠીઓ વાળી. બરોબર બાર વાગે એણે

પત્નીની હત્યા કરવાનો નિર્ણય કર્યો હતો.
સૂર્ય ડૂબતો હતો. વાતાવરણની શાંતિ ભયાનક હતી. પ્રદેશ આખોય નિર્જન હતો. ઉદય ઊભો હતો ત્યાંથી સહેજ દૂર એક માણસ એની જાળને વારવાર પાણીમાં ફેંકતો હતો. એની પાસે એક નાનો કિશોર ઊભો હતો. એના તરફ જોઈ ઉદય સમજ્યો. બિચારાની જાળમાં એકેય માછલું નહીં ફસાયું હોય એટલે દહાડો આથમવા આવ્યો છતાં અહીંથી ખસતો નથી.
ફરી પાછું એનું ધ્યાન પેલા ઘૂઘવતા પાણી તરફ ગયું. જેમ જેમ વાતાવરણની શાંતિ વધતી ગઈ તેમ તેમ પાણીનો ઘૂઘવાટ પણ વધતો હતો. સૂરજ ડૂબી ગયો. આકાશ જાણે વધારે ગહન બન્યું. ક્યાંય સુધી એ પેલા ગગન સામે જોઈ રહ્યો.
પણ અચાનક એણે પેલા કિશોરને બૂમાબૂમ કરી મૂકતો જોયો. ઉદયે એ તરફ જોયું. પેલો જાળ ફેંકનાર માનવી ઘૂઘવતા પાણીમાં તણાતો ચાલ્યો હતો. ઉદય એકી છલંગે ત્યાં પહોંચી ગયો.
એક માનવી ડૂબતો હતો—એક માનવનો જીવ જતો હતો. ઉદય નાનપણથી જ સારો તરવૈયો હતો. એના માટે આ દૃશ્ય અસહ્ય હતું. પણ કરવું શું? એ જ એ ક્ષણનો સવાલ હતો.
એના બાહુમાં જાણે વીજળીની ત્વરાએ પ્રવેશ કર્યો. જાળની દોરી કમરે બાંધી દીધી અને એક છેડો કિશોરને સોંપી એણે અંદર ઝંપલાવ્યું. પોતાને પકડવા માટે બાથોડિયાં મારતા પેલા માણસના વાળ પકડીને એને એ ખેંચી લાવ્યો. માણસ બેહોશ થઈ ગયો હતો. ઉદયમાં પણ ઊભા રહેવાનીય તાકાત નહોતી. બે ત્રણ મિનિટ તો એય સૂઈ ગયો અને પછી એક પથ્થર ઉપર પેલા માણસને ઊંધો નાખીને પેટમાંથી ઘણું પાણી બહાર કાઢી નાખ્યું.
ઉદયે એને તાત્કાલિક પોતાની મોટરમાં નાખી દીધો અને એને હૉસ્પિટલભેગો કર્યો. ડૉક્ટરે ઉદયને ખૂબખૂબ ધન્યવાદ આપ્યા. ઉદયે પોતાની ઘડિયાળ સામે જોયું. હજુ ઘણો સમય હતો. પેલો માણસ બરોબર હોશમાં આવીને ઠીક થઈ જાય ત્યાં સુધી એણે રોકાવા ધાર્યું.
થોડા સમય પછી એ માણસ હોશમાં આવ્યો અને જ્યારે એણે ડૉક્ટર પાસેથી જાણ્યું કે પોતાને બચાવનાર વ્યક્તિ સામે ઊભી તે જ છે, ત્યારે ઉદયે એ માણસના મુખ ઉપર કૃતજ્ઞતાના જે પ્રભાવશાળી ભાવ જોયા ત્યારે જ એને માનવસ્વભાવની વાચા કેટલી પ્રબળ છે એ સમજાયું.
પેલા માણસે ઉદયના પગ પકડી લીધા અને કહ્યું : "તુમ્હારે લાખ લાખ શુક્રિયા મેરે મહેરબાન. આપને મુઝે હી નહીં, મેરે પાંચ બચ્ચે ઔર બીબીકો ભી બચા લિયે."
ઉદયના હૃદયમાં ઊર્મિઓની એવી પ્રચંડ છોળો ઊઠી કે આંખમાં ધસી આવેલા લાગણીના આંસુને એ રોકી શક્યો નહીં. ડૉક્ટરે ખાતરી આપી કે પેલા માણસ માટે હવે કંઈ જ વાંધાજનક નથી અને એને સવારે રજા મળી જશે ત્યારે ઉદય જવા તૈયાર થયો.
એ હૉસ્પિટલમાંથી નીકળ્યો ત્યારે એના મુખ ઉપર સાચા ઉલ્લાસનો આનંદ હતો. હૃદયમાં માનવતાની ભાવના ધબકવા લાગી હતી. એણે એક માનવીને મોતના મુખમાંથી પાછો આણ્યો હતો.
ઘેર પાછો ફર્યો ત્યારે અગિયાર વાગી ગયા હતા. ઉષાના ખંડમાં અંધારું હતું. એ ઊંઘી ગઈ તો હશે જ ને! પોતાના ખંડમાં બેઠા પછી પેલા નિર્ણયે એના મગજના બારણાં ઠોકવા માંડ્યાં. રૂમમાં પ્રકાશ ઝળહળી રહ્યો હતો. દિવસે એ જ ખંડમાં હતી એ શૂન્યતામાં ઘણો વધારો થઈ ગયો હતો. ભીંતે લટકેલા ઘડિયાળમાં બેસીને કોઈ થોડા ઠોકતું હતું. ઉદય એ ઘડિયાળના ચંદા સામે એકચિત્ત જોઈ રહ્યો હતો. ચાર વખત એના મને પૂછ્યું : "કેટલા વાગ્યા છે?" છતાંય જાણે સમજણ પડતી નહોતી. કાંટા તરફ એ ફરીફરીને જોતો હતો. આખરે મહામહેનતે એ જાણી શક્યો કે મોટો કાંટો સાડાઅગિયાર વગાડવાની તૈયારી





કરી રહ્યો હતો, અને ત્યાં જ એક ટકોરાનો અવાજ પડયો—ધણણણ! ઉદયે ડોકું ફેરવ્યું. કોઈ ટાવરમાંથી અવાજ આવ્યો?

મુખ ઉપરથી પરસેવાના રેલા ચાલ્યા જતા હતા. બરોબર બાર વાગે ઉપાનું ઠેકાણું પડી જવું જોઈએ! પણ એને નવાઈ થતી હતી કે સૂર્યાસ્ત પહેલાં પોતાના નિર્ણયમાં જે જોમ હતું એ કયાં ગયું?

એણે છાતી ઉપર હાથ મૂક્યો, ત્યાં ધડાકા થઈ રહ્યા હતા. પેલા સત્કાર્યમાંથી જન્મેલો આનંદ અંદર ઊંડે ઊતરી જઈને એના હૈયામાં રહેલી પાશવતાને મારીને હઠાવવાનો પ્રયત્ન કરી રહ્યો હતો એની એને ખબર નહોતી. ઉદય તો માત્ર એટલું જ જાણી શકતો હતો કે પેલા નિર્ણયમાંથી પોતે સહેજ પાછો હઠ્યો છે. અને એટલે જ એ કામ આવતી કાલ ઉપર મુલત્વી રાખવાની એને લાલચ થયા કરતી હતી.

એણે મનને ઠપકાર્યું: 'આવતી કાલ નહીં; હમણાં બાર વાગે જ. એક મિનિટ આઘી નહીં; એક મિનિટ પાછી નહીં'

જળોની માફક સજ્જડ થઈ ગયેલો કાંટો પોતાની ગતિ કળાવા દેતો નહોતો.

એ લોબીમાં આવ્યો. ઉપાના ખંડમાં પૂર્ણ શાંતિ અને અંધકાર હતાં. એ બહાર નીકળ્યો એટલે જાણે એની શારીરિક હલનચલનની ક્રિયાને લીધે એક વિચાર એના મનમાં ધ્રૂજી શક્યો: પેલો બચી ગયેલો માણસ કહેતો હતો: 'તુમ્હારે લાખ લાખ શુક્રિયા મેરે મહેરબાન, આપને મુઝે હી નહીં, મેરે પાંચ બચ્ચે ઔર બીબીકો ભી બચા લિયે!'

ઉદય સ્થિર થઈ ગયો.

ઘડિયાળ ધણધણી ઊઠ્યું. બારના ટકોરા થયા અને જાણે આખી દુનિયા ઉપર ખળભળાટ મચી ગયો. ઉદય અંદર તરફ ધસ્યો, પળભર ઘડિયાળ સામે ફાટી આંખે જોઈ રહ્યો. એને કોઈક તત્ત્વ પાછું પાડી રહ્યું હતું. બળ કરીને એ એના ટેબલ આગળ આવ્યો. ખાનું ઉઘાડ્યું, અંદરથી છરી કાઢી. વીજળીના તેજમાં એનું પાનું ઝબકારા મારી રહ્યું. એમાંથી નીકળતાં શ્વેત ઝાંયવાળાં કિરણો આંખને આંજી નાખતાં હતાં. એણે ખંડમાં આસપાસ જોયું. કોઈ નહોતું. ખંડની શૂન્યતા ભયંકર હતી.

એ પોતાના નિર્ણયમાંથી પાછો ફરનાર તો નહોતો જ. અત્યારે પેલા કોઈ વિરોધી બળને હઠાવવામાં એ પોતાની શક્તિ ખર્ચી રહ્યો હતો.

વળી પાછો પેલા માનવીનો ચહેરો નજરે આવ્યો. ફરી પેલા શબ્દો ગૂંજી ઊઠ્યા: 'તુમ્હારે લાખ લાખ શુક્રિયા...'

ઉદય સમજી ગયો કે પોતે કેમ પાછો હટી રહ્યો છે! હવે એને સમજાયું કે આજે કરેલા પુણ્યકાર્યનો છાનો આનંદ એને પાછો હઠાવી રહ્યો હતો. એણે હોઠ ભીંસ્યા. એ આનંદની અસરને દૂર ફેંકી દેવા માગતો હોય એમ દાંત પીસ્યા. હાથમાંની છરી સજ્જડ પકડી અને ઉપાના ખંડમાં જવા લોબીમાં આવ્યો. એ સમયે બહાર ઝાંપા આગળ સહેજ ખખડાટ થયો. ઉદય ચમક્યો. એના હૈયાએ થોડો ફફડાટ કર્યો. આંખો તાણીને એણે એ દિશામાં જોયું. કોઈ સ્ત્રી જેવી આકૃતિ બહાર જતી દેખાઈ.

એ બબડ્યો: 'સાલો.. પગી...એના ધંધામાં આગળ વધતો જણાય છે. અડધી રાતે એની ઓરડીએ બૈરાં આવતાં જતાં લાગે છે!...'

વળી એ થોભ્યો.

પેલી આકૃતિ સડસડાટ કરતી આગળ નીકળી ગઈ. એના હાથમાં ચામડાની એક બૅગ હતી. જેમ બને એમ ઝડપથી એણે પગલાં ઉપાડ્યા જ કર્યાં. થોડે આગળ જઈને એણે સ્ટેશનનો માર્ગ લીધો. એને એક વાગ્યાનો ફાસ્ટ પકડવો હતો.

ઉદય એની પત્નીના ખંડમાં દાખલ થયો ત્યારે બાર અને દસ મિનિટ થઈ ચૂકી હતી!



ઈશ્વર પેટલીકર

# પ્રેમલગ્નની મીમાંસા

લગ્નમાં આજે પ્રેમને વધુ મહત્ત્વ અપાય છે. માબાપની ઇચ્છા ન હોય તો ય સંતાનો પ્રેમલગ્ન કરવા તૈયાર થાય છે ત્યારે તેમને આવકારી લેતો આજે મોટો વર્ગ છે જ. લગ્ન પહેલાના એ પ્રેમમા છૂપાયેલા પ્રશ્નોની આ મીમાંસા વિચરકોને જરૂર ગમે...

પ્રેમલગ્ન અને રૂઢિ-પસંદગીના લગ્નમાં એક ભેદ રહેવાનો. પ્રેમલગ્નમાં પ્રેમની, આકર્ષણની લાગણી પ્રબળ હોવાની અને લગ્નના નિર્ણયમાં તે મુખ્ય ભાગ ભજવવાની બુદ્ધિનું એમાં સ્થાન નથી એમ કહેવું નથી, પણ પ્રેમની લાગણીની ઉત્કટતામાં એને ગૌણ સ્થાન રહેવાનું અગર ઘડીભર બુદ્ધિ પણ તેની પાછળ ઘસડાવાની. પસંદગીના લગ્નમાં બુદ્ધિનું મુખ્ય સ્થાન રહેવાનું, જો કે તેમાં પણ કોઈ રૂપના આકર્ષણને સ્થાન આપે છે તો કોઈ ધનને મહત્ત્વ આપે છે. અને જ્યાં એવું બને ત્યાં બુદ્ધિને ગૌણ સ્થાન મળે છે. અને બુદ્ધિ સરખો ઉત્સાહ, પડધો પાડે ત્યારે સોનામાં સુગંધ ભળે છે. પરંતુ આવું ભાગ્ય—સુમેળ બહુ ઓછાના નસીબમાં લખાયું હોય છે. અને એવાં પ્રેમલગ્ન વિષે રૂઢિચુસ્તો પણ ખાસ વાંધો ન લે પરંતુ બુદ્ધિ લીલી ઝંડી ધરી લાઈન ક્લીઅરનો સિગ્નલ આપતી ન હોય છતાં પ્રેમ એને અવગણી લગ્નની ગાડીને હાંકી મૂકે છે. બુદ્ધિને પ્રેમ અવગણે છે. માટે એને આંધળો કહ્યો છે. બેન્જામિન ડીઝરાઈલે પ્રથમ નજરે પ્રેમને જાદુ જેવો ભ્રામક કહ્યો છે. અને તેનું કારણ અજ્ઞાનતા માન્યું છે. એ ભ્રામક હોય કે એમાં પડનારને અજ્ઞાની કહીએ, છતાં પ્રથમ નજરનો પ્રેમ નવી વાત નથી. દુષ્યંત-શકુંતલા અને સાવિત્રીનો પ્રથમ નજરનો પ્રેમ પુરાણોના જાણીતા દાખલા છે. એને ઐતિહાસિક ન માનીએ અને સર્જકની કૃતિઓ માનીએ તો પણ પ્રથમ નજરે પ્રેમની હકીકત પુરાણકાળથી સ્વીકારાઈ છે તેમ એમાંથી ફળિભૂત થાય છે. પ્રથમ નજરનો પ્રેમ માણસોને કસોટીએ ચડાવે છે. અને એ કસોટીમાં પાર ઊતરે તેને જ એવું સુખ પ્રાપ્ત થાય છે.

આપણે ત્યાં પ્રેમલગ્ન નવાં છે એટલે તેનો વિરોધ થાય છે. પશ્ચિમમાં એ પદ્ધતિનો સ્વીકાર થયો છે. એટલે તેનો કોઈ વિરોધ નથી કરતું. પણ પ્રેમ લાગણીમાં તણાઈ જઈ બુદ્ધિને ઓછીવત્તી અવગણીને લગ્નનું સાહસ કરે છે, તે તરફ સાવધાની રાખવાની સૌ સમાજહિતચિંતકો આંગળી ચીંધતા હોય છે. બેન્જામીન ફ્રૅંકલીન સલાહ આપે છે—'લગ્ન પહેલા આંખો પૂરેપૂરી ખુલ્લી રાખો અને લગ્ન પછી અર્ધી બંધ રાખો' આ સલાહ ઉત્તમ છે, પરંતુ માણસની સ્થિતિ મોટે ભાગે લગ્ન પહેલાં પ્રેમને લીધે આંખો અર્ધી બંધ હોય છે અને લગ્નની જાગ્રતિ આવતાં પૂરેપૂરી ખુલ્લી જાય છે.

પ્રેમ આંધળો છે અને બુદ્ધિપ્રતિભા એને ચક્ષુ આપે છે તેમ માની જુવાનોને સુખી થવા સલાહ આપવામાં આવે છે. એ જુવાનો સુખી છે, જે પ્રેમના મહેક રૂપથી આનંદની ભરતી અનુભવે છે. પણ એનાથી અંધ બનતાં નથી અને બુદ્ધિથી જોઈ શકે છે! પરંતુ જે પ્રેમમાં અંધ બનતા નથી અને બુદ્ધિથી ચાલે છે તેમને માટે કંઈ સવાલ ઊભો થતો નથી. પરંતુ જુવાન માણસોની કરોડરીનો કાળ પ્રેમમાં પડે તે છે જુવાનીને લીધે નવી પેદા થયેલી શારીરિક અને માનસિક લાગણીઓ બુદ્ધિથી વિચારવા તૈયાર હોતી નથી. એ તોફાન-વાવાઝોડું અને ખેંચાણનો કાળ છે. જાતીય વેગ ઉગ્ર હોય તો જે પહેલો છોકરો કે છોકરી એ વાસના જગાડી જાય તેને જ એ સાહસ કરીને પરણી જાય છે. યૌવન અને મધુરજનીનો ભરતીકાળ પૂરો થાય છે ત્યારે માણસના જીવનનાં સાચાં પાસાં દેખાવા માંડે છે.

પ્રેમમાં જાતીય આગનું એવું ભારે ખેંચાણ હોય છે કે એ ક્ષેત્રે પંદર વર્ષથી કાર્ય કરતા લિયોનારા આર્ચરને મહિને બે હજાર પત્રો મળે છે. એમાં છોકરીઓનો



એક સરખો સાર્વત્રિક અનુભવ છે કે પ્રેમી યુવક એની સામે શરીરસુખની માગણી કરે છે. છોકરી ના પાડે તો એને છોડી દેવાની ધમકી આપે છે. યુવકો એનાં પગરણ એકાંતમાં મળવાથી શરૂ કરે અને એમાંથી એકાંત ઉપરાંત અંધકારનો તાગડો મેળવે છે અને અંધકાર ભયંકર પરિણામ લાવે છે.

આપણે ત્યાં પણ જે પ્રેમલગ્નો થાય છે તે દંપતીઓ નિખાલસ કબૂલાત કરે તો લગ્ન પૂર્વેના જાતીય સંબંધવાળાં અમુક લગ્નો નીકળ્યા વિના ન રહે તેમ આ ક્ષેત્રના અનુભવથી હું ખાતરીપૂર્વક કહી શકું તેમ છું. અમુક લગ્નો ગર્ભ રહ્યા પછી થયેલાં પણ જાણું છું. કેવળ પ્રેમલગ્નની બાબતમાં જ નહિ પરંતુ પસંદગીની બાબતમાં પણ અમુક કિસ્સામાં એવું બન્યાનું એ પાત્રોએ મને જણાવ્યું છે. રૂઢિલગ્નોમાં પણ પરણનારની પસંદગીની સંમતિનો સ્વીકાર થયો છે એટલે વેવિશાળ પછી એમનો પરિચય વધે તે માટે બંને હળેમળે તેવી છૂટ અપાતી થઈ છે. પ્રેમીઓ કરતાં આ વિવાહિતો એમનું લગ્ન થવાનું તે વિષે વધુ ખાત્રીવાળાં હોય છે એટલે એમને એકાંત અને અનુકૂળતા મળતાં જાતીય સુખની લાલસા જાગે છે અને પોતે પરણવાનાં છે એટલે લગ્ન પછી એમને જે હક મળવાનો છે તે પહેલાં ભોગવવામાં કંઈ અનીતિ માનતાં નથી.

લિયોનારા આઈલ્સ અનુભવ જણાવે છે તેમ છોકરાઓ એમની વહેલી પ્રદીપ્ત થતી જાતીયવૃત્તિને લીધે માગણી મૂકવાની પહેલ કરતા હશે અને ધમકી આપી આક્રમક બનવાની હદે પણ જતા હશે, પરંતુ એ બધી છોકરીને ધમકીને વશ થઈ અનિચ્છાએ આક્રમકનો ભોગ બનવું પડ્યું હશે તેમ માની લેવું વ્યાજબી નહિ ગણાય. એમનામાં પણ જાતીયવૃત્તિ પડેલી છે એટલે તેમને પણ તે સંતોષવાની લાલસા જાગતી હોય છે. એક વિવાહ થયેલો યુવક સાસરે ભાવિ પત્નીને મળવા ગયો ત્યારે એ છોકરી ઘરમાં

## ઉજાસની એંધાણી

આકાશમાં ટમટમતો એક તારો એક રાતે અચાનક તૂટીને કોઈ ખેતરમાં જઈ પડ્યો. એનાં હાડકાં–પાંસળાં ભાંગી ગયાં. એ બેહોશ થઈ ગયો. પણ કોઈ કાંઈ બોલ્યું નહિ. ઘણી વાર પછી એણે જોયું તો પોતાને ધરતીને ખોળે પડેલો જોયો.

ધરતી મૌન હતી.

તારાએ પૂછ્યું : 'હે દેવી ! તું કોણ છે, જેણે મારા જેવા બેહોશને—નિરાધારને આધાર આપ્યો ?'

છતાં ધરતી તો મૌન જ રહી. તારાએ ધરતીમાંથી ફૂટતા એક અંકૂરને જોયો. તેને થયું. આ તો માતા છે. અને ત્યારે એણે પૂછ્યું : 'મા, તું ચૂપ કેમ છો ?'

તો પણ ધરતી કાંઈ બોલી નહિ.

એ સમયે તારાએ અંકુર પર જામેલાં કેટલાંક મોતીને એક સાથે ગબડીને માટીમાં ખોવાઈ જતાં જોયાં. . .

અને જ્યારે પ્રભાતનું પહેલું કિરણ ફૂટયું ત્યારે વૃદ્ધ વડલાનાં પાન ખખડી ઊઠયાં. એ જાણે કહેતો હતો : 'જાણવા જ ઇચ્છે છે તો સાંભળ. આ ધરતીમાતાએ ત્રણ પુત્રોને જન્મ આપ્યો. એમાંનો એક તો એ કે જે રાજ કરે છે, બીજો એ કે જેના દ્વારા રાજ કરાય છે, અને ત્રીજો એ કે જેના પર રાજ કરવામાં આવે છે. દુર્ભાગ્યે પહેલો અંધ, બીજો બહેરો, અને ત્રીજો મૂંગો છે.'

'ઓહ !' તારાએ લાંબો શ્વાસ લીધો, 'શું એ બધા સદૈવ એવા જ રહેશે ?'

'નહિ' વડલાએ પૂરી દૃઢતાથી કહ્યું. 'મારી સમક્ષ યુગોનો ઇતિહાસ છે. દૂર દૂરનું ભાવિ હું જોઈ શકું છું. નક્કી જ એ રોગમુક્ત થશે અને ત્યારે એમનામાં અશક્યતા, અંતર અને અસમાનતા નહિ રહે. ધરા ત્યારે સસ્યશ્યામલામ બની ફૂલ જેવું હાસ્ય હસી રહેશે. ઝરણાંઓ એની આશા આકાંક્ષાઓ, ઉલ્લાસ અને ઉમંગોનાં ગીત ગાશે અને એ રત્નગર્ભાના ઉદરમાંથી ફૂટેલા અંકુરો આકાશની ઊંચાઈએ પહોંચી તેને સ્પર્શી રહેશે.

—તિલક



એકની હતી અને તેણે જ બારણે સાકળ બધ કરી યુવકને આગળ વધવા પ્રેર્યો હતો પરિણામે એને ગર્ભ રહ્યો અને તે કારણે લગ્ન નક્કી થયુ હતુ તે કરતા વહેલુ લેવુ પડ્યુ હતુ લગ્ન પછીના ઓછા સમયે બાળક જન્મતા યુવકે માબાપ સમક્ષ પૂર્વ ઇતિહાસનો ખુલાસો કરી પત્નીને શકામાથી બચાવી લીધી હતી એ યુવક કાયર નીકળ્યો હોત, પોતાની સાચી વાત એ લોકોને કહેવા જઈ શકશે નહિ અને કહેશે તો પણ લોકો માનશે નહિ અને પોતાની બદનામી થશે એમ બી જઈને એણે લગ્નની ના પાડી હોત તો છોકરીની શી વલે થાત ?

આમ જે પોતે વશ થઈ લગ્ન પહેલા જાતીયસુખ ભોગવવાની હદ સુધી પહોચી જાય છે તેમને પૂરેપૂરા અધ માનવા જોઈએ અને તેમની બુદ્ધિ એમને જગાડવા પ્રયત્ન કરે તો પણ એ જાગે તેવુ ભાગ્યે બનવાનુ અને બને તો સામાને દગો કર્યો તેમ જ કહેવાય

પરતુ જે પ્રેમીઓ જાતીય જીવનના સદાચારને વશ થઈ લગ્ન પહેલા શરીરસબધથી દૂર રહે છે તે પણ સાહચર્ય સુખ માટે આલિગન–ચૂબન સુધી તો જાય છે તેમા એ સદાચારભ્રષ્ટતા માનતા નથી આમા નીતિભ્રષ્ટતા ન માનીએ તો પણ જાતીય ઉત્તેજના પેદા થયા વિના રહેતી નથી આથી એ પણ ઓછાવત્તા પ્રેમના આધળાપણામા વીટળાયા વિના રહેતા નથી એક નાનો વર્ગ એવો પણ રહેવાનો કે જે આલિગન–ચૂબનથી દૂર રહી ઉત્તેજનામા ખેચાયા વિના બુદ્ધિને સાથે લઈ પ્રેમમા આગળ વધતો હશે એને માટે કઈ સવાલ નથી પણ જે લાગણીમા ખેચાઈ બુદ્ધિને અવગણીને સાહસ કરે છે તેવો વર્ગ પ્રેમલગ્નમા વિશેષ હોય છે, તેમને રોકવા માટે શુ કરવુ તે સવાલ છે

પ્રેમલગ્નના ભયસ્થાનો સમાજચિતકોએ જરૂર ચીધવા જોઈએ અને વડીલોએ તે અગે સતાનોને માર્ગ દર્શન આપવુ જોઈએ પરતુ એ ઓછુવત્તુ સાહસ છે તે કારણે એનાં બારણાં જ બધ કરી દેવાની મનોવૃત્તિ ડહાપણ નથી મનુષ્યના જીવનમા સાહસનો ગુણ હોવો જોઈએ જીવનના બીજા ક્ષેત્રમા સાહસને જો આવકારવામા આવતુ હોય અને દરેક સાહસ સફળતા પ્રાપ્ત કરતુ નથી છતા સાહસના ગુણને વખોડવામા આવતો નથી એટલુ જ નહિ પણ 'કરતાં જાળ કરોળિયો' એ કવિતા બાળપણમા વિદ્યાર્થીને શીખવીને પ્રયત્નમા નિષ્ફળતા મળે તો પણ સાહસને વળગી રહેવુ તેમ બોધપાઠ અપાતો હોય તો એવુ જ સાહસ લગ્નમા પ્રેમને લીધે થતુ હોય તો એના પ્રત્યે રચનાત્મક દૃષ્ટિબિદુ અપનાવવુ જોઈએ

થોડા સમય પહેલા અમદાવાદની કોલેજોનો સામાજિક સરવે એક પ્રાધ્યાપક તરફથી કરવામા આવ્યો હતો તેમા આજના યુવકયુવતીઓએ મોટા ભાગે પ્રેમલગ્ન કરતા માબાપ ગોઠવી આપે તેવાં પસદગી લગ્ન તરફ વલણ બતાવ્યુ હતુ આ ઉપરથી આજના યુવક યુવતી પ્રેમલગ્નોની તરફેણ કરતા નથી તેમ મૂલ્ય તારવી શકાય પરતુ આ બુદ્ધિએ આપેલો અભિપ્રાય છે અને બુદ્ધિ હમેશા પસદગી તરફ ઢળે છે પરતુ એ જ જુવાનોમા પ્રેમની લાગણી પ્રબળ બને છે ત્યારે એ બુદ્ધિને સ્વીકારતા નથી અને માબાપના વિરોધને અવગણી પ્રેમને વશ થઈ પરણી જાય છે આજે જે પ્રેમલગ્નો થાય છે અને વધતા જાય છે તેમા કોલેજોમા કેળવણી લીધેલા યુવકયુવતીઓ વિશેષ હોય છે એ સરવેને બીજા દૃષ્ટિકોણથી જોઈએ તો જીવનના બીજા ક્ષેત્રે સાહસ ગુણ ગણાય છે, છતા કેટલાક શિક્ષિત જુવાનો સાહસ કરવા તૈયાર હોય છે મોટા સાહસની વાત જવા દઈએ પણ કાયમી ઓછા પગારની નોકરી છોડી વધુ પગારની હગામી નોકરી લેવાનુ સાહસ કરવા કેટલા તૈયાર થાય છે ? એ હગામી નોકરી પણ એકાદ બે વર્ષ પછી કાયમી થવાની હોય છે અને કાયમ થવા માટેની આવડત હોય છે છતા નવો વહીવટ વિચિત્ર હોય અને પોતાને કાયમી ન કરે તો ? આપણે ત્યા શિક્ષણ વધે છે પણ




એથી વિદ્યાર્થીઓમાં સાહસવૃત્તિ વધે છે તેમ નહિ કહી શકાય. આ સંજોગોમાં જે વિદ્યાર્થીઓ ભાવિ જીવનમાં સહીસલામતીની વૃત્તિ રાખી સાહસ કરવાના માનસના ન હોય તે લગ્નમાં પસંદગી કરવાની હોય તો સાહસને આવકારતા નથી. તેમ એ સરવેનો અર્થ કરી શકાય. પરંતુ આ પસંદગી જણાવનાર પ્રેમમાં પડે તો એ લાગણીમાં તણાઈ સાહસ ન કરે તેમ માનવાનું નથી.

સાહસ એટલે જ બુદ્ધિપૂર્વકની ગણતરીને ઓછીવત્તી બાજુએ મૂકીને હિંમતપૂર્વકનું પગલું. આમાં હિંમતનો ગુણ જરૂરી છે. માણસમાં બુદ્ધિ ઘણી હોય પણ હિંમત ન હોય તો એ સાહસ ન કરી શકે. અને બુદ્ધિ ઓછી હોય પણ હિંમત હોય તો એ સાહસ કરી શકે છે. માણસમાં બીજા ક્ષેત્રે સાહસ કરવાની હિંમત ન હોય તો પણ પ્રેમની લાગણીના જોરે એનામાં હિંમત આવે છે અને પ્રેમલગ્નનું સાહસ એ કરે છે. એ સાહસ ન જ કરવું તેમ નકારાત્મક એકતરફી વડીલોના વલણથી આ સાહસ કરનારાં અટકી જવાનાં નથી. આથી એ સાહસ કરી બેઠેલાં એને શી રીતે સફળ કરે તેવું વાતાવરણ આપવું તે રચનાત્મક વલણ છે.

સાચો પ્રેમ હશે તો સફળતાને વરવામાં મુશ્કેલી નહિ આવે. પરંતુ પરસ્પરના આકર્ષણની ભૂમિકાએ લગ્ન કર્યું હશે તો એ ભૂમિકામાંથી પ્રેમે વિકાસ સાધવો પડશે. લગ્નથી પ્રેમપાત્ર મેળવવાનો હેતુ સરે છે. જો એ જ ભૂમિકાએ લગ્ન પછી દંપતી રહેશે તો આકર્ષણનો કાળ પૂરો થતાં બંનેને એકબીજાનું મહત્ત્વ ઓછું થઈ જશે. બંનેએ સમાનતાની ભાવના કેળવતાં જવી જોઈએ. આકર્ષણ પ્રેમીને પ્રાપ્ત કરવામાં રાચે છે. તો સાચો પ્રેમી સાથીને માટે ત્યાગ કરવામાં રાચે છે. આકર્ષણ નિમિત્તે ભલે કોઈ લગ્નસાથીના જીવનમાં પ્રવેશ્યું હોય, પણ એ પ્રવેશ સુખદ અને આત્મિક બનાવવો હોય તો સાથીના સહાયક રૂપે પ્રેમનું રૂપાંતર થવું જોઈએ. પ્રેમીમાંથી જીવનસાથી બન્યા પછી સાથીને દરેક દિશામાં સહાયક બનવું અને તે માટે ત્યાગ કરવો પડે તો તૈયાર રહેવું. જે પોતાના જીવનસાથીના મનોરથ પૂરા કરવામાં સહાયક થતાં નથી તે સાચા અર્થમાં જીવનસાથી કહી ન શકાય. જે એ માટે તૈયાર છે તેને જીવનસાથીનાં આત્મદ્વાર ખુલ્લાં થઈ જાય છે.

પ્રેમમાં માણસ આંધળો બને છે અને તે ન દેખી શક્યો હોય તો માફ થઈ શકે, પરંતુ લગ્ન પછી એ દેખતો થાય છે, એટલે લગ્નજીવનને સુખી કરવા જે પ્રયત્નની જરૂર હોય તે તેણે કરી છૂટવો જોઈએ. બંનેની વચ્ચે જીવનમૂલ્યોની બાબતમાં એક સરખો આદર્શ હોવો જોઈએ. એમાં જો ભિન્નતા હોય તો એકતા સાધવી જોઈએ. લગ્ન પહેલાનાં રોમેન્ટિક પ્રેમે લગ્ન પછી જીવનમાં સરખો આદર્શ સ્થાપીને યથાર્થવાદી બનવું જોઈએ. જો એ યથાર્થવાદી બને તો આકર્ષણની સ્થૂળ ભૂમિકાથી પ્રેમ વિકાસ પામીને હાર્દિક બને છે. તો જ લગ્નનું સામાજિક પ્રયોજન સુખી કુટુંબ ફળિભૂત થાય છે. સંતાનોનો સંસ્કારપૂર્વકનો ઉછેર અને દંપતીનું સુખ એ લગ્નનો સામાજિક હેતુ છે. આ માટે કેવળ બુદ્ધિપૂર્વક સાથીનો જીવન આદર્શ માન્ય રાખવો તે પૂરતું નથી. શરૂઆત ભલે બુદ્ધિપૂર્વકના સ્વીકારથી થાય પણ ધીમે ધીમે સાથીના આદર્શમાં રહેલી ભાવનાઓ પણ પોતાની બની જવી જોઈએ અને તેનું અભિમાન પણ પોતાનામાં જાગવું જોઈએ.

સરખા આદર્શનો અર્થ એ કે બીજામાં સમાઈ જઈ પોતાનું વ્યક્તિત્વ ખોઈ નાખવાનું છે એવો કરવાનો નથી. પરંતુ એકને વિદ્યામાં રસ હોય અને તેની ઉપાસનામાં સાદાઈથી જીવવામાં સુખ હોય, ત્યારે બીજાને વૈભવી જીવન ગાળવામાં રસ હોય અને તે માટે વિદ્યાની ઉપાસના જતી કરી જે ધંધો શ્રીમંત બનાવે તેમાં પડવું જોઈએ. તો આ બે જુદાં જીવન વહેણનો મેળ ન ખાઈ શકે. એ માટે બંનેએ સમાન આદર્શ–ભાવનાથી કે સાથીને સહાયક થવાની સમજથી સ્વીકારવો જોઈએ. આમાં કંઈ વ્યક્તિત્વનો લોપ થતો નથી પણ વ્યક્તિત્વ ખીલે છે. જીવનનો

નાનુભાઈ દવે

# વિચાર છાંટણાં

રોજીંદા જીવનમા કેટલુય બનતુ હોય છે પણ એ તરફ હમેશા આપણે આખ અને મન બધ રાખીએ છીએ ઉઘાડી આખ અને મોકળે મને એ અગે વિચારીએ તો ?—અહી એવા પ્રસગોને જાણીતા પીઢ વિચારકે રજૂ કર્યા છે જે વાચકોને પણ વિચારવા પ્રેરે

'આપણે ફર્નીચર બદલા વુ ત્યારે જૂનુ ખસેડી નાખ્યુ ને?' એમણે પૂછ્યુ ત્યારે શ્રીમતીને સમજ પડી ગઈ કે સવાલની પાછળ કયો મર્મ છે

'તે ના ખસેડીએ તો નવુ મૂકીએ ક્યા?' જવાબ આવ્યો

'જેમ એને માટે જગ્યા કરવી જ પડી તેમ બીજી ચીજો માટે કેમ ના કરવી?' મુદ્દો બહાર આવતો ગયો

'શુ શુ કાઢી નાખ્યુ છે એ જ કહો ને,' અધીરાઈ દેખાઈ આવી

'મને ખબર છે કે જે ચીજોની જૂની સોબત થઈ હોય તેને રૂખસદ આપતા વિયોગ લાગે ને તોયે કયાં સુધી સગ્રહ કરી રાખીએ? છાપા, શીશીઓ, ફાટેલા કપડા એવુ કેટલુક કાઢી નાખીએ છીએ ને, તેમ બીજુ કાઢી નાખવા જેવુ શોધતા જ રહેવુ જોઈએ '

'પણ તમને શુ નડે છે કે આમ ફેકી દેવા તૈયાર થઈ ગયા છો?'

'બજારમા જઈએ છીએ, પ્રદર્શનમા જઈએ છીએ પરગામ જઈએ છીએ—ત્યાથી શુ જરૂરનુ જ ઉપાડી લાવીએ છીએ? કૈક જોયુ, ગમ્યુ, કામ લાગશે એવુ લાગ્યુ કે નથી ઉપાડી લાવતા! તો એવુ બિનજરૂરી ઘરમા વસાવતા જઈએ તે સાથે એમનીયે જગ્યા કરવી જોઈએ '

'તે જગ્યા ઘરમા છે ત્યારે તો ચીજો રહેતી હશે ને, ઘરની બહાર તો નથી મૂક્તા!'

પણ એમ તો ઘરનુ ગોદામ બની જાય આપણુ આળસ વધે કામની ચીજો સાથે અટવાઈ જાય ઘણી વાર નવી ચીજો વસાવ્યા પછી બહુ લાબે ગાળે વપરાશમા આવે ને ત્યારે એની નવીનતાનો ઓપ ઝાખો પડી ગયો હોય અને વખતસર જૂની ચીજ કાઢી હોય તો કોઈનાય ઉપયોગની ન રહે ને પાછળથી સાવ ઠીકુ થઈ જાય

લડાઈના વખતમા લોકોએ હજામતની બ્લેડથી માડી ઘણી નાની મોટી ચીજો ઘરમા ભરેલી ઠીક છે, એમણે બીજાઓ કરતા કેટલીક સગવડ/વધારે ભોગવી, કેટલોક બચાવ પણ કર્યો હશે પરન્તુ એમ કેટલોક વખત ચાલ્યુ હશે? સૌની હરોળમા ક્યારેક તો આવવુ પડ્યુ હશે ને! આ વાત થઈ અછત અને તગીના

---

માર્ગ જ જો બન્નેના જુદા હોય તો સાથ ટકતો નથી, અતૂટ લગ્ન સબધને લીધે ટકે તો પણ એ સાથ સુખદ બનતો નથી

બન્નેમા સમાનતાની ભાવના હોય, પારસ્પરિક સ્વતત્રતા હોય અને શારીરિક અને માનસિક સખ્ય હોય તો લગ્નજીવન સુખી નીવડે છે પ્રેમના સાહસમા આ તરફ ઉપેક્ષા કરી હોય તો લગ્ન પછી દપતીએ તે સાધવા જાગૃતિપૂર્વક પ્રયત્ન કરવો રહ્યો પ્રેમ થયો એટલે બધુ સાધ્ય થઈ ગયુ એમ લગ્ન પહેલા માનતુ હોય તો લગ્ન પછી એ સમજ સુધારવી જોઈએ કે જીવન આખુ કુરુક્ષેત્ર છે અને લગ્નજીવન પણ એમાથી મુક્ત નથી પછી એ રૂઢિનુ-પસદગીનુ લગ્ન હોય કે પ્રેમલગ્ન હોય

આટલા વિસ્તારથી પ્રેમલગ્નની મીમાસા કર્યા પછી છેલ્લે એટલુ જ કહેવાનુ કે ગમે તે ઉમરે પ્રેમલગ્ન એ સાહસ છે અને લગ્ન પછી જો જાગૃતિ બતાવવામા આવે તો એ સાહસને સફળ થવાના પૂરેપૂરા સજોગો છે



ખાસ સંજોગોની. સાધારણ દિવસોમાં અગર જેની તંગી નથી તેવી ચીજોની બાબતમાં આપણે કેવી સંઘરાખોરી કરીએ છીએ એ જોવું હોય તો ટેબલનાં ખાનાં, કબાટનાં ખાનાં, છાજલીઓ ને માળીઆં, ખાટલા નીચે પેટીઓમાં, ડબ્બાઓ ને બરણીઓમાં તપાસી જોઈએ. અને એક જ સવાલ પૂછીએ કે આ કાઢી નાખી શકાય એવું ખરું ?

*

'કેમ કાંઈ તબિયત બરોબર નથી દેખાતી ?' કોઈ સહાનુભૂતિથી આવો સવાલ કરે છે ત્યારે આપણે ત્યાંના મોટા ભાગના લોકોને સારું લાગે છે, માઠું તો લાગતું જ નથી.

શરીરે તદ્દન નરવા હોય, કામકાજમાં ધ્યાન આપી શકતા હોય,- રુચિ અનુસાર ભોજન લઈ શકતા હોય એમ છતાં એવા ઘણા હોય છે જેમને ફરીઆદો કરવાની ટેવ પડી હોય છે. નજીવા કારણને મોટું બતાવી એની લંબાણ ચર્ચાઓ કરે છે. અનેક ઘરગથ્થુ ઉપાયોની યાદીઓ એકઠી કરી એમાંથી ભાગ્યે જ કોઈની એ અજમાયશ લે છે, અને પોતાના અસુખનો મહિમા વધારી લોકોની સહાનુભૂતિ માટે સતત અપેક્ષા રાખ્યા કરે છે.

શારીરિક અસ્વસ્થતાનું અસ્તીત્વ એ જાતની શ્રીમંતાઈ છે. એને પાળવી–પોષવી એ શોખની વસ્તુ છે—જે ગરીબ કે મધ્યમ વર્ગને તો ફાવે એવી નથી. અને તેમ છતાં વ્યાધિ સાથે આવતી મોટાઈને લીધે માંદગીનો આપણે સત્કાર કરતાં શીખી ગયા છીએ.

શરીર ઉપરના મેલ, પરસેવા, લીંટ, પરૂથી વહેતાં ગૂમડાં, ખસ જુઓ, એ બધું અશિષ્ટ અને દરિદ્ર લાગે છે, તેમ આવાં અથવા બેપરવાઈથી સંઘરેલાં કારણોને લીધે થતી માંદગીની કેમ સૂગ આવવી ન જોઈએ ! એની પ્રતિષ્ઠા શાની ?

ઠીક છે, વ્યાધિથી કોઈ માણસ બચી શકતો નથી. જેમ યોગીઓ સતત સંયમ ને નિયમનું સેવન કર્યા છતાંયે અનંત યૌવન પ્રાપ્ત કરી શકતા નથી તેમ વ્યાધિ પણ કોઈ પ્રકારે આપણને વળગે જ છે, અને મૃત્યુનો માર્ગદર્શક બની રહે છે. છતાં મોટાભાગે તો વ્યાધિ આપણે જ નોતરેલો હોય છે—સુખના અતિસેવનથી, શક્તિ અને આરોગ્યના મિથ્યાભિમાનથી, શ્રમ કે સાદાઈના બહિષ્કારથી, સામાન્ય નિયમોના ઘોર અજ્ઞાનથી. આવી રીતે સેવેલો વ્યાધિ સમાજમાં બહિષ્કૃત થવો જોઈએ.

પરન્તુ આપણે આપણી વ્યથાઓની અવગણના શી રીતે કરીએ ? કાં તો વ્યથાઓ વ્યાપક બની ગઈ છે, અગર તો એમને અટકાવવાના પ્રકાર કે સાધનોનો આપણી પાસે અભાવ છે. જે રીતે પોલીસદળને કે લશ્કરી ફોજને શરીરથી કુશળ રાખવા પ્રબંધ થયા છે એવું નાગરિકો માટે થશે ત્યારે. પરન્તુ આપણા વિદ્યાર્થીઓ માટેય ક્યાં છે ! જે કાંઈ વ્યવસ્થા થાય છે તે એક શાળા–કૉલેજ બીજાની સાથે હરીફાઈમાં જીતી ચાંદ–કપ મેળવી લે તેટલા સંતોષ સારુ—મોટાઈ મેળવવા પુરતી વ્યવસ્થા હોય છે એવો આક્ષેપ કરીએ તો યે કોઈને ખોટું નથી લાગવાનું !

*

'તમે જુઓ તો ખરા, દેશી રમતોમાંયે ઘણું છે...' અને પછી તો રાષ્ટ્રીયતાનો રંગ, ચપળતા, બિનખર્ચાળપણું, સાધનોની કડાફૂટ નહિ, ઓછા સમયમાં આટોપી શકાય એવા ગુણોની પરંપરા મારી સામે રજૂ થઈ.

રમતો આનંદવિનોદ મેળવવાનું સાધન છે. એમાંથી શરીરને પણ ફાયદો મળી રહે તો એ વિશેષ લાભ, જો કે એને માટે કસરત ઉપર જ આધાર રાખવો જોઈએ. રમતો એ શોખની વસ્તુ છે. અને એવો શોખ મનની તાજગી માટે જરૂરી છે. મનોરંજનના વિધવિધ પ્રકારો છે અને વય, આર્થિક સ્થિતિ, સ્થાનિક રિવાજ, મોભો એવી કેટલીક બાબતો અનુસાર લોકો પોતાની પસંદગી કરી લે છે. કેટલાંક મનોરંજન ખર્ચાળ હોય છે અને તેથી જ એની લોકપ્રિયતા વધે છે. કેટલીક વાર તો ખર્ચ ઉપરાંત શારીરિક નુકશાન પણ

થાય છે છતા ફેશન થઈ પડે ત્યા લાભાનાભ શેના જોવાય ? '

પ્રયત્નપૂર્વક આપણે આપણા કેટનાક શોખ તો બદલ્યા છે એને પરિણામે કરમ્સર થઈ છે અને જિંદગીમા સાદાઈ આવી છે એક પ્રકારની સુરુચિ કેળવાઈ છે અને વિવેકપૂર્વક નિર્ણયો લેવાની બુદ્ધિ પણ જાગી છે પરન્તુ, એ બધાની સાથે જિંદગીમા કઠિનતા, ઉદાસીનતા, નીરસતા આવી ગયા છે કૈક અશે સાદાઈનુ અભિમાન, ઘમડ આવ્યા છે અને જીવનની પ્રાથમિક જરૂરિયાતો ઉપર દભને લીધે દુર્લક્ષ થયુ છે

દેશી રમતોનો જ્યારે આગ્રહ થાય છે ત્યારે કૈક આવી જ પરિસ્થિતિના આપણે ભોગ બનીએ છીએ દુનિયા સાથે આપણે કદમ મિલાવવા છે, યત્રોનો મહિમા સમજી દેશને ઝડપથી સમૃદ્ધ કરવો છે, અને સાથે સાથે આર્ય સસ્કૃતિનુ ભેદી કનેવર ચઢાવી રાખવુ છે દેશી રમતો એ આર્યસસ્કૃતિના પુનરુદ્ધારનુ જ એક અગ રહ્યુ ને!

પણ કોણ જાણે શુ છે કે દેશી રમતો થોડાક ધાગી લૈયા કે થોડાક પ્રચારક મ્સરતીઓ સિવાય દેશ અપનાવતો નથી એમાયે હરીફાઈઓ ગોઠવી, ચાદ કઢાવ્યા, ઢાન રખાવી, અગ્રગણ્ય પ્રમુખો લાવ્યા, પણ એ રમતોનુ જતન કરનારી ધાર છૂટી પડી કે પતયુ !

આમ તો પરદેશી રમતોમા જે એમ રહેલી છે તેથી આપણો શિક્ષિત અને આગેવાન વર્ગ પરિચીત છે પણ થાય શુ ? એ રમતોનુ આર્ષણ ઘટતુ નથી, પછી મૂલ્ય તો ઘટે જ શાનુ ! પરદેશોમા ચાલતી હરીફાઈઓ, છાપાઓમા આવતા ચિત્રો અને વર્ણનો, રેડિયો ઉપરથી થતી જાહેરાતો, પહેરવેશમા થતા ખાસ ફેરફારો, નિયમોનુ થતુ પાલન—આવી કૈક બાબતો હશે જે દેશી રમતોમા માત્ર અભાવથી સાબિત થાય એ અભાવ પૂરો કરવા આપણે ઉદાર નહિ થઈ શકીએ તો સભવ છે કે આગ્રહ છતા યે, એમની ખુબીઓ સાથે દેશી રમતોનુ દફન જ થવાનુ

*

'તમારી કૉલેજની શી વિશિષ્ટતા છે ?' એક નવી સ્થપાયેલી કૉલેજ વિષે વાત ચાલતી હતી

'કૉલેજ થવી એ જ પૂરતુ નથી શુ ?'

'એ શરૂ કરવામા કઈ દૃષ્ટિ ' પ્રશ્નમા સયમ દેખાઈ આવતો હતો

'સસ્થા હશે તો કોઈ દૃષ્ટિ આપશે, હમણા તો ચાલવા દો બીજી રીતે વિચાર કરો કરી કરીને ધર્માદા શુ કરે ? ઈસ્પિતાલ, લાયબ્રેરી, સ્કૂલ-બસ ફાળો કરીએ તો મગનની જરૂરીયાત હોવી જોઈએ એટને બધા યુ '

મારી આખ આગળ કારકુનો પેદા કરતી વિદ્યાપીઠો, માદલા યુવાનો દાનવતી કૉલેજો, સાહસ હરી લેતી આધુનિક કેળવણી—આવા આક્ષેપોનો ઉહાપોહ તર વરી રહ્યો આ બધુ ક્યારે ભુલાઈ જવાયુ ?

મને યાદ છે દૂરના શહેરમા જવા માટે ખર્ચની જોગવાઈ કરવી અઘરી પડી જતી અને ઊચુ શિક્ષણ કેટલાક માટે અપ્રાપ્ય રહેતુ આ કૉલેજ તો ગામડાઓ વચ્ચે ઊભી છે, હવે ? 'ખર્ચ તો ક્યાથી ઓછુ થાય' રોણુ તો અહી પણ હતુ ગરીબ કે મધ્યમ વર્ગમાથી છોકરાઓ ભણવા આવતા તે પોતાના ઘર કરતા મોઘા જીવનના પા લઈને પાછા જતા. એ લોકોય નોકરો પાસે કામ લેતા શીખ્યા હતા, ઘેર જઈને કુટુબીઓ આગળ રૂઆબ પાડતા !

આપણે સરખામણી મુબઈ જોડે રાખવી છે, આપણા ભગીરથપણાનો બીજા પાસે સ્વીકાર કરાવવો છે, દેશના હિતચિંતકનુ બિરુદ લેવુ છે પણ જે અમેરિકામા છે તે લડનમા નથી, જે લડનમા છે તે મુબઈમા નથી, જે મુબઈમા છે તે અમદાવાદમા નથી અને જે અમદાવાદમા છે તેમાના ઘણાખરા અશ જોડે સરખામણીનો સતોષ લેવો છે, એવી સતત ધાસ્તી સાથે કે ક્યાય કમી ખર્ચ બતાવીશુ તો હલકુ દેખાઈ જશે !

★

'મીનપિયાસી'

## ઝૂલ ઝાલાવાડ

ઝૂલ ઝાલાવાડ ઝૂલ,
વૈશાખમાં તું વરવો તોયે, અષાઢમાં અણમૂલ–ઝૂલ
હરિની હાથ હથેળી જેવી, ભોંયમાં ગરવાં ગૂલ,
ડગલે ડગલે દેખીયે એવાં, ગામડાં હળવાં ફૂલ,
ખોળલો મીઠો ખૂંદતાં છૈયાં, ધીંગી ઉડાડે ધૂળ–ઝૂલ
નગરકેન્દ્ર સમા કૈંક શોભે, ને કમળશી તુજ કાય
ગામ ગામોના પટ ને પંથો પાંખડી શા પથરાય.
લીલાંપીળાં ને લાલ ગુલાબી, પંચ રંગી પટફૂલ–ઝૂલ
મારગ કેરે કાંઠડે એવી આવળ ઊભી હોય,
નીલમરંગી છાબમાં જાણે સોનલ ગુચ્છા સ્હોય,
કામણગારાં કેરડાં સંગે શોભતી બાવળશૂલ–ઝૂલ
ઝૂંડ ઝૂંડે તરણાવળાં ઝૂલે, બોરડીયું બહુ મૂલ
સરસડાનાં શીપ ઊંચેરાં અરણી ફૂલ અમૂલ
રંગ રે! રતન વતન મારાં,વહાલ તારાં વણમૂલ–ઝૂલ
અંગમાં તારાં રંગ કેસૂડાંનાં, વનનાં જાણેવન
ખાખરા પાંદે ખૂંદતું કૂદે, મોહી મોહી મારું મન
માટી એ તારી હુંય માટી થઈ, કોળ તો તારું ફૂળ

## ઘેનઘેરાં

ઘેનઘેરાં તારાં નેન જ્યાં ખૂલે,
પ્રાણ મારો તારી પાંપણે ઝૂલે.

## દિનરાત

જેવાં તરાં ઊઘડે પોપચાં આ,
તેવું જો ને ઊઘડે છે પ્રભાત,
તું જાગ્યે આ ઊગતો દિન મારો,
તારાં નૈને રેન મારી રમે છે.

## નીલ ગગન

કેવું ઊંડું નીલ ગગન !
સેહન્ જાણે મનમોહનનું,વત્સલતામય શ્યામ વદન
—કેવું ઊંડું ...
એ મુખ પર જ્યાં સ્મિત ફરકે ત્યાં,
ઊઘડે ઉજ્જ્વલ રમ્ય પ્રભાત,
ગંભીર ચિંતન કણશા ઝગતા,
તારલિયે ઢાંકેલી રાત,
જીવન જાગે–જીવન જંપે,
મન મારું આ થાય મગન–
કેવું ઊંડું....

★

દિવ્યકાન્ત ઓઝા

## આવ રે વાલમ

આવ રે વાલમ !
આવ ને સુણ નેણથી તારા નેહની નાજુક વાત
આવ રે૦
ડૂબતો સૂરજ આભનો ગુંબજ
ભરતી આવે શામળી શીળી છાયા
હાથ હલાવી હાંકતી ઢોરાં
દૂર રે દેખું કાળવી તારી કાયા !
પગલે પગલે પડતી આવે પ્રીતની પીળી ભાત–
આવ રે૦
આભલેથી ઓલ્યું તારલાટોળું
લાવશું નીચે ખેલશું એની સંગ
આપણે એ દિલ ઊડતાં મૂકી
રમશું ભેળાં ખીલશું અંગે અંગ
દિન આખો હું દિલમાં મારા ઝંખતી રહી રાત
આવ રે૦

★



દેવજી રા૦ મોઢા

## પાણીનો રેલો

પાણીનો રેલો જાય છે ચાલી :
જિંદગી એવી જાય રે, આલી !
ફાટું ફાટું થતા દિલને ચાલો, વાત કરીને
કરિયે ખાલી !
પાણીનો રેલો૦

વેળા નહીં આ જાય રે, ઝાલી,
છટકશે દઈ હાથની તાળી :
રહી જશે પછી વણ કથી બધી પ્રેમની વાતો
કાલી કાલી !
પાણીનો રેલો૦

શ્વાસથી ગૂંથી શ્વાસની જાળી;
મુખની મહીં મુખને ઘાલી,
હદને લોપી અનહદે ચાલ, આપણ બંને
રહિયે મ્હાલી !
પાણીનો રેલો૦

બેસ સખીરી, તું પગ વાળી;
ખોળલે દઉં માથડું ઢાળી :
આભ-ધરાશાં એટલો વખત આપણે રચે
દ્વૈતને ટાળી !
પાણીનો રેલો૦

★

પ્રબોધ

## વાગી વને વેણુ

વાગી વને વેણુ.
હૈયાં બન્યાં ઉન્માદઘેલાં, બ્હાવરી ધેનુ વાગી૦

રાધા, તમારાં લોચને શું આવરી રજની !
યમુનાતણાં વ્હેતાં નડયાં શું નીર કે સજની !
કે સાંભળ્યું ના ધ્યાન દઈ વાલમતણું તેડું ?
વાગી૦

સંસારના કયા રાગની માયા તને ઘેરે ?
હૈયું બને નિર્બંધ ના શું વાંસળી-વેણે ?
તારા અલૌકિક આત્મને આહ્વાન આ તેવું.
વાગી૦

ઉત્કમ્પતો અનુરાગ-ભીનો વાય છે વાયુ.
મીઠી વસન્તોથી ભર્યું રે જાય છે આયુ.
ત્યારે જ ક્યાં તારું તરંગી ગીત સંતાયું !
વાગી૦

તું આવશે, શ્રદ્ધા ભરી એ શ્યામના સૂરે,
તારી જ ઝંખાના સ્વરો ઘૂંટાય છે દૂરે.
તારા મનોહર સ્વપ્નની આવે ઊડી રેણુ.
વાગી વને વેણુ !

★

જેઠાલાલ ત્રિવેદી

## અજંતાની નારીને

યુગો વીત્યા ત્હોયે, તુજ મધુર રેખા સ્મરણમાં
રમે જાણે તાજી, તુજ પ્રણયનો માદક નશો
હજી ના ભૂલાયે, ઉર કવન એનાં હજી કવે,
અજંતાની નારી ! તુજ પ્રણય જાગે ભવભવે

મને પ્યારી તું છે વરતનુ, જગે માત્ર રમણી;
તને સંભારીને વિસરૂં જગની વિષ-મરણી;
કવું છું કાવ્યો તે ગત પ્રણય-ગીતો પ્રિયતમા,
ધરૂં તારે પાદે, પ્રણય રગની મુગ્ધ પ્રતિમા.

'નિહાળું' કા ત્યારે શતશત યુવા ને મદભરી
જગે નારીઓ હું ?" મધુરૂપ તણા મિષ્ટ ટુકડા
અને અંશો તારા જગતરમણીમા નિરખતો
ન કો નારી દીઠી તુજ સમ સુરૂપા પણ જગે.
છતાં તારા અંશો જગત રમણીમાં નિરખીને
ઉતારૂં નેત્રોથી પ્રણય ભરી હું આરતી પ્રિયે !

★





ઈશ્વરભાઈ પટેલ

# કૃષિકાવ્ય [૨]

એક અનેરા અને અણથંભ્યા સાહસની ગાથા આપણા વ્યાપારપ્રિય માનસને અનોખી પ્રેરણા આપે છે. કથાનો આ ઉત્તરાર્ધ પણ એટલો જ રોચક અને પ્રેરક છે. આ કથા આપણા સાહસને ઉત્તેજી જાય એવું સરળ એવું ગુજરાતી કરણ છે એ તો વાચકો જ અનુભવશે...

આને ૧૯૧૯માં એડવર્ડ આઠ ફરચામડાં હરરાજીમાં લઈ ગયો. બીજીવાર ફરવ્યાપારીઓએ એમનો ખૂલતો રજતવર્ણો માલ પાછો ઠેલ્યો ને પેલો શ્યામવર્ણો ઊંચકાયો. પણ આમાંથી ફ્રોમમંડળીને એક નવો ફાયદો થયો. બીજી પાલકમંડળીઓને શ્યામરજતવર્ણી શિયાળ વંશવર્ધન અર્થે જોઈતાં હતાં. ફ્રોમભાઈઓ આ જાતને ફટકારી મારવા ઇચ્છતા હતા. ઠીક કિંમતે એમણે આ સોદો પતાવ્યો, અને ખૂલતા રજતવર્ણી શિયાળો જન્માવવાના અખતરા તરીકે પ્રતિવર્ષ ૩૫ ટકા અન્યરંગી શિયાળને એ ફટકારી દેતા રહ્યા.

દરમિયાન એડવર્ડ ને હેન્રી પરણ્યા હતા ને ફાર્મ પર ત્રણે કુટુંબ રહેતા થયાં હતાં. જુવાન નવવધૂઓને, એમની ઉંમરની અન્ય કુટુંબવધૂઓના હિસાબે ઘણી ભારે કામગીરી રહેતી પણ એમનાં ધ્યેય પણ એટલાં જ ઊંચાં હતાં.

એમનાં એ ધ્યેયનું પ્રત્યક્ષ દર્શન એમને એ જ વર્ષે થયું, અને ફ્રોમકુટુંબ માટે એક નવો કોયડોય સર્જાયો. એમના ગીનસેંગ પાકનો તે જ વરસે ૪૦૦૦૦ ડોલરનો ચેક એમને મળ્યો ને સવાલ થયો કે આ પૈસાનો સર્વશ્રેષ્ઠ ઉપયોગ કરીશું શું ?

વૉલ્ટરે સૂઝાવ પેશ કર્યો, 'કંપનીએ વધારે જમીન વસાવવી જ જોઈએ. અને ગીનસેંગની ખેતી વધારે વિશાળ પાયા પર યોજવી જોઈએ. આટલી રકમમાંથી પાડોશનું રોહલ ફાર્મ ખરીદી શકાશે.'

આ એમના દાદાનું મૂળ ફાર્મ હતું. એમાં ગીનસેંગ માટે ફળદ્રુપ ભૂમિ હતી. સૌ ભાઈઓએ સંમતિસૂચક હા ભણી એટલે હેન્રી બોલ્યો, 'આપણે પૂર્વીય પ્રદેશનાં થોડાં શિયાળ વંશવર્ધન અર્થે ખરીદવાં જોઈશે. એ આપણા શૃગાલધણનો સીનો ફેરવી નાખશે.'

'આપણે ઘર મોટું કરવાની આવશ્યકતા છે. વધારે મોટા સેવક-કાફલા માટે ભોજનગૃહનીય જરૂરિયાત છે,' એડવર્ડે ઉમેર્યું, 'પણ ભૂમિ ને શિયાળનો નંબર પહેલો લાગે.'

પરિણામે ફ્રોમ કંપનીએ પેલું રોહલ ફાર્મ ખરીદી લીધું અને વૉલ્ટર, જૉન તથા હેન્રી, સંવર્ધક શિયાળની શોધમાં પ્રિન્સ એડવર્ડ ટાપુના ઘણા વિસ્તારોની મુલાકાતે ઉપડ્યા. અતિશય કાળજીપૂર્વક, ઘણે ઘણે ફરી એમણે પોતાને મનપસંદ શિયાળ ખરીદ્યાં.

આજ સુધી શંકાકુશંકામાં રાચતા ફ્રેડરિક ફ્રોમે હવે સ્વીકારવા માંડ્યું કે ગીનસેંગ, અરે શિયાળ પણ સફળતા અર્પી શકે. એ ઉંમરે જેમ જેમ વધતો રહ્યો તેમ તેમ એનો એક માત્ર પ્રિય વિષય રસ ધરાવતા લોકોને પોતાનાં સંતાનોનું ફાર્મ બતાવતો અને આવા પ્રસંગે હેન્રીએ બાંધેલું સર્વ પ્રથમ શૃગાલગૃહ પણ એમને ચીંધવાનું ચૂકતો નહીં. વાતની પૂર્ણાહુતિ એ સામાન્ય રીતે આમ કરતો : 'આમ આ બધાંનો વિકાસ થયો. મારી કદીય ઇચ્છા નહીં કે આ છોકરા શૃગાલસંવર્ધક થાય. આ જે કંઈ તમે જુઓ છો તે મારી ઇચ્છા વિરુદ્ધ એટલે કે મારી સલાહ સિવાય ઊભું થયેલું છે.' પણ આ વાત કહેતાં કહેતાં એના ધ્વનિમાં ગૌરવનો રણકાર અચૂક રહેતો. અને એ રણકાર પાકી રીતે વાજબી હતો. કારણ એમનું શૃગાલધણ ૮૦૦ જોડીનું હતું. આટલી મોટી શિયાળમંડળી આપસઆપસમાં નો'ર ભરે, કાન ખોતરે કે ખજવાળે તો ય કેટલાંક ફરચામ્ર ડાઘામુક્ત થાય અને પરિણામે હરરાજીમાં નિરુપયોગી નીવડે.

એડવર્ડે ઝીણવટભર્યા નિરીક્ષણ દ્વારા મુસ્કેલીનો તોડ કાઢ્યો. એણે જોયું કે ઑગસ્ટ દરમિયાન શિયાળનો કુદરતી ફરકોટ એના દેહ પર રચાઈ જાય છે. પાન-

ખર ને શિયાળાના પૂર્ણભાગે વાળ લાંબા થાય છે અને ફરઢાંકણુ આકર્ષક બને છે. એને વિચાર આવ્યો કે જંગલમાં વાડબંધી કરી આ શિયાળને ભટકવા દીધાં હોય તો કોઢમાં ભરાઈ રહેવા કરતાં, એ એને પ્રવૃત્તિમય જીવન બક્ષશે ને કદાચ વધારે સારાં ફર મળશે. ઉપરાંત જંગલજીવનને કારણે ફરમાં કેટલાંક રંગછાંટણાં ને છાયાઓ જન્મવાય સંભવ. કંપનીએ વિચારને ઉત્સાહપૂર્વક વધાવી લીધો અને જંગલમાં ૪૫ એકરનો એક શિયાળવાડો એમણે બાંધી દીધો. શિયાળ કોઈ સંયોગોમા ભાગી ન જઈ શકે તેવી ઊંચી વાડ વાડાની ચારેય કોર એમણે ઊભી કરી દીધી. અને એમ શિયાળોને કુદરતી જીવનનો લ્હાવો અર્પી, સ્વાભાવિક નૈસર્ગિક ખીલવણીની અપેક્ષા રાખી.

ફ્રોમ સંતાનોનાં સ્વપ્ન હવે આકાર લેતાં માલમ પડતાં હતાં. સને ૧૯૨૨ની ઋતુમાં એમનું શિયાળધણુ બે હજાર પર પહોંચ્યું હતું ને આ વિષયના એક માસિકે ઉલ્લેખ કર્યો હતો કે ફ્રોમનું ધણુ વિશાળ છે અને સંખ્યા કે ગુણવત્તામાં અન્ય મોટાં ધણની બરાબરી કરી શકે તેવડું છે.

આમ છતાં એડ્વર્ડ જ્યારે આ વિશાળ ફરસંપત્તિ ન્યૂ યોર્કના બજારમાં વેચવા ગયો ત્યારે એને વધારે ખૂલતાં રજતવર્ણી ફર પેદા નહીં કરવાની સલાહ મળી. એક હરરાજી વિક્રેતાએ તો એડ્વર્ડને ભોજન પર બોલાવી સલાહ આપી કે ઊજળા રજતવર્ણની જક એમણે છોડી દેવી

આમ છતાં ફ્રોમભાઓ તો પોતાની મનગમતી ખૂલતી ચંદીવર્ણી દેહ પર આગ્રહ રાખતા રહ્યા ને એમના નસીબે ચીના લોકોએ એમના ગીનમેગના પાકનાં મબલખ નાણાં આપ્યાં એટલે શિયાળખોટને એ જીરવી શક્યા. ચીન સાથેની લેવડદેવડને પરિણામે પહેલા પાકના ચાલીસ હજાર ડોલર મળ્યા. તે પછીના દરેક પાકે વાર્ષિક એક લાખ પંદર હજાર ડોલર પેસા ઓષધિછોડના ઊતરતા રહ્યા એટલે એમણે તો કોટો, રસ્તા, શિયાળઘર, કોઠાર વગેરે વિકસાવવામાં એ પૈસા વાપર્યા ને છેવટે શિયાળ ખોરાક માટે એક રેફ્રીજરેટર પ્લાન્ટ પણ ખરીદ્યો.

આ સમય દરમિયાન એમના ફરની માગ પણ વધી. ૧૯૨૩ના ઉતારની કિંમત ૭૫૦૦૦ ડોલર આવી તો '૨૪નાની બે લાખ ડોલર! શ્રીનગરમાં આસ્તે આસ્તે કરી જે ફેશનવળાંક આવ્યો તેમા ઓક રહ્યો ઊજળાં રજતવર્ણી ફર પર એટલે ફ્રોમફરે વરસો સુધી ફરહરરાજીમાં પ્રથમ નંબર લીધા કર્યો.

એવામાં વળી પાછો એક અજાણ્યો રહસ્યમય રોગ ફ્રોમ શિયાળ કોઢમાં ફાટી નીકળ્યો. સાજાંસમાં દેખાતાં શિયાળ એકદમ થોથડાઈ પડે વા ચકરીએ ચઢે અને પછી અમળાઈ નિશ્ચેતનાવસ્થામાં આવી જાય. મંડળી આખી કામે લાગી ગઈ પણ કોઈ ઉપાયે રોગ વિસ્તાર થંભાવી શકાયો નહીં. આ શિયાળ વાવર એવી હદે પહોંચ્યો કે શિયાળ એક બીજાનો ખોરાક ચોરી ખાવા લાગ્યાં અને પછી સઘુરકિયાં એકબીજા સાથે યુદ્ધ ચઢયાં. ઉપરાંત એકબીજાને ભરખી જવા મંડયાં. ચોકિયાતો ઘણાય સાચવે પણ કંઈ કારી ફાવી નહીં. આ રોગનાં ભોગ બનેલાં શિયાળનાં થોડાં શબ એડ્વર્ડે વિસ્કોનસીન વિદ્યાપીઠમાં તપાસાર્થે મોકલ્યાં પણ કશું રોગનિદાન એમાથી હાથ આવ્યું નહીં. જેમ જેમ મૃત્યુઆંક ઊંચો જતો ગયો તેમ તેમ એવી ભીતિ પ્રસરતી ગઈ કે આખું ફ્રોમ શિયાળધણુ નષ્ટપ્રાય થઈ જશે ફરઋતુના અંતભાગે મરકીની તીવ્રતા ઓસરી તેમ છતા આ વિનાશકારી મહામારી કરતાંય આતંક તો એ પેઠો કે આ રોગ ફરીને માથુ ઊંચકે તો શું? શિયાળવૃદ્ધિ ફરીએ તો રોકને, સવિશેષ ક્ષેમ પણ મળે.

ચાત્રઉતારની પ્રક્રિયા ચાલુ હતી ત્યાં જ સીનેમોટા વિદ્યાપીઠના જંતુ વિભાગના પ્રાધ્યાપક ડૉ. રોબર્ટ ગ્રીન ફ્રોમકુટુંબને એક દિવસ મળવા આવ્યા. શિયાળના એક રોગનો એમણે અભ્યાસ કર્યો હતો એટલે આ નવા રોગે એમનું કુતૂહલ જગવ્યું. પરિણામે એડ્વર્ડ

અને ડૉકટર ગ્રીન ઉભયે આ રોગ સામે ઝૂંબેશ આદરી. ડૉકટરે આ રોગનાં કારણો, નિદાન અને ઈલાજના સંશોધન અર્થે પોતાનાં જ્ઞાન ને સમગ્ર શક્તિ અર્પ્યાં; કંપનીએ પ્રયોગશાળા માટે આવશ્યક સામગ્રી તથા પ્રયોગાત્મક અભ્યાસાર્થે રાતા શિયાળનું ધણ આપવા કબૂલ્યું. આ સહકાર હજારો લોકો ને સેંકડો શિયાળફાર્મને અતિશય લાભદાયી નીવડ્યો.

હવે તો ફ્રોમભાઈઓનો આખો ઉનાળો બાંધકામમાં જતો. ૧૯૨૬ સુધીમાં તો એમનાં શિયાળઘરની સંખ્યા એટલી વધી કે શરૂઆતનાં વરસોમાં તો એ સંખ્યા સાંભળીને જ એ ગભરાઈ ગયા હોત. પચાસ એકરનો એક નવો શિયાળવાડો ખરીદી એને ચારેકોર વાડ કરી લીધી. આ જ વખતે નસીબનું કરવું તે પાછો શિયાળરોગ ફાટી નીકળ્યો ને બાર ટકા શિયાળ મરી ગયાં. ફ્રોમ કંપનીએ ખ્યાલ કર્યો કે આ રોગફટકામાંથી જીવવાનો એક માત્ર માર્ગ છે કે શિયાળ સંખ્યા એટલી વધારવી કે એમાંથી થોડાંક રોગનાં ભોગ બને તો ય એમનો ફરવ્યાપાર નભતો રહે. હવે તો આ કંપની ચાલીસ હજાર ને પચાસ હજાર શિયાળની વાતો કરતી હતી. કારણ ફરવ્યાપારનું વલણ એમના તરફી ઢળતું હતું. ૧૯૨૭ના અર્ધશિયાળુ હરરાજીમાં ફ્રોમફરે વ્યક્તિગત નંગ વેચાણ વિક્રમ સ્થાપ્યો નહીં પણ સમગ્ર વેચાણઆંક આશ્ચર્યજનક હતો. એમનો એ હરરાજીનો ચેક હતો સાત લાખ પંચાસી હજાર એકસો ત્રેપન ડૉલરનો!

આ શિયાળને સાચવવાં એ કંઈ નાનીસૂની વાત નહોતી. કંઈક ને કંઈક, નવી નવી આફતો—ઉલઝનો પેદા થયા જ કરતી. આ અરસામાં સૌથી વધુ લોકપ્રિય ફરચાપ્ર અર્પતાં શિયાળની પૂંછડીનાં ટેરવાં કપાઈ જવા લાગ્યાં. ગમે તો શિયાળ પોતે એને કરડી ખાતી વા બીજી શિયાળો. કંપની એની પાછળ પડી ને છેવટે દરેક શિયાળબચ્ચાની પૂંછડી પાઈન તેલના એક મિશ્રણમાં બોળવા માંડી એટલે એ પૂંછડી કરડતા અટકી ગયું.

૧૯૨૯નું વરસ એટલે ફ્રોમમંડળી માટે વિજય વિક્રમનું વરસ. ફ્રોમફરની બોલબાલા આખા પૂર્વ વિસ્તારમાં અને એક એક નંગના ૬૮૫ ડૉલર ઉપજ્યા. પાંચ વરસ પહેલાં જે ફરવ્યાપારીઓએ ફ્રોમશિયાળોને 'પશ્ચિમી વરુ' કહી વખોડી કાઢ્યાં હતાં તે જ બજાર હવે ફ્રોમધણને 'લક્ષ ડૉલરીય શૃગાલ' કહી બિરદાવવા લાગ્યા. આખરે ફર વ્યાપારે ખૂલતા રજતીય વર્ણને પસંદગી મહોર મારી.

વિશ્વમંદીનાં વરસોમાં ગીનસેંગ અને ફર—ઉભયની કિંમત સાવ બેસી ગઈ. આજ લગી એક પાકની નિષ્ફળતાને બીજા પાકે સમતુલિત કરી હતી. ચીનનાં પૂર; ક્રાન્તિ અને રાજકીય અશાંતિએ વિષમ પરિસ્થિતિ સર્જી હતી. અને અમેરિકન ગીનસેંગ ખેડૂતોને ભારે ખોટ ખાઈ અણધાર્યા નીચા ભાવે માલ વેચવો પડ્યો હતો. કંપનીએ બે ઋતુનો પાક સંગ્રહિત કર્યો છતાં કંઈ રસ્તો ન દેખાયો એટલે ચારેય ભાઈઓ સલાહ મસવીરા અર્થે એકત્રિત થયા. ચારેયમાંથી એકેયનું દિલ ન તો ગીનસેંગ છોડવા કે ન તો શિયાળવૃદ્ધિ છોડવા તૈયાર થયું.

ચીનની પરિસ્થિતિ તો હાથ બહાર હતી પણ રજતવર્ણી શિયાળનો સવાલ તો આંતરરાષ્ટ્રીય હતો. વર્તમાન નીચા મૂલ્યઆંકને તો એકદમ ઊર્ધ્વગામી ન બનાવી શકાય પણ બજાર વિસ્તાર તો વિશાળતમ બનાવી શકાય. આ હેતુસર એડવર્ડ પેરિસ ગયો. ત્યાંના સૌ પોશાક યોજકોને મળ્યો, અને સ્ત્રીઓનાં કપડાંને ફરલેસ લગાવી વા ફરધાર આંટી કેટકેટલી સુંદરતર આકર્ષક પોશાક ફેશનો તૈયાર કરી શકાય તેની તેણે થોકબંધ કલ્પનાઓ પેશ કરી. પણ આ વિસ્કોન્સીનના ખેડૂતની આ કલ્પનાઓ પેરીસના ફેશન બજારને ઉત્તેજીત કરી શકી નહીં. સ્વીકાર થયો અલ્પાંશે અમેરિકન પોશાક પ્રવર્તકો તરફથી. એમણે બહેનોના કોટ ને અન્ય પોશાકમાં ફરધારો વા ફરઝૂલો આકર્ષક રીતે મૂકવાનું આરંભ્યું. એમ જ એડવર્ડનો એક બીજો તર્ક આગની જેમ,

ફેશન જમાવી બેઠો. એ હતો એકરંગી ફરચામ્ર ગળાઓઢણ તરીકે રાખવાને બદલે, દ્વિરંગી સુમેળયુક્ત બે ચામ્રના સીવણથી તૈયાર થયેલું ઓઢણ બનાવવાનો ખ્યાલ. અરે ! ચાર, ચાર, પાંચ, પાંચ, આઠ્ઠરંગી સાંધણોવાળા ગળારૂમાલ ફેશન જમાવી બેઠા અને મંદીની કિંમતોએય કંપનીની આર્થિક ચિંતા હળવી થઈ ગઈ—લગભગ નષ્ટ થઈ ગઈ. એમાં ભાગ ભજવ્યો એમના મહાકાય ઉત્પાદને.

સને ૧૯૩૪માં વળી પાછો શિયાળકાળ સરખો રોગ ફાટી નીકળ્યો ને બે ફ્રોમફેટો તો પોણોસો ટકા સાફ થઈ ગઈ. શિયાળપાલકો બિચારા સઘળી સાવચેતી લઈ, જ્યાં ફરે ત્યાં, જે પકડે તેને, જંતુનાશક દવાથી જંતુરહિત કરવા યત્ન કરવા છતાં, શિયાળકુટુંબોનો એણે અદ્વિતીય કચ્ચરઘાણ વાળી નાખ્યો.

હવે તો નક્કી થઈ ગયું કે આ રોગને ડામવાનો ચોક્કસ ઈલાજ હાથ ન આવે તો ગમે ત્યારે આભ ફાટવા જેવી સ્થિતિ થાય, અને આભ ફાટે ત્યારે થીગડું મારે શી રીતે ? કંપનીએ એક ફડચામાં ગયેલું શિયાળફાર્મ ખરીદ્યું ને ડૉ. ગ્રીનને હવાલે પ્રયોગશાળાને પ્રયોગ અર્થે સોંપ્યું. નામાંકિત ફ્રોમ પ્રયોગશાળાની શરૂઆત થઈ અને એક દીર્ઘકાલીય રોગસામનાનાં મંગળાચરણ મંડાયાં.

૧૯૩૫ની આ શિયાળમરકીમાંથી ફ્રોમ સદ્‌ભાગ્યે ઉત્તમોત્તમ શિયાળો બચી ગયેલાં એટલે જે ફરપાક હાથ આવ્યો તે મોહક હતો. આ પરિસ્થિતિથી પ્રોત્સાહિત થઈ જીવનભર સાહસિક જીવ ધરાવતા આ ભાઈઓએ એક અન્ય સાહસ હાથ ધર્યું. આજદિન સુધી ફરબજાર ન્યૂ યોર્ક, લંડન, લીપઝીગ કે સેંટ લુઈસ ભરાતાં. કંપનીએ ઠરાવ્યું કે એ વરસની ફ્રોમપેદાશની હરરાજી એમના પોતાના ફાર્મ પર જ રહેશે.

આ કંઈ નાનોસૂનો જુગારખેલ નહોતો. પોતાના બજારથી ૧૨૦૦ માઈલ દૂર પહોંચી ન્યૂ યોર્કના વ્યાપારીઓ આ જંગલમાં ખરીદઅર્થે પહોંચે એ કલ્પવું દુષ્કર હતું. તરેહતરેહની કલ્પનાઓ વહેતી થતી હતી ને ફ્રોમભાઈઓના જીવ અદ્ધર રહેતા હતા. પણ એમની તરફેણમાં એક મહત્ત્વની બિના હતી. એમનાં ફર ઉત્તમોત્તમ કોટિનાં હતાં ને એમનો ફરજથ્થો કોઈપણ અન્ય એકાકી જથ્થાથી કોઈ રીતે કદમાં ઊતરતો નહોતો. ફ્રોમની ચિંતા ત્યારે હળવી બની કે જ્યારે ન્યૂ યોર્કના વ્યાપારીઓએ ખાસ ડબ્બામાં જવાનું જાહેર કર્યું. ન્યૂ યોર્કની જાહેરાત પ્રસિદ્ધ થતાં જ દેશને ચારેકોરથી ફરરસિયા વ્યાપારીઓ ફ્રોમફાર્મ પર ઊતરી આવ્યા. આ ભાઈઓએય એમના નિવાસ માટે એક હોટલમાં વ્યવસ્થા કરી, એમની અવરજવર માટે વાહનબંદોબસ્ત કર્યો અને એમની ખાણીપીણી માટે સુયોગ્ય વ્યવસ્થા કરી.

નસીબનું કરવું તે હરરાજીના બે દિન પૂર્વે ભયંકર હિમતોફાન તૂટી પડ્યું. મહેમાનો આવ્યા ત્યારે પંદર ફૂટ હિમથર થયેલો હતો ને ઉષ્ણતામાન હતું શૂન્ય નીચે આડત્રીસ ડીગ્રી. ફ્રોમભાઈઓના ભારે આશ્ચર્ય વચ્ચે એમણે અનુભવ્યું કે ખરીદદારો પણ તેજીલા હતા ને હવામાનના કોઈ પછડાટોને ઝીલવા તૈયાર હતા.

એડવર્ડે હરરાજી હાથ ધરી. એને માટે આ નવો પ્રયોગ હતો—નવીન અનુભવ હતો. ખરીદદારના વિધવિધ ઈશારાઓ કે સૂચક નિર્દેશોનું યોગ્ય અર્થઘટન કરવું સરળ નહોતું છતાં એડવર્ડ ઠીક પરીક્ષામાં પાસ થયો. એનાં ફર ન્યૂ યોર્કમાં આગલે મહિને થયેલી હરરાજી કરતાં પંદર ટકા ઊંચાં વેચાયાં અને એક નંગની ઉચ્ચતમ કિંમત ૪૫૦ ડૉલર બોલાઈ ત્યારે સૌ વ્યાપારિઓએ, મંદીના આ સમયમાંય, એ હરરાજીને તાળીઓના ગડગડાટથી વધાવી લીધી. આ હરરાજીએ બીજો વિક્રમ પણ નોંધાવ્યો. ફ્રોમકંપનીનાં વેચવા કાઢેલાં ૭૫૦૦ ફર નંગમાંનું હરેકહરેક વેચાઈ ગયું ને સો ટકાનો હરરાજી આંક પ્રાપ્ત થયો.

સને ૧૯૩૬માં ડૉ. ગ્રીને બે શિયાળરોગમાંથી એક પરના વિજયની જાહેરાત કરી અને ફ્રોમપ્રયોગશાળાનું પ્રથમ લોકકલ્યાણયુક્ત કાર્ય બહાર પડયું. પણ તે જ વરસે બીજા રોગે એવો ફટકો માર્યો કે આ એક રોગમુક્તિ ક્યાંય નજરમાં આવી નહીં. મોટા પ્રમાણની શિયાળખુવારી હોવાછતાં ફ્રોમભાઈઓએ આ વરસે પણ પોતાને ત્યાં જ હરરાજી ગોઠવી અને એમાં પોતાનો એકલાનો જ ફરમાલ વેચવાને બદલે અન્ય ફરઉત્પાદકોને પણ આમંત્રણ આપ્યું. આમાં ત્રણસો નાના મોટા ઉત્પાદકો જોડાયા એટલે આખા રાષ્ટ્રના અગત્ય ધરાવતા હરકોઈ વેપારીએ આ હરરાજીનો લાભ લેવાની જાહેરાત કરી. એડવર્ડના હાથે યોજાયેલી વીસ હજાર નંગની આ હરરાજીએ હેન્બર્ગને રાષ્ટ્રનું અગત્યનું શિયાળફરબજાર બનાવી દીધું. આ વરસની હરરાજીમાં નામ કાઢનાર શિયાળ ફ્રોમશિયાળ નં. ૨૯૮૯. આખું ફર સહેજ પણ ખોડખાંપણ વિનાનું, ચકચકિત રજતવર્ણ ધરાવનારું અને ચહેરા પર એક કાળા ક્રૂસવાળું હોઈ એવું આકર્ષક નીવડયું કે ફરપ્રેમી લોકોની જીભે શિયાળ નં. ૨૯૮૯ ચઢી ગયું. હરરાજીને બીજી દિવસે એનો વારો આવ્યો. ત્રણસો ડૉલરથી પ્રારંભિત થયેલી આ હરરાજી જોતજોતાંમાં હજાર પર પહોંચી અને પછી સો સો ડૉલરે વધવા લાગી. પંદરસો ડૉલરે બે જ લેવાલ રહ્યા. આખરે શિકાગોની માર્શલ ફિલ્ડ એન્ડ કું. એ એકવીસો ડૉલરમાં ૨૯૮૯ નંબરનું ફરચામ્ર ખરીદ્યું. આ અગાઉ એક જ શ્યામ શિયાળના ફરના લંડનની હરરાજીમાં ૨૬૦૦ ડૉલર ઉપજેલા. આ મૂલ્યવાન ફરને માર્શલ કંપનીએ શિકાગોના પોતાના શોરૂમમાં પ્રદર્શિત કર્યું ત્યારે એને જોવા લોકઠઠ જામી. એ એ જ સ્થાન હતું જ્યાં ચોવીસ વર્ષ પૂર્વે એડવર્ડે ફરચામડું જોવા માગેલું ને હાથ ફેરવી એણે પાછું વાળ્યું ત્યારે વિક્રેતા બહેન છૂપું છૂપું હાસ્ય મરકી હતી.

આખરે સને ૧૯૩૮માં ડૉ. ગ્રીને દ્વિતીય શિયાળ મરકી પર કાબૂ અર્પતી રસી તૈયાર કરી. આ ઉભય રોગ રસી માટે ફ્રોમ પ્રયોગશાળાએ તે દિન લગી દસ લાખ ડૉલર ખર્ચ્યા હતા પણ હવે એ બીજાં શિયાળફાર્મને આ ઉભયરોગ રસી પૂરી પાડવામાં લાગી ગઈ. ઉપરાંત એક કૂતરારોગની રસી પણ આના આનુસંગિક સંશોધન તરીકે ડૉ. ગ્રીન શોધી શકયા જે આજ પણ વિપુલ પ્રમાણમાં વપરાશમાં છે. એમની સંતોષઘડી તો ત્યારે આવી જ્યારે પ્રિન્સ એડવર્ડ ટાપુ પરની સમગ્ર શિયાળવસતી મરકીરોગથી નાબૂદ થવાની અણી પર હતી ત્યારે આ રસીએ એને ઉગારી લીધી.

કંપનીના ઉત્પાદનમાં એક નવી દિશાનો ઉમેરો સને ૧૯૩૬માં થયો. જ્યારે સન ૧૯૩૬માં જોને થોડાં ખિસકોલીશાં મીંક (Mink) નામનાં પ્રાણી પાળ્યાં. એ એને ગમ્યાં અને હેન્રી ને જોન હવે મીંકકોઢોની વાત કરવા લાગ્યા. જેમ એક કાળે એક એ શિયાળ ઉછેરની વાતે કરતા. એડવર્ડને એમાં રસ પડયો નહીં. કારણ આ અતિ સૂક્ષ્મદેહી પ્રાણી હતું. એના ફરને સીધું વાપરી શકાય નહીં. બે ત્રણ કે ચારને ભેગાં સીવો ત્યારે એમાં કંઈક મજા આવે. ઉપરાંત તે જમાનામાં મીંકનાં ફરની કિંમત પણ ઉત્સાહપ્રેરક નહોતી. વૉલ્ટર તો એના ગીનસેંગ ઉછેરમાં મગ્ન હતો એટલે એનું ધ્યાન પણ મીંકે દોર્યું નહીં. આમ છતાં હેન્રી ને જોને જંગલના પાદરે એક નાનું મીંક ક્ષેત્ર ઊભું કર્યું. આ ક્ષેત્ર વૉલ્ટરના ઘરની પડોશમાં હતું. શિયાળસંગી વૉલ્ટરને શિયાળગંધ સદી ગઈ હતી પણ આ મીંકગંધ અંગે એણે એડવર્ડ આગળ જરા ફરિયાદ કરી તો એડવર્ડે જણાવ્યું, 'અરે ? આ તો હેન્રી ને જોને પાળેલાં થોડાં મીંક છે.' ત્યારે તો આ ભાઈઓને ક્યાંથી ખબર કે દુનિયાના મોટામાં મોટા મીંકધણનો પાયો નંખાઈ ચૂકયો છે. એવામાં ફ્રોમનાં રજતવર્ણી ફરનું બજાર ઘટી ગયું. તોયે એ આવાં ફર એટલા મોટા પ્રમાણમાં બજારમાં મૂકયાં કે ૧૯૩૯ની હરરાજીમાં

એડવર્ડ પોતાનાં ફર વેચી શક્યો નહીં. અધે રસ્તે એણે હરરાજી બંધ કરી. તત્પશ્ચાત્ એણે ફરવ્યાપારી જગતને પત્ર પાઠવી, બજારના વલણ અંગે ચિંતા વ્યક્ત કરી અને ફોમફરની અવગણના વિશે ઉલ્લેખ કર્યો, અને વસંતમા નવી હરરાજી યોજી. એના પત્રની અસરને કારણે એના એ વ્યાપારીઓ હાજર થયા જે એનાં એ ફર ઉઠાવી ગયા પણ એ વાત નિશ્ચિત થઈ ગઈ કે રજતવર્ણી ફરના દિવસો આથમી ગયા છે. પરિણામે ચારેય ભાઈઓનો રસ હવે મીંક પ્રતિ વળ્યો ને એનાયે પ્રચલિત રંગોને સ્થાને નવાં રંગમિશ્રણો પેદા કરવામા એમનું મન દોડ્યું. વર્ણ-સંકરતાના એમના શિયાળપ્રયોગોએ એમને પૂરતી તાલીમ આપી હતી એટલે મીંકનાં વિવિધવર્ણી જોડાંને એકત્ર કરી, અનેકાનેક પ્રજનનપ્રયોગો દ્વારા એમણે નિતનવા મીંકવર્ણો જન્માવ્યા અને ફેશન-બજારે નવો વળાંક લીધો. એક કાળે જે શિયાળફરની માંગ હતી કે સોનાખાણની તેવી સ્થિતિ મીંક ઉછેરની થઈ ને ફોમકંપનીએ ભારે મહેનત, બુદ્ધિ ને સજાગતાસહ નવા દેહરંગો મીંકમાં ઊભા કર્યા. એમાં પ્લેટીનમ મીંકે આખા ફેશનજગતમાં બોલબાલા બોલાવી. આ મીંકનો એક કોટ બનાવવો હોય તો સાઠેક એકબીજાને બંધબેસતાં મીંકચામ્ર મળે તો જ કામ ચાલે. એટલે ફેશનજગતે એક ફેશનજજને બધાં મીંકફાર્મ પર પસંદગી અર્થે મોકલ્યો અને ફોમફાર્મ વળી પાછું ફેશનજગતના ધ્યાને ચઢ્યું. અને પસંદ કરેલાં મીંકચામ્રમાંથી તૈયાર થયેલા કોટની હરરાજી એડવર્ડે શરૂ કરી. સિનેમા ને નાટક જગતના તારાઓ આ હરરાજીમા હાજર હતાં. નવ હજાર ડૉલરથી શરૂ થયેલી કોટહરરાજી અઢાર હજાર પર પહોંચતા એડવર્ડે બંધસંજ્ઞા જાહેર કરી અને કંપનીની નામના વળી પાછી જામી.

૧૯૪૪ની આ હરરાજી પછી એમણે રજતનીલવર્ણી ફર પેદા કર્યાં જેના નંગદીઠ ૧૪૭ ડૉલર ઉપજ્યા. કંપનીનું ધ્યાન હવે મીંકઉછેર પર ગયું ને સને ૧૯૫૩ની ફસલમાં કંપનીએ પાંત્રીસથી ચાલીસ હજાર મીંકફરનો આંક સિદ્ધ કર્યો!

આમ ચાર સ્વપ્નસેવી ખેડૂતબાળોને વર્ષોની મહેનત, સૂઝ ને બુદ્ધિથી ત્રણ રજતશિયાળ ખરીદવા જે ૧૬૦ એકરનું ખેતર ગીરો મૂકેલું તેને સ્થાને ૧૭૦૦૦ એકરનું પોતાનું ફાર્મ વસાવ્યું છે ને ગીંનમેંગ, રજતવર્ણી શિયાળ અને મીંકફર પેદાશમાં વિક્રમ સ્થાપ્યા છે. સ્વપ્નસિદ્ધિની આ ગૌરવગાથા સદૈવ પ્રેરક રહેશે.



'મીનપિયાસી'

## હૃદય–જલ

કઠિન જલ થાય તો, બરફ એ બને છે છતાં,
સહેજ ગરમી મળ્યે, તરત ઓગળી જાય છે.
કઠોર ઉર તેમ આ બનતું હો ભલે ને છતાં,
મળે સહજ હૂંફ ત્યાં તરત પીગળી જાય છે.









'વિશ્વમિત્ર'

# આદર્શના કોડ

કોઈપણ જાતનાં ઊંડાણ અને વિચારોની પરિપક્વતા વિનાના આદર્શ, એનું આચરણ કેટલુંક ટકી શકે? એ ટકાવવાને માટે જે ઓથ લેવી પડે છે અને જે દેખાવ કરવો પડે છે, એ ખરેખર દંભનું જ સ્વરૂપ પકડે છે. આદર્શના કોડ આમ ઠરેલપણા વિના કેવા અધૂરા રહે તેની આ વાત છે...

કનકલતા આદર્શઘેલી હતી. પુસ્તકોના વાંચનમાંથી એ મધુર ભાવના જાગીને જીવનમાં નવો જ પ્રકાશ લાવીને ઊભી હતી. આદર્શ પુરુષોનાં જીવન-ચરિત્રો વાંચતી ત્યારે તેના હૈયામાં મધુર ભાવના જાગતી—કેટલાં ઉન્નત એ જીવનો, કેટલી ઉન્નત તેમની ભાવના! આવી આદર્શભાવના પોતામાં દૃઢ થઈ ઊગી નીકળે એ માટે તેનું મન તલસ્યા કરતું. કોઈ આદર્શવાદી વ્યક્તિના દર્શનને તે અમૂલ્ય લાભ ગણતી. એવી વ્યક્તિની મુલાકાતનો લાભ તે કોઈ દિવસ ચૂકતી નહિ. એવી વ્યક્તિઓને જોઈને જ તેનું હૃદય શાંત, સાત્વિક તૃપ્તિ અનુભવી રહેતું અને તેના મનમાં એક અદમ્ય વાંચ્છના જાગતી કે કોઈ આવી મહાનુભાવ વિભૂતિના સાન્નિધ્યમાં રહેવાનું મળે તો વ્યવહારનું પ્રત્યક્ષ આદર્શીકરણ જોઈ શકાય. ઘણું જોવાનું ને શીખવાનું મળે; જીવન ધન્ય થઈ જાય!

થોડા દિવસ પહેલાં એક યુવાન કનકલતાના પિતાને મળવા આવ્યો હતો. તે દેખાવડો, સશક્ત ને પાણીદાર હતો, એ તો કનકલતાએ જોયું ન જોયું કર્યું, પણ એનું ધ્યાન ખેંચ્યું તેની સાદાઈએ. વાતચીત ઉપરથી જાણી શકાયું કે તેણે ઉચ્ચ શિક્ષણ લીધું હતું ને ગામડામાં રચનાત્મક કાર્યમાં જોડાવાનો હતો. વાતચીતમાં ભાગ લેવાની તેની ખાસ ઇચ્છા નહોતી, પણ તરત જ તે સમજી શકી કે યુવકની વાતો મામૂલી નહોતી. વાતોનો પ્રવાહ જામતાં જ તે ચમકીને યુવાનને ધારી ધારીને જોવા લાગી. શું અદ્ભુત હતો જુવાન! પ્રતિભાવાન યુવાની, આકર્ષક સુંદરતા, તીવ્ર બુદ્ધિશક્તિ ને સોનામાં સુગંધ ભળે તેમ આદર્શભાવનાની સમૃદ્ધિ! કનકલતાએ વાતચીતમાં ભાગ લેવા માંડ્યો, પણ યુવકે એક વખત સામે પણ ન જોયું! છતાં તેણે મન મૂકીને ચર્ચામાં ભાગ લીધો ને પોતાની ભાવનાશીલતા ને આદર્શપ્રિયતા વિનાસંકોચ જાહેર કરી દીધાં. આ વખતે યુવાને ખરેખર ધારીને એના સામે જોયું, થોડા પ્રશ્નો પણ પૂછ્યા. કનકલતાને આ ગમ્યું ને તેનું હૈયું હાશ કરી ઊઠ્યું.

પછી યુવાન બે ચાર દિવસે મળવા આવવા લાગ્યો. કનકલતા અચૂક તે વખતે મળતી ને સુંદર ભાવનાશીલ વાર્તાલાપ છેડતી. યુવાન ઘણો જ ખુશ થતો ને કનકલતાની આદર્શમયતાને વખાણતો. આ પરિચય ગાઢ થતો હતો. કનકલતા ઇચ્છતી હતી. હવે બન્ને એકલાં મળતાં ને બસ એ જ આદર્શપ્રિયતાની વાતો. યુવાન વિનોબાજીના ભૂદાન આંદોલન પાછળની ભાવના સમજાવતો ત્યારે કનકલતા તેને બીજી જ દૃષ્ટિથી સમજાવતી. યુવાન કબૂલ કરતો કે હા, તમારી દૃષ્ટિ પણ સાચી છે.

નિરંજનને આવી આદર્શઘેલી યુવતી આકર્ષી જાય તે સહજ હતું. કનકલતાની તો બેય ભાવનાઓ પરિપૂર્ણ થતી હતી—કોઈ ચુસ્ત આદર્શવાદી, ભાવનાશીલ વ્યક્તિનું સાન્નિધ્ય, એથી પોતાનું જીવન ભવ્ય ને ઉજ્જવલ બનવાનું હતું ને ઘણું મેળવવાનું હતું અને જાગવા માંડેલા સ્ત્રીત્વના સાહજિક આવેગની તૃપ્તિ.

એક દિવસ નિરંજને પૂછ્યું: 'જીવનમાં તમે શું શું કરવા માગો છો? જીવનને કયા રાહે લઈ જવા માગો છો?'

કનકલતા આનંદસહ બોલી: 'મારા જીવનનો રાહ ન્યારો હશે. હું જીવનને ખૂબ ઉન્નત બનાવવા માગું છું!'

નિરંજન: 'તમે વિચાર્યું અને સમજ્યાં છો તો ઘણું જ, પણ એને જીવનમાં ઉતારવા મથો છો?'

'કેમ નહિ?' કનકલતા એવા ઉત્સાહસહ બોલી:

'મને બધું જ કરવું ગમે છે.'
'પણ કાંઈ કર્યું છે?'
'હજુ શરૂઆત છે. હું ચા નથી પીતી, સિનેમા નાટક નહિ જેવાં જ જોઉં છું. બને એટલાં સાદાં કપડાં જ વાપરું છું. એ વિશેનું જ સાહિત્ય વાંચું છું. જે આદર્શપ્રિય વ્યક્તિઓ હોય એ જ મને ગમે છે.'

આ સંબંધ ગાઢ પ્રગાઢ થતાં થતાં નિશ્ચિત સ્થાને જઈ ઊભો રહ્યો. બન્નેનાં લગ્ન થયાં—આદર્શ લગ્ન.

લગ્ન પછી તરત નિરંજને પ્રસ્તાવ મૂક્યો: આપણે ગામડામાં જઈને રહેવું જોઈએ. ખરું હિંદ ગામડામાં છે. કનકલતાએ ક્ષણનોય વિચાર કર્યા સિવાય કહી દીધું: સાચું સેવાનું ક્ષેત્ર જ ત્યાં છે.

કનકલતાની આ વાણીએ નિરંજનને ઘણો જ ઉત્સાહિત કર્યો. લગ્નને હજુ પાંચ દિવસ જ થયા હતા. બન્ને જણ ગામડું નિશ્ચિત કરી ઊપડી ગયાં.

કનકલતાએ વિચાર્યું: 'સોહાગરાત્રિ જ્યાં સેવાનું ક્ષેત્ર છે ત્યાં જ શોભે, એકાકી કોઈ વિશાળ બંગલામાં નહિ. નિરંજનનો આદર્શવાદ કેટલો તીવ્ર!

પણ આ તીવ્ર આદર્શવાદ તો તેથીયે તીવ્રતર નીકળ્યો. ખાવા ધાય તેવા નાના ઉજ્જડ ગામડામાં પચીસ પચાસ ઘાસછાયાં છાપરાંઓની વચમાં એવા જ એક છાપરામાં આવી તેઓ ઊભાં રહ્યાં હતાં. નિરંજન પ્રથમ આવીને આ સ્થળ નક્કી કરી ગયો હતો. કનકલતા તો અજાયબ જ થઈ ગઈ. આદર્શવાદ આવા કઢંગા સ્વરૂપે ખડો થઈને ઊભો રહેતો હશે એવી તો તેને કલ્પનાય ન હતી. તેનાથી બોલી જવાયું:

'અહીં રહેવાનું?'
'હાસ્તો. ગમશે ને?' નિરંજન હસ્યો.
'કેમ નહિ? જરૂર ગમશે' તે બોલી અને મનમાં વિચાર્યું:
'અમારા સંસારજીવનની નાજુક ભાવનાની પરિતૃપ્તિ આ વેરણછેરણ ઝૂંપડીમાં જ થશે. અહીં સ્મશાનવત્ શાંતિ છે. ભૂંડું ફિક્કું આકાશ છે. આ પ્રસંગ ચિરસ્મરણીય થઈ રહેશે.'

તે બંને એક તૂટેલ ખાટલા ઉપર બેઠાં. ગામમાંથી એક બે જણ આવ્યા ને ગયા. સાંજ પડવાને વાર નહોતી. આ ટંકે આણેલું ભાથું ખાઈને ચલાવવાનું હતું. કનકલતાના અવર્ણનીય આનંદમાં જરા ઘટાડો થયો હોય એમ પોતાને લાગતું. પણ એ તો આ સ્થળનો જ પ્રતાપ હશે. આ સ્થળ જ કેવું ખાવા ધાય તેવું હતું! કનકલતા એક જ ખાટલા ઉપર નિરંજનને અડીને બેઠી હતી. આવો સ્પર્શ તે પ્રથમ જ અનુભવતી હતી ને લાગણીઓ ઝણઝણી રહી હતી. પણ તેને તરત ખ્યાલ આવ્યો કે માદક સ્પર્શનો તાર તૂટી ગયો છે. નિરંજન ન સ્પર્શાય તેમ સાધારણ આઘો ખસી ગયો હતો. કનકલતાના હૃદયમાં આંચકો વાગ્યો, તે ક્ષણભર ચમકી, ધ્રૂજી. પણ તરત જ સ્વસ્થ થઈ ગઈ. છતાં આ વિહ્વલતા તે સાવ તો હટાવી ન જ શકી.

નિરંજન ખૂબ જ ધીમે શાંત સ્વરે હસીને બોલ્યો:
'તને ગમી જાય એવો જ મને વિચાર આવ્યો છે, કનકલતા બોલ, કહું?'
હાસ્ય કનકલતાને ડોલાવી ગયું. કેટલું મીઠું હાસ્ય! તેનું હૃદય આનંદથી ભર્યું ભર્યું થઈ રહ્યું. તે પેલી વિહ્વલતા ભૂલી ગઈ ને બોલી: 'ઓ...એવો શો વિચાર આવ્યો તને?'
'આપણું આદર્શ લગ્ન એ આદર્શ જ હો, તેમાં જરા પણ ખામી ન આવે, કનક, આજે અને અત્યારે પ્રતિજ્ઞા કરીએ કે મન, વચન ને દેહથી આપણે એક વર્ષ સુધી પૂર્ણ બ્રહ્મચર્ય પાળશું. આ પ્રતિજ્ઞા આપણા જીવનને ઘણું જ ઉન્નત બનાવશે. બોલ, આ વિષે તું શું કહે છે?'

'હં?' કનકલતાનું હૃદય જરા સાત્ત્વિક આનંદ ન અનુભવી શક્યું. તે આટલું બોલીને જ અટકી ગઈ. ઘડીભર તેને થઈ આવ્યું કે આદર્શભાવનાને ખામી ન આવે એવી રીતે આની સામે પ્રતિવાદ કરવાના શબ્દો મળી આવે તો ઘણું જ સારું. પણ એવા શબ્દો આદર્શભાવનાના શબ્દકોશમાંથી તો

મળવા સાવ દુર્લભ જ હતા. જે શબ્દો મળી આવતા હતા તે કોઈ રીતે કોશના નહોતા. પેલી ક્ષણિક વિહ્વળતા પાછી જાગી ઊઠી. નિરંજન તેના મોં સામે જ જવાબની અપેક્ષાએ તાકી રહ્યો હતો. કનકલતાએ વાકય પૂરું કર્યું : 'હં ! હાસ્તો. એ જ બરાબર છે !'

રાતે ગામમાંથી એક બીજો ખાટલો આવી ગયો. કનકલત્તા ખાટલામાં સૂતી ત્યારે તેને શાંત ચિત્તે વિચારવાનો અવકાશ મળ્યો—આજની ભીષણ પ્રતિજ્ઞાનો સાત્ત્વિક આનંદ પ્રાપ્ત થવો જોઈએ તે કેમ થતો ન હતો ? આદર્શ ને આનંદને જરાય સંબંધ નહિ હોય ? સ્વાનુભવ આમ બોલતો હતો. તો પેલાં પુસ્તકો તો જુદું જ કહેતાં હતાં. આદર્શમાંથી જન્મતી તપશ્ચર્યાનો આનંદ જરાય મામૂલી નથી. તો પોતાને કેમ કાંઈ મળ્યું નહિ ? મળ્યું હતું તે શું હતું ? ભય, અશાંતિ અને વિહ્વળતા !

સવારમાં ઊઠીને તેણે નિરંજનને પૂછ્યું : 'આદર્શવાદ અને આનંદને સંબંધ ખરો કે નહિ ?'

''કેમ નહિ ?' નિરંજન આશ્ચર્ય પામી બોલ્યો : 'આદર્શ જીવનનું મૂલ્ય ને મહત્તા જ એટલા માટે છે કે તેમાંથી અનહદ આનંદ પ્રાપ્ત થઈ શકે છે. નહિતર તો એની કિંમત પણ શી ?'

કનકલતા : 'તું આ સ્વાનુભવથી કહે છે કે પુસ્તકોમાંથી વાંચીને ?'

'સ્વાનુભવથી જ !' નિરંજને કહ્યું : 'પુસ્તકોમાં પણ એમ જ લખેલું હોય છે !'

'ગઈ કાલની પ્રતિજ્ઞામાંથી તમે આનંદ મેળવી શકયા ?' કનકલતાની જિજ્ઞાસા આટલી હદે કોઈ દિવસ જાગી નહોતી. જાણે જિજ્ઞાસા હવે ભડકો થઈ ઊઠી છે. સત્ય કદાચ આનાથી જ પ્રાપ્ત થઈ શકે. કનકલતા કેવું સત્ય શોધવા માગતી હતી ?

નિરંજને ઘણા જ આનંદમાં આવી કહ્યું : 'એ પ્રતિજ્ઞા પછી તો હું ઘણી જ શકિત મેળવી શકયો છું. એ પ્રતિજ્ઞાની જાગૃતિથી તો મારા રોમરોમમાં આનંદ જાગ્યો છે. શ્રદ્ધાનો પાર નથી; આવી પ્રતિજ્ઞાઓને ભીષણ કહી જ ન શકાય. ઊલટાની એ તો આનંદદાયક છે. કનક, જે મળતું હોય છતાં તેનો ત્યાગ કરવો, હાજર હોય છતાંય તેનો ઉપયોગ ન કરવો, એના જેવું રસદાયક કામ એકે નથી.' ને તેણે ઉમેર્યું : 'આવો અનુભવ તનેય થયો હશે, નથી થયો ?'

કનકલતા જવાબ આપી શકી નહિ. આવો અનુભવ એને નહોતો થયો એમ કહેતાં ઘણી જ શરમ આવી.

તેની પાસે આદર્શવાદ ને ભાવનાવાદને લગતાં બે પાંચ પુસ્તકો હતાં. તેમાંથી એક લીધું ને વાંચવા લાગી. પહેલાં એના વાંચનમાં રસ પડતો, આજે એમ ન થયું. આવું પુસ્તક વાંચતાં પ્રયત્ન કરવો પડે એ તો પ્રથમ જ અનુભવ હતો.

ગઈ કાલે પ્રથમ સ્પર્શ વખતે નિરંજન જરા આઘો ખસી ગયો ત્યારે જે ક્ષણિક ભય ને વિહ્વળતા જાગ્યાં હતાં તે જાણે હવે કનકલતાને આવરી રહ્યાં હતાં.

ગામડાની સેવા, અજ્ઞાન જનની સેવા, ગરીબ જનતાની સેવા, સાદાઈમાં જ પરમ આનંદ, મોહનો ત્યાગ, બ્રહ્મચર્યમાં સમાયલો મહાઆનંદ, ઝૂંપડીમાં રહેવું, પોપણ માટે જ જમવું, આવું બધું તે પ્રથમ વાંચવા પામતી ત્યારે તેનું હૃદય નમી રહેતું. પણ આજે આ પુસ્તકમાં એ જ બધું લખ્યું હતું છતાં કનકલતાએ પુસ્તકના લેખકને હૃદયથી પ્રણામ કર્યા નહિ. એને બીજું જ લાગતું હતું—કોઈ ગાઢ ધુમ્મસનો ઓથાર ઓગળી રહ્યો છે ને પાછળથી અસ્પષ્ટ પ્રકાશ જાગી રહ્યો છે !

ગામડામાં મહિનોમાસ તો વીતી ગયો. બન્ને આસપાસનાં ગામડાંઓમાં સેવાદાન માટે જતાં, જ્ઞાનદાન આપતાં, ગરીબ ગુરબાંને કોઈ ને કોઈ રીતે મદદરૂપ થતાં. નિરંજનના ઉત્સાહનો પાર નહોતો. આ બધું નિરંજન જ કરતો. કનકલતા તો સાથે જતી, સાંભળતી, ને આ બધું જાણે કોઈ દિવસ જોયું જ ન હોય, કયાંય વાંચ્યું પણ ન હોય, તેમ આશ્ચર્ય

અનુભવતી.

ઘેર આવ્યા પછી રાંધવું પડતું, પાણી ભરવા જવું પડતું, હાથે દળવું પડતું, ભાવનાવાદનાં પુસ્તકોમાં આ બધું જ આવતું, આદર્શવાદીઓનાં ભાષણોમાં પણ આ જ આવતું. પણ આવા કઠોર સ્વરૂપે તેના દર્શન કોઈ દિવસ થયાં નહોતાં, કનકલતા વિચારતી— શું એ બધું આવું જ હતું ?

થોડા દિવસ પછી એકાએક કનકલતાએ કહ્યું : 'હું થોડા દિવસ બાપા પાસે જઈ આવું ?'

નિરંજને કહ્યું : 'ઘણી ખુશીથી, પણ પાછી તરત આવતી રહેજે.'

તે શહેરમાં ગઈ ત્યારે થોડા માસ પહેલાં જ છોડેલી સૃષ્ટિ એને અવનવી લાગી. ઓહ, શું તેનું આવું સ્વરૂપ હતું ! તે આ બધું જોઈને મુગ્ધ થઈ ગઈ. ટ્રામ, કાર, સિનેમા, ગાર્ડન.

તેની બધી બહેનપણીઓ તેને મુગ્ધભાવના પૂર્વક સન્માની રહી. પોતાની એક બહેનપણી આદર્શભાવનાને પચાવી શકી હતી, જીવનમા ઉતારીને ઉન્નતિ સાધી શકી હતી, સેવાભાવનાને વરીને ગામડામાં જઈને બેઠી હતી. આ બધી વિગતોએ તેમનામાં અહોભાવ જગાડ્યો હતો. પણ કોણ જાણે કેમ, આવી વૃત્તિઓ સેવતી બહેનપણીઓની કનકલતાને પારાવાર દયા આવી ! મનમાં મનમાં હસી પણ ખરી.

રાત્રે તે બહેનપણીઓ સાથે બિલકુલ શૃંગારિક પિક્ચર જોવા ગઈ. બહેનપણીઓ માટે આ આશ્ચર્યકારક ને ન ધારેલી ઘટના હતી કનકલતાને માટેય શરમાવનારી ઘટના હતી. પણ એ શરમ–સંકોચ ડોકું ઊંચું કરીને બહાર નીકળી શકયાં નહિ.

ગામડામાં ગઈ ત્યારે તેના સામાન સાથે એક બે નવલકથાઓ પણ હતી. કનકલતાને આવેલી જોઈ નિરંજન ઘણો જ ખુશી થયો. પણ કનકલતાએ ખાસ કાંઈ એવી ખુશી બતાવી નહિ.

નિરંજને પૂછ્યું : 'થાકી ગઈ છે ?'

'ઘણી જ થાકી ગઈ છું !' તે બોલી : 'આટલો થાક કોઈ દિવસ લાગ્યો નથી.'

નિરંજન ક્ષણભર તેના મો સામે તાકી રહ્યો, વેધક દૃષ્ટિથી. પણ તરત જ હસી પડ્યો ને બોલ્યો : 'ઓ ...એમ છે કે ?'

બીજે દિવસે નિરંજને ગામડામાં આવવાનું કહ્યું ત્યારે તેણે ના પાડી. કારણ ગઈ કાલના થાકનું બતાવ્યું. નિરંજન એકલો જ ગયો. સાંજે તે પાછો આવ્યો ત્યારે કનકલતા કોઈ પુસ્તક વાંચતી હતી. નિરંજને ધારીને પુસ્તકનું નામ વાંચ્યું. તેણે આમ ધારીને જોયું તો ય વાંચતી કનકલતા અસ્થિર થઈ નહિ. તેણે તો વાંચ્યે જ રાખ્યું. નિરંજન મનમાં ને મનમાં હસ્યો ને બોલ્યો : 'શું વંચાય છે ?'

'નવલકથા.'

'નવલકથા ? કયાંથી લાવી ?'

કનકલતાએ પુસ્તક બાજુ પર મૂકયું ને સામે જોઈ ભાર દઈ બોલી : 'આદર્શવાદીઓએ નવલકથા વાંચવી એ પાપ છે ?'

'ના.' નિરંજન ઘણું સમજ્યો હોય તેમ હસ્યો ને બોલ્યો : 'હવે તારા માટે એવું કાંઈ નથી.' પણ આ વખતે જ, તેણે અતિ ગંભીર થઈ, આ કહેવા માટે આ સમય યોગ્ય નહોતો છતાં કહ્યું : 'તને કંઈ પશ્ચાત્તાપ થાય છે ?'

કનકલતા ન બોલી.

'મેં તો વિચાર કરી મૂકયો હતો કનક, આપણી બાર માસની પ્રતિજ્ઞા ઘણી જ નિ સત્વ લાગતી હતી' એટલે એને વધારીને પાચ વર્ષની કરવી. જીવનને ઉન્નત કરવું હોય તો તપશ્ચર્યાની જરૂર છે જ—'

કનકલતા એકી નજરે એની સામે તાકી રહી હતી. તે વચમાં જ બોલી ઊઠી : 'પાચ વર્ષ કેમ, એ પ્રતિજ્ઞા આજન્મ લંબાવવી જોઈએ ! હું તને એવી સગવડ કરી આપું તો તું મારો આભાર માનીશ ?'

'અંતઃકરણપૂર્વક તો નહિ જ' તે બોલ્યો : 'છતાંય તારી ઇચ્છા હશે તો શબ્દો દ્વારા તો જરૂર આભાર

# સામાન્ય જનને સુલભ કૃત્રિમ વસ્ત્રતંતુઓના કાપડની કહાણી

મા નવસર્જિત વસ્ત્રવિજ્ઞાનનો જન્મ આ સદીના આરંભે થયો એમ કહી શકાય. કૃત્રિમ રેયોનના ઉત્પાદન સાથે જગત પર વસ્ત્રોની એક તદ્દન નવી સૃષ્ટિ અસ્તિત્વમાં આવી. કરોળિયાને જાળું બનાવતો જોઈ તેવા જાળામાંથી વસ્ત્ર પણ કેમ ન બને એવી કલ્પના ઈજિપ્શીઅનોને આવેલી અને તેમાંથી વસ્ત્રો વણવાનું તેઓએ શરૂ પણ કરેલું. સને ૧૭૫૦માં ફ્રાન્સમાં આવું કાપડ બનવા લાગ્યું. કરોળિયાના જાળામાંથી બનાવેલાં મોજાં તે જમાનાના લોકોના કહેવા મુજબ રેશમી મોજાં કરતાં પણ વધુ સુંદર હતાં.

પણ રોબર્ટ હૂક નામના અંગ્રેજ વૈજ્ઞાનિકને કૃત્રિમ રેશમની શોધનો પિતા ગણવામાં આવે છે. ઈ. સ. ૧૬૬૪માં માત્ર ૧૯ વર્ષની વયે તેણે એક સૂક્ષ્મદર્શક યંત્ર બનાવ્યું હતું અને તેમાં તપાસવા માટે લંડન શહેરની શેરીઓમાં ભટકી ભટકી તેણે જાત જાતના નમૂનાઓ એકઠા કર્યા હતા. આ તંતુઓનો તેણે સૂક્ષ્મદર્શક યંત્ર વડે બારીકાઈથી અભ્યાસ કર્યો અને તેને અંતે તેણે **માઈક્રોગ્રાફીઆ** નામનો ગ્રંથ પ્રગટ કર્યો. એમાં તેણે લખ્યું છે: '. . . રેશમનો કીડો જેમ પોતાનામાંથી પદાર્થ કાઢીને તાર ખેંચી કાઢે છે તેવો જ પદાર્થ કૃત્રિમ રીતે પણ બનાવી શકાય. જો આવો પદાર્થ હાથ લાગે તો તેમાંથી તાર ખેંચવાનું મુશ્કેલ નથી લાગતું.' પરંતુ રેયોનને લગતું રસાયણ વિજ્ઞાન રોબર્ટ હૂકના મૃત્યુ પછી ઘણાં વર્ષે વિકાસ પામ્યું. ઓગણીસમી સદીમાં રસાયણ-વિજ્ઞાન ઝડપથી આગળ વધ્યું અને ત્યારે જ ડૉ. હૂકે ભાખેલા પદાર્થમાંથી તંતુ ઉત્પન્ન કરવા માટે તેની કિંમત સાચા રેશમની કિંમત સાથે હરીફાઈ કરે તેવી હોવી આવશ્યક હતી. કૃત્રિમ વસ્ત્રતંતુઓને વૈજ્ઞાનિક સફળતા ત્યારે જ મળી કહેવાય કે જ્યારે તેના ઉત્પાદનની કિંમત સસ્તી હોય અને સામાન્ય જનસમાજ માટે તેનો ઉપયોગ શક્ય બને.

જે પ્રકારના સંશોધન વડે રેયોનને વ્યાવહારિક રીતે ઉત્પન્ન કરવાનું શક્ય બન્યું તે વિષય પર આવતા પહેલાં રેયોન સંબંધી બે વાતોનો ઉલ્લેખ જરૂરી લાગે છે. આમાંથી એક તો લાકડામાંથી માવો (પલ્પ-Pulp) બનાવવાનું શોધાયું તે છે. આ લાકડાનો

---

માનીશ. કનક, તારા વિચારો હું સમજ્યો છું એટલે જ પૂછું છું કે પુસ્તકોમાંના રૂડારૂપાળા આદર્શવાદ જેટલી આ એની પ્રત્યક્ષ અભિવ્યક્તિ સુંદર નથી, નહિ?' તે હવે ખૂબ જ કરુણ હાસ્ય હસ્યો ને બોલ્યો: 'કનક, તેં માત્ર એક નાની નજીવી ભૂલ કરી હતી તેનું જ આવું અણગમતું પરિણામ આવ્યું છે. હવે મને સમજાય છે કે એ ભૂલ તેં ક્યાં કરી હતી. તેં બે માર્ગ ફંટાતા જોયા છે? ત્યાં ભૂલવા માટે એક ડગલું જ બસ થઈ રહે છે. એ એક પગલું જ હજારો ગાઉનું અંતર પાડી દે છે. આવું જ તારા માટે થયું છે. એ એક પગલાએ જ તને ક્યાંની ક્યાં લાવીને મૂકી દીધી!'

'પણ એ ભૂલ સુધારવી જ પડશે' મક્કમ સ્વરે તે બોલી.

'જરૂર! હું તને બધી જ મદદ કરીશ.' નિરંજને પણ એવા જ ભાવથી કહ્યું.

બીજે દિવસે કનકલતા તૈયાર થઈ સ્ટેશને જવા ગાડામાં બેઠી. ગાડું ચાલ્યું. પણ બન્ને અરસપરસ એક પણ શબ્દ બોલી શક્યાં નહિ. કરુણ નજરે બન્ને એક બીજા સામે તાકી રહ્યાં. હવે બોલવાનુંય શું હતું?



માવો જેમાંથી સેલ્યુનોઝ બનાવવામા આવે છે તે રેયોન ઉત્પન્ન કરવામા આદ્ય પદાર્થ છે આ માટે પોચાં લાકડા વાપરવા વધારે સારા પડે છે કારણ કે તેમા રેષાઓ (ફાઈબર્સ) લાંબી હોય છે અને તેમને જલદીથી રાસાયણિક ક્રિયાઓનો ઉપચાર આપી શકાય છે બધા લાકડામા સ્પ્રુસ નામના વૃક્ષનુ લામ્બુ સેલ્યુલોઝનુ વધારેમા વધારે પ્રમાણ ધરાવે છે રેયોન માટે કામ આવે તેવા સેલ્યુનોઝના પ્રકારને આલ્ફા સેલ્યુનોઝ કહેવામા આવે છે સેલ્યુનોઝના બીજા પ્રકારોને હેમીસેલ્યુનોઝ કહેવામા આવે છે અને તે રેયોન બનાવતા કારખાનામા દૂર કરવામા આવે છે સેલ્યુનોઝ પરની રાસાયણિક ક્રિયાઓમાથી આલ્ફા-સેલ્યુનોઝના અણુઓની સાકળ તૂટે છે અને તે ટૂકી બનતી જાય છે કપાસમાથી મેળવેલો સેલ્યુનોઝ આલ્ફા સેલ્યુનોઝનુ ઊંચુ પ્રમાણ ધરાવે છે અને વધુ મજબૂત રેયોન બનાવવા માટે કપાસમાથી ઉત્પન્ન કરેલો સેલ્યુલોઝ (લિન્ટર્સ પલ્પ) લેવો હિતાવહ છે જે કપાસિયા પર વળગેલી રૂવાટીમાથી મેળવવામા આવે છે બીજી વાત તે '**સ્પિનેરેટ**'ની શોધ છે 'સ્પિનેરેટ' અર્થાત્ ચારણી એક એવી વસ્તુ છે કે જેમાથી રસાયણોમા દ્રાવ્ય કરેલુ સેલ્યુલોઝ રસ સ્વરૂપે બહાર નીકળી સેલ્યુનોઝને તેજાબયુક્ત રસાયણોના સ્નાનાગાર(બાથ)માથી પસાર કરી તંતુ સ્વરૂપે પુનર્જન્મ આપે છે ઈ સ ૧૮૬૨મા **ઓઝાનમ** નામના અગ્રેજે પ્રથમ સ્પિનેરેટ બનાવી હતી શરૂઆતમા સ્પિનેરેટો કાચની બનાવવામા આવતી હતી પણ તે વારવાર તૂટી જતી હોવાથી તેનો વપરાશ બહુ ખર્ચાળ નીવડતો હતો ઈ સ ૧૯૩૦મા પ્લેટિનમની સ્પિનેરેટો બનાવવામા આવી હાલ તો પ્લેટિનમ રહિડિયમ અને પ્લેટિનમ-સુવર્ણની મિશ્રધાતુમાથી સ્પિનેરેટ ઘડવામા આવે છે, જો કે સ્ટેનલેસ સ્ટીલ અને ટેન્ટેલમ ધાતુ પણ ક્વચિત્ વપરાય છે

### નાઈટ્રો સેલ્યુલોઝ રેયોન

વૈજ્ઞાનિક પદ્ધતિથી રેશમને મળતુ કાપડ બનાવવાની શક્યતા સ્વિસ રસાયણશાસ્ત્રી **શૌનબાઈન**ની 'ગનકોટન' અથવા "નાઈટ્રો સેલ્યુનોઝ'ની ઈ સ ૧૮૪૬ના વર્ષમા થયેલી શોધને આભારી છે ગનકોટન એ સેલ્યુનોઝ ઉપર નાઈટ્રિક એસિડની પ્રક્રિયા વડે થયેલો રાસાયણિક પદાર્થ છે તેને નાઈટ્રો સેલ્યુનોઝ પણ કહે છે આ પદાર્થને જ્યારે આલ્કોહોલ અને ઈથરમા (એ નામના રસાયણો) ઓગાળવામા આવે છે ત્યારે તેમાથી મધ જેવુ દ્રાવણ પરિણમે છે, જેને 'કોલોડિયન' કહેવામા આવે છે વ્યાવહારિક ધોરણે આમાથી કૃત્રિમ રેશમ બનાવવાનો યશ ફ્રેચ રસાયણશાસ્ત્રી **કાઉન્ટ હિલેર દ શાર્દોને(ત)**ને પ્રાપ્ત થાય છે તેમણે પોતાની પ્રયોગશાળા બાધી વૈજ્ઞાનિક સશોધન શરૂ કર્યું હતુ શાર્દોને(ત)ને ફોટોગ્રાફીમાં પણ રસ હતો અને એક દિવસ જ્યારે તે કાચની પ્લેટ ઉપર કોલોડિયન લગાડી રહ્યા હતા ત્યારે અકસ્માત્ તેની બાટલી તેમના હાથમાથી પડી ગઈ અને દ્રાવણ ઢોળાઈ ગયુ પોતે કામમા હોવાથી આ ચીકણો પદાર્થ બાટલીમા ભરવાનુ તેમણે ભવિષ્ય માટે મુલતવી રાખ્યુ બીજે દિવસે તેમણે જોયુ તો કોલોડિયન સુકાઈ ગયુ હતુ અને તે ઉખાડતા ઉખાડતા હાથ વચ્ચે તે દબાતા તેમાથી અનેક રેષાઓ તેમની નજરે પડી આ તારો બરાબર રેશમના તાર જેવા જ હતા પરતુ ત્યારબાદ આ શોધને સપૂર્ણ કરતા બીજા ઓગણત્રીસ વર્ષ વીતી ગયા ઈ સ ૧૮૮૪ના મે માસની ૧૨મી તારીખે શાર્દોન(ત)એ વસ્ત્ર-ઉદ્યોગ માટે કૃત્રિમ રેશમને મળતા પદાર્થ બનાવવાનુ ફ્રેચ પેટન્ટ મેળવ્યુ આ હતુ સૌથી પહેલુ કૃત્રિમ રેશમ તે બનાવવાની રીત આ પ્રમાણે હતી ઈથર અને આલ્કોહોલમા ગનકોટન ઓગાળવામા આવતુ અને પછી એ દ્રાવણને છિદ્રોવાળી ચારણી (સ્પિનેરેટ)માથી બહાર કાઢી ઈથર અને આલ્કોહોલ જે ઉડ્ડયનશીલ હતા તેમને ઉડાડી મૂકી મજબૂત તાર ખેચવામા આવતા શાર્દોનેએ બેસાન્સોન(ફ્રાન્સ)મા કૃત્રિમ રેશમ બનાવવાનુ કારખાનુ ઊભુ કર્યું શરૂઆતમા

ઉત્પાદન ઓછું હતું પણ એ વર્ષ પછી તેમના કારખાનામાં નિયમિત રીતે દરરોજના ૧૦૦ રતલ જેટલું રેયોનનું સૂતર ઉત્પન્ન થવા લાગ્યું. શાર્દોને-(ત)ના આ કાર્ય બદલ ફ્રાન્સની સરકારે તેમને 'નાઈટ ઓફ ધ લીજીઅન ઓફ ઓનર'નું માન આપવામાં આવ્યું. ત્યારબાદ ઈંગ્લેન્ડ, બેલ્જીઅમ અને અમેરિકામાં પણ આવાં કારખાનાં નંખાયાં. અનેક વર્ષો સુધી સફળતા પ્રાપ્ત કર્યા પછી બીજી પદ્ધતિઓ વડે શોધાયેલા કૃત્રિમ તંતુઓ માટે માર્ગ કરવા શાર્દોને(ત) પદ્ધતિને ખસી જવું પડયું અને આજે તો નાઈટ્રોસેલ્યુલોઝ રેયોન ઉત્પન્ન થતું સદંતર બંધ થઈ ગયું છે. છતાં શાર્દોને(ત)નું આ ઉદ્યોગમાં નેતૃત્વ કાયમ રહ્યું છે. ઈ. સ. ૧૯૧૪માં તેમને ૭૫ વર્ષ પૂરાં થતાં તેમની વિશિષ્ટ કામગીરી બદલ 'પર્કિન મેડલ' અર્પણ કરવામાં આવ્યો હતો.

## ક્યુપ્રામોનિઅમ રેયોન

રેયોન બનાવવાની બીજી પદ્ધતિ ક્યુપ્રામોનિઅમ પ્રોસેસ તરીકે ઓળખાય છે. આ પદ્ધતિવડે રેયોનનું મોટા પાયા ઉપર ઉત્પાદન ૧૮૯૮માં શરૂ થયું. તે વખતે શાર્દોને(ત) રેયોનની કીર્તિ મધ્યાહ્ને તપતી હતી.

ઈ. સ. ૧૮૫૭માં **શ્વાઈત્ઝર** નામના એક વનસ્પતિ વિજ્ઞાનીએ એવી શોધ કરી કે રૂ અથવા કાગળને એમોનિયા યુક્ત તાંબાના હાઈડ્રોકસાઈડના દ્રાવણમાં ઓગાળી શકાય છે. આ દ્રાવણ તુર્ત જ શ્વાઈત્ઝરના રસાયણ તરીકે જાણીતું થઈ ગયું. ઈ. સ. ૧૮૮૨માં એડવર્ડ વેસ્ટન નામના એક અમેરિકને રૂને ક્યુપ્રામોનિઅમ દ્રાવણમાં ઓગાળીને તંતુ બનાવ્યો ત્યારથી આ પદ્ધતિની શરૂઆત થઈ ગણાય પણ વસ્ત્રોઉદ્યોગમાં આ તંતુઓનો ઉપયોગ થયો ન હતો.

**લુઇ હેન્રી દેસ્પેસીસ** નામનો ફ્રેન્ચ રસાયણશાસ્ત્રી આ પદ્ધતિ વડે રેયોન બનાવવામાં પ્રથમ હતો. ઈ. સ. ૧૮૪૦માં તેણે આ માટે પેટન્ટ લીધું. બીજું પેટન્ટ ડૉ. એમિલ બ્રોનર્ટ અને તેમના સાથીઓએ ઈ. સ. ૧૮૯૭માં લીધું. એ વર્ષ પછી આ પદ્ધતિને લગતાં અનેક પેટન્ટો તેમના તથા તેમના સાથીઓના નામ પર નીકળ્યાં. આ પેટન્ટોનો વ્યાવહારિક ઉપયોગ કરવા માટે 'ફેરાઈનિગ્ટે ગ્લાન્સ્ટૉફ ફાબ્રિકેન' નામની એક કંપની એલાશાપેલ પાસે સ્થાપવામાં આવી. આ અરસામાં શાર્દોને(ત) રેયોન તેના સળગી ઊઠવાના ગુણને કારણે અપ્રિય થવા લાગ્યું હતું અને આ તકનો લાભ આ નવી પદ્ધતિને તરત જ મળ્યો. ઈંગ્લેન્ડમાં ડૉ. બ્રોનર્ટના ભાઈ હેન્રીએ ૧૯૦૦માં કારખાનું નાખ્યું. ધીમે ધીમે જગતના બીજા દેશોમાં પણ તેનાં કારખાનાં નંખાયાં. ગ્રેટબ્રિટનમાં ઈ. સ. ૧૯૩૧માં બ્રિટિશ બેમ્બર્ગ લિમિટેડ નામથી એક કંપની સ્થપાઈ. તે પહેલાં અમેરિકામાં ૧૯૨૫થી અમેરિકન બેમ્બર્ગ કૉર્પોરેશન આ પ્રકારનું રેયોન બનાવતી હતી. પરંતુ રેયોન બનાવવાની ત્રીજી પદ્ધતિ 'વિસ્કોઝ રેયોન' નામથી અસ્તિત્વમાં આવી. આ પદ્ધતિથી રેયોન બનાવવાનું સસ્તું પડતું હતું એવો અનુભવ થતાં એણે ક્યુપ્રામોનિઅમ પ્રોસેસને 'પીછેહઠ' કરાવી.

## વિસ્કોઝ રેયોન

રેયોન બનાવવાની ત્રીજી પદ્ધતિ, જે વિસ્કોઝ પ્રોસેસ નામથી ઓળખાય છે તેને સૌથી વધુ સફળતા મળી છે આજે જગત પર જે રેયોન ઉત્પન્ન કરવામાં આવે છે તેનો મોટો ભાગ વિસ્કોઝ પ્રોસેસ વડે તૈયાર કરવામાં આવે છે. આ પદ્ધતિની શોધ અને તેની સફળતાની કથા રેયોન ઉદ્યોગમાં એક રોમાંચક ઇતિહાસ રૂપે આલેખાઈ છે.

**ચાર્લ્સ ક્રોસ** અને **એડવર્ડ બેવન** નામના બે અંગ્રેજ રસાયણશાસ્ત્રીઓએ આ શોધમાં મુખ્ય ફાળો આપ્યો હતો. તે ઉપરાંત **ચાર્લ્સ સ્ટર્ન** અને **ચાર્લ્સ ટોફામ** નામની વ્યક્તિઓએ પણ આ પદ્ધતિ વિકસાવવામાં સારી મદદ કરી હતી. વિસ્કોઝ રેયોનની સફળતા માટેનો યશ આ ચારેય વ્યક્તિઓને

વરે છે છતા ટોફામના કાર્યની ખાસ નોંધ લેવી ઘટે છે શરૂઆતના મુશ્કેલીના સમયમા ટોફામની ધીરજ અને આશાવાદ કામે લાગ્યા હતા અને અંતે વિસ્કોઝ પદ્ધતિની ઔદ્યોગિક સફળતાના દર્શન થયા હતા

વાતની શરૂઆત ૧૮૭૪ના વર્ષથી થાય છે જ્યારે બાર વર્ષનો ટોફામ બૅન્ક ઑફ ઇંગ્લૅન્ડની લિવરપૂલની શાખામા મેસિન્જરની નોકરી કરતા સ્ટર્નને મળ્યો આ બૅન્કની નોકરી ઉપરાંત સ્ટર્નને ફાજલના સમયમા વિજ્ઞાનના પ્રયોગો કરવાનો શોખ હતો તેમા ટોફામના પિતા પણ ઠીક ઠીક રસ લઈ તેઓને મદદ કરતા ઈ સ ૧૮૭૮મા બૅન્કની ચાલુ નોકરીએ જ સ્ટર્ને વીજળીના દીવા માટેનુ એક નાનુ કારખાનુ ખોલ્યુ અને તે ટોફામને ચલાવવા આપ્યુ અહી જ સ્ટ્રોનના સફળતાપૂર્વક નિર્વાત દીવાઓ (વૅક્યુમ લૅમ્પસ) બન્યા અને તેને અંગે તેમને આંતરરાષ્ટ્રીય કીર્તિ મળી થોડા વર્ષો પછી શાર્દોનેએ બનાવેલા નાઈટ્રોસેલ્યુનોઝમાથી ટોફામે એક ઘરગથ્થુ યંત્ર દ્વારા તંતુઓ બનાવ્યા પછી તો આ બે સાથીઓ વિન્ટ્રેઝરલૅન્ડ ઉપડયા અને ત્યા ક્યુરિયમાં વીજળીના દીવાઓનુ કારખાનુ નાખ્યુ, (૧૮૯૩) આ અરસામા ઈંગ્લૅન્ડમાથી તેમને 'વિસ્કોઝ' નામના એક દ્રાવક પદાર્થનો નમૂનો મળ્યો આ વિસ્કોઝની શોધ કેવી રીતે થઈ તે જોવા માટે આપણે ક્રોસ અને બેવનની પ્રયોગશાળામા ડોકિયુ કરવુ પડશે

ક્રોસ અને બેવન એ બે મિત્રો હતા અને બન્ને સાથે માંચેસ્ટરમાં આવેલી ઓવેન્સ કૉલેજ રીસર્ચ લૅબોરેટરીમા કામ કરતા હતા અભ્યાસ પૂરો થયા પછી ક્રોસ વસ્ત્રવિજ્ઞાનના સંશોધનમા પડયો અને બેવન કાગળ બનાવવાના એક કારખાનામા જોડાયો. આમ બન્ને મિત્રો છૂટા પડયા પણ બે વર્ષ બાદ તેઓએ સંયુક્ત રીતે લંડનમા 'કન્સલ્ટીંગ કેમિસ્ટ્સ' (સલાહકાર રસાયણશાસ્ત્રીઓ)ની ઑફિસ ખોલી તેમનુ પ્રથમ અને મુખ્ય કાર્ય સેલ્યુલોઝના પદ્ધતિસરના સંશોધન સંબંધીનુ હતુ

લાકડાના સેલ્યુલોઝ ઉપર કૉસ્ટિક સોડાના દ્રાવણની અસરોનો તેમણે અભ્યાસ આદર્યો ટૂંક સમયમાં બીજા એક સાથી ક્લેટન બીડલ સાથે તેઓએ શોધી કાઢ્યુ કે લાકડાનુ કે બીજા કોઈ પણ પદાર્થમાથી ઉત્પન્ન કરેલુ સેલ્યુલોઝ જ્યારે કૉસ્ટિક સોડાના દ્રાવણમા ડુબાડવામા આવે ત્યારે તે ફૂલી જાય છે અને પછી જો તેના ઉપર કાર્બન બાયસલ્ફાઈડ નામના રસાયણની ક્રિયા કરવામાં આવે તો તેમાથી એક નવો જ પદાર્થ ઉત્પન્ન થાય છે, જે પાણી અથવા પાતળા (ડાઈલ્યુટ) કૉસ્ટિક સોડાના દ્રાવણમા ઓગળીને મધ જેવો ચીકણો પદાર્થ બનાવે છે ચીકાશને અંગ્રેજીમા વિસ્કોસીટી કહે છે અને એના આ ગુણધર્મને લીધે એનુ નામ વિસ્કોઝ રાખવામા આવ્યુ છે

ઈ સ ૧૮૯૯મા વિસ્કોઝ પદ્ધતિનુ પેટન્ટ કઢાવી સ્ટર્ને વિસ્કોઝ સ્પિનિંગ સિંડિકેટ નામથી વિસ્કોઝ રેશમનુ ઉત્પાદન કરવા માટે એક કારખાનુ ચાલુ કર્યુ પણ સૂતર બહાર કાઢીને વીંટવા માટે યોગ્ય સાધન શોધાયુ ન હતુ ટોફામ આ માટે બહુ વિચારમગ્ન તથા ચિંતાતુર રહેતો એક દિવસ ૧૯૦૦ના નવેમ્બર માસમા વરસાદથી ભીંજાયેલા રસ્તે તે સાયકલ ઉપર પસાર થતો હતો તે એની ધૂનમા જ હતો ત્યા અચાનક એની દૃષ્ટિએ રસ્તા પરનો કાદવ સાયકલના આગલા ચક્રમાથી રસ્તાને સમાંતર ફેંકાતો પડયો આ જોઈને તે વધુ વિચાર કરતો થઈ ગયો તેને થયુ કે આનાથી ઊંધી રીતે જો ચારણી(સ્પિનેરેટ)માથી બહાર પડતા વિસ્કોઝના તારોને ચક્કર ચક્કર ફરતી એક પેટીમાથી પસાર કરવામા આવે તો કેન્દ્રાભિસારી બળને પરિણામે આ તારો પેટીની બહારની બાજુએ વીંટાશે માટે તરત જ ટોફામે આ વિચારને અમલમા મૂકવાનો પ્રયત્ન આદરી દીધો તેણે એક ગોળ ડબ્બો લીધો અને તેમાથી વિસ્કોઝ કાંતવાનુ સાધન બનાવ્યુ, જે ટોફામ સ્પિનિંગ બૉક્સના નામથી આજે મશહૂર છે કાપડ ઉદ્યોગની દુનિયામા જ્યારે આ સાધન

જાણીતું થયું ત્યારે તેનો એક મહાપ્રતિભાશાળી સર્જન તરીકે સત્કાર થયો.
ઈ. સ. ૧૯૦૯ સુધીમાં વિસ્કોઝ વડે બનાવાતા કૃત્રિમ રેશમે કાપડ ઉદ્યોગમાં પોતાનું આગવું સ્થાન મેળવી દીધું. ગ્રેટબ્રિટન, યુરોપ અને અમેરિકામાં આ ઉદ્યોગ સુસ્થાપિત થઈ ચૂક્યો.

### એસિટેટ રેયોન

ચોથા પ્રકારનું રેયોન સેલ્યુલોઝ એસિટેટ અથવા તો કેવળ એસિટેટ રેયોન નામથી ઓળખાય છે. આજે વપરાતા રેયોનના પ્રકારમાં વિસ્કોઝ પછી એ બીજે સ્થાને આવે છે પણ વિસ્કોઝ રેયોનની તુલનામાં એનો વપરાશ ઘણો ઓછો છે. છતાં બીજા રેયોન કરતાં આમાં એક તફાવત છે. આ પદ્ધતિમાં જે તંતુ બનાવવામાં આવે છે તે સેલ્યુલોઝ નહિ પણ સેલ્યુલોઝ એસિટેટ નામનો સેલ્યુલોઝ ઉપર એસેટિક એસિડની પ્રક્રિયા વડે થયેલો પદાર્થ છે.

સેલ્યુલોઝ એસિટેટ બનાવવાની પ્રક્રિયા સને ૧૮૬૯માં **નૌડિન** અને **શુત્સેનબર્જર** નામના રસાયણશાસ્ત્રીઓએ શોધી કાઢી હતી. આ પદ્ધતિ મુજબ સેલ્યુલોઝને એસેટિક એસિડમાં ઓગાળવામાં આવતો એટલે તેમાંથી સેલ્યુલોઝ એસિટેટ નામનો રાસાયણિક પદાર્થ બનતો.

સેલ્યુલોઝ એસિટેટ બનાવવા માટે સૌથી વિશેષ પ્રવૃત્તિ અમેરિકામાં થઈ છે. ઈ. સ. ૧૯૦૧માં અમેરિકામાં **ડૉ. આર્થર લિટલે** એસિટેટ પદ્ધતિ વડે વસ્ત્રતંતુ બનાવવાનું પેટન્ટ લીધું, પરંતુ વ્યાપારી ધોરણે એનું ઉત્પન્ન કરતાં બાર વર્ષો વીતી ગયાં. ઈ. સ. ૧૯૧૪માં તેમણે **લસ્ટ્રોન કંપની** સ્થાપી રોજના ૩૦૦ રતલ જેટલું સૂતર બનાવવા માંડ્યું. આનો મુખ્ય ઉપયોગ ઊનના વાણામાં એસિટેટનો તાણો નાખી રેખાઓની ભાતવાળું કાપડ બનાવવામાં થયો હતો કારણ કે એસિટેટ રેયોનના રંગો ઊનના રંગો કરતાં ભિન્ન પ્રકારના હતા અને તેથી વાણા તથા તાણાને અલગ અલગ રંગો ચડતા.

આ દરમિયાન **હેન્રી** અને **કેમિલ ડ્રેફસ** નામના બે ભાઈઓ યુરોપમાં સેલ્યુલોઝ એસિટેટ બનાવવા માટે નોંધપાત્ર પ્રયાસો કરી રહ્યા હતા. તેઓ રસાયણ વિજ્ઞાનના સ્નાતકો હતા. ૧૯૧૦માં તેઓએ સૌથી પ્રથમ સળગી ન જાય તેવી સિનેમાની ફિલ્મ સેલ્યુલોઝ એસિટેટમાંથી બનાવી. ત્યારપછી ઈ. સ. ૧૯૧૪માં પ્રથમ વિશ્વયુદ્ધ આવ્યું અને ૧૯૧૬માં બ્રિટિશ સરકારે ડ્રેફસ ભાઈઓને મિલિટરીના એરોપ્લેનની કાપડની પાંખો ઉપર લગાડવા માટે સેલ્યુલોઝ એસિટેટ બનાવવાનો કોન્ટ્રેક્ટ આપ્યો. આથી ઇંગ્લેન્ડમાં સ્પોન્ડન ખાતે સેલ્યુલોઝ એસિટેટ બનાવવાનું એક કારખાનું ઊભું કરવામાં આવ્યું અને તે યુદ્ધના અંત સુધી ચાલ્યું.
જ્યારે અમેરિકા પણ યુદ્ધમાં દાખલ થયું ત્યારે તેણે ડ્રેફસ ભાઈઓ સાથે આવું કારખાનું અમેરિકામાં નાખવા માટે વાટાઘાટો શરૂ કરી અને પરિણામે મેરિલેન્ડમાં એક કારખાનું ઊભું કરવાની વ્યવસ્થા કરવામાં આવી. યુદ્ધ પૂરું થયું ત્યારે કારખાનું લગભગ અડધું જ બંધાઈ રહ્યું હતું, અને તે દરમિયાન અમેરિકાની સેલ્યુલોઝ એસિટેટની જરૂરિયાત **ઈસ્ટમેન કોડાક કંપનીએ** પૂરી પાડી હતી. હવે આ કારખાનું બંધાયા પછી તેની શું વ્યવસ્થા કરવી તે એક પ્રશ્ન ઉપસ્થિત થયો. ઇંગ્લેન્ડમાં પણ આના કારખાના માટે આવો જ પ્રશ્ન ખડો થયો હતો અને તેનો ઉકેલ સેલ્યુલોઝ એસિટેટમાંથી વસ્ત્રતંતુઓ બનાવીને કરવામાં આવ્યો. ઈ. સ. ૧૯૨૦માં બ્રિટિશ સેલ્યુલોઝ એન્ડ કેમિકલ મેન્યુફેક્ચરિંગ કંપનીના નામે ડ્રેફસ ભાઈઓએ કૃત્રિમ રેશમ બનાવવાનું ચાલુ કર્યું. ચાર વર્ષ પછી અમેરિકામાં અમેરિકન સેલ્યુલોઝ કંપની સ્થાપી ત્યાં પણ ઉત્પાદન શરૂ કરવા માંડ્યું. આજે તો દુનિયામાં ઘણી કંપનીઓ આ વસ્ત્રતંતુઓ બનાવે છે.

### કૃત્રિમ ઊન (પ્રોટીનના તંતુઓ)

દૂધ, સોયાબીન, મગફળી, મકાઈ, વગેરે પદાર્થો પણ વસ્ત્રતંતુઓના નિર્માણ માટે વૈજ્ઞાનિકોના આંખે ચડ્યા.

વસ્ત્રવિજ્ઞાનની કલા હવે સર્વોચ્ચ શિખરે પહોંચી ગઈ હતી અને કુદરતી રેશમ તથા ઊન સાથે સ્પર્ધા કરી, પોતાના ગૌરવની ગાથા વિસ્તારવા લાગી હતી.

દૂધમાંથી કેસીન મેળવી તેમાંથી તાર બનાવવાનુ તો છેક ઈ સ ૧૯૦૪મા ટોટેનહાઉપ્ટ નામના રસાયણશાસ્ત્રીએ શોધી કાઢ્યુ હતુ તારો બરડ હતા અને પાણી સામે ટકી શકતા નહિ તેથી એના અને બીજાઓના શરૂઆતના પ્રયત્નો વ્યર્થ નીવડ્યા હતા ઈ સ ૧૯૩૫મા ફેરેટ્ટી નામના ઈટાલિયને, દસ વર્ષના પ્રયત્નોને અંતે ઊનને મળતા ધર્મોવાળા તતુઓ સફળતાપૂર્વક બનાવ્યા **સ્નિઆ વિસ્કોસા** નામની રેયોન બનાવનારી ઈટાલિયન વ્યાપારી કંપનીએ ફેરેટ્ટીના પેટન્ટ હક્કો ખરીદી લીધા અને મોટા પાયા ઉપર દૂધના કેસીનમાથી તતુઓ બનાવવાનુ શરૂ કર્યું આ તતુઓનુ નામ "લેનિટાલ" પાડવામા આવ્યુ (લેનાનો લેટિનમાં ' ઊન " એવો અર્થ થાય છે) અને ઈ સ ૧૯૩૭માં એનુ ૧૨૦૦ ટન જેટલુ ઉત્પાદન થઈ શક્યુ અમેરિકામા આટલાંટિક રીસર્ચ એસોસિએટ્સ નામની સસ્થાએ તદ્દન સ્વતંત્ર રીતે સશોધન કરીને ઈ સ ૧૯૩૯માં કેસીનમાથી આવો તતુ બનાવ્યો અને તેનુ નામ "આરાલાક" પાડ્યુ મકાઈના નત્રિનમાથી પણ વર્જિનિયા કેરોલિના કેમિકલ કોર્પોરેશને ' વિકારા " નામનો તતુ ઈ સ ૧૯૫૩થી બનાવવો શરૂ કર્યો છે કૃત્રિમ ઊનના તતુઓમા વિકારા શ્રેષ્ઠ છે તેને બીજા તતુઓ જોડે મિશ્ર કરીને પણ કાંતી શકાય છે "આરડિન" એ વનસ્પતિજન્ય પ્રોટીન તતુ છે અને મગફળીના નત્રિનોમાથી મેળવવામા આવે છે ઈમ્પીરિયલ કેમિકલ ઈન્ડસ્ટ્રીઝ (આઈ સી આઈ) નામની કંપનીએ એમની સ્કોટલેન્ડ ખાતેની આરડીર ફેક્ટરીમા કરેલા સશોધનનુ એ પરિણામ છે અને તેના નામ પરથી આરડિન નામાભિધાન થયુ છે ૧૯૫૭થી આરડિનનુ ઉત્પાદન કંપનીએ બધ કર્યું છે

અમેરિકામા ફોર્ડ મોટર કંપનીએ સોયાબીનમાથી તતુઓ બનાવવા સબધી સશોધન કરીને ઈ સ. ૧૯૩૯મા મોટરકારની બેઠકોમા આચ્છાદનો બનાવવા માટે સોયાબીનના સૂતરમાથી વણેલુ કાપડ તૈયાર કર્યું ઈ સ ૧૯૪૩મા આ પ્રોસેસ વડે ડ્રેક્ટ પ્રોડક્ટ્સ કંપનીએ સોયાબીનના સૂતરનુ ઉત્પાદન શરૂ કર્યું ઔદ્યોગિક પાયા ઉપર સોયાબીનમાથી અત્યારે "એઝલોન" નામનુ સૂતર અમેરિકામા હાલ બનાવવામા આવે છે જાપાનમા પણ સોયાબીનનુ ઉત્પાદન પુષ્કળ હોવાથી ત્યા આવુ કાપડ બનાવવામા ઘણો રસ છે

### સંપૂર્ણ કૃત્રિમ વસ્ત્રતંતુઓ—નાયલોન, ટેરિલિન, વગેરે

અત્યાર સુધી આપણે જે વસ્ત્રતતુઓ વિષે વિચાર્યું તે સપૂર્ણ રીતે માનવસર્જિત ન હતા, વનસ્પતિના સેલ્યુલોઝમાથી તેઓનુ સર્જન થયુ હતુ એટલે તેઓને અર્ધકૃત્રિમ—સેમિસિથેટિક—વસ્ત્રતતુઓ કહી શકાય પરતુ ત્યારપછી વૈજ્ઞાનિકોએ મૂળભૂત રસાયણોમાથી જ વસ્ત્રતતુઓનુ સર્જન કર્યું આના દૃષ્ટાંત તરીકે નાયલોનને લઈ શકાય નાયલોનની બનાવટમા વપરાતા રસાયણો કાર્બન ઑક્સિજન, નાઈટ્રોજન અને હાઈડ્રોજન નામના મૂળ તત્ત્વોમાથી બનાવાતા હોઈ તે સપૂર્ણ રીતે કૃત્રિમ કહેવાય

ઈ સ. ૧૯૨૭મા અમેરિકાની દુપોન્ત કંપનીએ ડૉ. વૉલેસ હ્યુમ કેરોધર્સના માર્ગદર્શન નીચે અણુઓના સયોગ સબધી મૂળભૂત સશોધન (ફન્ડામેન્ટલ રીસર્ચ) નો કાર્યક્રમ નક્કી કર્યો તેના ફળરૂપે નાયલોનનુ તેમજ અન્ય કૃત્રિમ તતુઓનુ સર્જન થયુ છે દુપોન્ત કંપનીનુ ધ્યેય એક તદ્દન નવા વસ્ત્રતતુનુ સર્જન કરવાનુ હતુ પદાર્થના નાના અણુઓ એકત્રિત થઈને જુદા ગુણધર્મો ધરાવતા મોટા અણુઓ (મેક્રોમોલિક્યુલ્સ)મા કેવી રીતે રૂપાતર પામતા હતા એ ડૉ કેરોધર્સના સશોધનનો વિષય હતો આ સશોધનને અંતે એવુ ફલિત થયુ કે જેમ શરીરમા સ્નાયુઓ નાનામાથી મોટા થાય છે અને વનસ્પતિની અંદર

ક્રોષો વૃદ્ધિંગત થાય છે તેમ રાસાયણિક રૂપાંતરોમાં પણ નાના અણુઓ સંકલિત થઈને મોટા અણુઓમાં પરિણમે છે. આવા અણુઓને **પૉલિમર** કહે છે. તેજાબ અને આલ્કોહોલના રાસાયણિક સંયોગોને પરિણામે તેમાંથી પૉલિઈસ્ટર વર્ગનાં રાસાયણિક દ્રવ્યો ઉત્પન્ન થાય છે. આ પ્રકારના પૉલિઈસ્ટરમાંથી ઉષ્ણતા અને શૈત્યના નિયંત્રણ વડે સ્થિતિસ્થાપક પદાર્થ બનાવી શકાય છે અને અનુકૂળ સ્થિતિમાંથી તેમાંથી તાર પણ ખેંચી શકાય છે. ઈ. સ. ૧૯૩૦માં એડિપિક એસિડ અને હેકઝામેથિલિન ડાએમાઈન નામના બે રસાયણોના સંયોગ વડે "પૉલિમર ૬૬" નામનું દ્રવ્ય ઉત્પન્ન કરવામાં આવ્યું જેને નાયલોનનું જનક કહી શકાય. આ પૉલિમરના વર્ગને "પૉલિએમાઈડ" કહેવામાં આવે છે.

નાયલોનને પ્રયોગશાળામાંથી વ્યાવહારિક ધોરણે ઉત્પન્ન કરવામાં બીજાં થોડાંક વર્ષો નીકળી ગયાં. પ્રથમ પાયલોટ પ્લેન્ટમાં તેનું ઉત્પાદન કરીને દુપોન્ત કંપનીએ સીફર્ડ, ડેલાવેરમાં કારખાનું નાખ્યું. ઈ. સ. ૧૯૪૦માં નાયલોન બજારમાં ચાલુ થઈ ગયું અને લોકો તરફથી તેને સારો આવકાર મળ્યો. મુખ્યત્વે તેનો વપરાશ હોઝિયરીમાં વિશેષ હતો. એક વર્ષની અંદર અમેરિકામાં સ્ત્રીઓએ લગભગ સાત કરોડ નાયલોનના મોજાં ખરીદ કર્યાં હતાં. ટૂંક સમયમાં ટેનિસના રેકેટની દોરીઓ, ઈલેકટ્રીક તારના કવરો, વિમાનમાં વપરાતા સલામતી કમરપટ્ટાઓ (સેફટી બેલ્ટસ) વગેરે તેમાંથી બનવા લાગ્યા. ઈ. સ ૧૯૪૨–૪૩માં બીજા વિશ્વયુદ્ધને લીધે તેનો વિશેષ ઉપયોગ મિલીટરીમાં એરોપ્લેનના ટાયરો અને એરોપ્લેનની છત્રી–પેરેશૂટ બનાવવામાં થયો હતો. ધીમે ધીમે તેનું ઉત્પાદન જર્મની અને યુરોપના બીજા દેશોમાં તેમજ જાપાનમાં થવા લાગ્યું. યુદ્ધ પછી નાયલોનનો ઉપયોગ લોકોપયોગી રસ્તે વળ્યો અને તેની માગ દિવસે દિવસે વધતી ચાલી. આજે તો તે સર્વશ્રેષ્ઠ વસ્ત્રતંતુઓમાંના એક તરીકે જગતભરમાં વ્યાપી ગયું છે.

ડૉ. કેરોધર્સના પૉલિઈસ્ટરના સંશોધનનો ઉપયોગ કરીને ઈંગ્લેન્ડમાં કેલીકો પ્રિન્ટર્સ એસોશિયેશનના વૈજ્ઞાનિકો **વ્હિનફીલ્ડ** અને **ડિકસને** ટેરેફથેલિક એસિડ અને એથિલિન ગ્લાયકોલ નામના રસાયણોના સંયોગ વડે **ટેરિલિન** નામનો વસ્ત્રતંતુ બનાવ્યો. આ માટેનું કારખાનું યોર્કમાં ઈમ્પીરિયલ કેમિકલ ઈન્ડસ્ટ્રીઝે બાંધ્યું અને તેનું ઉત્પાદન કરવા માંડ્યું. અમેરિકામાં દુપોન્ત કંપનીએ આના પેટન્ટ હક્કો ખરીદી લીધા અને "**ડેક્રોન**" નામથી આ વસ્ત્રતંતુ બનાવ્યો.

ડૉ કેરોધર્સના સંશોધને અણુસંયોગની દિશામાં નવા ચીલાઓ ચીંધ્યા હતા અને તેને પરિણામે નાયલોન અને ડેક્રોનને પગલે પગલે વિનીલ, પી. વી. સી., પૉલિએથિલિન, વિન્યોન, ઑરલોન વગેરે પ્રકારના વસ્ત્રતંતુઓ અને પ્લાસ્ટિકો રસાયણશાળામાંથી નીકળી કારખાનાને ધોરણે ઉત્પન્ન થઈને બહાર પડ્યાં અને લોકોમાં પ્રચાર પામ્યાં. ઉદ્યોગમાં આ તંતુઓ તથા પ્લાસ્ટિકોએ ક્રાંતિ આણી અને તેજાબ, ક્ષાર કે આલ્કલી વડે ખવાઈ જતી ચાલુ સામગ્રીઓ (ઈક્વીપ્મેન્ટ્સ)ને બદલે વિજ્ઞાને સિદ્ધ કરેલી અનેક નવા પ્રકારની બનાવટો સ્થાન લઈ રહી.

કાચમાંથી કાપડના સર્જનની વાત સાંભળી નવાઈ લાગશે પરંતુ તેનો ઈતિહાસ સૈકાઓ જૂનો છે. તેને બહુ ગુપ્ત રીતે રાખવામાં આવ્યું હોવાથી તેનું જ્ઞાન લુપ્ત થઈ ગયું. ઓગણીસમી સદીની આખરમાં સ્પેનની એક રાજકુમારી માટે કાચના બારીક તારમાંથી વસ્ત્રો બનાવવામાં આવ્યાં હતાં જેની કિંમત ૩૦,૦૦૦ ડોલર જેટલી થઈ હતી. ઈ. સ. ૧૯૩૧માં અમેરિકામાં ઓવેન્સ ઈલિનોઈસ ગ્લાસ કંપનીએ કાચમાંથી વસ્ત્રતંતુ સફળતાપૂર્વક બનાવ્યો હતો. ૧૯૪૬થી એલ્યુમિનિયમના વસ્ત્રતંતુઓએ "લ્યુરેક્સ" નામથી કાપડ ઉદ્યોગમાં પ્રવેશ કર્યો. હવે સ્ટેનલેસ સ્ટીલમાંથી પણ વસ્ત્રતંતુઓ બનાવવામાં આવ્યા છે.

તામારા ઝીમાલ

# મધ્ય એશિયામાં બૌદ્ધધર્મ

બૌદ્ધધર્મનો વિસ્તાર ક્યાં સુધી હતો તેનો ખ્યાલ આજે બહુ ઓછો આવે છે. પણ અવશેષોનાં સંશોધનોથી આ ખ્યાલની સીમા ખૂબ વિશાળ બનતી જણાય છે. આ લેખનાં લેખિકાએ એ ધર્મની અસીમતા વર્ણવી છે......

વક્શ નદીની ખીણમાં શોધખોળ ખોદકામ કરવામા કેટલાંક વર્ષોથી અમે લાગેલાં હતાં. નદીના ડાબા કાંઠા પરની સર્વ પ્રાચીન કૃષિવસ્તીઓના પુરાતત્ત્વ અવશેષોની નોંધ રાખવા માટે અમને સૂચના આપવામાં આવેલી હતી. આ વિસ્તારમાં આવેલ કીરોવ રાજ્ય ખેતર પર અમે હતાં ત્યારે એક ટેકરા તરફ અમારું ધ્યાન ખેંચવામાં આવ્યું. આ ટેકરાની આકૃતિ કુદરતી રીતે હોવી જોઈએ તેના કરતાં વધુ વ્યવસ્થિત અને સમાન હતી.

આ ટેકરામાં મોટો ખજાનો છે. અને તેની રક્ષા કરતી એક રહસ્યમયી સુંદરી સર્પના સ્વરૂપે આવી સાંજ પછી આ ટેકરા આસપાસ ફરકનારને ડરાવતી રહે છે તેવી દંતકથા પ્રવર્તતી હતી એમ અમને જાણવા મળ્યું. આ પ્રદેશના વૃદ્ધોએ અમને કહ્યું કે આ ટેકરાને 'શયતાનનો ટેકરો' નામ આપવામાં આવ્યું છે અને તેમણે સૂર્યાસ્ત પછી તેનાથી દૂર રહેવાની અમને મક્કમ ભલામણ કરી.

કેટલાક પ્રયોગાત્મક ખોદકામ બાદ અમે બે ખંડો વચ્ચેનો માર્ગ મોકળો કરી શક્યા. તેની જમીન પર અમને રંગેલા પ્લાસ્ટર-સ્ટકો-ના કટકા- અને માટીના શિલ્પના ટુકડા મળ્યા. એક કાણાવાળો સિક્કો અમને જડ્યો. અમે જાણતા હતા કે આવા સિક્કાઓ તાજિકીસ્તાન ૭મી સદીના ઉત્તરાર્ધમાં દેખાયાં હતાં આથી અમને આ સ્મારકનો અંદાજે કાળ ગણવામાં સહેલાઈ પડી.

પરંપરાગત* લખાણોમાંથી જાણવા મળ્યું છે કે તાજિકીસ્તાનમાં ૭મી અને ૮મી સદીમાં, ઓછે વધતે અંશે, સ્વતંત્ર વક્શપ્રાંતનો એક ભાગ હતું અને તોચારિસ્તાનની માલિકીના મુખ્ય વિભાગ કહેવાતા ખુતાલના કબજામાં હતું. ખુતાલની વસ્તી, ભારતથી મધ્ય એશિયા સુધી પ્રથમ સદીના અંતે વિસ્તરેલ હિનયના પ્રકારના બૌદ્ધધર્મને માનતી. આ ધર્મ આરબોના આગમન સુધી સૌથી પ્રમુખ ધર્મ તરીકે ચાલુ રહ્યો હતો.

તેમ છતાં, આ હકીકતોનો અમારી પાસે કોઈ પુરાતત્વશાસ્ત્રીય પુરાવો ન હતો. પરંતુ હવે અમે, આ ટેકરાનો પૂર્વ ભાગ ઘણોખરો ખોદ્યા પછી દાવાથી કહી શકીએ કે આ અવશેષો ૬ઠ્ઠી-૮મી સદીના બૌદ્ધમઠના છે. આ બૌદ્ધમઠ એક અટપટી રચના હતી જેમાં કેટલાય સભાગૃહો સાથે જોડાયેલી પરસાળો આંગણા સુધી પહોંચતી હતી. સંખ્યાબંધ મઠો અને છૂટી પરસાળોની એક સળંગ પદ્ધતિ જે વડે આખો મઠ સંક-

---

**વસ્ત્રતંતુઓનું વર્ગીકરણ**

વસ્ત્રતંતુઓની શોધ અને તેના વિકાસ સંબંધી ઉપરના અવલોકનને પરિણામે આપણે તેમને નીચેના ત્રણ વિભાગોમાં વહેંચી શકીશું :—

(૧) સંપૂર્ણ કુદરતી, (૨) અર્ધ કુદરતી અથવા અર્ધ કૃત્રિમ અને (૩) સંપૂર્ણ માનવસર્જિત.

વિભાગ (૧) માં રૂ, ઊન, રેશમ, કંતાન વગેરે કુદરતમાંથી મળતા તંતુઓનો સમાવેશ કરી શકાય. વિભાગ (૨) માં કુદરતમાથી મળતા સેલ્યુલોઝ (વનસ્પતિ) તથા નત્રિલ પદાર્થોમાથી ઉત્પન્ન કરેલા વસ્ત્રતંતુઓ આવરી લેવાય. વિભાગ (૩) માં સંપૂર્ણ કૃત્રિમ એટલે મૂળ તત્ત્વોમાંથી માનવે સર્જેલા તતુઓ મૂકી શકાય.

**માનવસર્જિત વસ્ત્રતંતુઓ**—પુસ્તકના વિભાગ ૧નો સાર. લે૦ પદ્મકાન્ત ર૦ શાહ. પ્રકા૦ મહારાજા સયાજીરાવ વિશ્વવિદ્યાલય, વડોદરા. મૂલ્ય: રૂ. ૮/—.

★





બાયેલો હતો.
પશ્ચિમ ભાગમાં ખોદકામ ચાલુ છે છતાં અમે કહી શકીએ કે ઢોરાના કેન્દ્રસ્થાને એક લંબચોરસ સ્તુપ છે જેની ફરતાં મકાનોની બે હાર છે.
મઠોમાં ભિખ્ખુઓ રહેતા. ૧૦૦ થી વધુ મીટર લાંબા એક મોટા ખંડમાં પ્રાર્થનાખંડ હતો અને છૂટી પરસાળોમાં ધાર્મિક વિધિ સમયે ભક્તો ચાલતા. પ્રત્યેક બૌદ્ધમંદિરમાં સ્તુપ તો અનિવાર્ય જ હોય.
આ મઠની રચના કઠણ હતી. તેની દીવાલો મોટા પથ્થરના ચોસલાની બનેલી હતી અને ઉનાળાની મુંઝવતી ગરમીથી તેમ જ ચોર ડાકુઓથી રહેવાસીઓને રક્ષણ આપતી. સામાન્ય રીતે બૌદ્ધમઠોમાં સારી એવી સંપતિ રહેતી તેથી તેમની રચના ઘણીવાર નાના કિલ્લાઓ જેવી રહેતી.
ખુદ મંદિર અને સભાખંડ ખોદતી વેળા અમને અત્યંત રસપ્રદ માહિતી મળી. સભાખંડ ૫૦ ચોરસ મીટર હતો અને કેટલીય બેસણીઓથી એટલો ભરેલો હતો કે થોડાક લોકો માટે જગ્યા' રહેતી હતી. પ્રવેશદ્વારની સામેની દીવાલ પાસે દેખીતી રીતે જ, સૌથી મોટી બેસણી હતી જેના પર બેઠેલા બુદ્ધની માટીની મૂર્તિ એક વખત રહેતી. કમનસીબે મૂર્તિના અવશેષોમાં તો એક મીટરનું વ્યાસ ધરાવતા માથાના થોડાક કટકા જ રહ્યા હતા. માથાના આ ભાગ પર ઘેરા આસ્માની રંગથી રંગેલા ઘૂંચળાવાળા વાળની વિલક્ષણ લટો છે અને શરીરનો કેટલોક ભાગ મળ્યો છે. માથાનું કદ જોતાં મૂર્તિ ચાર મીટરથી વધુ ઊંચી હશે. બુદ્ધે તેજસ્વી રક્ત વર્ણનો, સોનેરી સિતારાઓવાળો પોષાક પહેર્યો છે જેની પાટલીઓ બેસણીની નીચે ઢળતી રહેલી છે. શિલ્પના અન્ય અવશેષોમાં સર્પો, પશુઓ પુષ્પસુશોભનની આકૃત્તિઓનો ઉલ્લેખ કરી શકાય.
મંદિર અને બેસણીઓની દીવાલો ચિત્રોથી અંકિત હતી જેનાં અવશેષો જમીન પર ઢગલો થઈ પડેલાં હતાં. ઘણુંખરું તેમાં બુદ્ધના જીવન પ્રસંગો આલેખાયેલા છે. તેમાં સુંદર વાળ અને ગળા પર ઘણાં આભૂષણોથી સુશોભિત સુંદરીઓનાં પણ ઘણાં ચિત્રો હતાં. શક્ય છે કે આ ચિત્રો જોઈને જ પેલી સર્પાકારે, આ સ્મારકનું રક્ષણ કરતી રહસ્યમયી સુંદરીની દંતકથા પ્રચલિત થઈ હોય.
હર્મિટેજ સંગ્રહાલયના પુનઃપ્રસ્થાપના વિભાગનાં કલાકારોએ આ પ્રાચીન કલાત્મક ચિત્રકૃતિઓને કાળજીપૂર્વક અને કઠણ કામને અંતે પુનઃપ્રસ્થાપિત કરી છે.
આપણે ધારી શકીએ કે આરબ આક્રમણ સમયે આ મઠનો નાશ થયો. તેના ચણતરનો કાળ ૬ઠ્ઠી સદીમાં આશરે મૂકી શકાય. ઘણા અદ્વિતીય તેવા ૨૦૦થી વધુ સિક્કાઓ અહીં મળ્યા છે તેના અભ્યાસાન્તે આ કાળ વધુ ચોક્કસ રીતે નિશ્ચિત થઈ શકશે.
આ પ્રદેશમાં 'શયતાનનો ઢોરો' એ એક જ પ્રાચીન કાળનું સ્મારક નથી. આ ઢોરા પાસે નાના નગરનો વિસ્તાર છે અને કિલ્લાની આજુબાજુ છૂટાછવાયાં નાનાં રહેઠાણો પથરાયેલાં છે. આ વસ્તી માટેનો પાણીપૂરવઠો શાખા પદ્ધતિની મુખ્ય કેનાલમાંથી આવતો હતો. ૮મી સદીની આસપાસના કાળમાં આરબ આક્રમણકાળે જ આ વસ્તીઓનો પણ વિનાશ થયો હશે. એ સાચું કે મધ્યયુગમાં નવા રહેવાસીઓ અહીં રહેવા આવ્યા પરંતુ તેઓ આ 'શયતાનના ઢોરા'થી ઠીકઠીક એવા દૂર જ રહ્યા.
આ અવશેષો અંગે ઘણી વિગતોના ઉકેલ આજે આપી શકાય તેમ નથી. માનવ તેમ જ સમયે આ મઠ પર પોતાનો પરચો બતાવવામાં બાકી રાખી નથી તે ભુલાવું ન જોઈએ. છતાં કલા અને સ્થાપત્યના ઇતિહાસ પર નવો પ્રકાશ પાડે તેની પૂરતી માહિતી ક્યારની મળી શકી છે.
ખોદકામ હજી બે–ત્રણ વર્ષ ચાલુ રહેશે અને તે સમય દરમિયાન મધ્ય એશિયામાં બૌદ્ધધર્મ વિષે ઘણી વધુ માહિતી મળી શકશે.








જૂનું અને નવું; આધુનિક અને પૌરાણિક, જેવા જેના વટવ્યવહાર. દુનિયાની પ્રગતિ ઘણી આગળ વધી રહી છે. ચંદ્રલોક સુધી પહોંચવાની માનવીમાં તાકાત આવી રહી છે. માનવી છે અને તે નવી નવી શોધો કરી રહ્યો છે. માનવીના જ પ્રતાપે નવું નવું સાંભળી રહ્યાં છે. એક બાજુ પ્રગતિ દેખાય છે બીજી બાજુ અંધારું દેખાય છે. ઝળહળતા પ્રકાશમાં પણ અંધારું છડેચોક ખબર લઈ જાય છે અને તે શાંત કે છૂપું પણ કેવી રીતે રહી શકે?

આપણા દેશમાં પણ આજે નવા જમાનાની અસર વર્તાઈ રહી છે. નવી રહેણીકરણી, નવી ઢબે રહેતાં થઈ ગયાં છે પરદેશ જઈને આવનારા ત્યાંની પ્રગતિથી આકર્ષાય છે. તેને સંપૂર્ણરીતે ગ્રહણ કરવા પ્રેરાય છે. શહેરના વાતાવરણમાં આજે એ નવા જમાનાની ઝલક એકદમ તરી આવે છે. ઉપલા વર્ગમાં અને ભણેલા ગણેલા કુટુંબમાં ફેરફારને આવશ્યકતા જરૂર છે જ.

એક બાજુ વધારે પડતી અસર દેખાય છે ત્યારે એ જ સમાજનો બીજો થર, નીચલો થર ઝૂંપડાઓમાં વેરવિખેર દશામાં મેલો ઘેલો ફરતો હોય છે. જૂની વ્યવહારૂ રૂઢિ, ઢબ, અજ્ઞાનતા, વહેમ અને અણઘડતાને કારણે દયા ઉપજે એવી દશામાં પડ્યાં હોય છે. બાળઉછેરથી માંડીને ગૃહિણીના ઘરની વ્યવસ્થાનો પણ ખ્યાલ તેમને નથી હોતો.

સમાજવાદ અને લોકશાહીની વાતો કરનાર આપણા નેતાઓ અહીં પીછેહઠ કરી જાય છે. એક ઘરને ખૂબ અદ્દર ઊડતો જુએ છે ત્યારે એ જરૂર દૃષ્ટિ માંગી લે છે.

પોતાના વાક્ચાતુર્યથી એક વ્યક્તિ બીજા ઉપર ઓપ પાથરી શકે છે, વાક્ચાતુર્યનો ભોગ પણ કેટલા જલદી બની જવાય છે. અને ત્યારે એ ઝૂંપડાંવાસીઓની બુદ્ધિમાં મોટું પરિવર્તન લાવ્યાનો જાણે નેતાઓ સંતોષ મેળવે છે. એમની દરિદ્રતાનો કોઈ પણ રીતે અંત લાવી શકાતો નથી અને પોતે ગરીબોના ઉદ્ધારની, કંગાળોને તાર્યાની, ગંદકીને હાંકી કાઢવાની અને જીવનધોરણ ઊંચું આવ્યાની મોટી મોટી વાતો કરતા થઈ જાય છે.

આ બધું વાસ્તવિકતાનું પરિણામ તો ત્યાં ઝૂંપડાંઓમાં જ પડ્યું હોય છે. પ્રગતિનો ત્યાં અંશ નથી હોતો. એમના વિષે વાંચીને કે સાંભળીને કોઈ એવો ખ્યાલ ન રાખે કે ઝૂંપડાંઓમાંથી દરિદ્રતા ચાલી ગઈ છે, નજરે જોયા પછી એ સાચો ખ્યાલ બંધાય તો હજુયે ઠીક. પણ આવા અધકચરા વિધાનો કરી કરીને સાચો ખ્યાલ તો સાવ દૂર રહી જાય છે. આપણા આવા ખ્યાલો જ્યારે ખૂબ દૂરદર્શી બની જાય છે ત્યારે એમાં વાસ્તવિકતા હોતી નથી કે એ ખ્યાલો વાસ્તવને સ્પર્શતા જ હોતા નથી. ત્યારે એવાં બધાં વિધાનો ઉપર મદાર બાંધીને આપણે રાચીએ છીએ. એમાંથી કંઈ હકીકત મળતી નથી હોતી.

# મોહાંધતા અને નિઃસ્વાર્થ

ભણી રહ્યા પછી પરદેશ જવાના કોડ પણ કિશોરને હતા. પરંતુ પરિસ્થિતિને વશ થઈને તે શાંત રહેતો હતો. મધ્યમવર્ગનું કુટુંબ. પિતા એક કમાનાર અને બાળકો પાંચ; પાંચેય બાળકોને પેટે પાટા બાંધીને પણ શક્તિ કરતાં વધુ ભણાવ્યાં હતાં. બધા જ બાળકોમાં કિશોર સારું ભણી શકેલો. તે સાથે સાથે દેખાવડો અને રૂપાળો પણ હતો. શરીરે સુડોળ અને સરખો બાંધો ધરાવતો હતો. તેના પિતા જમાનાને અનુકૂળ વિચારશ્રેણી ધરાવતા હતા. એટલે તેનો લગ્ન પ્રસંગ જાત પસંદગીથી ઉકેલ્યો હતો.

કિશોરને ભણી રહ્યા પછી તુરત જ સારી કંપનીમાં નોકરી મળી ગઈ. કમાવાનું શરૂ કર્યા પછી પોતે જાતે પસંદ કરેલી વીણા સાથે લગ્ન કર્યા. વીણા ભણવામાં પાછળ રહી ગઈ હતી. એસ. એસ. સી. સુધી આવીને છોડી દીધું હતું. પરંતુ કિશોરને તેનો બહુ વસવસો નહોતો. તે પણ ઊજળો વાન ધરાવતી સંસ્કારી ખાનદાન કુટુંબની છોકરી હતી.

વીણાએ એક દીકરાને જન્મ આપ્યો. અને અચાનક કંપની તરફથી કિશોરને પરદેશ મોકલવાનું નક્કી થયું. કિશોર તો ખૂબ જ ખુશ થઈ ગયો. બાળકના આગમને તેને ભાગ્યશાળી બનાવ્યો. બે વર્ષ માટે પરદેશ રહેવાનું હતું. પત્ની અને બાળક માટે વિયોગ કપરો હતો પરંતુ જીવનનો વિકાસ સધાતો હતો અને સારી કંપનીની સંપૂર્ણ સહાય હતી. પરદેશ બધી જ વિધિ પતાવીને કિશોરે સૌની વિદાય લીધી.

એક વર્ષ સુધી નિયમિત પત્ર લખનાર કિશોર એકાએક અનિયમિત બની ગયો. પત્નીએ માન્યું કે ત્યાંના સખત કામમાં વખત નહિ રહેતો હોય. પણ પછી તો એક પછી એક વર્ષ વધવા માંડ્યાં અને સમાચાર મળવા પણ બંધ થઈ ગયા. કંપનીમાં પણ ઉપરાઉપરી પત્રો જવા માંડ્યા. ત્યારે જવાબમાં પોતાને ત્યાં નોકરી મળી ગઈ છે અને સ્થિર થયો છે એટલે તાત્કાલિક નહિ આવી શકે તેમ જણાવી દીધું.

વીણા ઉપર કિશોરના પત્રો બિલકુલ બંધ થઈ ગયા હતા. અને રોજેરોજ તે નવા નવા સમાચાર બહારથી સાંભળતી હતી. ચાર પાંચ વર્ષ સુધી એણે પતિની રાહ જોઈ. કંઈ સમાચાર નહિ મળતાં અંદરથી મુંઝાવા લાગી. બધી જ આશા છોડી દઈને વીણાએ ભણવાનું શરૂ કર્યું. તેનો બાબો પણ હવે સાતેક વર્ષનો થવા આવેલો. એ નિશાળે જતો હતો, એટલે એને બીજી કોઈ મુશ્કેલી નહોતી પડતી. ચાર વર્ષમાં તો વીણા બી. એ. પાસ થઈ ગઈ. નોકરી શરૂ કરી અને સાથે સાથે બી. ટી. ની પણ તૈયારી કરવા માંડી.

બાર વર્ષે કિશોર અમેરિકાથી પાછો આવ્યો, સાથે અમેરિકન પત્નીને લઈ આવેલો. જુદું ઘર માંડીને રહ્યો. જે કંપનીએ તેને પરદેશ મોકલ્યો હતો તે કંપનીમાં આટલાં વર્ષ પછી પણ રહ્યો નહિ. તેને વધુ સારો પગાર મળતાં બીજી કંપનીમાં રહ્યો. હિંદ આવ્યાંને એક વર્ષ પણ થયું નહોતું ત્યાં અમેરિકન બાઈને ફાવ્યું નહિ અને હિંદ છોડીને પાછી ચાલી ગઈ.

વીણાએ ખોરાકીનો દાવો માંડ્યો. કેટલાંક કારણોસર છૂટાછેડા મળી શકે તેમ નહોતા. દર મહિને વીણાને રૂપિયા ત્રણસો ખોરાકીના આપવાનું કોર્ટે નક્કી કર્યું. વીણા તેના દીકરા સાથે રહે છે અને નોકરી પણ ચાલુ જ છે. કિશોર અને તેનો રસ્તો જુદો જ છે. ફંટાએલા બન્ને ફાંટા હવે એક જગ્યાએ સંધાય તેમ નથી રહ્યા. રહેણીકરણીથી માંડીને મન પણ કિશોરનું પરદેશમાં જ ભમે છે. વીણા હવે તેની સાથે રહેવા તૈયાર પણ નથી.

વીણાને કંઈક અગમચેતી જ થયેલી કે શું...! કિશોર ફરીથી ઈંગ્લંડ ગયો. થોડાં વર્ષો ત્યાં રહ્યો અને દેશ પાછો ફર્યો ત્યારે ત્યાંની અંગ્રેજ યુવતીને સાથે લઈ આવ્યો. બે પત્ની કરવાની દેશમાં છૂટ નહોતી અને

છૂટાછેડા મળી શકે તેમ નહોતા એટલે કરવું શું? અંતે કિશોરે ઈસ્લામ ધર્મ અંગીકાર કર્યો અને અંગ્રેજ યુવતીની સાથે પરણ્યો. આજે બન્ને સાથે રહે છે અને વીણાને ખોરાકી આપે છે.

આ છે એક નવા જમાનાની તાસીર. માનવીનું મન પલટો ખાય છે પણ જ્યારે માત્ર મોહાંધતાને કારણે કોઈની બરબાદી કરે છે ત્યારે તો હદ ઓળંગાય છે. માનવીના મન ઉપર જ જીવનનો આધાર રહેલો છે. ઉપરના પ્રસંગથી તદ્દન વિરોધી માનસ ધરાવતો આ એવો જ એક બીજો પ્રસંગ છે.

કિશોર કરતા પણ વધુ રૂપાળો, દેખાવડો અને હોશિયાર વીરેન્દ્ર હતો. મધ્યમ વર્ગનું વિશાળ કુટુંબ હતું. ચાર ભાઈઓમા તે નાનો ભાઈ હતો. મોટા ભાઈઓ ભણવામાં તેનાથી પાછળ હતા. કોઈ ધંધે તો કોઈ નોકરીએ વળગ્યા હતા. સામાન્ય કુટુંબની છોકરીઓને ત્રણે ભાઈઓ પરણેલા. વીરેન્દ્ર ભણ્યો અને જાતમહેનતથી સારુ કમાતો પણ હતો, સાથે સાથે દેખાવે પણ સુંદર અને સશક્ત હતો એટલે તેને માટે ભણેલી, ગ્રેજ્યુએટ થયેલી છોકરીઓના, પૈસાદાર કુટુંબની કન્યાઓનાં માગાં આવવા માંડેલાં. કોઇકે તો વળી તેને પરદેશ મોકલવા પણ તૈયાર થયેલા. પરંતુ વીરેન્દ્રે બધાંને જ ના પાડી અને છેવટે જ્ઞાતિની પોતાના કુટુંબને અનુરૂપ એવાં કુટુંબની એસ. એસ. સી. પાસ કન્યા સાથે લગ્ન કર્યાં. આ લગ્નથી બહારનાં બધાંને ખૂબ નવાઈ લાગેલી. વીરેન્દ્રએ આવેલો મોકો જતો કેમ કર્યો હશે!

વીરેન્દ્રનો ભણેલી કન્યા સામે વિરોધ હતો એવું નહોતું. પરંતુ તે જે કુટુંબમાં ઉછર્યો હતો તે કુટુંબના માનવીઓ સાથે ઓતપ્રોત થઈ જાય તેવી કન્યા તેને જોઈતી હતી. પોતાની ત્રણે ભાભીઓ ઓછું ભણેલી અને સામાન્ય કુટુંબમાંથી આવેલી હતી. પૈસાદાર કુટુંબની છોકરી આવે અને પૈસાનું અભિમાન કંકાસને નોતરે, કુટુંબની વહુઓ સાથે મેળ ના જામે તો કંકાસી જીવનમાં આનંદ ન મળે. તેના કુટુંબની બઢતીનો ખ્યાલ મનમાં રાખીને અને સુખી કૌટુંબિક જીવન જીવવા જ તેણે આ કન્યા પસંદ કરેલી. વીરેન્દ્રને પરદેશ જવાનો મોહ નહોતો કે પ્રસંગ નહોતો સાંપડ્યો એવું નહોતું. તેને તો પોતાની સાથે ભાઈઓનું પણ સુખ ટકાવી રાખવું હતું. કોઈપણ જાતના પૂર્વગ્રહથી પણ તે બંધાયો નહોતો.

એના એક મિત્રે એને ટકોર કરી ત્યારે ખૂબ જ સુંદર રીતે એણે સમજાવેલું: 'મારે મન મારું સુખ એ કુટુંબનું જ સુખ છે. આ પણ એક ભાવનાનો સવાલ છે. હું જે કન્યા સાથે લગ્ન કરીશ તેના સ્વભાવની પણ પરખ કરીને જ કરીશ. આટલું જોયા પછી પણ જો વિપરીત પરિણામ આવશે તો નસીબની બલિહારી સમજીશ. પણ હું મારા પ્રયત્નોમા પાછો નહિ પડું. પૈસાદાર કુટુંબ સાથે તો મારો, પણ કદાચ મેળ ન જામે, પછી કુટુંબનો તો કેવી રીતે જામે!'

## પ્રવૃત્તિનો વારસો

'મમ્મી, હું ઓફિસે જાઉં છું, આવજે, ટા-ટા.' કહેતી બે વરસની કલિકા હાથમાં એની માતાની પર્સ, પગમાં ચંપલ અને જે ઠસ્સો કરીને ચાલવા લાગી ત્યારે હું જોઈ જ રહી. ઉષાબહેનને કામ પર જવાનો સમય થયો હતો ને હું એમને ઘેર પહોંચી એમની કલિકા એમનું આટલું બધું અનુકરણ કરવા લાગી છે—અને તે પણ આટલી નાની વયમાં એ તો મેં નજરે જોયું ત્યારે જ માન્યું.

કલિકા એના પિતાનું અનુકરણ કરવામાં કેટલી હદ સુધી આગળ વધી ગઈ હતી એ તો મને ઉષાબહેને વાત કરી ત્યારે જ ખબર પડી. હમેશાં કલિકા એના પિતા સાથે જીભાજોડી કર્યા જ કરે: 'પપ્પા, તમે ઘેર રહો. હું ઓફિસે જઈને તમારું બધું કામ કરી દઈશ.' ઘેર પણ એના પિતા કંઈક વાંચતા લખવા બેસે કે તરત કલિકા રમતી હોય તો પણ આવીને સીધી ત્યાં જઈ પહોંચે: 'પપ્પા, મને ચોપડી આપો, મારે વાંચવું છે. પપ્પા, મને પેન્સીલ આપો, કાગળ આપો, મારે લખવું છે.' અને પાછી એ બધું કેટલી

ગંભીરતાથી કરે એ પણ ઘડીભર આપણને જોતાં જ રહેવા પ્રેરે.
કોઈપણ કામમાં આ નાનકડી કલિકા ડખલ કરે છે એવું ઉપાબહેનને લાગતું જ નથી. અને કલિકાનો બે વરસની વયે જે વિકાસ થતો મેં જોયો છે એથી તો લાગે છે કે ઉપાબહેન અને તેમના પતિ બન્ને જણ બાળઉછેરમાં ઠીક ઠીક રસ ધરાવે છે. મેં તો કેટલાંયની સાથે ઉપાબહેનનો દાખલો આપીને, એમની કલિકાની તારીફ પણ કરી છે.
બાળકને જ્યાં સુધી પોતાના મન મુજબ કરવાનું મળે ત્યાં સુધી એ કેટલું ખુશખુશાલ અને પ્રગતિશીલ રહે છે એવું આપણે માનીએ છીએ ખરાં, પણ ઉપાબહેન જેવું કોઈક જ એનામાં આમ સક્રિય રસ લઈ શકે છે. અને એવા બાળકને આપણે શાબાશી આપીએ છીએ. કલિકા અત્યારથી દરેક પ્રવૃત્તિ એટલી બધી ચીવટથી કરે છે કે એમાં એના માતા-પિતાની અસર વરતાઈ રહે છે. બાળકની હાજરીમાં અમુક કામ ન કરવું એ વૃત્તિ જ બાળકનો વિકાસ રુંધનારી છે. બાળકો કામ કરતાં શીખે એ ખાતર પણ બાળકની હાજરીમાં જ છેવટ ઘરમાં તો મા-બાપે કામો આટોપવાં જોઈએ. બાળકને પણ થોડીક પ્રવૃત્તિ મળી રહે એવું કામ આપવું એ વાત સાચી. પણ એથી એનામાં કામ કરવાની જે ધગશ આવશે, મા-બાપનો સાચો વારસો શોભાવશે એ આપણે સમજવું જોઈએ.







# કુદરતી ઉપચારોથી બહેનોનું આરોગ્ય જાળવવા માટેનું નવું પુસ્ત

સ્ત્રીઓનું આરોગ્ય

ડૉ. ભૂપતરાય મો દવે
ડૉ. શંકરલાલ મો દવે

## સ્ત્રીઓનું આરોગ્ય

લેખકો
ડૉ. ભૂપતરાય મો દવે
ડૉ. શંકરલાલ મો. દવે

મૂલ્ય : રૂ. ૪/—
રજિ પો ૧/—

તદુરસ્તી માસિકના અનુભવી તંત્રીઓને હાથે લખાયેલું બહેનોનું આરોગ્ય જાળવવા કુદરતી ઉપચારો અને અન્ય અનેક મહત્ત્વના સૂચનો રજૂ કરતુ આ નવું પુસ્તક દરેક ઘરનું સાચુ સાથી ગણાઈ શકે તેવી મહત્ત્વની માહિતી થી સભર છે

બહેનોની અનુભવકથાઓ અને પ્રશ્નોત્તરો આ પુસ્તકનું મહત્ત્વનું અને ઉપયોગી અંગ છે ઉપરાત સ્ત્રીઓના રોગો અને તે મટાડવા માટેના કુદરતી ઇલાજો આ પુસ્તકને બહુમૂલ્ય બનાવવામા અગત્યનો ફાળો આપે છે

આપની નકલ વહેલી તકે મેળવી લેજો

**ભારતી સાહિત્ય સંઘ પ્રાયવેટ લિમિટેડ**

૧૪, ફર્નાન્ડીઝ બ્રિજ ગાંધી રોડ · અમદાવાદ, ૧

મુદ્રક • દીપક પ્રિન્ટરી • અમદાવાદ

# ગ્રામ નવરચના

ત્રી: ઈશ્વરલાલ મો. દવે

સંપાદક: જયન્ત પરમાર

વર્ષ ૩૬ ★ અંક ૨ ★ સળગ અંક ૪૨૨

મે ૧૯૯૫



અંક ૨ : મે '૬૫
સળંગ અંક ૪૨૨
સમાજમાં સંસ્કાર અને



'ઊર્મિ' : વર્ષ ૩૬
'નવરચના' : વર્ષ ૩૦
સાહિત્ય પ્રેરતું સામયિક

ક્રમ



★

સૂચના

* લવાજમ વરસનું : સાડાસાત રૂપિયા વિદેશમાં દશ રૂપિયા ( શિ. ૧૫)
* દર માસની ૧લી તારીખે નિયમિત પ્રગટ થાય છે.
* વરસમાં એપ્રિલ, જુલાઈ, ઓક્ટોબર અને જાન્યુઆરી એ ચાર માસમાંથી કોઈપણ માસથી ગ્રાહક થઈ શકાય છે.
* વી.પી.થી લવાજમ વસૂલ કરવામાં જે વધારાનો ખર્ચ થાય છે એ ગ્રાહકે જ ભોગવવાનો હોય છે એટલે, લવાજમ પૂરું થયાની નોટિસ મળે ત્યારે ગ્રા.નં. અને પૂરા સરનામા સાથે કૃપા કરીને મનીઓર્ડરથી જ લવાજમ મોકલી આપવું.
* નમૂનાનો અંક મંગાવતી વખતે ૭૫ પૈસાની ટિકિટો બીડવી જરૂરી છે. મફત અંક કોઈને મોકલાતો નથી.
* ગ્રાહકોએ દરેક જાતના પત્રવ્યવહારમાં ગ્રા. નં. લખવો ખાસ જરૂરી છે.
* અસ્વીકૃત લખાણ પાછું મેળવવા જોઈતી ટિકિટો બીડવી જરૂરી છે. એ સિવાયનાં અસ્વીકૃત લખાણો પંદર દિવસ પછી રદ કરાય છે.
* જાહેરખબર માટેનું, લવાજમ મોકલવાનું, લખાણો મોકલવાનું અને બીજા દરેક જાતના પત્રવ્યવહારનું સરનામું –

'ઊર્મિ–નવરચના'

ભારતી સાહિત્ય સંઘ પ્રાયવેટ લિ.,
ગાંધીરોડ : ૬૪, ફ્રર્નાન્ડીઝ બ્રિજ
અમદાવાદ, ૧

પ્રકાશક: ઈશ્વરલાલ મો. દવેએ અને મુદ્રક : કાંતિલાલ ડાહ્યાભાઈ પટેલે માલિક: ભારતી સાહિત્ય સંઘ પ્રાયવેટ લિમિટેડ વતી ગાંધીરોડ, ૬૪, ફર્નાન્ડીઝ બ્રિજ, અમદાવાદથી પ્રસિદ્ધ કર્યું અને મંગલ મુદ્રણાલય, રતનપોળ, અમદાવાદમાં છાપ્યું.
તંત્રી : ઈશ્વરલાલ મો૦ દવે અને સંપાદક : જયન્ત પરમાર.

અંક ૨ : મે '૬૫

સળંગ અંક ૪૨૨

સમાજમાં સંસ્કાર અને



'ઊર્મિ' : વર્ષ ૩૬

'નવરચના' : વર્ષ ૩૦

સાહિત્ય પ્રેરતું સામયિક

## ક્રમ





## સૂચના

* લવાજમ વરસનું : સાડાસાત રૂપિયા વિદેશમાં દશ રૂપિયા ( શિ. ૧૫ )
* દર માસની ૧લી તારીખે નિયમિત પ્રગટ થાય છે.
* વરસમાં એપ્રિલ, જુલાઈ, ઓક્ટોબર અને જાન્યુઆરી એ ચાર માસમાંથી કોઈપણ માસથી ગ્રાહક થઈ શકાય છે.
* વી.પી.થી લવાજમ વસુલ કરવામાં જે વધારાનો ખર્ચ થાય છે એ ગ્રાહકે જ ભોગવવાનો હોય છે એટલે, લવાજમ પૂરું થયાની નોટિસ મળે ત્યારે ગ્રા.નં. અને પૂરા સરનામા સાથે કૃપા કરીને મનીઑર્ડરથી જ લવાજમ મોકલી આપવું.
* નમૂનાનો અંક મંગાવતી વખતે ૭૫ પૈસાની ટિકિટો બીડવી જરૂરી છે. મફત અંક કોઈને મોકલાતો નથી.
* ગ્રાહકોએ દરેક જાતના પત્રવ્યવહારમાં ગ્રા. નં. લખવો ખાસ જરૂરી છે.
* અસ્વીકૃત લખાણ પાછું મેળવવા જોઈતી ટિકિટો બીડવી જરૂરી છે. એ સિવાયનાં અસ્વીકૃત લખાણો પંદર દિવસ પછી રદ કરાય છે.
* જાહેરખબર માટેનું, લવાજમ મોકલવાનું, લખાણો મોકલવાનું અને બીજા દરેક જાતના પત્રવ્યવહારનું સરનામું –

**'ઊર્મિ–નવરચના'**

ભારતી સાહિત્ય સંઘ પ્રાયવેટ લિ.,
ગાંધીરોડ : ૬૪, ફર્નાન્ડીઝ બ્રિજ
અમદાવાદ, ૧

પ્રકાશક: ઈશ્વરલાલ મો. દવેએ અને મુદ્રક : કાંતિલાલ ડાહ્યાભાઈ પટેલે માલિક: ભારતી સાહિત્ય સંઘ પ્રાયવેટ લિમિટેડ વતી ગાંધીરોડ, ૬૪, ફર્નાન્ડીઝ બ્રિજ, અમદાવાદથી પ્રસિદ્ધ કર્યું અને મંગલ મુદ્રણાલય, રતનપોળ, અમદાવાદમાં છાપ્યું.
તંત્રી : ઈશ્વરલાલ મો૦ દવે અને સંપાદક : જયન્ત પરમાર.



## વાતોમાં આદર્શ

કોઈપણ આદર્શ વાતને, આદર્શ વિચારને કે ખૂદ આદર્શને વ્યવહારુ બનાવવાની દૃષ્ટિ આપણે કેળવીએ ત્યારે જ આપણો આદર્શ સિદ્ધ થયો ગણાય. પણ એકલી વાતો કરવામાં જ આપણે હમેશાં વીરત્વ દાખવીએ છીએ. એનો અમલ કરવામાં, હકીકતમાં તો આદર્શથી તદ્દન વિરુદ્ધ વર્તવામાં જ આપણી જાતને કૃતકૃત્ય ગણીએ છીએ.

આદર્શની સિદ્ધિ, પરિસમાપ્તિ કે ફક્ત શરૂઆત જ કેટલી બધી પ્રેરક હોય છે ! પણ એ લાંબા સમયની ધીરજ માગી લે છે. ધીરજ જ્યાં રાખવાની હોય ત્યાં જ આપણે ગુમાવી બેસીએ છીએ. એટલે તો મોટી મોટી અને ડાહી ડાહી વાતો કરનારાં આપણે હમેશાં આપણું સ્વમાન ઘવાય એટલી હદે જઈને આદર્શને નેવે મૂકીએ છીએ ને ! સ્વમાની હોવાનો આપણો હંમેશ કરાતો દાવો એ જ વખતે કોણ જાણે ક્યાં ટલ્લે ચડી જાય છે ! આ દૃષ્ટિ જ આપણી ખતરનાકતાને માર્ગે આપણને લઈ જાય છે.

આપણે ગમે તે વિચાર કે નીતિ ધરાવતાં હોઈએ પણ આપણો આદર્શ ઉચ્ચ હોવો જોઈએ એ ફરી ફરીને આપણે માનીએ તો પણ એ આદર્શ વાતોમાં જ ઊંચો હોય છે. વ્યવહારમાં તો જાણે આપણે સાવ જુદી જ વિચારસરણીના ગુલામ બની જઈએ છીએ. અને આદર્શની વાતો આદર્શ બનવાને બદલે સાવ અલગ નીતિમત્તાવાળી બની જાય છે.

વહેવાર સાથેનો આદર્શ આપણે નથી જ આચરી શકતાં કે એ કોઈ દુર્ગમ વસ્તુ છે એવું તો કોઈ માનતું નથી હોતું. પણ એને પહોંચી વળવા માટેની આપણી દૃષ્ટિની સંકુચિતતા ઘટતી નથી કે આપણી ઉદારદિલી એ વખતે જ આપણી વહારે ધાતી નથી હોતી.

આદર્શની આવી સિદ્ધિને આપણે ગણકારતાં નથી કે એની ઉચ્ચ ભાવનાને આપણે કેળવતાં નથી એટલે જ બધી કરુણતાઓ આપણને સ્પર્શી જાય છે અને આપણે વહેવારમાં પણ હમેશાં ખત્તા ખાતાં હોઈએ છીએ. આદર્શ માટે, એની સિદ્ધિ માટે અને વ્યવહારમાં એના ઉપયોગ માટે આપણે જે ખમીર દાખવવું જોઈએ, જે હિંમત અને બહાદુરી દાખવવાં જોઈએ તે ખરે ટાંકણે જ આપણે નથી દાખવી શકતાં. એકલી વાતો કરીને આપણે સાધીએ પણ કેટલુંક ?



'મીનપિયાસી'

## નેન

રે ! કેમ બીડ્યાં નેન ?
શું નીંદનું છે ઘેન ?
કે...શ્રાન્ત છે ?
કેવું અહીં એકાન્ત છે !
તું કર ભલે આરામ,
મારે નથી કૈં કામ,
પણ નેનમા ચોટી ગયું છે ચેન.
ને તો પછી...
બે–ચેન મારી કેમ જાશે રેન ?

## અજંપો

મારે ઉરે કેમ રહે અજંપો ?
હું છું ભ્રમર, કૈં નથી ફૂલચંપો.—મારે૦
ના'વે ભ્રમર જો કદિ ફૂલ પાસ,
તો ફૂલચંપો બનતો ઉદાસ,
કિન્તુ ભ્રમરને ફૂલ જો મળે ના,
તો કેમ રે ! કોઈ કવિ કળે ના ?
શા ઊઠતા કાયમ ઉરકંપો ?—મારે૦
જે થાય છે તે કહી ના શકાય,
કહેવાય તેથી મન ના મનાય,
સુરેખતા સુંદર કોઈ દેખી,
હું ઊર્મિઓને રહું શે ઉવેખી ?
રે ! કોણ કહેશે અહીં આજ જંપો–મારે૦

## પગલું મારું

હું પગલું મારું એક
પગલે પગલે શ્રદ્ધા પ્રકટી, પહોંચાડી દે છેક.
હું પગલું....
પગલું મારું હોજો, ધીરું છો મંડાય,
ડગલે ડગલે દિશા સૂઝે ને, મારગ ના છંડાય,
પથ્થર ને રેતીનો, મનમાં સાબૂત રહે વિવેક,
—હું પગલું૦

કાદવનાં કમળોથી ચેતું, જાવું આગે આગે,
નક્કર ભોમે ચલું, છો ને કંટક કંકર વાગે,
એવું પગલું માંડું, જેથી આવે સાથ અનેક,
—હું પગલું૦

## કોણ ગમે ?

'કહે ને ઓ કવિ !....તને ગમે કેવી છોકરી ?'
'અરે ! ભલા, શું તમેય,
છોકરીનું ક્યાં કહો છો, બેઠો છું બેકાર હજી,
નથી મળી નોકરી;
એને જોશે ખાવું પીવું, ઓઢવું ને પ્હેરવું,
છોકરીને લાવી પછી, વગાડું શું ટોકરી ?'
'એ તો જાણે ખરું,
પણ આપણે તો માનો ને કે મળી ગઈ છે નોકરી,
તો તને પસંદ પડે કહે કેવી છોકરી ?
ગમે છે શું તિલોત્તમા?રમા,જ્યોત્સ્ના નિહારિકા?
કે ગમે છે, ગંગા, કાશી, ગોદાવરી, સવિતા ?'
'ના, ના, ના, ના, એમ નહીં',
એમાં હું ન જાણું કાંઈ.
હું તો જાણું એટલું કે,
એ બધીને લાવી,
ઉભી રાખો મારી સામે આંઈ,
નથી જો'તી જ્યોતિ,રમા,જ્યોત્સ્નિકા કે તિલોત્તમા,
ગમે નહીં ગંગા કાશી, ગોદાવરી, સવિતા,
હું તો એને ઓળખી લઉં ફક્ત એની આંખથી,
રાત દિન રમે જેની કીકીઓમાં કવિતા.

★

મધુરમ

## કવિની આંખ

કવિ તારી આંખ
જાણે ઊંચા આભે ઊડતા પંખી કેરી પાંખ
કવિ તારી આંખ.
મેઘધનુષના રંગો જેવી દૃષ્ટિ તુજ કંઈ ભાખે
દૂર દિગંતની અજવાળાની સૃષ્ટિ સુંદર દાખે
કાજળ નભરી નિરાશામાં તું ન્યાળે આશા આંખ
કવિ તારી આંખ.
તલમાં તેલ રહેલું ન્યાળે, દૂધમાં નવનીત દાખે
તરણા ઓથે ડુંગર ભાળે, મર્મ અનોખો ભાખે,
વ્યોમ મનોહર ભોમે આણે એવી અદ્‌ભુત આંખ
કવિ તારી આંખ.

★

'મીનપિયાસી'

## આંખમાં

શું જુઓ છો આંખમાં,
ઊડી રહ્યા શું કાવ્ય કરવા,
કલ્પનાની પાંખમાં ?
—ના રે, નહીં,
મેં તો દીઠું આજે અહીં.
ખોવાયલું જે ના જડયું 'તું,
સ્વપ્ન બીજે લાખમાં.

★

દેવજી રા૦ મોઢા

## બિંબ–પ્રતિબિંબ

બેઠો હતો સાગરને કિનારે
જલે ભરી અંજલિને ઉછાળતો,
અને શિલા પે અફળાઈ તૂટતા
તરંગની રંગલીલા નિહાળતો !

આકાશની, તારકની, શશીની
છાયા પડી રમ્ય સમુદ્ર–નીરે,
વિભાગી જેને જલ બિંદુઓમાં
કરી દીધી કામ્ય વધુ સમીરે !

આભા ન એ આગવી કાંઈ અબ્ધિની,
જે આટલી નીવડી નેત્ર–લોભા;
આ તો અહીં નીલ નિરભ્ર વ્યોમની
સિંધુ મહીં કાન્ત થયેલ શોભા !

યદિ પ્રતિબિંબય આવું સુન્દર,
અહો ! સ્વયં બિંબ કશું મનોહર ?

★

ગની દહીંવાળા

## સુંવાળી જાળ

ક્ષમા કરતું રહે કોઈ, હમેશાં કરગરે કોઈ;
હવે આ ટેવ આપણુ બે મહીંથી કરગરે કોઈ.

સમયના ગર્ભથી એવી ન ઘટના અવતરે કોઈ;
સ્વજન સરખું સ્વજન થઈ જાય છે જે અવસરે 'કોઈ.

તમે દિલમાં, અને આ મૂર્ખ આંખો છે પ્રતીક્ષામાં;
ગયું કોઈ નથી ને થાય છે પાછું ફરે કોઈ.

તરે છે કોઈ જ્યારે યાદના ઘેરા સમંદરમાં,
સ્મરણ સરખી સુંવાળી જાળ ત્યારે પાથરે કોઈ.

હવે ઉપમેય આ મુખચંદ્રની સાચી કદર થાશે;
હું ઇચ્છું છું જઈને ચંદ્રમાં પાછું ફરે કોઈ.

ભલે એ ડાઘ હો, પણ હોય કોઈ ચંદ્રની શોભા;
મને બદનામ કરવો હો તો એ રીતે કરે કોઈ.

સફરમાં અમને સમજાયો 'ગની' સંકેતનો મહિમા,
ઊભું 'તું એ દિશામાં જઈને થોડે અંતરે કોઈ.

★



'રાજહંસ'

# સમયનાં શોર-તોર

### દેશની રાહત તે કોંગ્રેસ માટે રાહત

દેશની વણસી રહેલી સ્થિતિની જવાબદારી કોંગ્રેસની છે. એને લીધે કોઈ ને કોઈ કટોકટી આવતી રહે છે. એમાંથી છટકી જવાનું પ્રારબ્ધ પણ કોંગ્રેસનું જ છે. એ વધારે અપ્રિય થઈ પડે એવા સંજોગો ઊભા થવા લાગે તે વખતે પાકિસ્તાને ભારતની સીમાઓ ઉપર હુમલા કરવા માંડયા છે આજે કચ્છ તો, કાલે કુચબિહાર, ને કાશ્મીર તો છે જ.

કોમ્યુનિસ્ટો—પછી ચીનનું ધાવણ હોય કે રશિયાનું—બધાની એક જ નાત છે. એમણે કોંગ્રેસનો ભલે ઉઘાડો વિરોધ કર્યો હોય, ભીતરમાં તો કોંગ્રેસ એમને પૂછીને પાણી પીએ છે, ને કોમ્યુનિસ્ટો કોંગ્રેસનાં સમાધાનો કબૂલ રાખી બીજા મોરચા માંડતા જાય છે. કોંગ્રેસને એમના વિરોધીઓ બળ આપી રહ્યા છે

પાકિસ્તાની હુમલાઓથી વળી દેશમાં કટોકટીની સ્થિતિ આવવાની, એ લંબાવાની પણ ખરી, તે છતાં એમાં ફાવી જશે એકલી કોંગ્રેસ.

'ઈંચે ઈંચ ભૂમિ અમે પાછી મેળવીશું' એવું ઘણા કોંગ્રેસી આગેવાનો ભલે કહે, એમના અવાજમાંથી આત્મવિશ્વાસ જતો રહ્યો છે આજે બર્મા કે નેપાળ પણ ભારત ઉપર હુમલો કરી જાય. તો તે પણ સાંખી લેવાય. આંદામાન–નિકોબાર કોને ખબર ક્યારેય જતાં રહેશે. હમણાં તો લડાખના પહાડી પથ્થરો કે કચ્છના રણની રેતીનો પ્રદેશ ગુમાવવો પડે છે, પરંતુ આ તો ચોખો ચાપી જોવાની વાત છે. ડોશી તો મરે જ ને પાછળ જમ પેધાં પડે એના જેવું થયું છે.

કોંગ્રેસ તો એનો પુરાણો પોકાર શરૂ કરી દેશે—'દેશમાં એકતાની જરૂર છે. લાવો નાણું, લાવો-સોનું.' અને વગર લડયે લોકોનું લોહી પણ એ માગી લેશે. કટોકટીમાંથી પોતાનું કામ કાઢી લેવાની કોંગ્રેસમાં કુનેહ છે. એણે અહિંસાની લડત કરી છે તે હિંસાવાળું યુદ્ધ કરવા જેટલું ખમીર ક્યાંથી ઊછળે? એ જ મનોવૃત્તિએ પાકિસ્તાન ઊભું કર્યું, ને એ જ સુંવાળપે તિબેટને ચીનમા હોમી દીધુ. ને એ જ માનસ આજે વિયેટનામની લડાઈમા અમેરિકાનો પગ ખેંચી રહ્યુ છે. કોંગ્રેસમા લડાયક ખમીર નથી, ને એની લડાઈ બીજા લડે તે પણ એને રુચતુ નથી. કોંગ્રેસના જૂના જયપ્રકાશજી પાછા નવો શાંતિસંદેશો લઈને રાવલપીંડીની જાત્રા કરવા ઉપડીયે જાય, આવી તક એમને ફરી ફરીને ક્યાં મળે?

### જહોન્સનની ક્ષત્રિયવટ

વિયેટનામ એક હતું, તેના સામ્યવાદીઓએ બે ભાગ કર્યા, જર્મનીના કર્યા, કોરિયાના કર્યા. જ્યાં ટુકડો મળ્યો ત્યાં આખુ ઓહિયાં કરવા આકાશ પાતાળ એક કર્યાં, આત્મનિર્ણયના હકનો સિદ્ધાંત ચાલુ કર્યો છે એમણે એમને કોણ પૂછે કે જે હક તમારી જ પ્રજાને નથી તે હક બીજા દેશની પ્રજાને આપવા આટલો જુસ્સો શું કામ? પાકિસ્તાન એમની જ વાણી આચરે છે ને?

પરંતુ રૂપાળા સિદ્ધાંતને જોઈ કોંગ્રેસ ઝટ મોહિત થઈ જાય છે. ગોવામા આત્મનિર્ણયની છૂટ આપતાં જરાય અચકાશે નહી. કોંગ્રેસને પાર્લામેન્ટ કે બંધારણનું નહીં લાગે એટલું આત્મનિર્ણયના હકનું લાગશે, ને ગોવા 'આમચી મુંબાઈ' ગળી જશે, કજીયાની કાયર કોંગ્રેસ ઝઘડો હવે ત્યાં નમતું





જોખવા બેસી જશે, ને એક સંઘર્ષમાંથી છટકી બીજા અનેક સંઘર્ષો ઊભા કરી દેશે.

ઉત્તર વિયેટનામ ઉપર અમેરિકી હવાઈ હુમલા બંધ કરવા શાસ્ત્રીજીએ કહ્યું એ નેહરુની નકલ હતી, કૉંગ્રેસની જૂની—હાડમાં પેસી ગયેલી—કાયરતા હતી. હાનોઈના હો કે ચીનના ચાઉને એમની હુમલાખોરી માટે કાંઈ કહી શકવાની આપણી પાસે જીભ જ ના ચાલે તો પછી મૂંગા મરવું જોઈએ.

જવાબ તો જ્હોન્સને આપ્યો છે. વાટાઘાટો માટે કોઈ શરતો નથી રાખવી, પણ તલવારનો જવાબ તો તલવાર જ આપશે. જાહેર છે કે વિયેટનામનું તાપણું બળતું રાખવામાં અમેરિકાને કશો લાભ નથી. પારકી પંચાત વહોરી લઈને પણ ચીનની હુમલાખોરી રોકવાની તૈયારી તો છે જ.

અમેરિકાને વિયેટનામની લડાઈમાં દક્ષિણ વિયેટનામનો પણ પૂરો સાથ નથી એથી કેટલાક એને વગોવે છે, પણ એ વગોણાંની દરકાર કર્યા વિના અમેરિકાએ એનો મોરચો જાળવી રાખ્યો છે. ક્ષયના દરદીને છોડી દે તો એ મરે જ. ને ક્ષયના જંતુ ઉગ્ર બનીને પણ બીજાને પણ મારે. સામ્યવાદીઓ દક્ષિણ વિયેટનામમાં ફાવે એટલે સીંગાપુરનું બારું એમના હાથમાં જ પહોંચી જાય. એની અસર ભારત ઉપર પડે, ને આફ્રિકામાં પણ પડે. જ્હોન્સન જાણે છે કે વિયેટનામ ગયું તો બીજા કોઈ દેશને અમેરિકાના બોલમાં વિશ્વાસ નહીં રહે પછી તો સામ્યવાદ સાથે મોટું યુદ્ધ કરવું પડે ને એમાં ચીન–રશિયાને એક થવું પડે તેથી જગત ઉપરનું જોખમ વધે.

### હિંદુવિરોધી બિનસાંપ્રદાયિકતા

હિંદુ ધર્મની મહાપરિષદ ભરવા દિલ્હીમાંથી કોઈ બહાર પડયા છે, રોમન કેથોલિકોની યુકેરિસ્ટ કૉંગ્રેસ જેવો ભવ્ય સમારંભ થઈ શકતો હોય તો કોને ના ગમે, પરંતુ એના દશાંક જેટલું પણ નહીં બને ત્યારે હિન્દુઓના પછાતપણાનું ઢોલ વધારે પીટાશે.

શું થાય ? હિન્દુઓને રાજ્યાશ્રય નથી. નેપાળના એક માત્ર રાજા અહીં હિંદુ સમાજના અતિથિ થઈ શકતા નથી. બિનસાંપ્રદાયિક રાજનીતિ રાખીને સરકારે હિંદુઓના ભોગે મુસલમાનો–ખ્રિસ્તીઓને પોતાનાં જૂથ જમાવવાની સગવડ આપી છે. સર્વ ધર્મો તરફ સમાન દૃષ્ટિ રાખવાની જગ્યાએ હિંદુઓ તરફ પહેલાંનો પૂર્વગ્રહ ચાલુ રાખ્યો છે.

હિંદુઓની મોટી બહુમતી છે, પરંતુ એમનું કશું ચલણ નથી. ખિલાફતની લડત હિંદુસ્તાનમાં ઉપાડીને ગાંધીજીએ મુસલમાનોની જે ધાર્મિક ખુશામદ શરૂ કરેલી તેમાં હિંદુઓને ભારે ખમવું પડ્યું. એમના આગેવાનો રાષ્ટ્રીય મટીને કોમી બની ગયા, અળખામણા ઠર્યા એ વલણમાંથી કૉન્ગ્રેસ છૂટી શકતી નથી. એમને લીધે હિંદુઓ ધર્મનો પ્રચાર કરી શકતા નથી. જૂના જમાનામાં હિંદુઓએ બારણાં બંધ કરેલાં ને બહાર જવાનો કે અંદર આવવાનો પ્રતિબંધ મૂકેલો તે આજે કાયમ રાખવો પડે છે. એને લીધે એક વાર ગુમાવેલા હિંદુઓને આજે પાછા આવકારી શકતા નથી. કૉન્ગ્રેસને ડર રહે છે કે સ્વેચ્છાનાં ધર્માંતરનો ઊંધો અર્થ લેવાશે, બળજબરીનાં ગણાઈ જશે.

બહુમતીને સ્વાભાવિક રીતે રાજ્યાશ્રય મળે, પરંતુ હિંદુઓને ધર્મ જેવી બાબતમાં જ નથી મળતો. કરોડો લોકોને ગૌવધનો વાંધો છે પરંતુ એનો કાયદો થઈ શકતો નથી, એનું કારણ મુસલમાનોની સાંપ્રદાયિકતા તરફનો કૉન્ગ્રેસી પક્ષપાત છે.

હિંદુ બાવાઓને વગોવવા કૉન્ગ્રેસના નેહરુને ઘણો રસ પડતો. એમનું જોઈને નાના કૉન્ગ્રેસીઓ પણ બાવન લાખ બાવાઓનો નાહક બોજો ઉઠાવતા થઈ ગયા હતા. એમનાથી બીબી બચ્ચાંવાળા ફકીરોના કાફલા માટે કૈં બોલાતું નથી. ને પગારદાર ખ્રિસ્તીઓને હાથે થતાં રોજેરોજનાં ધર્માંતરો કે કૉન્વેન્ટ સ્કૂલોમાં અપાતા ધાર્મિક શિક્ષણનો વાંધો નડતો નથી.

### હિંદુઓની એકતાનો પાયો

આટલું ઓછું હોય એમ હિન્દુઓના મોટા દુશ્મન



હિન્દુઓ પોતે જ છે એના જ ટીકાકારો એને વગોવે છે એટલુ પરધર્મી નથી વગોવતા કેટલાય નવા હિન્દુઓ ગીતા–ઉપનિષદોના વાચનારા ને એની ચર્ચાઓ કરનારા છે એમણે બુદ્ધિ લડાવીને એમાથી નવા અર્થ શોધી કાઢ્યા છે, નવા ગ્રોક આપ્યા છે તત્ત્વ વિચારનુ ખેંગણુ કરવા એમણે પુસ્તકો ને લેખો લખ્યા છે ચર્ચાઓ કરી છે, પ્રવચનો આપ્યા છે પરતુ એમણે હિદુઓના આચાર વિચારની ગરજ રાખી નથી

તત્ત્વજ્ઞાન એ ધર્મ નથી કોઈ ફિલસૂફી ધર્મ ચાલુ કરી શક્તા નથી હિદુઓમા પણ વેદવ્યાસ શકરાચાર્ય કે દયાનદ સરસ્વતી નવો ધર્મ સ્થાપી શક્યા નથી એમનુ કામ જૂના ધર્મના જાળા ઉકેલવાનુ હતુ અમુક આગ્રહ લાવવાનુ હતુ તાત્ત્વિક ચર્ચાઓ કે ખડનમડનથી ધર્મનુ વૃક્ષ રોપી શકાતુ નથી

હિન્દુ ધર્મના વિશાળ વૃક્ષમાથી ઘણી શાખાઓ નીકળી છે ગુરુ નાનકનો શીખ ધર્મ જુઓ કે મહાવીરનો જૈન ધર્મ જુઓ, સહજાનદનો સ્વામીનારાયણ ધર્મ જુઓ કે દયાનદનો આર્યસમાજ જુઓ એ બધામા લોહી તો હિદ ધર્મનુ ફરે છે આ વિવિધતા એ હિદુઓની મહામની મૂડી છે પોતપોતાની પ્રકૃતિ અનુસાર અનુકૂળ કક્ષાએ રહીને હિદુ ધર્મનુ આચરણ કરી શકે એવી અદ્ભુત ગોઠવણ એમના હિદુઓ જ કરી શક્યા છે

એ વિવિધતાના મણકામા થઈને અમુક પાયાની એકતાનો દોરો રહેલો છે એ દોરાની કિમત આકવાની હવે જરૂર ઊભી થઈ છે ભારતની સાસ્કૃતિક એકતા માટે આ દોરો કામ આપે છે એવુ કોઈ નથી આપી શકતુ એની કદર થવી જોઈએ

એ દોરો તે હિદુઓની ખાસ માન્યતાઓ તો ખરી જ, પરતુ એ ઉપરાંત એમના આચાર–વિચાર છે, એમના રિવાજો ને રૂઢિઓ છે, એમના શિષ્ટાચાર છે વિધિઓ છે અમુક અન્ન છે કેટલુક પૂજ્ય ગણાયુ છે તેની ભાવના છે એમની પ્રાર્થનાઓ છે, ધ્યેય છે, એમનાં પુરાણો ને ઇતિહાસ છે, શિલ્પ ને સ્થાપત્ય છે, સગીત ને નૃત્ય છે હિદુઓના પ્રતીકો, સજ્ઞાઓ, મુદ્રાઓ, વેશભૂષા ઉપવાસ ને વ્રતો, સૂવા ઊઠવાની ને ખાવાપીવાની, મૃતદેહોના અગ્નિસસ્કાર ને પિતૃઓ પ્રત્યેની કૃતજ્ઞતા, રીત તહેવારો ઉજવવાની રીત, એમની તીર્થયાત્રાઓ ને નદીસાગરના સ્નાન, એમના મદિરોની શોભા, એમના સાધુ–સન્યાસીઓના આજીવન તપ ને અગત્યની નિયમ ઉપાસના એવુ કેટલુય સર્વમાન્ય છે, ખૂબ આદરણીય છે જે મતભેદો છે તે તો ઉપરના છોડાંના છે, બાહ્ય છે, અને તેમ છતા એ જ આગળ દેખાઈ આવે છે એ જ હિદુઓને વિખુટા પાડે છે એને લીધે હિદુઓ છિન્નભિન્ન થતા જાય છે, પોતાપણુ ભૂલતા જાય છે અને આ સરકાર પોતાની હોવા છતા એમની જ ઉપેક્ષા થતી રહે છે

### હિદુ ધર્મની વિલક્ષણ વ્યવસ્થા

હિન્દુઓએ યુકેરિસ્ટના જેવો ભવ્ય સમારભ ભને નથી કર્યો ભને અનેક દેશોના પ્રતિનિધિઓને અહીં નથી ભેગા કરી શકતા ભને જગી પ્રચાર નથી ચલાવતા ને ધર્મપ્રવેશના દ્વાર બધ રાખવા પડે છે ભને એકેક પથ એમની જુદી તતૂડીઓ વગાડતા ફરે એમ છતા હિદુ ધર્મની આગેકૂચ તો થઈ જ રહી છે અને એને હવે કોઈ રોકી શકે એમ નથી બૌદ્ધોના ધર્મના જાળા ઝાપટી કાઢવા કુદરતે તિબેટને યાતનામાં મૂક્યો છે ત્યાંના વતનીઓ ભારતના સપર્કમા મુકાયા છે એમ બર્મા, સિલોન, વિયેટનામના બૌદ્ધો પણ ભારતમા આવીને રહ્યા છે, નાલદાના મહાવિહારમાં પાલીના ગ્રથો શીખી રહ્યા છે

આ બૌદ્ધોની જેમ હિન્દુઓએ યાતનાઓ વેઠી છે, ને એમાથી પાર ઊતર્યા છે એમના મતભેદો શમી જશે, ને ધાર્મિક આચારવિચાર વિશુદ્ધ થશે એ ક્રિયા ક્યારની શરૂ થઈ ચૂકી છે લાખો લોકો ધર્મનુ મૂલ્ય સમજવા તલસે છે, ને એ મુડી આ જન્મમા





કમાઈ લેવા મથે છે. મંદિરો, યજ્ઞો, સભાઓ બધે માનવસમુદાયો ઊભરાય છે. શિવ અને વિષ્ણુ વચ્ચે સમન્વય થઈ રહ્યો છે, એમ કાલીની પૂજા કે અવ્યક્તની પૂજા વચ્ચે ભેદભાવ ભૂંસાતા જાય છે. ગમે તે પંથના પણ કોઈ સમર્થ સાધુનો સમાગમ કરવા ઘણા માણસો ઇચ્છે છે. એમને કોઈ તાત્ત્વિક ભેદ નડતા નથી. ઈશ્વરને વિવિધ નામે કે રૂપે ઓળખતાં કશો થરકાટ લાગતો નથી. થોડાક ભણેલાઓની શ્રદ્ધા ડગી હશે, પરંતુ એમના પરિવારો તો વધારે શ્રદ્ધાળુ બન્યા છે. ને આમવર્ગ તો હિંદુપણાને ભૂલ્યો નથી.

એ વાત ખરી છે કે આપણી પાસે દેખાઈ આવે એવી વ્યવસ્થા નથી. આ જમાનાને માફક આવે એવો પ્રચાર નથી. રજિસ્ટર પર ચઢેલા સાધુઓ નથી. ને એમની પાસે જવાબ માગનારી ધાર્મિક સંસ્થાઓ નથી. આવું નથી તે જ સારું છે.

હિંદુઓનું ધાર્મિક તંત્ર આપમેળે ચાલતું રહે એવી એમાં તજવીજ છે. એની સમાજવ્યવસ્થામાં એવી ગોઠવણ છે કે વૃદ્ધોને પેન્શન બાંધવાં ના પડે, ને બેકારોને ભથ્થાં ના આપવાં પડે. અહીંની જ્ઞાતિઓને ભલે અનિષ્ટ ગણીને વગોવે, એની અવેજીમાં એથી ચઢિયાતી પ્રથા કોઈ લાવે ત્યારે જોઈશું. માર્ક્સે જે નવી જ્ઞાતિઓનું નિર્માણ કર્યું તેથી તો દુનિયા ધ્રૂજી ઊઠી છે. ને ખ્રિસ્તીઓએ જે નિકંદનો કર્યાં તેના કાળા ઇતિહાસ સંભારવા જેવા નથી. આવા ઉત્પાતોનો જવાબ એક હિંદુ ધર્મ જ છે.

### ત્રાજવાંની દાંડી નમી ગઈ

શેઠશ્રી ઘનશ્યામદાસ બિરલાએ કલકત્તામાં વેપારીઓને ઉદ્દેશીને જે કહ્યું છે તેના ઉપર આખા દેશે ધ્યાન આપવું પડશે. કોંગ્રેસની હજાર ભૂલો એમણે નંદાના દેખતાં કબૂલ રાખી, ને તેમ છતાં એની જોડે નહીં ઝઘડવાની એમણે ચેતવણી આપી. સાફ જણાવી દીધું કે આને કાઢીને શું લાવશો તેની કલ્પના તો કરી જુઓ.

પ્રજાને જેમ સમયસરની તાકીદ કરી એમ એમણે રાજ્યતંત્રને બે વાતો કરી હોત તો ત્રાજવું સમતોલ રહેત. કહે છે કે આ વિચક્ષણ પુરુષ ભારતના રાજકર્તાઓની નાડ પારખી જાણે છે ને એના ઉપાય પણ કહી જાણે છે. સરદારને તો રોજ એ મળતા ને બંને વચ્ચે સલાહ મસલત ચાલતી. ગાંધીજીના મુકામ એમને ત્યાં જ થતા. પછી મોરારજીની તે શી ગીનતી? એ પુરુષ ઘણી રીતે દેશનું સુકાન જાળવે છે. પરંતુ સરકાર માટે બે કામની વાતો જાહેર કરવાની પણ એમની ફરજ હતી. એમ કર્યું હોત તો પ્રજા એમની સલાહ સરળ રીતે ગળે ઉતારી જાત. આ તો 'હીઝ માસ્ટર્સ વોઈસ' જેવું બન્યું. બિરલાજીના ત્રાજવાંની દાંડી સરકાર તરફ નમી ગઈ.

### પ્રાદેશિક ભાષાઓનું પ્રભુત્વ

ગુજરાતે વળી ભાષાનો દુરાગ્રહ દેખાડ્યો છે. હમણાં જાહેર થયું છે કે જિલ્લાની કક્ષાએ જે સરકારી કામકાજ હશે તે બધું ગુજરાતીમાં હશે તો જ પ્રધાનો ધ્યાન આપશે.

અંગ્રેજી કાઢીને આપણે હિંદીનો મહિમા વધારી શકીશું એવો ભ્રમ હવે ભાંગી ગયો છે. હવે તો પ્રાદેશિક ભાષાઓનું જ જોર વધવાનું એમાં શક નથી. બંગાળનો વિદ્યાર્થી નિષ્ણાત હશે તે પણ બંગાળના જ ખપનો રહેવાનો, ને મદ્રાસનો મદ્રાસમાં. એ વ્યવસ્થામાં લાગવગનું જોર વધે ને કાબેલિયતનું ઘટે એ દેખીતું છે. એમાં ભારતની એકતા જરૂર ખંડિત થવાની, ગણરાજ્યની સત્તા આગળ કેન્દ્ર ઝૂકતું રહેવાનું, ને કાળે કરીને વિલીન પણ થવાનું.

એકતા રાખનારાં સાધનો કેન્દ્ર પાસે પાંચ છે: લશ્કર—એ નથી બહાર વાપરવાનું પછી ગણરાજ્યો સામે તો શેનું જ વપરાય? નાણું—ગણરાજ્યો વચ્ચે દ્વેષ વધારવામાં નાણું જ મોટો ભાગ ભજવે. પછી કેન્દ્ર એનો કેટલો લાભ ઊઠાવી શકે? ન્યાય—સુપ્રીમ કોર્ટ નામની થઈ જવાની, એના ભાવ ઊતરી જવાના.

ઈશ્વર પેટલીકર

# લગ્નબ્યૂરો

પશ્ચિમના સમાજમા 'લગ્નબ્યૂરો' જેવી સસ્થાઓ છે તેવી આપણા સમાજમા નથી અને આપણે વધ રેમા વધારે પશ્ચિમનુ અનુકરણ કરવાનુ માનીએ છીએ અહી અપરિણીત કુમારિકાઓનુ પ્રમાણ આવી સસ્થાને અભાવે વધતુ ચાલ્યુ છે તે સમસ્યા નાનીસૂની નથી એ માટે 'લગ્નબ્યૂરો' શુ અને કેવી સસ્થા હોઈ શકે તે સમજાવતો આ લેખ

લગ્નના બે પ્રકાર જોવા મળે છે પ્રેમલગ્ન અને પસદગીના લગ્ન પહેલો પ્રકાર પશ્ચિમમા મુખ્ય છે તો બીજો પ્રકાર પૂર્વમા—ભારતમા મુખ્ય છે પશ્ચિમમા પણ માબાપના યોજેલા પસદગીના લગ્નનો મુખ્ય પ્રકાર હતો અને આજે પણ જ્યા ખેડૂતજીવન છે અને ગ્રામવસવાટ છે ત્યા એવા લગ્નો જોવા મળે છે વળી શહેરોમા જ્યા યુવક-યુવતીઓ સીધા પરિચયમા આવી પ્રેમલગ્નોથી પરણે છે તે સમાજમા પણ બધા સ્ત્રી-પુરુષને પ્રેમ-સબધથી પરણવાની તક પ્રાપ્ત થતી નથી સ્ત્રી-પુરુષના પરિચયમા આવવાનુ ત્યા સહજ બને તેવો એ સમાજ છે તે સાચુ, પરતુ એ પરિચયમાથી પ્રેમસબધ બધાય તેવુ બને જ એવુ દરેકને માટે બનતુ નથી વળી પ્રથમ લગ્નથી છૂટા થયેલાને કે વિધવા વિધુરોને એ પસદગી કરી શકે તેવાના પરિચયમા આવવાનુ ના બને તે કારણે તેમને પ્રેમસબધથી લગ્નની તક મળે નહિ આમ કુવારા, વિધુર અને છૂટાછેડા લીધેલા લગ્ન ઇચ્છતા સ્ત્રી-પુરુષોને પ્રેમલગ્નની તક ન મળતા પસદગીના લગ્નનો માર્ગ લેવો પડે છે

પસદગીનો પ્રશ્ન આવે છે ત્યારે એમા બીજાની મદદની જરૂર પડે છે એ પરણી શકે તેવા પાત્રના પરિચયમા નથી માટે પ્રેમલગ્નને બદલે પસદગીના લગ્ન તરફ વળે છે આપણે ત્યા એ કાર્ય માબાપ કરે છે, પણ પશ્ચિમમા પ્રેમલગ્નની રૂઢિ પડતા માબાપની એ જવાબદારી રહી નથી એનો અર્થ માબાપ એમા ભાગ ભજવતા નથી તેમ માની લેવાનુ નથી સહજ રીતે એ બને તો એનો પ્રયત્ન કરે છે, પરતુ આપણે ત્યા દીકરા-દીકરીના વિવાહનુ ઠેકાણુ ન પડે તો મા-બાપની ઊઘ ઊડી જાય તેવી સ્થિતિ ત્યા નથી જો કે આપણે ત્યા પણ એ સ્થિતિ આવી રહી હોય તેમ ક્ષિતિજમા એના એધાણ દેખાવા શરૂ થઈ ગયા છે

પાચેક વર્ષ ઉપર કલકત્તા રહેતી એક બત્રીસ વર્ષની કુવારી બહેન મને એના વિવાહના પ્રશ્ન માટે મળવા આવી ત્યારે એણે કહ્યુ હતુ કે અમે બે બહેનો, ૩૨ અને ૨૬ વર્ષની કુવારી છીએ, પણ અમને પરણાવવાની છે એમ બાપુજીના ખ્યાલમા હોય તેમ મને લાગતુ નથી! આવી સ્થિતિ મોટે ભાગે જ્યા દીકરીઓને માતા હોતી નથી ત્યા વિશેષ જોવા મળે છે મા હોય તો એને દીકરીઓની સવિશેષ ચિંતા રહે છે છોકરીઓ કુવારી રહેવાનો સમાજમા ચાલ નથી એટલે માતાને વધારે ચિંતા થતી હોય છે પરતુ એની ટોક જે ઘરમા નથી હોતી તે ઘરમા બાપ ધધામાથી ઊચો આવતો નથી અને દીકરીઓ માટે મુરતિયો શોધવાનો સમય કાઢતો નથી એ બહેને મને કહ્યુ કે કલકત્તાથી વતનમા આવ્યા અમને સાત વર્ષ થઈ ગયા છે આફ્રિકા રહેતા લોક પણ પાચ વર્ષે આવતા હોય છે છેવટે થાકીને હુ એકલી આવી છુ અને ફૂઆને ત્યા ઊતરીને તમને મળવા આવી છુ

---

આયોજન—એ હવે પાચ પદર વર્ષનુ છે, પછી એને કોઈ શુ કરવા સભારે? ગણરાજ્યો પોતપોતાનુ કરશે કે પડોશના રાજ્યોનુ? વકીલવટી તત્ર—એમાથી અખિલ ભારતનુ ધ્યેય નીકળી જવાનુ બાકી તાર ટપાલ કે રેલ્વે તો ઠીક છે જમાન ને કરવેરામા રાજ્યો પોતપોતાની રીતે સરખુ કરતા થઈ જશે પછી દેશની એકતા જાળવે એવી એક જ ભૂમિકા રહેશે—વસ્તી વધારાની!



એ જ અરસામાં બીજી એક ૩૬ વર્ષની બહેન મને મળવા આવી હતી. તેની સ્થિતિ પણ લગભગ ઉપરના જેવી હતી. એને ૩૨ વર્ષની નાની બહેન હતી. બંને ગ્રેજ્યુએટ હતી અને નોકરી કરતી હતી. મા નહોતી અને બાપ નિવૃત્ત અમલદાર હતા. એ નિવૃત હોવાથી મૂરતિયો શોધવા માટે એમની પાસે પૂરતો સમય હતો, પરંતુ અમલદાર તરીકે જિંદગી ગયેલી એટલે એ સામે ચાલીને કોઈને ઘેર જવા ટેવાયેલા ન હતા. સૌ ગરજને લીધે તેમને ઘેર સલામ કરવા જતા હતા. આથી એ અમલમાંથી બહાર નીકળી શકયા નહિ અને કન્યાના બાપે ગરજ બતાવી સામે ચાલી જવું પડે છે તે રીતે એ વર્તી શકયા નહિ.

એવાં જ ત્રીજાં બહેનની સ્થિતિ એવી હતી કે એને બાપ નહોતા, વિધવા માતા અને ત્રણ મોટા ભાઈઓ હતા. ત્રણે ભાઈઓ પરણેલા હતા અને જુદા રહી સ્વતંત્ર ધંધો કરતા હતા. માતા એમની ઓશિયાળી હોય તેમ એ બહેનના વિવાહ અંગે ભાઈઓને બીતી બીતી ટોકતી હતી, અને એ એમના ધંધામાં ગણકારતા ન હતા. આમ જે દીકરી–બહેનના વિવાહ માટે બાપ કે ભાઈઓ જ સક્રિય બનતા ન હોય તો સગાં કેવી રીતે બને? આ છોકરીઓ કોઈના પરિચયમાં આવી પરણી શકે તેવા સંજોગો ન હતા એટલે એમણે નિસાસા નાખવા રહ્યા!

થોડા વખત ઉપર એક ૩૫ વર્ષનાં બ્રાહ્મણ બહેન મને મળવા આવ્યાં હતાં. પાંચેક વર્ષ ઉપર એક વણિક યુવક સાથે પરણી જવાની એને તક હતી. એની બહેનપણીનો એ પરિચિત હતો, બંને પસંદગી ઉતારે તેવી સ્થિતિ હતી, પરંતુ એ બહેનના પિતા ચુસ્ત સનાતની હતા. શહેરમાં રહેતા હોવા છતાં એ નાતજાતના વંટોળના આચાર પાળતા હતા. બ્રાહ્મણની બહાર દીકરી પરણે તે એ સહી શકે તેમ ન હતા. દીકરીએ બાપની લાગણીને વશ થઈ એ પસંદગી જતી કરી હતી. સનાતની બાપ છોકરી ૩૫ વર્ષ સુધી કુંવારી રાખી શકે છે અને આજીવન કુંવારી રહે તેનો એમને વાંધો લાગતો નથી. બાપ દીકરીને કુંવારી રાખવામાં સનાતની રહ્યા નથી અને બ્રાહ્મણ બહાર ન પરણે તેમાં સનાતની રહ્યા છે! જો એ સાચા સનાતની હોત તો દીકરીને માટે વહેલામાં વહેલો મૂરતિયો શોધીને પરણાવી દેવામાં ધર્મ માન્યો હોત. આમ સનાતનીઓ પણ છોકરી માટે મૂરતિયો શોધવાની ફરજમાંથી મુક્ત થઈ શકે છે તેવાં ક્ષિતિજનાં એંધાણ બતાવે છે કે ભવિષ્યમાં એવાં માબાપની સંખ્યા વધતી જવાની છે.

આપણે ત્યાં દીકરીને પરણાવવાની જવાબદારી માબાપની ચાલી આવે છે, છતાં નવા જમાનાએ સનાતની બાપ સુધી અસર પહોંચાડી છે, તો પછી પશ્ચિમમાં એ સ્થિતિ કેવી હશે તે કલ્પી શકાય તેમ છે. માબાપ દીકરા–દીકરીના લગ્નમાં રસ લે તે જુદી વાત છે, પણ એમની એ જવાબદારી છે તેવી સામાજિક સ્થિતિ નથી. આથી જો યુવકયુવતી પ્રેમલગ્નથી પરણી ન શકે તો માબાપ તેમના લગ્ન ગોઠવી આપે તેમ એ એમના તરફ મીટ માંડતાં નથી, પછી સગાં તરફ માંડી જ શી રીતે શકે? પતિપત્ની અને કુંવારાં સંતાનો સુધીના વિભક્ત કુટુંબના સમાજમાં પિત્રાઈ કે સગાના સંબંધો પણ નિકટના ન હોય તે સ્વાભાવિક છે. વળી લગ્ન સામાજિક પ્રશ્ન ન રહેતાં વ્યક્તિગત બની ગયો છે. એટલે એ અંગે સગાં–સ્નેહીઓ ચિંતા રાખી પસંદગીલાયક પાત્રની ભાળ આપે કે પ્રયત્ન કરે તેવું અહીંના જેવું વાતાવરણ ન રહે તે પણ સ્વીકારવું રહ્યું.

સમાજને કોઈ ને કોઈ સ્વરૂપે લગ્ન સંસ્થા ચાલુ રાખવી છે. લગ્નજીવન પણ મોટે ભાગે સૌ ઇચ્છે છે. પ્રેમલગ્નને પ્રથમ સ્થાન હોય તો પસંદગીના લગ્નને બીજું, તો રૂઢિના લગ્નને ત્રીજું એવો ક્રમ જોવા મળતો હોય છે. આથી માબાપો એ કામગીરી ન બજાવે તો બીજા કોઈએ તે અદા કરવી રહી. પશ્ચિમમાં લગ્ન બ્યૂરોએ એનું સ્થાન લીધું છે. એ બ્યૂરો ધંધાદારી ધોરણે ચાલે છે. આરોગ્ય માટે ડૉકટરની મદદ

લેવાય છે, અને કોર્ટના ન્યાય માટે વકીલની મદદ લેવાય છે, તેમ લગ્ન માટે બ્યૂરોની સહાય લેવાય છે વકીલની માફક આ બ્યૂરો ફી લે છે, અને લગ્નના ઉમેદવારને પોતાના અસીલ તરીકે ઓળખાવે છે જેમ ડૉક્ટર-વકીલની પ્રતિષ્ઠા ઉપરથી તેની પ્રેક્ટીસ ચાલે છે તેમ લગ્ન બ્યૂરોની પ્રતિષ્ઠા પ્રમાણે લોકો તેની મદદ લે છે વેપારીઓ જેમ પોતાના ધંધાની જાહેરાત કરે છે તેમ આ બ્યૂરો પણ કરે છે કેટલા વર્ષથી બ્યૂરો ચાલે છે, તમા કેવા અનુભવી કર્મચારીઓ કામ કરે છે, એમના બ્યૂરો દ્વારા કેટલા લગ્ન થઈ શક્યા, કેટલા થોડા સમયમા યોગ્ય પાત્રની પસંદગી કરી શકે તેની માહિતી એ પૂરી પાડી શકે છે અને મુલાકાત ગોઠવી શકે છે, બ્યૂરોની પસંદગીમાથી પરણી ગયેલાના લગ્ન સંબંધ અતૂટ રહીને કેટલી સફળતા મળી, કેવળ જુવાન ઉંમરના યુવકયુવતીને માટે જ પસંદગીની તક બ્યૂરો પૂરી પાડે છે તેમ નહિ ૪૦-૫૦ વર્ષની ઉંમરથી મોટા સ્ત્રીપુરુષોની પસંદગીની તકો પણ બ્યૂરોમા કેવી છે તેનો ખ્યાલ આપવા બ્યૂરો મારફત તેના લગ્નો કેટલા થયા તેની જાહેરાત કરવામા આવે છે

આપણી માફક પશ્ચિમમા જ્ઞાતિના ભેદ નથી, પરંતુ ધર્મના ત્રણ ભેદ મુખ્ય છે કેથોલિકો, પ્રોટેસ્ટન્ટો અને યહૂદીઓ તેમા પ્રોટેસ્ટન્ટો સુધારક છે એટલે તે આંતરધર્મી લગ્નોમા વાંધો લે તેવુ ખાસ બનતુ નથી પરંતુ કેથોલિકો અને યહૂદીઓ સ્વધર્મના લગ્નનો આગ્રહ રાખતા હોવાથી ધાર્મિક મર્યાદાવાળા લગ્ન બ્યૂરો પણ કામ કરતા હોય છે બ્યૂરો મારફત લગ્ન પ્રશ્ન ઉકેલવામા ત્યા ટીકુ માનવામા આવતુ નથી આ બ્યૂરો અસીલો વતી છાપામા જાહેરાતો આપે છે અને તેના જવાબમા જે માહિતી મળે છે તેને એ ચકાસી જુએ છે અને અસીલને પૂરી પાડવામા આવે છે વળી તે સિવાય બ્યૂરોમા જે અસીલો આવતા હોય છે તેમાથી ઉપયોગી થાય તેવી માહિતી આપવામા આવે છે અસીલની એક વખત ફી લીના પછી એનો કેસ પતે નહિ ત્યા સુધી નવી માહિતીઓ પૂરી પાડવામા આવે છે આ બાબતમા જુદા જુદા બ્યૂરોના નિયમોમા ફેરફાર હોવાની સંભાવના છે, પરંતુ એક વખત લીધેની ફીમા પ્રશ્ન ન ઉકલે ત્યા સુધી સેવા આપવામા આવે છે, તેવો તેનો નિયમ હોય છે તે એ પોતાની વિશિષ્ટતા ગણાવી જાહેરાત કરે છે

આપણે ત્યા મહારાષ્ટ્રમા આવા ફી લઈને કામ કરતા લગ્ન બ્યૂરો શરૂ થયા છે અને તેમને સારા પ્રમાણમા અસીલો મળે છે તેવો અનુભવ છે આ બ્યૂરો તે માટે પોતાનુ મુખપત્ર કાઢતા હોય છે અને તેમા ખાસ્સા પંદર-વીસ પૃષ્ઠ ભરીને ઉમેદવારોની જાહેરાતો હોય છે ગુજરાતમા આવો ધંધાદારી કોઈ બ્યૂરો નથી એટલુ જ નહિ પણ વ્યક્તિગત મારા જેવો એકદોકલ કોઈ અલ્પ પ્રમાણમા તે કાર્ય કરતો હોય તે સિવાય એ કાર્ય સામાજિક ક્ષેત્રે સંસ્થાગત થતુ હોય તેવુ નથી આવી સંસ્થાઓની માગ શહેરોમા જરૂર છે તેમ હુ ટહેલ નાખતો રહ્યો છુ 'સ્ત્રીનિકેતન' સંસ્થાને છેલ્લે એ ટહેલ નાખી છે અને નજીકના ભવિષ્યમા એનુ કંઈ ફાયદાકારી પરિણામ આવશે તેમ વધારે ખાવાની લાલચ આ પ્રસંગે રોકી શકતો નથી સમય પાકયે મહારાષ્ટ્રની માફક વ્યવસાય તરીકે ગુજરાતમા પણ એવી સંસ્થાઓ શરૂ થશે પરંતુ ગુજરાત મહારાષ્ટ્રના સામાજિક વિકાસમા ભેદ છે—જે ઝડપે મુંબાઈ રહ્યો છે—તે કારણે બે પાડોશીઓમા આ ક્ષેત્રે તફાવત જોવા મળે છે।

મહારાષ્ટ્રમા કેળવણીનો પ્રચાર વહેલો શરૂ થયો હતો છેલ્લા દસકા સુધી મહારાષ્ટ્ર ગુજરાત કરતા કેળવણીમા આગળ હતુ એ જ રીતે સ્ત્રીશિક્ષણમા પણ આગળ હતુ શિક્ષિત લોકોનો વસવાટ ગામડામાથી શહેરોમા વધે છે આવી જ્ઞાતિમાં ચાલુ રહે તો પણ જ્ઞાતિ વચ્ચેના મૂળિયા તૂટવાથી તેનુ બળ ઘટે છે વળી પહેલા જ્ઞાતિ પ્રમાણે આચાર રહેણીકરણી અને જીવન ધારણ રહેતુ હતુ તેને બદલે હવે શિક્ષણ ધંધો અને વસવાટ પ્રમાણે બદલાતુ છે આ લગ્નવ્યવહારનુ ક્ષેત્ર





ભૂપત વડોદરિયા

# ભાઈ–બહેન

વાર્તામાં જ્યારે વાસ્તવિકતા પ્રવેશે છે ત્યારે એ હૃદયના ઊંડાણમાં પ્રવેશી જાય છે અને વાચકોને વાર્તા નહિ પણ પ્રસંગો ચિત્રપટની જેમ સામેથી જ પસાર થતા દેખાય છે. અહીં એક આવી જ હૃદયસ્પર્શી વાતની રજૂઆત કરવા લેખક સમર્થ બન્યા છે જે હકીકતમાં જીવનસ્પર્શી પણ બની છે…

પ્રબોધના લગ્નની આમંત્રણપત્રિકા મારા હાથમાં આવી ત્યારે એ કુમકુમપત્રિકા વાંચીને મને સ્વભાવિક આનંદ તો થયો જ. પણ એ પ્રબોધના લગ્નની બીજી પત્રિકા છે એ જાણતાં મારા મનને ગ્લાનિ પણ થઈ. હું એ સોનેરી લાલ અક્ષરો જોઈ રહ્યો—એ અક્ષરોની પાછળ એક નાનકડા ટૂંકા પણ સુખદ લગ્નસંસારનું ભૂંસાયેલું ચિત્ર મને દેખાયું. પ્રબોધના પ્રથમ લગ્નમાં હું ગયો હતો—બરાબર આજથી ત્રણ વર્ષ પહેલાં. દોઢેક વર્ષનાં દાંપત્ય પછી વીણા ગુજરી ગઈ. મૃત્યુને નિમિત્ત હોય છે, કારણ થોડું જ હોય છે? કેમ કરતાં ગુજરી ગઈ એ પ્રશ્ન થાય તો એમ કહેવાય કે કસુવાવડ પછી શરીર ફરી વળ્યું જ નહિ અને એક દિવસ પોતાના પિયરને ઘેર એ સૌભાગ્યવતી ગુજરી ગઈ. પ્રબોધ નાના બાળકની પેઠે ત્યારે રડ્યો હતો. પણ પ્રબોધનાં માતા–પિતાને સાચો આઘાત તો ત્યારે લાગ્યો જ્યારે પ્રબોધની નાની બહેન ઇંદિરા પૂરા વરસ દહાડાનું લગ્નસુખ પણ ભોગવ્યા વિના વિધવા બની. પ્રબોધના અને તેનાં માતા–પિતાના દુઃખનો પાર ન રહ્યો. ઇંદિરા ભણેલી હતી, સંસ્કારી હતી. દિલના દુઃખનું એણે ઝાઝું પ્રદર્શન કર્યું નહીં—મનને બીજા માર્ગે વાળવા એ મથી રહી. ઇંદિરાનાં ભલાં સાસુસસરાએ ઇંદિરાને પિયર રહેવાની છૂટ આપી; 'ગમે ત્યાં સુધી રહેજે. પછી અહીં આવતાં રહેજે.' ઇંદિરા સ્વપ્નવત આવીને ચાલ્યા ગયેલા દાંપત્યને ભૂલી જવા માગતી હતી. એ પિયર આવી અને સાસરે જવાની એની ઝાઝી ઇચ્છા નહોતી.

પ્રબોધની ઉંમર હશે પચ્ચીસેકની. ઇંદિરાને પૂરાં એકવીસ નહીં થયાં હોય. ભાઈ–બહેન એકસાથે ઘરભંગ થયાં તે દુર્ઘટના એમનાં માતા–પિતાને ઊંડો રંજ આપતી હતી. પ્રબોધ પોતે જ બસો રૂપિયા કમાતો હતો. પિતાની દુકાન સારી ચાલતી હતી. મશીનરીના ધંધામાં એમને સારું લેણુ ઊપજ્યું હતું. કલ્યાણપુરના સ્વાતિ પ્લોટસમાં એમનો નાનકડો બંગલો હતો, હમણાં તો એક ઘોડાગાડી પણ એ વસાવી શક્યા હતા. આર્થિક રીતે પ્રબોધનું કુટુંબ સુખી હતું.

પ્રબોધનાં માતાપિતાને ભાઈ–બહેનના આવા દુર્ભાગ્યનું દુઃખ અસહ્ય લાગ્યું. શોકને દૂર કરવા જ કદાચ એમણે પ્રબોધનાં પુનર્લગ્ન વહેલાં વહેલાં પતાવી દેવાનું વિચાર્યું હતું. પણ ઇંદીરાનો ઘા ખૂબ તાજો છે એ ખ્યાલથી માતાએ પ્રબોધના બીજા લગ્નને વિલંબમાં નાખ્યું. આવા સારા વર અને ઘરને કન્યાનો શો તોટો? પ્રબોધ માટે ઘણાં નાળિયેર હતાં. પ્રબોધ વિધુર થયો તેનું કારણ તેની પત્નીનું તકલાદી શરીર જ હતું એમ માનતા પ્રબોધના પિતાએ આ વખતે તંદુરસ્ત કન્યા લેવાનું વિચાર્યું હતું અને ઓછું ભણેલી પણ શરીરે સુડોળ અને તંદુરસ્ત એવી કન્યા એમને મળી ગઈ. લગ્ન નક્કી થવાની સાક્ષી આપતી કુમકુમપત્રિકા મારી સામે પડી હતી…

પ્રબોધ તો વીણાને ભૂલી જશે અને ભૂલી જાય તેમાં અસ્વાભાવિક કશું નથી. વીણાની બે–પાંચ તસવીરો ક્યારેક ક્યારેક એને વીણાની યાદ આપશે. પણ નવી પત્નીના સુખદ સાન્નિધ્યમાં એ એને બહુ સાલશે નહીં. આ બધું સ્વાભાવિક ગણાય, પણ કોણ જાણે મારા મનમાં એ વિચાર ક્ષોભ પેદા કર્યા કરતો હતો. હવે તો પ્રબોધ તેની નવપરિણીતા નિર્મળામાં ઓતપ્રોત થઈ જશે—વીણાનો આત્મા આ જોતો હશે? વીણા આ જાણે તો તેને કેવી લાગણી થાય? આવા આવા વિચારો મને સતાવતા રહ્યા. મને થયું કે આમાં મારી લાગણીવશતા સિવાય બીજું કશું નથી. વીણા તો ગઈ તે ગઈ જ—હવે તેનો આત્મા શું અને તેની લાગણી

શુ ? એ તો બધુ જ ગયુ સમયની સાથે

પ્રમોધની કુમકુમપત્રિકા સવારની ટપાલમા મળી બપોરે પ્રમોધનો પત્ર મળ્યો લગ્નમા અચૂક આવવાનુ મને જણાવ્યુ હતુ એટલે મને થયુ કે હુ પ્રમોધના લગ્નમા જઈશ તો તેના પ્રથમવારના લગ્નનુ દૃશ્ય મારી આખ સામે જીવતુ થયા વિના નહી રહે હુ લાગણીવશ છુ કઈક એવુ ખોની બેસીશ તો પ્રમોધનો આનદ મારો જશે હુ ન જાઉ એ જ ઠીક છે તો બીજી બાજુ મને પ્રમોધ અને ઇન્દિરાને મળવાનુ મન થતુ પ્રમોધ અને મારી વચ્ચે આછો-પાતળો પત્ર વ્યવહાર ચાલ્યા કરતો હતો, પણ તેને હુ વીણાના અવસાન પહેલા કે પછી મળી શક્યો નહોતો ઇન્દિરાને તો લગ્ન પછી મે જોઈ જ નહોતી

પ્રમોધના બીજા લગ્નમા હુ ગયો પ્રમોધ મને સ્ટેશને લેવા આવ્યો હતો પ્રમોધને ખુશમિજાજ જોઈને મને આઘાત થયો વીણા જેવી કોઈ વ્યક્તિ એના જીવનમા જાણે આવી જ ન હોય, આ પૂર્વે જાણે એ પરણ્યો જ ન હોય તેવુ એનુ વર્તન મને લાગ્યુ એ આનદમા હતો, લગ્નના ઉમગમા હતો અને ઉત્સવનો રગ એને બરાબર લાગ્યો હતો

મે આશા રાખી હતી એવો કોઈ ઉદ્વેગ નહોતો, ભૂતકાળનો શોક જ દુખ એને લાગ્યો નહોતો લગ્નની નવી વેવી પાછળ અધૂરા ઓરતે ચાલી નીકળેલી વીણાની ચિત્તાનો ભાસ તો એને દેખાશે એમ મે અનુમાન કર્યુ હતુ કે લગ્નના આનદનુ સ્મિત વેદનાથી તરબોળ હશે પ્રમોધ નવવધૂ નિર્મળાને અપનાવવા તૈયાર હશે પણ વીણાને સપૂર્ણપણે ત્યાગવા તૈયાર નહી હોય પણ મને લાગ્યુ કે મારા અનુમાનો સર્વથા જૂઠા હતા પ્રમોધનો આ આનદ એટલો સ્વાભાવિક અને નિખાલસ હતો કે મને એની દયા જ આવી

લગ્ન નિમિત્તે પ્રમોધનો બગલો નવા રગરોગાન પામ્યો હતો દીવાને દીવાન ઉજાસથી જાણે હમી ઊઠી હોય એવુ લાગતુ હતુ ખડેખડ ફર્યો—બધે જ કોઈ નવીન રગનો પ્રકાશ હતો મને વીણા ક્યાય દેખાઈ નહી વીણાની યાદને તાજી કરે તેવુ કશુ જ ક્યાયે નહોતુ જાણે વીણા નામની કોઈ યુવતી ક્યારેય આ આવાસમા આવી નહોતી મે જે જોવાની આશા રાખી હતી એ મને ન દેખાયુ એટલે હુ દુખી થયો મે પ્રમોધને કહ્યુ 'ઇન્દિરા ક્યા ?'

પ્રમોધ ઇન્દિરાને નથી મળ્યો હજી તુ ? જો ને અગાસી પાસેના ખડમા હશે તુ જરૂર જા એની પાસે એને 'મેલેન્કોલીઆ' થઈ ગયો લાગે છે અમથી આખો દિવસ ઉદાસ જ લાગ્યા કરે છે'

હુ ઇન્દિરા પાસે ગયો બારણુ બધ હતુ ખખડાવ્યુ તો 'કોણ !' એવો અવાજ આવ્યો મે સ્વાભાવિકતાથી કહ્યુ 'બીજુ કોણ ? હુ ઇન્દિરાએ કહ્યુ તમે જ ?' અને ઇન્દિરાએ બારણુ ખોલ્યુ મને જોઈ એને જાણે સાશ્ચર્ય આઘાત લાગ્યો એની આખોમા આસુ ભરાઈ આવ્યા મારા ક્ષોભનો પાર ન રહ્યો ઇન્દિરા કોઈ સ્વપ્નમાથી જાગી ગઈ હશે ? બધ બારણાને ખોલાવવા માટે મે 'હુ ' એમ કહ્યુ એથી કોઈ ભૂતકાળની ઘટના યાદ આવી ગઈ હશે ?

હુ ઢીલા પગે તેની પાછળ અદર ગયો મે ઇન્દિરાને જોઈ એકવીસેક વર્ષની ઇન્દિરા યૌવનની સપૂર્ણ પ્રતિમા લાગતી હતી સફેદ અને ચમકતુ છતા સાવ કોરુ કપાળ એના અકાળ વૈધવ્યની ચાડી ખાતુ હતુ એણે સાવ સાદા અને સફેદ વસ્ત્રો પહેર્યા હતા, ને એ સાદા વસ્ત્રો પણ ગોરી સ્વરૂપવાન ઇન્દિરાને શોભાવતા હતા ! મે પૂછ્યુ 'કેમ ઇન્દિરા મને ન ઓળખ્યો ?' ઇન્દિરા ફિક્કુ હસી 'આવી ગયા તમે ?'

મે કહ્યુ 'હા'

જે નિમિત્તે હુ આવ્યો હતો તેનો ઉલ્લેખ કરતા જ હુ રહી ગયો અને પહેલી જ વાર મને ભાઈના સૌભાગ્ય અને બહેનના દુર્ભાગ્યનો વિરોધાભાસ ખૂચ્યો પ્રમોધ ફરી લગ્ન કરી રહ્યો હતો ઇન્દિરા પ્રમોધ કરતા નાની હતી છતા એને ફરી સૌભાગ્ય પ્રાપ્ત કરવાનો અધિકાર નહોતો પ્રમોધની વિધુરતા એને

માટે એક ક્ષણિક શોકનો વિષય હતો. ઈંદીરાનું વૈધવ્ય એનું જીવનવ્યાપી દુર્ભાગ્ય હતું. મને લાગ્યું કે આવી જીવતી સતીઓના દુઃખ કરતાં પતિની ચીતા સાથે બળી મરતી નારીની મૃત્યુવેદના કંઈ વિસાતમાં નહીં હોય. મૌન મને અકળાવવા લાગ્યું. શું બોલવું એ મને સૂઝતું નહોતું. મેં કહ્યું : 'શું કરે છે?'

ઇંદિરા : 'શું કરૂં?'

શો જવાબ આપું હું ઇંદિરાને? મારો પ્રશ્ન કેટલો સાદો હતો અને એનો જવાબ પણ કેટલો સાદો હતો! અને છતાં એમાં જે પ્રશ્ન હતો એનો કોઈ જવાબ મારી પાસે નહોતો. ઇંદિરાના પતિની બિમારી કે અવસાન વિષે મને ઝાઝી માહિતી મળી નહોતી, પણ એ વિષે એક પણ હરફ હું ઉચ્ચારવા માગતો નહોતો. મારા સાવ સાદા પ્રશ્નો એના કોઈ મર્મસ્થાનને ભેદતા હોય એવું બનવાની મને હવે ખૂબ ભીતિ લાગવા માંડી.

મેં ટેબલ પર રામાયણ, મહાભારત અને બીજા ધાર્મિક ગ્રંથો જોયા. મેં વાત બદલતાં કહ્યું : 'તું હમણાં શું વાંચે છે?'

ઇંદિરા : 'રામાયણ, મહાભારત અને બીજાં પુસ્તકો બાપુજીએ અહીં મુકાવ્યાં છે.'

મેં કહ્યું : 'નવલકથા વાર્તા કંઈ વાંચવું છે? બે ત્રણ પુસ્તકો છે મારી સાથે.'

ઇંદિરા : 'બહુ ઇચ્છા નથી થતી. વાંચવા કરતાં હમણાં લખવાનું ગમે છે; એથી મન હળવું થાય છે.'

ત્યાં પ્રબોધ આવી પહોંચ્યો. 'જો તો ઇંદિરા, આ કલર કેવો લાગે છે?—તારાં ભાભીને 'મેચ' થાય તેવો છે?' પ્રબોધના હાથમાં નવી વિવિધરંગી રેશમી સાડી હતી.

ઇંદિરાએ આંખો નીચી ઢાળતાં કહ્યું : 'મને શું ખબર પડે, ભાઈ?

પ્રબોધ : 'કેમ આમ અતડી અતડી લાગે છે? હું જોઉં છું તું આખો દિવસ ઉદાસ રહ્યા કરે છે! શું દુઃખ છે તને એ જ સમજાતું નથી. કોઈ સાથે બોલ ઊઠ, બે ઘડી ગમ્મત કર! આમ સોગિયું મોં લઈને અહીં ગોંધાઈ રહેવાનો અર્થ શું? બિચારાં બાનો આનંદ પણ તને જોઈને ઊડી જાય છે. તારે જે જોઈતું હોય એ માગી લે ને. એ તો મનને આનંદમાં રાખીએ તો આનંદમાં રહે, ને સોગમાં રાખીએ તો સોગમાં રહે.'

પ્રબોધના નામની નીચેથી બૂમ પડતાં જ પ્રબોધ ચાલ્યો ગયો. મને કહેતો ગયો : 'આવે છે ને તું?' મેં કંઈ જવાબ ન આપ્યો. ઇંદિરાની આંખોમાં છલોછલ આંસુ ભરાઈ ગયાં. એણે કંપતા નીચલા હોઠને દાબ્યો. મારું હૈયું પણ ભરાઈ આવ્યું. મને થયું કે પ્રબોધ કેટલો સ્વાર્થી છે. કેટલો ક્રૂર છે! પણ બીજી જ ઘડીએ મને પ્રબોધ નિર્દોષ લાગ્યો. જે વિરોધાભાસ મને સ્પષ્ટ દેખાતો હતો અને સમજાતો હતો એની એને બિચારાને કલ્પના સુદ્ધાં નહોતી. સામાજિક રૂઢિઓ અને પરંપરાના અશેષ સ્વીકારથી એણે હવે આવો ઉઘાડો વિરોધાભાસ કે વિચિત્રતા જોવાની દૃષ્ટિ ગુમાવી દીધી હતી.

ઇંદિરા સોફા પર ચતીપાટ પડી ગઈ. નીચે પડી જતાં મેં એને બચાવી લીધી. ઇંદિરાને હિસ્ટીરિયા આવ્યું હતું. મેં પ્રબોધને બૂમ મારી. ઇંદિરા મારા હાથમાં રહેતી નહોતી, મેં ગભરાઈને વધુ જોરથી બૂમાબૂમ કરી. ઇંદિરાનાં માતાપિતા, પ્રબોધ અને લગ્ન પ્રસંગે આવેલાં સગાંસ્નેહીઓ દોડી આવ્યાં.

પ્રબોધે એમોનિયમ સલ્ફેટ મગાવ્યું અને સુંઘાડયું. ઇંદિરા ભાનમાં આવવા લાગી. સૌ ધીરે ધીરે વિખેરાઈ ગયાં. બાકી રહ્યા હું પ્રબોધ અને ઇંદિરાનાં માત-પિતા.

મેં પૂછ્યું : 'ઇંદિરાને હિસ્ટીરિયા આવે છે?'

ઇંદિરાનાં બા બોલ્યાં : 'હમણાં હમણાં આવી જાય છે.'

ઇંદિરાના પિતા બોલ્યા : 'આવે જ ને, મનમાં ને મનમાં ઓહવાયા કરે એટલે પછી મન ઉપર બહુ બોજો વધી જાય એટલે હિસ્ટીરિયા આવે.'

પ્રબોધ : 'હું તો રોજ કહું છું કે ઇંદિરા, આટલું ભણેલી, ગણેલી છતાં સમજતી નથી—રોજ આમ ઉદાસ રહ્યા કરે છે શા માટે? તારે જે જોઈએ તે માગી

યેરજી વૉટચાક

# પુરુષાર્થનું પ્રતીક વોરસો

બીજા વિશ્વયુદ્ધે જે શહેરને સાવ ભસ્મીભૂત બનાવી દીધેલુ એ પોલાન્ડનુ પાટનગર વૉરસો આજે નવી અલબેલી શીમનાળુ બની ગયુ છે તેની પુરુષાર્થગાથા વૉરસોના લોકસમિતિના પ્રમુખમ ડળના ઉપાધ્યક્ષ આપે છે

પોલાન્ડના પાટનગર વૉરસોનો ઉલ્લેખ કરતા જ મન લાગણીથી ભરાઈ જાય છે આ શહેરનો છેલ્લા સાતસો વર્ષનો ઇતિહાસ અમારી માતૃભૂમિ પોલાન્ડના ઇતિહાસ જેટલો જ ગરવો અને ભવ્ય છે પરતુ વૉરસો માટેના અમારા ગર્વનુ આ એક જ કારણ નથી અમારી મુક્તિ પછીના છેલ્લા ૨૦ વર્ષમા એ પેઢીના જીવનકાળમા દેશની પ્રજાએ તેના દિલો–દિમાગથી અને લોહી–પસીનો એક કરી આ વૉરસો શહેરને તેના આજના રૂપમા મૂક્યુ છે

આજના વૉરસોને સાધતા સાત સદીઓ વીતી ગઈ, પરતુ આ વૉરસોને બીજા વિશ્વયુદ્ધ દરમ્યાન વિનાશની ગર્તામા ધકેલી દેતા નાઝીઓને ગણતરીના મહિના જ લાગ્યા હતા નાઝીઓએ સર્જેલો વિનાશ અપાર હતો અને યુદ્ધ પછી આ શહેરમા ભાગ્યા–તૂટ્યા મકાનો સિવાય કશુ જ રહ્યુ ન હતુ યુદ્ધ પહેલા ૧૯૩૯મા વૉરસોની વસતી ૧૨,૮૫ લાખ હતી અને તેમાથી સાત લાખ લોકો યુદ્ધના ખપ્પરમા હોમાઈ ગયા અને શહેરના ૮૫ ટકા મકાનો આ ગાળામા જમીનદોસ્ત થઈ ગયા હતા

આવા ભયકર વિનાશ છતા દેશ મુક્ત થયાની ખબર મળતા જ રહ્યાસહ્યા દેશબાધવો શહેરમા પાછા દોડી આવ્યા હતા વૉરસોના સ્વાતત્ર્યના રક્ષણ માટે આત્મબલિદાન કરનારા આ લોકોએ એટલી જવાબદારી અને હિમ્મતથી શહેરના નવનિર્માણનુ કાર્ય ઉપાડી લીધુ

આજનુ વૉરસો, યુદ્ધ પહેલાના અને એ પછીના વૉરસોથી ઘણુ ભિન્ન છે મધ્યયુગમા ૪૦ એકર (૧૬ હેક્ટર) જમીનના વિસ્તાર પર પથરાયેલા વૉરસોનો વિસ્તાર ૧૯૩૯મા વધીને ૩૧૧૭૦ એકર થયો હતો જ્યારે આજે તે ૧૧,૧૫,૪૨ એકર જમીનના વિસ્તાર એટલે કે યુદ્ધ પહેલાના સમય કરતા ત્રણગણા વિસ્તાર પર પથરાયેલુ છે યુદ્ધ પછી લગભગ સપૂર્ણપણે જમીનદોસ્ત થઈ ગયેલા વૉરસોની પુનર્રચનાને કારણે શહેરમાના યુદ્ધ પહેલાના ગીચ વસવાટ અને રહેઠાણના સ્થળોની

---

લે તારા મનની જે મૂઝવણ હોય તે કહી દે'
જે જોઈએ તે માગી લે ! ઇન્દિરાને જે જોઈતુ હતુ તે કોણ આપી શકે તેમ હતુ ? ઇન્દિરાને એનુ સૌભાગ્ય જોઈતુ હતુ ઇન્દિરાના પિતા એ આપી શકે તેમ હતા ? પ્રમોધ ઇન્દિરાને ફરી પરણાવવા તૈયાર હતો ખરો ?

ઇન્દિરાનુ દુ ખ અમે ત્રણ જાણતા હતા—એક ઇન્દિરા, હુ અને એના બા ઇન્દિરાની બાના આખમા આસુ ચમકયા ઇન્દિરાએ હીબકુ ભર્યું.

પ્રમોધે કહ્યુ પણ તારે જે જોઈતુ હોય તે માગી લે ને ! મનમા શા માટે મુઝાયા કરે છે ? તારે શુ દુ ખ છે અહી ?'

મારાથી ન રહેવાયુ મે પ્રમોધ સામુ જોઈને કહ્યુ 'એની એક વાત ઘૂટયા કરવાને બદલે થોડુ સમજવાનો પ્રયત્ન કર એને જે જોઈએ છે એ તુ આપી શકે તેમ નથી કારણ કે એ સ્ત્રી છે'

પ્રમોધ મોડો મોડો સમજ્યો ન સમજ્યો ત્યારે એનુ મો લેવાઈ ગયુ એણે ચોગેની પીઠ સ્વાભ પડી ગઈ અને એની આખ આસુથી ભરાઈ ગઈ બહેનને પરણાવ્યા પહેલા પોતે નહી પરણે એવી પ્રમોધે જ્યારે પ્રતિજ્ઞા કરી ત્યારે ઇન્દિરાની આખમા આસુ હતાં, પણ હર્ષના







નજીકમાં જ ઔદ્યોગિક વસાહતો હોવાનાં કારણોની અસહાય જીવનપરિસ્થિતિ દૂર કરવાનું શક્ય બન્યું છે.

શહેરની પુનર્રચનાનું કાર્ય અન્ય સ્થળો ખાતેના આવા કાર્ય કરતા કંઈક જુદી જ રીતે હાથ ધરવામાં આવ્યું હતું. નવાં શહેરોમાં ઔદ્યોગિક વસાહતો નાગરિકોના રહેઠાણ સ્થળોથી દૂર ખાસ પસંદ કરાયેલ વિસ્તારોમાં ઊભી થઈ છે. શહેરનો ઘણો મોટો વિસ્તાર અહીંની ૧૨ લાખ વસતીના વસવાટ માટે જાળવવામાં આવ્યો છે અને પ્રજા અહીં જે સુખ–ચેનથી રહે છે એ પોલાન્ડમાં છેલ્લાં ૨૦ વર્ષ દરમ્યાન જીવનના બધા જ ક્ષેત્રે વિચાર–આચારનું જ પરિવર્તન થયું છે, તેનું જ દ્યોતક છે.

મુક્તિ પછી સમગ્ર પોલાન્ડમાં તેમજ વૉરસોમાં જે ઔદ્યોગિક પ્રગતિ થઈ છે, એનું એક દૃષ્ટાન્ત એ છે કે વૉરસોની આજની ૮૦ ટકા ૭૦૬ લાખની વસતી ઉદ્યોગોમાં રોકાયેલી છે. શહેરના મોટા ઉદ્યોગોમાં 'ધી વૉર્સઝાવા સ્ટીલ વર્ક્સ', 'ઝેરાન મોટરકાર પ્લાન્ટ', 'ટારકોમિન ફાર્માસ્યુટિલ વર્ક્સ', અને 'વૉરસો પમ્પ ફેક્ટરી'નો સમાવેશ થાય છે. વૉરસોમાં યુવાનવર્ગમાં બેકારીનું નામનિશાન નથી રહ્યું. આજથી ૩૪ વર્ષ પહેલા ૧૯૩૧માં 'વૉરસોમાં નોંધાયેલા બેકારોની સંખ્યા ૮૧૨૦૦ની હતી અને તેમનાં કુટુમ્બોને ગણતરીમાં લેતાં આ સંખ્યા એક લાખ છપ્પન હજાર પાનસોની, ૧૩. ૩ ટકા વસતી જેટલી થતી હતી. આજે વૉરસોમાં બેકારીનું નામનિશાન નથી એટલું જ નહિ પણ અહીં યુવાન માનવબળની તંગી વર્તાય છે.

રહેઠાણ પરિસ્થિતિમાં પણ એટલા જ નોંધનીય ફેરફાર થયા છે. સાચી પ્રગતિની પારાશીશી વળી પાછી આપણને આંકડાઓમાંથી મળે છે. મળતી માહિતી મુજબ ૧૯૩૮માં વૉરસો શહેરની ૩૬.૯ ટકા વસતી એક કમરાના રહેઠાણમાં અને ૨૪.૧ ટકા વસતી બે કમરાના રહેઠાણમાં રહેતી હતી. બીજી રીતે કહીએ તો શહેરોની સમસ્ત વસતીને ગણતરીમાં લેતાં એક કમરામાં સરેરાશ ૪ થી પણ વધુ વ્યક્તિઓ રહેતી. યુદ્ધ પછી શહેરમાં ૫૨૦, ૬૦૦ રહેઠાણ ઊભાં કરવામાં આવ્યાં છે એટલે કે લગભગ ૮ લાખની વસતી માટે નવી રહેઠાણ–વ્યવસ્થા ઊભી થઈ છે. આજે શહેરની ૭૦ ટકા વસતી આ નવાં અદ્યતન સગવડોથી સજ્જ રહેઠાણોમાં રહે છે. શહેરની સમસ્ત વસતીને ગણતરીમાં લેતા બે કમરામાં સરેરાશ ત્રણ લોકો રહે છે. આમ છતાં રહેઠાણ વ્યવસ્થાનો પ્રશ્ન હજી સંપૂર્ણ સંતોષકારક રીતે ઉકેલાયો નથી અને શહેરની પ્રજાનું બનેલું વહીવટીતંત્ર એના માટે સચિંત છે.

વૉરસોનું એક સુંદર અદ્યતન શહેરમાંનું રૂપાન્તર એક નહીં પણ અનેક રૂપે જોઈ શકાય છે. સુંદર નગર–આયોજન અને સ્થાપત્ય ઉપરાંત શહેરની પ્રગતિ તેના સાંસ્કૃતિક જીવનમાં છતી થાય છે. વૉરસો એ માત્ર ઉદ્યોગ–ધંધાનું જ નહીં પણ સાંસ્કૃતિક વૈજ્ઞાનિક અને શૈક્ષણિક પ્રવૃત્તિઓનું કેન્દ્ર બન્યું છે. શહેરમાં ચાલુ વર્ષે પ્રાથમિક માધ્યમિક અન્ય શાળાઓમાં શિક્ષણ લેતાં વિદ્યાર્થીઓની સંખ્યા ૩ લાખથી પણ વધુ છે જ્યારે ઉચ્ચતર શિક્ષણ લેતા વિદ્યાર્થીઓની સંખ્યા લગભગ ૯૦,૦૦૦ની થવા જાય છે. અહીં વૈજ્ઞાનિક સંશોધનની ૧૩૫ સંસ્થાઓ છે.

ચલચિત્રો અને નાટકોની રજૂઆત માટે શહેરમાં ૨૯ થીએટર છે અને તેમાં ૧૨૧૦૦ બેઠકો છે–જે યુદ્ધ પહેલાના સમય કરતાં લગભગ અઢીગણો વધારો સૂચવે છે.

નાગરિકોના આરોગ્યના જતન માટે છેલ્લાં ૨૦ વર્ષ દરમિયાન વૉરસોમાં ખાસ પગલાં લેવામાં આવ્યાં છે. જૂની હોસ્પિટલોનું ફરી બાંધકામ કરવામાં આવ્યું છે અને બીજી સંખ્યાબંધ નવી હોસ્પિટલ ઊભી થઈ છે અને તેમાં બધું થઈને ૧૧૮૦૦ બિછાનાઓની સગવડ છે. શહેરના બધા જ લોકોને ૪૨૨ દવાખાનાંઓમાં મફત તબીબી સારવારનો લાભ મળે છે. આ બધા પ્રયત્નોને કારણે મરણના ક્રમમાં ઘણો ઘટાડો થયો છે. ૧૯૩૮માં દર એક હજારે મરણનું પ્રમાણ દસનું હતું, જ્યારે ૧૯૬૨માં તે ઘટીને ૭.૧ થયું હતું.

હર્ષદ પારેખ

# કાળી વાદળી !

સંવાદની ઝડી વરસે અને તે પણ વર્ષાઋતુની કાળી ડિબાંગ વાદળી જેમ એ ઝડી વરસે પછી તો પૂછવુ જ શું ! એવી વર્ષા-ઝડીને આ વાર્તાના કુશળ લેખકે આબાદ રીતે મઢી લીધી છે જે વાચકોને વરસાદમા ભીંજાવાની ભર ઉનાળે પણ મજા ચખાડે તો નવાઈ નહિ

વરસાદ ક્યારે તૂટી પડશે એ કહી શકાય તેમ ન હતુ આકાશમા કાળા વાદળા દોડતા હતા કાળા વાદળા એટલે મારા મિત્ર ! કાળી વાદળીઓ જોઈ મને ખૂબ આનદ આવતો ઋતુના પહેલા વરસાદની શરૂઆતમા, આકાશમા દોડતી કાળી વાદળીઓ જોઈ એમ જ લાગે કે ગાધર્વકન્યાઓ આકાશમા સાતતાળી રમી રહી છે રમતી રમતી થાકી જાય એટલે સઘળી ગાધર્વકન્યાઓ એકઠી થઈ શાત થઈ જાય અને પછી વરસે એવી વરસે જાણે રમતનો સઘળો થાક ન ખખેરતી હોય !

વાદળા ક્યારે વરસે તેની રાહ જોતો હુ ગૅલેરીમા ઊભો હતો

'શુ જુઓ છો ?'

મે બાજુની ગૅલેરીમા જોયુ એ શ્યામા હતી મારી મિત્ર એક સમયે અમે સાથે જ ભણતા શ્યામા આગળ બોલી 'આમ ઊંચુ માથુ રાખીને ઊભા છે એ જોઈને મને હસવુ આવે છે' શ્યામા ખરેખર હસી

'જો ને, કેટલા સુદર કાળા વાદળા આકાશમા દોડે છે ?' મે આકાશ સામે જોયુ

'સુદર ? છી એ તો મારા જેવા કાળા છે'

મે શ્યામા સામે જોયુ શ્યામા ખરેખર કાળી હતી

શ્યામાની ઉંમર બાવીસ વર્ષની હતી છતા તે અપરિણિત હતી—કારણ કે કાળી હતી કાળી શ્યામા કોઈ પણ યુવકને પસદ ન પડતી માબાપ વિધિને રડતા—પુત્રી ભલે આપી પણ કાળી કેમ આપી ? માબાપનુ દુ ખ જોઈ શ્યામા પણ છાને ખૂણે રોઈ લેતી પોતે કાળી હતી તેનુ તેને ઓછુ દુ ખ હતુ, પરતુ પોતાના બા-બાપુની પોતે કાળી પુત્રી હતી એ ખ્યાલ તેને જરૂર સતાવતો શ્યામાની સૌદર્યદૃષ્ટિ નિરાળી હતી અમે સાથે ભણતા ત્યારે અમારી વચ્ચે થયેલી એક વાત મને યાદ આવી વરસાદ રહી ગયા પછી કૉલેજની સામેના લીલા બાગ પ્રત્યે નજર કરી શ્યામા બોલી હતી, 'કેટલુ સુદર દૃશ્ય છે ?'

મે જવાબ આપ્યો હતો 'ખરે જાણે ઈશ્વર જ પ્રકૃતિ સ્વરૂપ બન્યો'

'કેમ ઈશ્વર યાદ કર્યો ?' શ્યામાએ પૂછ્યુ હતુ

'સૌદર્ય એટલે ઈશ્વર !'

'વસ્તુ સુદર ક્યારે લાગે ?'

'જ્યારે એ વસ્તુ પર પ્રેમ બધાય ત્યારે ચાહે એ નિર્જીવ હોય કે જીવત માનવી હોય' મે જવાબ આપ્યો હતો

'જે વસ્તુ ગમે તે જ સુદર લાગે ? કે સુદર વસ્તુ

---

વૉરસો એને તેની વસતીમા છેલ્લા ૨૦ વર્ષમાં વિવિધ પ્રકારનુ પરિવર્તન થયુ છે એક સમય એવો હતો કે પોલાન્ડ અને વૉરસોનુ નામ યુરોપની સત્તાઓમા મોખરાનુ હતુ આ પછી એવો સમય પણ આવ્યો કે પોલાન્ડની પ્રજાને પોતાના સ્વાતત્ર્યના રક્ષણ માટે બીજા વિશ્વયુદ્ધ દરમ્યાન નાઝી આક્રમણકારો સામે જાનફેસાની કરવી પડી વૉરસો આમ હમેશા સ્વાતત્ર્યમુક્તિ અને ન્યાયના ઉદાત્ત મૂલ્યોના રક્ષણનુ એક મુખ્ય કેન્દ્ર બની રહ્યુ છે બીજા વિશ્વયુદ્ધમાં પોલાન્ડ અને ખાસ કરીને વૉરસો પર વરસેલો વિનાશ અપાર હતો આમ છતા, પોલાન્ડની દેશાભિમાની પ્રજાએ ભગીરથ પુરુષાર્થ, બલિદાન અને સ્વાર્પણ દ્વારા ચાલુ સદીમા વૉરસોને સ્વાતત્ર્ય આન્દોલનનુ એક આન્તરરાષ્ટ્રિય પ્રતીક બનાવ્યુ છે



હોય તે જ ગમે ?'
'એ તો વ્યક્તિની સૌંદર્યદૃષ્ટિ પર આધાર રાખે છે.'
'પણ તેમાં સારું શું ? વસ્તુ કે સૌંદર્ય ?'
ત્યારે હું જરા ગૂંચવાયો હતો. મેં મારી કલમ કાઢી તેને કહ્યું : 'જો આ પેન.'
'હં. સુંદર છે.'
'શા માટે ?'
'આકર્ષક દેખાય છે. ?'
'શા માટે આકર્ષક દેખાય છે ?'
'પેનની બનાવટ અને ઉપરની ભાત સુંદર છે.'
'ઠીક. તો આ પેન મને કેમ ખૂબ ગમે છે ?'
'કારણ કે તમે ખરીદી છે.'
મને હસવું આવ્યું. શ્યામા બોલી, 'સમજી. તમે લેખક છો તેથી.'
મને ઉપલો સંવાદ યાદ આવ્યો. ગૅલેરીમાં ઊભેલી શ્યામા તરફ હું જોઈ રહ્યો.
શ્યામા હસી. 'પેલી વાદળી છોડી મને શું જુઓ છો ?'
હું કંઈ ન બોલ્યો.
'બન્નેની સરખામણી કરો છો ?'
હું ચમક્યો. 'આટલી બધી conscious ? કાળી છો તેમાં દુઃખી થવાનું ?' શ્યામા ફરી હસી. પણ એ હાસ્ય પાછળ મેં સ્પષ્ટ મૂંગું રુદન જોયું. શ્યામાની બાનો અવાજ આવતાં શ્યામા તેના ઘરમાં ગઈ. તે દિવસે વરસાદ ન જ વરસ્યો. મશ્કરી કરી ચાલી જતી વાદળીઓ જોઈ મને ખૂબ રીસ ચડી. રાતે મને ઊંઘ ન આવી. મેં શ્યામાના જ વિચારો કર્યા. આજકાલના યુવકોની સૌંદર્યદૃષ્ટિ(!)એ શું કાળી કુમારિકાઓ પાસેથી લગ્નનો હક છીનવી લીધો ?

બીજે દિવસે રવિવાર હતો. મારે પ્રેસમાં જવાનું નહોતું. વાદળાં તો હતાં જ. ક્યારે વરસે તેની જ હું રાહ જોતો હતો. હું ગૅલેરીમાં ઊભો હતો. મારી અને શ્યામાની ગૅલેરીની વચ્ચે પણ જરા નીચે ત્રીજી ગૅલેરી શેઠ કરસનદાસની હતી. શેઠ પણ રવિવાર હોવાથી ગૅલેરીમાં ઊભા રહી નિરાંતે પાન ચાવતા હતા. મને જોઈ પૂછ્યું.
'કેમ મહેરબાન આજે તો ઘરે જ છો ને ?'
'જી હા. આજ તો રવિવાર છે.' મેં કહ્યું.
'આ વાદળાં ઠીક જામ્યાં છે. લાગે છે કે વરસાદ વરસશે અને રવિવાર બગડશે.'
'વરસાદ વરસે તો જ મઝા આવે ને ?' મેં કહ્યું.
'શું, મહેરબાન ? એમ ન બોલો. આજે તો ખાસ બહાર જવું છે.'
'એટલું બધું વળી શું છે ?'
'જુઓ ને, આ દીકરી એટલે સાપના ભારા.'
'દીકરી એટલે હીરા માણેકના ભારા કેમ નહિ ?'

શેઠ હસ્યા. 'વાહ મહેરબાન, રમુજી છો.'
'એ આપણી સામાજિક કરુણતા છે.'
'એ તો આપણે કંઈ ન સમજીએ. આ અમારી શ્રીલેખા જ જુઓ ને. બહુ ભણાવી. સમાજ–બમાજની એ પણ બહુ વાતો કરે છે. શ્રીલેખા બોલે તેમાં મને અરધું તો સમજાય પણ નહિ. તમે જ કહો ને મહેરબાન. જેને તેને કંઈ પરણી બેસાય છે ? મને એક ચિંતા વધી છે.'
'શાની ?'
'આ શ્રીલેખાને પરણાવવાની, મહેરબાન.'
'એટલે જ બહાર જવું છે ?'
'હવે સમજ્યા, મહેરબાન. તમે સમજુ લાગો છો.'
'પણ તેને તેની મેળે જ વર શોધી લેવા દો ને ?'
'મહેરબાન, તેને તો કોઈ છોકરો જ પસંદ નથી પડતો, બધામાં કંઈક ને કંઈક ખામી દેખાય છે. પાછી પોતે રહી છેલ્લા જમાનાની. અને એનું બધું સુધારાનું તૂત––પણ વાત કહું મહેરબાન. મેં સાંભળ્યું છે કે તમે નોકરી છોડી દીધી ?'
'જી હા. હવે મારું પોતાનું પત્ર ચલાવું છું.'
'એમ ? શું મળે ?'
'મહિને ચારસો–પાંચસો મળી રહે.'

'એમ ?' શેઠ કંઈક વિચારમાં પડ્યા 'તમારી જ્ઞાતિ ?' મહામહેનતે યાદ કરી મે જ્ઞાતિ-ધર્મ બતાવ્યા

'અરે વાહ વાહ મહેરબાન' શેઠ ખુશ થઈ ગયા 'ત્યારે બોલતા કેમ નથી ?

'કેમ ?'

'આ છોકરો તો મળ્યો, મહેરબાન' શેઠ પાન થૂકતા બોલ્યા ' 'છે કબૂલ ?'

હુ સજ્જડ થઈ ગયો બાજુમા કોઈનુ હસવુ સભળાયુ મે સામે જોયુ શ્યામાની ગેલેરી પર શ્યામા અને શ્રીરેખા ઊભા હતા શેઠની વાત સાભળીને શ્યામાને હસવુ આવ્યુ શ્રીરેખા શાત ટટ્ટાર ઊભી હતી પોતાના સૌંદર્યનુ તેને અભિમાન હોય તેમ લાગતુ હતુ કપડાનો ઠઠારો નહોતો કપડા અને પહેરવાની ઢબ, બન્ને સાદા હતા પરતુ ધારીને જોતા એમ દેખાઈ આવે કે સાદાઈ દેખાડવાની મહેનત પાછળ એકાદ કલાક જરૂર ખરચ્યો હશે ધ્યાનપૂર્વક જોયુ હોય તો જ ખબર પડે કે લીપસ્ટીકનો આછો—ઘણો જ આછો ઉપયોગ થયો છે ખોટા વાળના ઉપયોગથી અબોડો વધુ મોટો બનાવી તેમા સાદુ સફેદ ફૂલ ખોસ્યુ હતુ—કાગળનુ

'કેમ જવાબ ન આપો ?' શેઠ બોલ્યા

હુ ચમક્યો મે શેઠ સામે જોયુ શેઠે કહ્યુ 'અરે મહેરબાન એમા શરમાવા જેવુ કશુ નથી આ તમે હા પાડો એટલે ગોળ ખાઈએ'

'જી—જી નહિ'

'અરે વાધો શુ છે, મહેરબાન ?'

'આપના—આપના પુત્રી વધુ પડતા સુદર છે' કહી મે શ્રીરેખા સામે જોયુ શ્રીરેખાએ ગર્વથી ડોક ઊચી કરી—જાણે સૌંદર્યનુ પ્રદર્શન મને શ્રીલેખાનો વધુ પરિચય હોત તો જરૂર કહેત કે પ્રદર્શન કરવુ પડતુ હોય તો તે સૌંદર્ય નહિ

શ્રીરેખા પરથી નજર દૂર કરી મે શ્યામા તરફ જોયુ અને મારાથી બોલાઈ ગયુ 'હુ કાળી સ્ત્રીને પરણવા માગુ છુ !'

હુ ચમક્યો મે શુ કહી નાખ્યુ ? શ્યામાને ખરાબ તો નહિ લાગે ? શરમથી હુ શ્યામા સામે પણ ન જોઈ શક્યો અને ઘરમા ચાલ્યો ગયો તે આખો દિવસ ગેલેરીમા ન આવ્યો રાતે ખૂબ વરસાદ પડ્યો ઋતુનો એ પહેલો વરસાદ હતો વરસાદમા ભીજાઈને આનદ મેળવવા જોઈતી જરૂરી શાતિ મારી પાસે ન હતી છતા હુ ગેલેરીમાં જઈ ઊભો પણ બાજુની ગેલેરીમા શ્યામા ઊભી હતી મને મારા સવારના શબ્દો યાદ આવ્યા 'શ્યામા ?'

શ્યામા ગેલેરીને નજદીકને છેડે આવી અને હસી શ્યામાને હસવાની ટેવ હતી

'સવારની વાતોથી ખોટુ તો નથી લાગ્યુ ?'

'ના' શ્યામા બોલી

'Thank મને ઘણો પસ્તાવો થયેલ'

'કેમ ?

'કદાચ તારા મનમા કઈ ગેરસમજણ ઊભી થાય એવો મને ડર હતો'

શ્યામા કઈ ન બોલી મને પણ થોડી વાર બોલવુ ન સૂઝ્યુ છેવટે મે શાતિ તોડી

'તુ પહેલા બહુ બોલકણી હતી'

'બોલુ ?

'That's good'

'હુ વિચાર કરતી હતી'

'માણસજાતની એ ખરાબમા ખરાબ ટેવ, શુ વિચારતી હતી ?'

'સવારે મહેમાન આવેલા' શ્યામા બોલી હુ કઈ ન સમજ્યો

'મને જોવા' કહી શ્યામા હસી

'પછી ?' મે આશાભરી નજરે પૂછ્યુ

'પછી ? જોવા આવ્યા હતા મને અને દેખાઈ ગઈ શ્રીરેખા'

'પછી ?'

'પછી ? મારી બાબતમા તો as usual'

શ્યામા હસી

'પછી ?'





'કહું છું ને? યુવકને શ્રીલેખા ગમી ગઈ. શ્રીલેખાને યુવક ગમી ગયો.'
'પછી?'
'પછી બન્નેની સગાઈ થઈ.'
'પછી?'
'હું વાર્તા નથી કહેતી.'
'તું હકીકત કહે છે. વાર્તા આવી ન હોય.'
'ત્યારે કેવી હોય?' શ્યામા બોલી.
'વાર્તામાં તો યુવક અને યુવતી સંગીત, સાહિત્ય અને સિનેમાની ચર્ચા કરી બીજી જ ક્ષણે એમ માની બેસે કે બન્ને એકબીજા માટે જ સરજાયાં છે અને એકબીજા માટે જાન આપવા પણ તૈયાર છે. અને—'
'પરણી જાય.' શ્યામા હસી.
'નહિ, નહિ. તો તો વાર્તાનો રસ મરી જાય. લેખક બન્નેને પરણાવ્યા પહેલા જ એકબીજાને ભૂલાવી દે.' મેં કહ્યું.
'ના. વાર્તામાં એવું ન બને. એવું તો હરરોજના જીવનમાં—'
'ઠીક એ વાત છોડ. તને વરસાદમાં ભીંજાવું ખૂબ ગમે છે—મારી જેમ?'
'હા.'
'એક પ્રશ્ન કરું?' મેં પૂછ્યું.
'બોલો.' શ્યામાએ કહ્યું.
'ખરેખર પૂછું?'
શ્યામા હસી.' 'વાર્તાના નાયક જેવા લાગો છો.'
હું વિચારમાં પડ્યો. શું પૂછ્યું?
'પૂછો? નહિતર હું પૂછું.'
'પૂછ પૂછ.' મને એ વધુ ઠીક લાગ્યું.
અને શ્યામાએ પૂછ્યું, 'મારી સાથે લગ્ન કરશો?'
હું અને શ્યામા કેવળ મિત્રો હતાં. મૈત્રી સિવાય બીજો કોઈ ખ્યાલ સ્વપ્નેય નહોતો. મને હસવું આવ્યુ.
'કેમ હસ્યા?' પૂછીને શ્યામા હસી.
'પુરુષ કરતાં સ્ત્રી હંમેશ એક ડગલું આગળ.'
શ્યામા હજી હસતી હતી. તેની સફેદ દંતાવલી અંધારામાં પણ ચમકતી હતી. જાણે કાળી વાદળી વચ્ચેથી ફેંકાતાં ચંદ્રકિરણો!
'શ્યામા, આપણે ત્રણ વર્ષ સાથે ભણ્યાં, આટલાં વર્ષો પાડોશમાં રહ્યાં, તારાં બા-બાપુ માટે હું સ્વજન જેવો બની રહ્યો, જે વસ્તુ સ્વપ્નેય નહોતી વિચારી તે આજે શક્ય બની. નવાઈ નથી લાગતી?'
'સુષુપ્ત પ્રેમને જાગતાં કદાચ વર્ષો વીતે. જાગે ત્યારે ક્ષણના હજારમા ભાગમાં જાગી જાય.'

*

લગ્નનાં અભિનંદન આપવા આવેલાં મિત્રો અને સગાં-સબંધીઓને વળાવ્યાં એટલે શ્યામાએ સાડી માથે ઓઢી. મેં છેડો ખેંચી કાઢ્યો.
'ઓહ કેવા તોફાની છો?'
જવાબમાં મેં શ્યામાને બે હાથમાં ઊંચકી લીધી.
'વજનમાં કેવી હલકી છો? જાણે વાદળી.'
'ચોમાસાની પેલી કાળી વાદળી, ખરું?'
'પણ તેના જેટલી લોભણી, ક્ષણજીવી, અલિપ્ત નહિ! અખંડ ધારા વરસાવતી! હરરોજની સામે ને સામે!'

★

'ઊર્મિ-નવરચના' અંગે કોઈપણ જાતનો પત્રવ્યવહાર કરતી વખતે કે લવાજમ મોકલતી વખતે, વ્યવસ્થામાં સુગમતા પડે તે માટે, આપના રેપર ઉપર દર મહિને આવતો આપનો ગ્રા. નં. અને આપનું પૂરું સરનામું લખવું ક્યારેય ભૂલશો નહિ.

'એમ ?' શેઠ કંઈક વિચારમાં પડયા 'તમારી જ્ઞાતિ ?' મહામહેનતે યાદ કરી મેં જ્ઞાતિ-ધર્મ બતાવ્યા

'અરે વાહ વાહ મહેરબાન' શેઠ ખુશ થઈ ગયા 'ત્યારે બોલતા કેમ નથી ?'

'કેમ ?'

'આ છોકરો તો મળ્યો, મહેરબાન' શેઠ પાન થૂંકતા બોલ્યા 'છે કબૂલ ?'

હું સજ્જડ થઈ ગયો બાજુમાં કોઈનું હસવું સંભળાયું મેં સામે જોયું સ્યામાની ગેલેરી પર સ્યામા અને શ્રીલેખા ઊભાં હતાં શેઠની વાત સાંભળીને સ્યામાને હસવું આવ્યું શ્રીલેખા શાંત સ્થિર ઊભી હતી પોતાના સૌંદર્યનું તેને અભિમાન હોય તેમ લાગતું હતું કપડાંનો ઠઠારો નહોતો, કપડાં અને પહેરવાની ઢબ, બન્ને સાદાં હતાં પરંતુ ધારીને જોતાં એમ દેખાઈ આવે કે સાદાઈ દેખાડવાની મહેનત પાછળ એમણે ઠીક ઠીક જરૂર ખર્ચ્યો હશે ધ્યાનપૂર્વક જોયું હોય તો જ ખબર પડે કે લીપસ્ટીકનો આછો-ઘણો જ આછો ઉપયોગ થયો છે ખોટા વાળના ઉપયોગથી અંબોડો વધુ મોટો બનાવી તેમાં સાદું સફેદ ફૂલ ખોસ્યું હતું-કાગળનું

'કેમ જવાબ ન આપ્યો ?' શેઠ બોલ્યા

હું ચમક્યો મેં શેઠ સામે જોયું શેઠે કહ્યું 'અરે મહેરબાન એમાં શરમાવા જેવું કશું નથી આ તમે હા પાડો એટલે ગોળ ખાઈએ'

'જી-જી નહિ'

'અરે વાંધો શું છે, મહેરબાન ?'

'આપનાં-આપનાં પુત્રી વધુ પડતાં સુંદર છે' કહી મેં શ્રીલેખા સામે જોયું શ્રીલેખાએ ગર્વથી ડોક ઊંચી કરી-જાણે સૌંદર્યનું પ્રદર્શન મને શ્રીલેખાનો વધુ પરિચય હોત તો જરૂર કહેત કે પ્રદર્શન કરવું પડતું હોય તો તે સૌંદર્ય નહિ

શ્રીલેખા પરથી નજર દૂર કરી મેં સ્યામા તરફ જોયું અને મારાથી બોલાઈ ગયું 'હું કાળી સ્ત્રીને પરણવા માગું છું !'

હું ચમક્યો મેં શું કહી નાખ્યું ? સ્યામાને ખરાબ તો નહિ લાગે ? શરમથી હું સ્યામા સામે પણ ન જોઈ શક્યો અને ઘરમાં ચાલ્યો ગયો તે આખો દિવસ ગેલેરીમાં ન આવ્યો રાતે ખૂબ વરસાદ પડ્યો ઋતુનો એ પહેલો વરસાદ હતો વરસાદમાં ભીંજાઈને આનંદ મેળવવા જોઈતી જરૂરી શાંતિ મારી પાસે ન હતી છતાં હું ગેલેરીમાં જઈ ઊભો પણ બાજુની ગેલેરીમાં સ્યામા ઊભી હતી મને મારા સવારના શબ્દો યાદ આવ્યા 'સ્યામા ?'

સ્યામા ગેલેરીને નજદીકને છેડે આવી અને હસી સ્યામાને હસવાની ટેવ હતી

'સવારની વાતોથી ખોટું તો નથી લાગ્યું ?'

'ના' સ્યામા બોલી

'Thank મને ઘણો પસ્તાવો થયેલ'

'કેમ ?'

'દાચ તારા મનમાં કંઈ ગેરસમજણ ઊભી થાય એવો મને ડર હતો'

સ્યામા કંઈ ન બોલી મને પણ થોડી વાર બોલવું ન સૂઝ્યું. છેવટે મેં શાંતિ તોડી

'તું પહેલાં બહુ બોલતી હતી'

'બોલું ?'

'That's good'

'હું વિચાર કરતી હતી'

'માણસજાતની એ ખરાબમાં ખરાબ ટેવ, શું વિચારતી હતી ?'

'સવારે મહેમાન આવેલા' સ્યામા બોલી હું કંઈ ન સમજ્યો

'મને જોવા' કહી સ્યામા હસી

'પછી ?' મેં આશાભરી નજરે પૂછ્યું

'પછી ? જોવા આવ્યા હતા મને અને દેખાઈ ગઈ શ્રીલેખા'

'પછી ?'

'પછી ? મારી બાબતમાં તો as usual'

સ્યામા હસી

'પછી ?'





'કહું છું ને? યુવકને શ્રીલેખા ગમી ગઈ. શ્રીલેખાને યુવક ગમી ગયો.'

'પછી?'

'પછી બન્નેની સગાઈ થઈ.'

'પછી?'

'હું વાર્તા નથી કહેતી.'

'તું હકીકત કહે છે. વાર્તા આવી ન હોય.'

'ત્યારે કેવી હોય?' શ્યામા બોલી.

'વાર્તામાં તો યુવક અને યુવતી સંગીત, સાહિત્ય અને સિનેમાની ચર્ચા કરી બીજી જ ક્ષણે એમ માની બેસે કે બન્ને એકબીજા માટે જ સરજાયાં છે અને એકબીજા માટે જાન આપવા પણ તૈયાર છે. અને—'

'પરણી જાય.' શ્યામા હસી.

'નહિ, નહિ. તો તો વાર્તાનો રસ મરી જાય. લેખક બન્નેને પરણાવ્યા પહેલા જ એકબીજાને ભૂલાવી દે.' મેં કહ્યું.

'ના. વાર્તામાં એવું ન બને. એવું તો હરરોજના જીવનમાં—'

'ઠીક એ વાત છોડ. તને વરસાદમાં ભીંજાવું ખૂબ ગમે છે—મારી જેમ?'

'હા.'

'એક પ્રશ્ન કરું?' મેં પૂછ્યું.

'બોલો.' શ્યામાએ કહ્યું.

'ખરેખર પૂછું?'

શ્યામા હસી.' 'વાર્તાના નાયક જેવા લાગો છો.'

હું વિચારમાં પડ્યો. શું પૂછવું?

'પૂછો? નહિતર હું પૂછું.'

'પૂછ પૂછ.' મને એ વધુ ઠીક લાગ્યું.

અને શ્યામાએ પૂછ્યું, 'મારી સાથે લગ્ન કરશો?'

હું અને શ્યામા કેવળ મિત્રો હતાં. મૈત્રી સિવાય બીજો કોઈ ખ્યાલ સ્વપ્નેય નહોતો. મને હસવું આવ્યુ.

'કેમ હસ્યા?' પૂછીને શ્યામા હસી.

'પુરુષ કરતાં સ્ત્રી હંમેશ એક ડગલું આગળ.'

શ્યામા હજી હસતી હતી. તેની સફેદ દંતાવલી અંધારામાં પણ ચમકતી હતી. જાણે કાળી વાદળી વચ્ચેથી ફેંકાતાં ચંદ્રકિરણો!

'શ્યામા, આપણે ત્રણ વર્ષ સાથે ભણ્યાં, આટલાં વર્ષો પાડોશમાં રહ્યાં, તારાં બા-બાપુ માટે હું સ્વજન જેવો બની રહ્યો, જે વસ્તુ સ્વપ્નેય નહોતી વિચારી તે આજે શક્ય બની. નવાઈ નથી લાગતી?'

'સુષુપ્ત પ્રેમને જાગતાં કદાચ વર્ષો વીતે. જાગે ત્યારે ક્ષણના હજારમા ભાગમાં જાગી જાય.'

*

લગ્નનાં અભિનંદન આપવા આવેલાં મિત્રો અને સગાં-સબંધીઓને વળાવ્યાં એટલે શ્યામાએ સાડી માથે ઓઢી. મેં છેડો ખેંચી કાઢ્યો.

'ઓહ કેવા તોફાની છો?'

જવાબમાં મેં શ્યામાને બે હાથમાં ઊંચકી લીધી.

'વજનમાં કેવી હલકી છો? જાણે વાદળી.'

'ચોમાસાની પેલી કાળી વાદળી, ખરું?'

'પણ તેના જેટલી લોભણી, ક્ષણજીવી, અલિપ્ત નહિ! અખંડ ધારા વરસાવતી! હરરોજની સામે ને સામે!'

★

'ઊર્મિ-નવરચના' અંગે કોઈપણ જાતનો પત્રવ્યવહાર કરતી વખતે કે લવાજમ મોકલતી વખતે, વ્યવસ્થામાં સુગમતા પડે તે માટે, આપના રેપર ઉપર દર મહિને આવતો આપનો ગ્રા. નં. અને આપનું પૂરું સરનામું લખવું ક્યારેય ભૂલશો નહિ.

# '....હું આવી !'

સ્ત્રી ત્યાગ કરી જાણે છે, ન્યોછાવરી કરી જાણે છે અને જીવનને હોડમા મૂકી જાણે છે એની વાતો સાભળીને આપણે પુરુષને હમેશા દોષિત ઠરાવતા જ આવ્યા છીએ પણ પુરુષેય ત્યાગભાવના કેળવી શકે છે એના સબળ પુરાવા રૂપ આ વાર્તાને વાચકો જરૂર આવકારશે

માળા ! માળા ! ! ઊઠ ને ! ઊઠ તો ખરી ! ! તને સ્વપ્નમા કોણ દેખાયુ ? તને શાની બીક લાગી ? અને 'હુ આવી ' એમ તે કોને કહ્યું ? માળા, ઊઠ જોઉ !

કોઈક ભયાનક સ્વપ્નમાથી હુ જાગ્યો હતો, અને આસપાસના ઘોર અધારામાથી મારી બીકનુ કારણ શોધતો હતો ઘણા સમય પછી હુ હમણા જ ઊંઘવા લાગ્યો હતો, મારી આખો ધીમે ધીમે ઘેરાતી હતી અને ત્યા જ ! માળા, ' હુ આવી ' એમ તે બૂમ પાડી આ શબ્દોની શરૂઆતમા તે કોઈકનુ નામ તો લીધુ જ હશે, પણ મારાથી તે સાભળી–સમજી શકાયુ નહોતુ પણ માળા, મારી ખાત્રી છે કે 'શ્રીધર' સિવાય બીજા કોઈને પણ તુ એમ કહે જ નહી માળા ! ખરેખર તે શ્રીધરને તુ આવે છે એમ કહ્યુ હતુ ? માળા ! માળા ! ! શ્રીધર પાસે તારે ખરેખર જવુ છે ? માળા ! મારી સાથેના સહવાસથી ખરેખર તને કશુ જ સુખ નથી મળતુ ? ગયા ત્રણ વર્ષના સહવાસમા તે મને બધી રીતે સુખી કર્યો પણ માળા, આ ત્રણ વર્ષમા મારી પાસેથી તને કશુ જ સુખ નથી મળ્યુ ? તુ શ્રીધરની થઈ હોત તો તારા બધા દુ ખ પ્રેમને લીધે તુચ્છ લાગ્યા હોત પણ માળા, તુ મારી થઈ અને પ્રેમની નિષ્ફળતાને લઈને બધા સુખને તે તુચ્છ ગણ્યા પ્રેમના અમૃતનુ સીચન કરીને તુ શ્રીધરના સસારને ખીલવી શકી હોત, પણ પ્રેમની નિષ્ફળતાએ આ મોમા સ્થિર થયેલા અમૃત વડે મારા સસારને તારે સજીવન કરવો પડ્યો મને તો લાગ્યુ હતુ કે છેલ્લા ત્રણ વરસના મારા સહવાસથી તુ શ્રીધરને ભૂલી ગઈ હોઈશ પણ મને અત્યારે તો ખરેખર ખાત્રી થઈ છે કે પતિ તરીકે મારો તારા પર હક હશે પણ તારી જાગૃત અને સુપ્ત ભાવનાઓ પર તો શ્રીધરની જ સત્તા છે. મારા કરતા શ્રીધર પાસેથી તને વધારે સુખ મળશે પણ પણ માળા ! પછી મારુ જીવન કેવુ શુષ્ક થઈ જશે !

ત્રણ વરસ પહેલા ! બરોબર ત્રણ વરસ પહેલા મારુ તારી સાથે લગ્ન થયુ તારુ ચપાકળી જેવુ નાક, જસતી જેવા લાલ હોઠ, ખીલેલા કમળ જેવુ પ્રસન્ન હાસ્ય વગેરે બધુ જોઈને મે તને હા કહી હતી તે પછી તો મહિનામા જ તુ મારી સામે અતરપટ આગળ ઊભી રહી હતી અતરપટ ખસે તે પહેલા મે મનમા કેવા મીઠા સ્વપ્ના સેવ્યા હતા! પણ અતરપટ ખસ્યો અને મારી બધી આશાઓનો ભગ થયો ખીલેલા ફૂલ જેવુ તારુ સૌદર્ય જોઈને મે તારુ નામ 'પુષ્પમાળા' રાખવાનુ નક્કી કરેલુ હતુ પણ ખીલેલા ફૂલને બદલે મારી પાસે ચીમળાયેલુ ફૂલ પડેલુ દેખાયુ હતુ માદગીની પથારીમાથી ઊઠીને સીધી આવેલી હોય એવી તુ દેખાતી હતી ! શુ થયુ હતુ તેની તે વખતે તો કલ્પના પણ નહોતી, પણ તારા પ્રસન્ન સૌદર્યનો તો તેણે નાશ જ કરી નાખ્યો હતો

લગ્નની બધી ધમાલ પતાવીને આપણે મુબઈના મારા સસારમા આવ્યા હતા હજુ તો તારી મુગ્ધતા પણ ગઈ નહોતી હુ તને ધીમે ધીમે બોલતી કરવાના પ્રયત્નો કરતો હતો મારા એકના બડમકાનમા જ આપણુ પ્રથમ ભોજન પૂરુ થયુ અને હુ બહારના ખડમા જઈને પલગ પર આડો પડ્યો રસોડાનુ બધુ ઠીકઠાક કરીને તુ પણ મારી પાસે આવી બિમારીની નબળાઈને લીધે તારો મધુર ચહેરો સુકાયેલો હતો તારુ ગાભીર્ય તો હતુ જ અને તને બોલાવવા માટે હુ કઈક જ્યા બોલવા જતો હતો ત્યા તુ બોલી 'હુ જે કહુ તે શાન્તિથી સાભળશો ?'





તારા અવાજની શુષ્કતા જોઈને હું પણ ચકિત જ થયો હતો! મારી જાતને જેમતેમ કાબૂમાં કરી કહ્યું: 'બોલ ને.'

'બીજું કોઈ આવીને તમને મારા વિશે કંઈ પણ કહે તે પહેલાં મારે એક વાત કહેવી છે.' એમ કહીને તેં હકીકત કહેવાની શરૂઆત કરી. આપણા બન્નેનાં લગ્ન પહેલા તેં શ્રીધરને લગ્નનું વચન આપેલું એને લગતી બધી હકીકત તેં મને કહી હતી. ઘરના માણસોને પણ તું નહોતી ગમતી, તેમ જ નિશાળમાં પણ તું ખાસ આગળ નહોતી આવી. મનનાં બધાં દુઃખો મનમાં જ શમાવી દેવાને કારણે તારી બધી ભાવનાઓ શુષ્ક બની ગઈ હતી. તું જીવન પ્રત્યે તદ્દન ઉદાસીન બની ગઈ હતી. એકલા એકલા રડવું અને 'મારું મૃત્યુ જલદી થશે ને?' એવી આશા જ ફક્ત તારા જીવનમાં રહી હતી.

અને એવે સમયે શ્રીધરે તારા જીવનમાં પ્રવેશ કર્યો હતો. 'અંહં! કોઈ દિવસ રડવાનું નથી!' એમ કહીને તેણે તારાં આંસુ લૂછ્યાં હતાં. તારી મૃત્યુની ઇચ્છા તેણે દૂર કરી દીધી હતી. જીવવું અને તે પણ હસતાં હસતાં જીવવું એવું તને કહીને એ રીતે બે વરસ તેણે તને હસતી જીવાડી, પછી તે વધુ અભ્યાસ માટે પૂના જતો રહ્યો.

પાછો તારો એકાકી જીવનક્રમ શરૂ થયો. એવામાં જ તારા જીવનમાં એક નવો પ્રશ્ન અને એક નવું દુઃખ ઊભું થયું. ક્યાંયથી પણ માગું આવે ત્યારે તું શ્રીધરે શીખવ્યા પ્રમાણે ના પાડી દેતી. આને લઈને ઘરમાં જેમ ફાવે તેમ તારી વાતો થતી. તને ખૂબ હેરાન કરતા. ખૂબ જ દબાણને લઈને તું દબાઈ ગઈ હતી અને આખરે મારા માટે તેં સંમતી આપી હતી. શ્રીધરને જણાવ્યા વિના જ તેં મારી સાથે લગ્ન કર્યાં.

......અને પછી આ બધી વાતો કહીને તું તારી પેટીમાંથી શ્રીધરનો ફોટો લાવી હતી. એ કેવો મસ્ત દેખાતો હતો! એક પ્રકારના ગર્વથી મત્ત બનેલી તેની આંખો, સુંદર અણિયાળું નાક, મોઢા પરનું મુક્ત હાસ્ય—જાણે કે આખા વિશ્વને હસાવે, આનંદિત કરે એ જ તેનું ધ્યેય ન હોય! જો જુદી જ પરિસ્થિતિ હોત તો મેં નક્કી તેની સાથે ઓળખાણ કરી લીધી હોત. પણ તે મારી પત્નીનો પ્રિયતમ હતો અને તેથી જ મેં એક સુંદર મિત્રની મૈત્રી ગુમાવી હતી. આ બધી વાતો કહ્યા પછી તેની મારા પર શી અસર થાય છે તે જોવા માટે તું તૈયાર થઈ હતી. હું તારા પર ગુસ્સે થઈશ એમ પણ તેં ધાર્યું હશે. મારી જગ્યાએ બીજું કોઈ હોત તો ખરેખર તે ગુસ્સે થયો હોત. પણ મારા મનમાં થયું કે, એ બધી વાતો તો લગ્ન પહેલાંની હતી. લગ્ન પછી મારા સહવાસમાં તું આ બધી વાતો ભૂલી જઈશ. જાણે કે તારા જીવનમાં એ વાત બની જ નથી એમ માનીને હું દુનિયામાં એક પછી એક ડગલું માંડતો હતો. ધીમે ધીમે હું તેમાં સફળ થાઉં છું એમ મને લાગવા માંડ્યું. તારા અબોલા ધીમે ધીમે ઓછા થતા જતા હતા. મારા જીવનમાં તું સમભાગી થતી જાય છે એવું મને લાગ્યું. તારા મુખ પર અસંતોષને બદલે સંતોષ દેખાતો હતો.

એવી જ રીતે વરસ દોઢ વરસ ગયું પણ ખરું. પછી હું એક વખત બિમાર પડ્યો. એ માંદગીમાં તનતોડ મહેનત કરીને તેં મારી સેવા કરી. એક રાત્રે તું મારા ઓશીકા પાસે જાગતી બેઠી હતી. તાવની ગુંગળામણમાં હું વારંવાર જાગી જતો હતો. અડધો પડધો હું જાગતો હતો ત્યાં તારું ડૂસકું મને સંભળાયું. મેં તારી સામે તરત જોયું. તું ક્યાંક પણ શૂન્યપણે જોઈ રહી હતી. હાથનાં આંગળાં એકમેકમાં ગૂંથીને બન્ને હાથ છાતી પર દાબીને તેં ડૂસકું ખાધું અને એ જ વખતે તું બોલી: '...હું આવી.'

એ ઘડીએ જ મને ખાતરી થઈ કે તારું જાગૃત મન તું મારી સાથે મેળવવા પ્રયત્ન કરતી હોઈશ પણ તારી સુપ્ત અવસ્થા ઉપર તો શ્રીધરની જ સત્તા હતી. એ સત્તાને ઉથાપવાની તારામાંયે શક્તિ નહોતી. એ પ્રકારની મેં તારી પાસે જાણ સુદ્ધાં થવા ન દીધી.

પણ મે તો મનમાં એક ગાઠ વાળી દીધી કે તારી પાસેથી પ્રેમ મગાવાની મારી આશા તો વ્યર્થ જ હતી પછી તુ મારી સાથે જે રીતે વર્તતી હતી તેનો શો અર્થ ? એ અર્થ મને સમજાતો હતો, પણ મનને પટાવવાની મારી તો તૈયારી જ નહોતી તારો મારા પર પ્રેમ નથી એ જ એ અર્થ હતો અને એથી જ એ રીતે મનને પટાવી લેવાની મારી તૈયારી નહોતી તુ મારી સાથે મીઠાશથી વર્તી હોઈશ તો પણ તે મીઠાશમા પ્રેમનો અશ તો મૂળથી જ નહોતો એ પ્રતિકૂળ પરિસ્થિતિમાથી પણ મે તને બહાર કાઢી અને મારા પ્રેમની પાંખોમા તારા પર ફેલાતી દુ ખની કે કષ્ટની તને ખબર પણ પડવા ન દીધી આથી તુ એવી તો ઓશિયાળી બની ગઈ હતી કે જાણે તુ મારી ઋણી થઈ છે એમ તને લાગતુ, અને એ ઋણ ફેડવાનો તે પ્રયત્ન પણ કર્યો હતો તુ મારી સાથે હસી-ખેલી વર્તતી તેમા પ્રેમનો અશ તો નહોતો, પણ તે ઉપકાર કરનાર પ્રત્યેનો આદર હતો

પણ તારો પ્રેમ મે મેળવ્યો નથી એ વાત કબૂલ કરવા મારુ મન તૈયાર નહોતુ હુ જે વખતે તને 'જોવા' માટે આવ્યો એ જ વખતે મે તને પહેલી જોઈ, એ વખતે હુ તારા સુકુમાર સૌદર્ય વડે જ અજાઈ ગયો હતો તારી સાથે મે લગ્ન કર્યું તે પણ એ સૌદર્યના મોહમા જ લગ્ન પછી તારી બધી હકીકત મે જાણી તે તારુ જીવન કેવુ કપરુ વીતાવ્યુ હતું તેની મને જાણ થઈ અને એથી મે તને એક દરદીની જેમ જાળવી પછી તો મારી સાથેની તારી મીઠી વર્તણુક જોઈને મને મોહ થતો ગયો અને એ મોહનુ જ પ્રેમમા રૂપાતર થયુ તને સુખી કરવા હુ તારી સાથે નાજુકતાથી વર્ત્યો, પણ પછી તુ જ મારી સાથે એ પ્રમાણે વર્તવા લાગી હતી તારા દુર્બળ મનને આધાર આપવા માટે હુ તારી સાથે પ્રેમથી વર્તતો હતો. પછી મારી સાથે મીઠાશથી વર્તીને એ પ્રેમ તે હક્કથી લઈ લીધો અને મને પણ દુર્બળ બનાવ્યો મારા જીવનનો બધો ભાગ તારાથી વ્યાપી ચૂક્યો હતો મારી મદદથી તારુ જીવન સુખી કરવાનો મારો પ્રયત્ન હતો, પણ હવે તારી મદદ વિના મારુ જીવન મને જ અઘરુ થઈ પડ્યુ છે ફરજ સમજીને પહેલા મે તને પ્રેમ કર્યો, પણ પ્રેમ કરવા સિવાય બીજો કઈ અર્થ સર્યો નહી તારા દુર્બળ મનને મે આધાર દીધો અને મારુ મન તારા આધાર વિના દુર્બળ બન્યુ ત્રણ વરસ પહેલા વિવાહમત્રથી તુ મારી દાસી થઈ, પણ આજે ત્રણ વરસ પછી પ્રેમમત્ર વડે હુ તારો દાસ થયો છુ

ત્રણ વરસ ! આજે આપણા સહપ્રવાસને ત્રણ વરસ પૂરા થયા ખૂબ ઉત્સાહપૂર્વક મે આપણી ત્રીજી લગ્ન તિથિ ઉજવવાની તૈયારી કરી હતી સાજે ફરવા જતા સિનેમામા જવુ, સાઝના ખેલમા ચિત્ર જોવુ, સિનેમા જોઈને ત્યા જ કોઈક હોટેલમા જમી લેવુ અને પછી તાજગીભર્યા ઘેર આવવુ આખી રાત ખૂબ આનદપૂર્વક ગાળવી એવો નાનો પણ સુદર કાર્યક્રમ મે યોજ્યો હતો એ યોજના પ્રમાણે આપણે સાજે ફરવા ગયા, ત્યાથી જ 'ઈરોઝ'મા દાખલ થયા ચિત્ર જોઈને આપણે બહાર નીકળ્યા ત્યારે આપણા મન સતુષ્ટ થયેલ હતા પ્રસન્ન ચિત્તે આપણે 'પુરોહિત'મા દાખલ થયા બધી રૂમ બધ હતી કઈક કમને આપણે ઉપરના માળે ગયા પાસે આવેલ છોકરાને મે થાળી લાવવા કહ્યુ, મારુ પોતાનુ મન તો એવુ પ્રસન્ન હતુ કે ગમે તે બોલીને એ પ્રસન્નતા ગુમાવી બેસવા હુ તૈયાર નહોતો કાઈક ખુશ થતી તુ પણ હોટમા હસતી હતી, મારી પ્રસન્નતામા એ હાસ્યનો પણ મોટો હિસ્સો હતો

મે સહજ આસપાસ નજર નાખી, બધે પ્રસન્ન વાતાવરણ હતુ, દરેક જણ આનદિત દેખાતા હતા તારી પાછળના ટેબલ પર બે યુવાન બેઠા હતા તે ખૂબ ગભીરતાથી કઈક ચર્ચા કરી રહ્યા હતા આવા પ્રસન્ન વાતાવરણમા ગભીરતાપૂર્વક બેસનાર એ બન્નેની કઈક મશ્કરી કરવાના હેતુથી મે બોલવા માટે મો ઉઘાડ્યુ અને તારી તરફ જોઈને હુ બોલવા

જતો હતો પણ તને જોઈને મારા હોઠ પર આવેલા શબ્દો એકાએક પાછા જતા રહ્યા. પળ પહેલાં જ પ્રસન્નતા હતી તે તારા મુખ પર ભયની છાયા સ્પષ્ટ દેખાતી હતી. કેવી ગભરાયેલી હતી તું! મેં 'શું થયું?' એમ તને પૂછ્યું પણ ખરું, પણ તેં જવાબ જ ન આપ્યો. શોધક નજરે મેં બધી બાજુ નજર નાખી, પણ તારી અપ્રસન્નતાનું કારણ મને સમજાયું જ નહીં. સહજ રીતે જ મેં તારી પાછળના ટેબલ તરફ નજર નાખી. તારી તરફ પીઠ કરી બેઠેલા યુવાને પોતાની ડોક બાજુ તરફ વાળી. તેનો ચહેરો મને ક્યાંક જોયેલ જેવો લાગ્યો. પણ તેને ક્યાં જોયેલો છે તે કેમે કરી યાદ ન આવ્યું.

એટલામાં તેણે જમણી બાજુ મોં ફેરવ્યું અને તરત જ મને તે ઓળખાઈ ગયો. તેનું અણિયાળું નાક દેખાયું અને તેં બતાવેલ ફોટોમાંનો શ્રીધર મને યાદ આવ્યો. અને તે યાદ આવતાં જ હું પણ ચમક્યો. શ્રીધરની મેં જે કલ્પના કરી હતી, એના કરતા એ કેટલો બધો જુદો દેખાતો હતો! છબીમાં દેખાયેલ મુક્ત હાસ્ય તો મને ક્યાંય દેખાયું જ નહીં. આ શ્રીધરના મુખ પર હાસ્ય હતું પણ આ હાસ્ય અને છબીમાંના શ્રીધરના હાસ્ય વચ્ચે જમીન આસમાનનો ફરક હતો. છબીના શ્રીધરનું હાસ્ય કહેતું હતું, 'અરે ભાઈ! આ દુનિયામાં આટલી પ્રસન્નતા હોવા છતાં તું ગંભીર કેમ છે?' આ શ્રીધરનું હાસ્યઃ 'અત્યારે તું મોજ કરે છે, પણ સાગરનાં પ્રચંડ મોજાં પ્રમાણે દૈવ તારી પ્રસન્નતા ક્યારેક તો ધોઈ નાખશે જ. ત્યારે તારા સામર્થ્યની બડાઈ ન હાંકીશ!' છબીના શ્રીધરનાં કપડાં સાદાં જ હતાં પણ તે શરીર પર પહેરવામાં એક પ્રકારની કલા વપરાઈ હતી. એથી ઊલટું આ શ્રીધરના શરીર ઉપર જરા ભારેમાંનાં કપડાં હતાં પણ એ પહેરવામાં એક જાતની બેદરકારી હતી. પેલા શ્રીધરે પોતાના વાળ વ્યવસ્થિત રીતે ઓળ્યા હતા, ત્યારે આ શ્રીધરે પોતાના વાળ વીખરેલા રાખ્યા. પેલા શ્રીધરના મોં પર બાગમાં નિર્બંધ—પણે વિહરનાર બાળક જેવી પ્રસન્નતા હતી, જ્યારે આ શ્રીધરના મોં પર થાકેલ પ્રવાસી જેવી ઉદાસીનતા હતી. પેલા શ્રીધરનું ભવ્ય કપાળ એના તરવરાટની સાક્ષી દેતું હતું, જ્યારે આ શ્રીધરના કપાળ પર પડેલી એ કરચલી તેના ખાલી અને ગંભીર મનની સાક્ષી દેતું હતું; શ્રીધરની પેલી નિર્જીવ પ્રતિમામાં પણ જીવંતતા હતી, જ્યારે હાડમાંસના આ સજીવ શ્રીધરમાં ખૂબ થાક દેખાતો હતો. કેવો થીજી ગયેલો એ લાગતો હતો! મારા મનમાં થયું: 'આટલો બધો આ શી રીતે પલટાઈ ગયો?'

પણ એ પ્રશ્ન મેં મનમાં વિચાર્યો ત્યાં જ હું ચમક્યો. મારા સિવાય બીજું કોણ તેનું કારણ હતું? એકાદ માણસ કંઈક અઘોર કૃત્ય કરે, એ કૃત્યના અભિમાનમાં તે ગમે તેટલી મસ્તીથી વર્તે એ રીતે હું અત્યાર સુધી વર્તતો હતો. પણ આવા માણસની દૃષ્ટિએ આપણે કરેલાં કૃત્યોનાં ભયંકર પરિણામ દેખાય ત્યારે તેનું અભિમાન જે રીતે પીગળી જાય છે તે પ્રમાણે મારું અભિમાન પણ પળવારમાં જ નષ્ટ થયું.

તેં જ્યારે શ્રીધરની વાત પહેલી જ મને કહી ત્યારે મને લાગેલું કે, 'જો આજ તું દુઃખી હોઈશ તો પણ મારા સહવાસથી તું શ્રીધરને વિસરી જઈશ.' અને તારી એ વાતોથી મારા પર કશું પરિણામ ન થયું તે મારી આવી વિચારસરણીને લઈને જ. એ પછી પણ જો મને ખાતરી થઈ હોત કે શ્રીધરે તારા જીવનનો મોટો ભાગ ઘેરી લીધો છે, તો પણ મને તો થયેલું જ કે શ્રીધર જેવો યુવાન તને ભૂલી જ ગયો હશે. પોતાનું જ તત્ત્વજ્ઞાન અમલમાં લાવીને તેણે બીજે કોઈ ઠેકાણે ચિત્ત લગાડીને જીવનનો આનંદ મેળવ્યો હશે. પણ આજ? આજ મારી એ કલ્પના ખોટી પડી છે. તારા પર જેવી શ્રીધરની સત્તા હતી તેવી જ તેના પર પણ તારી સત્તા હતી. તેના વિયોગે તારું મન ભાંગી ગયું હતું તો તારા વિયોગે તેનું જીવન કપાઈ ગયું હતું. તારા જીવનની

ફૂલવાડી વેરાન થઈ ગઈ હતી અને જેને તેં થોડો સમય ખીલવી હતી તેનું પણ જીવન ખલાસ થઈ ગયું હતું.

આપણાં જ્યારે લગ્ન થયાં એ વખતની સામાજિક અવસ્થા જો આજ હોત તો મારી પાસેથી તને મુક્ત કરવાનો આપઘાત સિવાય મારી પાસે એક પણ માર્ગ નહોતો, અને એ માર્ગ જો મેં લીધો ન હોત તો મારું મન મને હમેશાં ઠપકો આપ્યા વિના ન રહેત. અથવા મારા નાશના બદલામાં મળેલું સુખ તને પણ ગમ્યું ન હોત તારા વિશે મારા મનમાં આજ જે ભાવના છે તે જો ન હોત તો તારા દુ:ખ તરફ દુર્લક્ષ કરીને મેં સંસારનું ગાડું આપણા ગબડાવ્યું હોત. તારી પાસેથી મને મળનારા સુખ આગળ મે તને થનાર દુ:ખની પરવા કરી ન હોત. શ્રીધરના વેડફાઈ ગયેલા જીવનથી મારા મનમાં કંઈ થયું પણ ન હોત, તારાં સુખની મેં પરવા કરી ન હોત. પણ...

...પણ તું સુખી થાય એવી ઇચ્છા મારા મનના ખૂણે ખૂણામાં ભરાઈ બેઠી છે. અને મારા કમનસીબે તને સુખી કરવાનો માર્ગ હવે કાયદાએ પણ નિર્માણ કર્યો છે. અનેક દુર્વ્યસની અને દુર્વર્તની સ્ત્રીપુરુષોના સંસારની ગાઠ આ કાયદાએ તોડીને તેમનાં જીવન સુખી કર્યાં હશે, પણ મારા જેવા નિર્વ્યસની યુવાનનાં સુખ પર તો તેણે મોટો ઘા જ કર્યો છે. સંસારની બાંધછોડ કરતાં ન આવડનાર અનેક સ્ત્રી-પુરુષોની રોજ થતી ખેંચતાણ—! કાયદાએ એ ગાઠ છોડવાની શક્યતા બનાવીને એ ખેંચતાણ અટકાવી હશે. પણ ગાંઠ છોડવાની એ શક્યતાથી ફક્ત મારી જ ખેંચતાણ વધી છે.

માળા ! તારા પર જો મારો કશો હક ન હોય તો પણ મારું જીવન તો તને સમર્પી દીધું છે. મારી પાસેથી દૂર થયા પછી તારા માર્ગમાં જે સુખ આવશે એનાં પ્રચંડ મોજામા મારા માર્ગમાં આવતા કાંટા ઝાંખરા,—ખાંચખુંચની તને જાણ પણ નહીં થાય. તું સુખી થાય એવી ઇચ્છા મારા મનમાં ખૂબ તીવ્ર છે તો ખરી, પણ તારા વિયોગે મારા માર્ગમાં જે દુ:ખ આવશે તેની ફક્ત કલ્પના આવતાં જ દિલ થીજી જાય છે. તને સુખી કરવી એ વાત મારા મનને સમજાય છે. તને સુખી કરવાનો માર્ગ પણ મને સ્પષ્ટ દેખાય છે. પણ માળા ! એ માર્ગે જવાની ખરેખર હિંમત નથી—હું તો ખૂબ નબળો છું ! માળા ! આ શક્તિ હું શી રીતે મેળવીશ? મારા પરના પ્રેમમાં થોડી કમીના કર, મારી અને તારી વચ્ચે થોડો વિયોગ કર. તારો વિયોગ સહન કરવાની મને શક્તિ લાવવા દે. મારા હાથથી તને મુક્ત કરીને *શ્રીધરને સોંપ્યા સિવાય મને ચેન પડશે નહીં. શ્રીધરના* ઉજ્જડ થયેલ જીવનમાં નવી કુંપળો ફૂટ્યા સિવાય મને ગમશે નહીં. તમારા બન્નેની એકતા તોડવાની શક્તિ કોઈનામાં નથી, તારામાં અને શ્રીધરમાં પણ નથી. એ ઐક્ય માટે અને તારા સુખને માટે મારું સુખ બાજુ પર મૂકવું જોઈએ, માટે મારું મન મજબૂત કરવું જોઈએ. સમાજની બીક છોડીને હિંમત લાવવી જોઈએ.

...માળા ! જાગ ને ! તારા સુપ્ત મને શ્રીધરને સાદ પાડ્યો, એ સાદે જ હું જાગ્યો. સુખ માત્રની નિદ્રામાંથી જાગી ગયો. માળા ! મારા નિર્બળ મનને તું હિંમત આપ. તારા સુખના પહેલા કિરણે તારા મુખ પરનું હાસ્ય ખીલવા દે ! ..સુપ્ત મનનાં સંવેદનમાં તેં શ્રીધરને કહ્યું, '.. હું આવી !' પણ માળા ! હવે જાગૃત થઈને હસતે મુખે શ્રીધરને કહે, 'શ્રીધર, હું આવી ! તારું મુક્ત હાસ્ય એક વખત બતાવ અને ફરીથી જીવવાની ઉમેદ ધર. હવે હું તારી પાસે આવી છું, હવે કદી હું તારાથી દૂર જવાની નથી.' માળા ! માળા !! ઊઠ તો ખરી !*

---

*મરાઠીમાંથી ટૂંકાવીને અનુવાદક : જયન્ત પરમાર

*

શિ૦ આ૦ સ્વામી

# મહામના પ્રખ્યાત સાહિત્યકાર

સાહિત્યકારો પણ માણસ છે અને માણસમાં હોય તેવું વિશાળ દિલ એ પણ ધરાવતા હોય છે તેનાં થોડાંક ઉદાહરણો આ લેખમાંથી મળી રહેશે. આપણને શીખવાનું મળી રહે તેવી પ્રેરણા મળે...

જેમણે શ્રેષ્ઠ અને ઘણા વખત સુધી મહત્ત્વનું સાહિત્ય સર્જ્યું હોય છે તેમનું ખાનગી જીવન પણ મહાન અને આવકારદાયી હોવું જોઈએ એવી સામાન્ય માણસોની માન્યતા હોય છે. પણ દુઃખની વાત તો એ છે કે આ માન્યતા ખોટી પડવાનો જ વધારે સંભવ હોય છે. કોઈ કોઈ વિખ્યાત સાહિત્યકારોનાં પ્રત્યક્ષ જીવન જોવાથી તો 'દૂરથી ડુંગર રળિયામણા' એ કહેવતની જ યાદ આવે છે. અને 'આ જ પેલા પ્રસિદ્ધ ગ્રંથના નામચીન લેખક?' એવો પ્રશ્ન મોટે ભાગે આંખ સામે ઊભો રહે છે. કેટલાક સુપ્રસિદ્ધ સાહિત્યકારોનો પરસ્પર સંબંધ પણ એટલો બધો હલકા દરજ્જાનો હોય છે કે તે જોઈને દરેકને કમ્પારી જ છૂટે.

પણ આટલા ઉપરથી બધા જ યશસ્વી સાહિત્યકારો હલકી મનોવૃત્તિના જ હોય છે એમ તો કોઈએ સમજવાનું નથી. પ્રખ્યાત સાહિત્યકાર અને અનુભવી મનુષ્ય એ બન્ને વિશેષણો જેને લાગુ પડે છે તેવા પણ કેટલાક લેખકો હોય છે જ. જેમને સાહિત્યના ક્ષેત્રમાં સારો એવો યશ મેળવ્યો છે અને જેમનું પ્રત્યક્ષ જીવન પણ આદર કરવા લાયક છે એવા કેટલાક સાહિત્યકારો આપણે ત્યાં પણ છે.

જે સુપ્રસિદ્ધ સ્વર્ગસ્થ રશિયન સાહિત્યકારના જીવનમાંથી કેટલાક પ્રસંગોની હકીકત આ ઠેકાણે કહેવાની છે તે વાંચવાથી વાચકને ખરેખર એમ લાગશે જ કે કેવા મહામના આ માણસ!

પ્રથમ પંક્તિનાં એક કુશળ નવલિકા–લેખક એવઢીચ એંટન ચેખોવને આપણે જાણીએ છીએ પણ તે જેવો લેખક હતો તેવો જ દાક્તર પણ હતો. 'પહેલી ફી અને પછી તપાસ' એ વ્યાવહારિક ડહાપણ તો તેની પાસે દવા રૂપે પણ મળે તેમ નહોતું. રોગીઓને દવાદારૂ આપીને તેમનું જીવન સુસહ્ય કરવું, ફીનો તો વિચાર પણ મનમાં આવવા દેવો નહીં એવું તેની 'પ્રેકટીસ'નું એકંદર સ્વરૂપ હતું. ચેખોવ ઘણા વખત સુધી 'લોપારન્યા' ગામમાં રહેતો હતો.

આ ગામના એક વૃદ્ધ ખેડૂતની અને ચેખોવના મિત્ર ટૅલિશોવની એક વખત આગગાડીમાં પ્રવાસ કરતી વખતે મુલાકાત થઈ. ચેખોવ અને ટૅલિશોવ એકબીજાને ઓળખે છે એ જાણતાંની સાથે વૃદ્ધ ખેડૂત બોલ્યો : 'દાક્તર ચેખોવ એ ખરેખર એક મહાન અજબ વ્યક્તિ છે. છતાં સંસારીના ડહાપણની તેનામાં જરાયે ગંધ પણ નથી. શું તેમની તે વર્તણુંક! શરીરમાં થોડો રોગ જણાય કે મારી પત્ની તરત તેમની પાસે પહોંચી જતી, અને તે તેને દવાદારૂ કરીને સાજી કરી દેતા. મને કંઈક થાય કે હું પણ તેમનાં ઘરનો રસ્તો પકડું અને મને પણ તે રોગ મટાડી દેતા. પણ જ્યારે આ ઉપચારના બદલામાં હું સામે ચાલીને પૈસા આપવા લાગું તોયે દાક્તર ચેખોવ તે ક્યારે પણ લેતા જ નહીં. ઘણી વખત હું તેમને કહું છું, 'દાક્તરસાહેબ, આવી રીતે વર્તશો તો તમારું ચાલશે કેમ? તમારો પોતાનો તો થોડો વિચાર કરો! ધારો કે કોઈ કારણસર તમારો આ ધંધો બંધ પડ્યો અને તમે બેકાર થયા. તમારા ખીસામાં એક ફૂટી બદામ પણ હોય નહીં! ત્યારે એવા સમયમાં તમે દિવસ કાઢો પણ શી રીતે?' પણ હું આટલું કહું તોયે દાક્તર ફક્ત હસીને કહે : 'હું બેકાર થઈશ તો એકાદ શ્રીમંત સ્ત્રી સાથે લગ્ન કરી લઈશ. પછી તો બધું ઠીક થઈ જશે ને?' એના જવાબમાં હું કહેતો : 'પણ બેકાર હોવાને લીધે તમારી સાથે લગ્ન કોણ કરશે?' મારા આવા સવાલોનો દાક્તર કદી સીધી રીતે જવાબ આપતા જ નહીં, તે ફક્ત એક વધુ વખત મોટેથી હસે અને ચાલવા લાગે, જાણે કોઈ ત્રીજા જ માણસ માટે અમે બોલતા ન હોઈએ!'

ફૂલવાડી વેરાન થઈ ગઈ હતી અને જેને તેં થોડો સમય ખીલવી હતી તેનું પણ જીવન ખલાસ થઈ ગયું હતું.

આપણાં જ્યારે લગ્ન થયાં એ વખતની સામાજિક અવસ્થા જો આજ હોત તો મારી પ્રાસેથી તને મુક્ત કરવાનો આપઘાત શિવાય મારી પાસે એક પણ માર્ગ નહોતો, અને એ માર્ગ જો મેં લીધો ન હોત તો મારું મન મને હમેશાં ઠપકો આપ્યા વિના ન રહેત. અથવા મારા નાશના બદલામાં મળેલું સુખ તને પણ ગમ્યું ન હોત. તારા વિશે મારા મનમાં આજ જે ભાવના છે તે જો ન હોત તો તારા દુ:ખ તરફ દુર્લક્ષ કરીને મે સંસારનું ગાડું આપણું નષ્ટ કર્યું હોત. તારી પાસેથી મળનારા સુખ આગળ મેં તને થનાર દુ:ખની પરવા કરી ન હોત. શ્રીધરના વેડફાઈ ગયેલા જીવનથી મારા મનમાં કંઈ થયું પણ ન હોત, તારા સુખની મેં પરવા કરી ન હોત. પણ...

...પણ તું સુખી થાય એવી ઇચ્છા મારા મનના ખૂણે ખૂણામા ભરાઈ બેઠી છે. અને મારા કમનસીબે તને સુખી કરવાનો માર્ગ હવે કાયદાએ પણ નિર્માણ કર્યો છે. અનેક દુર્વ્યસની અને દુર્વર્તની સ્ત્રીપુરુષોના સંસારની ગાંઠ આ કાયદાએ તોડીને તેમનાં જીવન સુખી કર્યાં હશે, પણ મારા જેવા નિર્વ્યસની યુવાનનાં સુખ પર તો તેણે મોટો ઘા જ કર્યો છે. સંસારની બાંધછોડ કરતાં ન આવડનાર અનેક સ્ત્રી-પુરુષોની રોજ થતી ખેંચતાણ—! કાયદાએ એ ગાંઠ છોડવાની શકયતા બનાવીને એ ખેંચતાણ અટકાવી હશે. પણ ગાંઠ છોડવાની એ શકયતાથી ફક્ત મારી જ ખેંચતાણ વધી છે.

માળા ! તારા પર જો મારો કશો હક ન હોય તો પણ મારું જીવન તો તને સમર્પી દીધું છે. મારી પાસેથી દૂર થયા પછી તારા માર્ગમાં જે સુખ આવશે એનાં પ્રચંડ મોજામાં મારા માર્ગમાં આવતા કાંટા ઝાંખરા,—ખાંચખુંચની તને જાણ પણ નહીં થાય. તું સુખી થાય એવી ઇચ્છા મારા મનમાં ખૂબ તીવ્ર છે તો ખરી, પણ તારા વિયોગે મારા માર્ગમાં જે દુ:ખ આવશે તેની ફક્ત કલ્પના આવતાં જ દિલ થીજી જાય છે. તને સુખી કરવી એ વાત મારા મનને સમજાય છે. તને સુખી કરવાનો માર્ગ પણ મને સ્પષ્ટ દેખાય છે. પણ માળા ! એ માર્ગે જવાની ખરેખર હિંમત નથી—હું તો ખૂબ નબળો છું ! માળા ! આ શક્તિ હું શી રીતે મેળવીશ ? મારા પરના પ્રેમમાં થોડી કમીના કર, મારી અને તારી વચ્ચે થોડો વિયોગ કર. તારો વિયોગ સહન કરવાની મને શક્તિ લાવવા દે. મારા હાથથી તને મુક્ત કરીને શ્રીધરને સોંપ્યા શિવાય મને ચેન પડશે નહીં. શ્રીધરના ઉજ્જડ થયેલ જીવનમાં નવી કુંપળો ફૂટ્યા શિવાય મને ગમશે નહીં. તમારા બન્નેની એકતા તોડવાની શક્તિ કોઈનામાં નથી, તારામાં અને શ્રીધરમાં પણ નથી. એ ઐક્ય માટે અને તારા સુખને માટે મારું સુખ બાજુ પર મૂકવું જોઈએ, માટે મારું મન મજબૂત કરવું જોઈએ. સમાજની બીક છોડીને હિંમત લાવવી જોઈએ.

...માળા ! જાગ ને ! તારા સુપ્ત મને શ્રીધરને સાદ પાડ્યો, એ સાદે જ હું જાગ્યો. સુખ માત્રની નિદ્રામાંથી જાગી ગયો. માળા ! મારા નિર્બળ મનને તું હિંમત આપ. તારા સુખના પહેલા કિરણે તારા મુખ પરનું હાસ્ય ખીલવા દે ! ..સુપ્ત મનનાં સંવેદનમાં તેં શ્રીધરને કહ્યું, '...હું આવી !' પણ માળા ! હવે જાગૃત થઈને હસતે મુખે શ્રીધરને કહે, 'શ્રીધર, હું આવી ! તારું મુક્ત હાસ્ય એક વખત બતાવ અને ફરીથી જીવવાની ઉમેદ ધર. હવે હું તારી પાસે આવી છું, હવે કદી હું તારાથી દૂર જવાની નથી.' માળા ! માળા !! ઊઠ તો ખરી !*

---

*મરાઠીમાંથી ટૂંકાવીને અનુવાદક : જયન્ત પરમાર

*

શિ૦ આ૦ સ્વામી

# મહામના પ્રખ્યાત સાહિત્યકાર

*સાહિત્યકારો પણ માણસ છે અને માણસમાં હોય તેવું વિશાળ દિલ એ પણ ધરાવતા હોય છે તેનાં થોડાંક ઉદાહરણો આ લેખમાંથી મળી રહેશે. આપણને શીખવાનું મળી રહે તેવી પ્રેરણા મળે...*

જેમણે શ્રેષ્ઠ અને ઘણાં વખત સુધી મહત્ત્વનું સાહિત્ય સર્જ્યું હોય છે તેમનું ખાનગી જીવન પણ મહાન અને આવકારદાયી હોવું જોઈએ એવી સામાન્ય માણસોની માન્યતા હોય છે. પણ દુઃખની વાત તો એ છે કે આ માન્યતા ખોટી પડવાનો જ વધારે સંભવ હોય છે. કોઈ કોઈ વિખ્યાત સાહિત્યકારોનાં પ્રત્યક્ષ જીવન જોવાથી તો 'દૂરથી ડુંગર રળિયામણા' એ કહેવતની જ યાદ આવે છે. અને 'આ જ પેલા પ્રસિદ્ધ ગ્રંથના નામચીન લેખક?' એવો પ્રશ્ન મોટે ભાગે આંખ સામે ઊભો રહે છે. કેટલાક સુપ્રસિદ્ધ સાહિત્યકારોનો પરસ્પર સંબંધ પણ એટલો બધો હલકા દરજ્જાનો હોય છે કે તે જોઈને દરેકને કમ્પારી જ છૂટે.

પણ આટલા ઉપરથી બધા જ યશસ્વી સાહિત્યકારો હલકી મનોવૃત્તિના જ હોય છે એમ તો કોઈએ સમજવાનું નથી. પ્રખ્યાત સાહિત્યકાર અને અનુભવી મનુષ્ય એ બન્ને વિશેષણો જેને લાગુ પડે છે તેવા પણ કેટલાક લેખકો હોય છે જ. જેમને સાહિત્યના ક્ષેત્રમાં સારો એવો યશ મેળવ્યો છે અને જેમનું પ્રત્યક્ષ જીવન પણ આદર કરવા લાયક છે એવા કેટલાક સાહિત્યકારો આપણે ત્યાં પણ છે.

જે સુપ્રસિદ્ધ સ્વર્ગસ્થ રશિયન સાહિત્યકારના જીવનમાંથી કેટલાક પ્રસંગોની હકીકત આ ઠેકાણે કહેવાની છે તે વાંચવાથી વાચકને ખરેખર એમ લાગશે જ કે કેવા મહામના આ માણસ!

પ્રથમ પંક્તિનાં એક કુશળ નવલિકા-લેખક એવઢીચ એંટન ચેખોવને આપણે જાણીએ છીએ પણ તે જેવો લેખક હતો તેવો જ દાક્તર પણ હતો. 'પહેલી ફી અને પછી તપાસ' એ વ્યાવહારિક ડહાપણ તો તેની પાસે દવા રૂપે પણ મળે તેમ નહોતું. રોગીઓને દવાદારૂ આપીને તેમનું જીવન સુસહ્ય કરવું, ફીનો તો વિચાર પણ મનમાં આવવા દેવો નહીં એવું તેની 'પ્રેકટીસ'નું એકંદર સ્વરૂપ હતું. ચેખોવ ઘણા વખત સુધી 'લોપાસન્યા' ગામમાં રહેતો હતો.

આ ગામના એક વૃદ્ધ ખેડૂતની અને ચેખોવના મિત્ર ટેલિશોવની એક વખત આગગાડીમાં પ્રવાસ કરતી વખતે મુલાકાત થઈ. ચેખોવ અને ટેલિશોવ એકબીજાને ઓળખે છે એ જાણતાંની સાથે વૃદ્ધ ખેડૂત બોલ્યો: 'દાક્તર ચેખોવ એ ખરેખર એક મહાન અજબ વ્યક્તિ છે. છતાં સંસારીના ડહાપણની તેનામાં જરાયે ગંધ પણ નથી. શું તેમની તે વર્તણુંક! શરીરમાં થોડો રોગ જણાય કે મારી પત્ની તરત તેમની પાસે પહોંચી જતી, અને તે તેને દવાદારૂ કરીને સાજી કરી દેતા. મને કંઈક થાય કે હું પણ તેમનાં ઘરનો રસ્તો પકડું અને મને પણ તે રોગ મટાડી દેતા. પણ જ્યારે આ ઉપચારના બદલામાં હું સામે ચાલીને પૈસા આપવા લાગું તોયે, દાક્તર ચેખોવ તે કયારે પણ લેતા જ નહીં. ઘણી વખત હું તેમને કહુ છું, 'દાક્તરસાહેબ, આવી રીતે વર્તશો તો તમારું ચાલશે કેમ? તમારો પોતાનો તો થોડો વિચાર કરો! ધારો કે કોઈ કારણસર તમારો આ ધંધો બંધ પડ્યો અને તમે બેકાર થયા. તમારા ખીસામાં એક ફૂટી બદામ પણ હોય નહીં! ત્યારે એવા સમયમાં તમે દિવસ કાઢો પણ શી રીતે?' પણ હું આટલું કહું તોયે દાક્તર ફક્ત હસીને કહે: 'હું બેકાર થઈશ તો એકાદ શ્રીમંત સ્ત્રી સાથે લગ્ન કરી લઈશ. પછી તો બધું ઠીક થઈ જશે ને?' એના જવાબમાં હું કહેતો: 'પણ બેકાર હોવાને લીધે તમારી સાથે લગ્ન કોણ કરશે?' મારા આવા સવાલોનો દાક્તર કદી સીધી રીતે જવાબ આપતા જ નહીં, તે ફક્ત એક વધુ વખત મોટેથી હસે અને ચાલવા લાગે, જાણે કોઈ ત્રીજા જ માણસ માટે અમે બોલતા ન હોઈએ!'

આથી આવા વ્યવહારશૂન્ય વર્તનને લીધે દાક્તર ચેખોવ ગજવુ જો હમેશા ખુલ્લુ જ રાખે એટલે તેમને પ્રેમાળ મિત્રોની ઉણપ કયારેય જણાતી જ નહી તેણે પૈસા તરફ દુર્લક્ષ કર્યું, પરતુ પ્રેમનો તો ભરપૂર ઢગ નો મ્રી મૂકયો ફક્ત ધધા નિમિત્તે જે માણસો ચેખોવના સાનિધ્યમા આવ્યા છે તે પણ તેને કેટનુ બધુ માન આપે છે અને તેની સાથે કેટલા માનપૂર્વક વર્તે છે તેનુ નીચેનુ દાષ્ટત જુઓ

ચેખોવની શારીરિક પ્રકૃતિ એટની બધી સારી નહોતી તે વારવાર બિમાર પડતો તેથી હવાફેર કરવા માટે તેને વચમા વચમા સ્થળ બદલવુ પડતુ 'અ કલ વાન્યા' એ ચેખોવનુ નાટક 'મોસ્કો આર્ટ થિયેટરે' રગભૂમિ ઉપર ભજવ્યુ ત્યારે લેખક તો ક્રીમિયાના સેબસ્ટેપોલ શહેરમા રહેતા હતા મોસ્કો શહેરમા 'અ કલ વાન્યા' એ નાટક ખૂબ જ સફળ થયુ, પણ નાટકોનો પ્રયોગ કેવીક વિલક્ષણતાથી રગવામા આવ્યો છે તેની લેખકને કેવી રીતે કલ્પના મ્હી બતાવવી? સવિસ્તાર વર્ણનનો ગમે તેટલો લાબો પત્ર લખે તો પણ તેટલાથી આ હેતુ પાર પડે તેમ નહોતો તેથી એક જુદી જ યુક્તિ યોજવામા આવી ખેલને માટે ઉપયોગમા લીધેન બધો સામાન 'મોસ્કો આર્ટ થિયેટરે' સેબેસ્ટેપોન પહોચતો કર્યો અને ત્યાં પોતાના પ્રિય લેખક સામે 'અ કલ વાન્યા' નો ખાસ ખેન ભજવી બતાવ્યો!

નટવર્ગ અને લેખકના પરસ્પર સબધ બાબત પ્રસિદ્ધ સ્વર્ગસ્થ ચેક સાહિત્યકાર કેરલ કાપેકની એક વાત અહી કહેવા જેવી છે કાપેક એટલે તો સાહિત્યની દુનિયામા એક મહાન સીતારો પણ સ્વભાવે તે ખૂબ નમ્ર અને પ્રસિદ્ધિથી વિમુખ હતો તેના પોતાના નાટક ભજવાય ત્યારે પણ તે કોઈ દિવસ હાજર ન રહેતો પરતુ પ્રેગ શહેરના એક પરામા જ્યારે તેનુ 'ઈન્સેક્ટપ્લે' ભજવાયુ ત્યારે તેને પોતાની આ ટેવ છોડવી પડી આ નાટ્ય પ્રયોગમાં કામ કરનાર નટનીઓએ નાટકમા આવવા માટે કાપેકને એટની બધી વિનતિ કરી કે તેને 'હા' કહ્યા વિના ચાલ્યુ જ નહી પરતુ આવી રીતે હા પાડીને પણ કાપેકે મનમા તો ખેનમા હાજર નહિ રહેવાનુ જ ગોઠવી રાખ્યુ હતુ એટને એમ કે નટનીને વચન આપ્યા મુજબ તે થિયેટર પર ગયો ખરો પણ અગિયાર વાગ્યે છેવટના અકનો પડદો પડીને ખેલ પૂરો થવાને સમયે! પણ આટની સાવચેતી રાખવા છતાયે તેની આ યુક્તિ છેવટે નિષ્ફળ નીવડી કારણ આમત્રણ આપનાર અભિનેતાવર્ગ તેને પૂરેપૂરી રીતે ઓળખતો હતો કાપેક હાજર રહેવાનો હતો તે દિવસે ખેનની શરૂઆત જ અગિયાર વાગ્યે કરવી એવુ પ્રથમથી જ ખાસ કરાવી રાખ્યુ હતુ

એન્ટન ચેખોવના પ્રેમળ હૃદયની અને પરોપકારબુદ્ધિની સાક્ષી આપનાર એક પ્રસગ પહેલા આપ્યો છે હવે પોતાનુ વચન તે કેવી રીતે પાળે છે તેનુ ઉદાહરણ લઈએ

માર્કસ નામના એક પ્રકાશક સાથે ચેખોવે એક દિવસ એક ભારે વિચિત્ર કરાર કર્યો

આ કરારથી ચેખોવની પહેની લખેલી અને આગળ ઉપર તેની પાસેથી લખાઈને આવનાર કૃતિઓના હક્ક માર્કસે ૭૫૦૦ પાઉડમા વેચાણ લીધા ચેખોવના પુસ્તકોના વેચાણમાથી પહેલા જ વરસે ખરચો કાઢતા ચોખ્ખો નફો ૧૦,૦૦૦ પાઉડ મળ્યો! પણ ચેખોવને તો નફાનો થોડો ભાગ પણ મળવાનો નહોતો મેક્સિમ ગોર્કીએ જ્યારે આ બધી વિગત જાણી ત્યારે તે આ પ્રકાશકની હલકટ વૃત્તિથી ગુસ્સે થયો આ કરારથી તો ચેખોવને ભૂખમરો પણ આવી જવા સભવ છે તેને તરત જ ચેખોવને એક પત્ર લખ્યો માર્કસ પાસેથી જે પૈસા લીધા હોય તે તેને પાછા આપી દેવા, વધુમા ઉપરથી પણ થોડા પૈસા આપીને તેની સાથે કરેલો કરાર રદ કરી દેવો, પછી તેને ખુશીથી જે કરવુ હોય તે કરે તમારી હયાતી સુધી દર વરસે તમને ૨૫૦૦ પાઉડ આપવા બીજા કોઈ પણ પ્રમાણિક પ્રકાશક સાથે તમે સહેલાઈથી નવો કરાર કરી શકશો'

ચેખોવે આ પત્રનો આ મુજબ જવાબ આપ્યો 'કરાર ઉપર હુ સહી કરી ચૂકયો છુ, હવે તે શી

રીતે તોડી શકાય? અપરાધ મારો જ છે. બીજાની મૂર્ખાઈ માટે માકર્સને શી રીતે જવાબદાર ગણી શકાય? બીજી વખતે હું બરોબર કાળજી રાખીને વર્તીશ.'

લિયો ટોલ્સ્ટોય વિશે ચેખોવે એક વખત કહેલા શબ્દો આ પ્રમાણે છે; તેથી લેખકોનો પરસ્પર સંબંધ કેવો હોવો જોઈએ તેની થોડી પણ કલ્પના આવશે.

'ટોલ્સ્ટોય માટે મને જેટલો પ્રેમ છે તેટલો બીજા કોઈને માટે નથી. જ્યાં સુધી ટોલ્સ્ટોય સાહિત્યમાં જીવંત છે ત્યાં સુધી લેખકોએ પોતાનું જીવન સારું જ છે એમ ખુશીથી ધારીને વર્તવું. તે છે ત્યાં સુધી બીજા પાસેથી કંઈ સારું ન મળે તો પણ તેનાથી વધારે બગડવાનું તો નથી. કારણ કે સારું સમજીને જે જે કરવું જોઈએ તેની બધી જવાબદારી ટોલ્સ્ટોય પોતાના પર લે છે. ટોલ્સ્ટોયનો અધિકાર એટલો મહાન છે કે તેની હયાતીમાં અનિષ્ટ અસભ્યતા અને અભિમાનને ક્યારે પણ પ્રાધાન્ય મળવું શક્ય જ નથી'

ચેખોવ અને ગોર્કી બન્નેને એકબીજા માટે કેટલી આત્મીયતા હતી અને એક ઉપર કંઈ અન્યાય થયો કે તેનો પ્રતિકાર કરવા માટે બીજો તરત જ કેટલી બધી તત્પરતાથી આગળ આવે તે નીચેના પ્રસંગ ઉપરથી સમજાય છે.

સાહિત્યક્ષેત્રનું ચેખોવનું અમૂલ્ય કાર્ય ધ્યાનમાં લઈને વિશ્વ વિદ્યાલયના સભાસદ તરીકે એક દિવસ તેની વરણી કરવામાં આવી હતી. પણ ગોર્કીને હજુ આ માન મળ્યું નહોતું (તેને આ મળે નહીં એવી ખૂદ ઝાર નિકોલસની જ આજ્ઞા હતી) તેથી ચેખોવે આ બહુમાનને ઠોકરે ઊડાડી મૂક્યું. આ બહુમાનનું અપમાન કરવું તે એક રીતે તો સરકારનો જ નિષેધ કરવા જેવું હતું.

હવે ગોર્કીના વર્તનનો એક નમૂનો: ચેખોવનું એક નાટક ભજવાયું ત્યારની એ વાત છે. તે નાટકમાં ચેખોવ હાજર નહોતો, પણ ગોર્કી હતો. પ્રેક્ષકોને પોતે દેખાય નહીં એટલે એક બાજુના ખૂણામાં છૂપાઈને બેઠો હતો પણ આટલી કાળજી રાખવા છતાં તેનો કશો ઉપયોગ થયો નહીં. પ્રેક્ષકોની ચકોર દૃષ્ટિએ છેવટે તેને શોધી કાઢયો: 'સ્ટેજ ઉપર આવો! સ્ટેજ ઉપર આવો!' એવી બધી બાજુથી બૂમાબૂમ શરૂ થઈ. ગોર્કીને આ અનિષ્ટ પ્રકારથી ખૂબ દુઃખ થયું. પણ શું કરે? પ્રેક્ષકો કેમે કરીને ચૂપ થતા નહોતા. છેવટે ક્રોધથી ધ્રૂજતો ગોર્કી સ્ટેજ ઉપર જઈને ઊભો રહ્યો અને ક્રોધથી બોલવા લાગ્યો: 'આ શું કરવા ધાર્યું છે તમે! મને શા માટે સ્ટેજ ઉપર બોલાવો છો? મારામાં શું જોવા જેવું છે? તમે મને સમજો છો શું? નાચનારી કે ભૂત પ્રેત? મિત્રો, આ સારું ન કહેવાય. આ નાટક ચેખોવનું છે, મારું નથી. આવે વખતે મને સ્ટેજ પર બોલાવવામાં કેવડી મોટી ભૂલ કરો છો તે તમને ખબર છે કે? હું પોતે તમારી આ મૂર્ખાઈભરી હઠને લીધે કેવી વિચિત્ર સ્થિતિમાં મુકાઈ જાઉં છું? ચેખોવનું આ નાટક કેટલું સરસ છે! આવું સરસ નાટક ભજવાય તે વખતે તમે આવી રીતે વર્તો એ ખૂબ શરમની વાત છે...'

ગરીબોનાં હિત માટેની સતત તત્પરતા અને સામાજિક કાર્યની આસ્થા માટે પણ ગોર્કીની ખ્યાતી તો છે જ પણ દલિતોદ્ધારનું બધુંયે કાર્ય તે ખૂબ છૂપી રીતે અને કોઈપણ જાહેરાત વિના કરતો. નિરાશ્રિતોને અનાજ અને આશરો મેળવી દેવામાં ગોર્કી અહોરાત પણ પ્રયત્ન કરવા તૈયાર રહેતો. પોતાની આ જનસેવાનો ઉલ્લેખ વર્તમાનપત્રોમાં ભૂલથી પણ પ્રસિદ્ધ થવા ન પામે તે માટે તે કાળજી રાખતો.×

×મરાઠીમાંથી ટૂંકાવીને અનુવાદક : જયન્ત પરમાર



નાતાલિયા પીચુગીના

# દાંતનો સડો

આખા વિશ્વમા આજે દાતનો સડો એટલો બધો વ્યાપક છે કે એને જેમ જેમ દૂર કરવા માટે સશોધનો થતા જાય છે તેમ તેમ એને વધારવા પણ માણસ એટલી જ તરકીબો અનાયાસે વધાર્યે જાય છે દતરોગના કારણો અને ઉપાયો આ લેખના લેખિકાએ સીધી સાદી ભાષામા બતાવ્યા છે

'માનવીને થતા સર્વ રોગોમા સૌથી સામાન્ય વ્યાધિ કોઈ હોય તો તે દાતનો આકડાઓ પરથી માલમ પડે છે કે દુનિયાના પ્રત્યેક દશમાથી નવ જણના દાત સડેલા હોય છે આ રોગમા પ્રથમ દાત પરનુ ઇનેમલ ખવાઈ જાય છે અને પછી આખો દાત પડીને ખતમ થઈ જાય છે દાત શાથી સડે છે તથા એ સડાનો પ્રતિકાર કેવી રીતે થઈ શકે તે હજી સુધી જાણી શકાયુ નથી

તબીબી વિજ્ઞાન સમક્ષ અતિ મહત્વના કેટલાક કામ કરવાના બાકી છે તેમાનુ સૌથી અગત્યનુ કામ દાતનો સડો કેવી રીતે મટે તે શીખવાનુ છે સડેલા દાત એ કોઈ નિરુપદ્રવી રોગ નથી એનાથી મોમા ચેપ ફેલાવવાનો તથા ફેફસાનો ક્ષય, સધિવા, આફરો ચડવો વગેરે અનેક ગભીર રોગ થાય છે

આશરે ૮૦ વર્ષ પહેલા એક સિદ્ધાત એવો રજૂ કરવામા આવ્યો હતો કે પુખ્ત વયની વ્યક્તિના દાત મૃત શિરાગુચ્છના બનેલા હોય છે એટલે દેહમા થતી પ્રક્રિયાની કોઈ પણ અસર દાત પર થતી નથી ખાધેલા ખોરાકના શેષકણો દાતમા અટકી રહે છે જેમાથી ફીણ (ફર્મેન્ટેશન) નીપજે છે ફીણ લેક્ટિક એસિડ પેદા કરે છે આ લેક્ટિક એસિડ દાતના ઇનેમલને ઓગાળી નાખે છે ઇનેમલમા તીરાડો પડતા સૂક્ષ્મ જીવાણુઓ તેમા ઘૂસી જાય છે અને આ બેક્ટેરિયાનુ આક્રમણ થતા દાત તદ્દન ખવાઈને ખતમ થઈ જાય છે આ સિદ્ધાત તબીબી વિજ્ઞાનને ખાસ કઈ સહાયરૂપ ન નીવડ્યો

પ્રયોગો દ્વારા પૂરવાર કરી આપ્યુ કે માનવદેહ તથા દાત વચ્ચે ગાઢ સબધ હોય છે પ્રયોગ માટેના ઊદરોના લોહીમા તેમણે ઈન્જેક્શન વડે એક રગ દાખલ કર્યો ત્યારબાદ થોડા વખતે ઊદરોને મારી નાખવામા આવ્યા પછી એ ઊદરોના દાતની તપાસ કરવામા આવી તેમા તથા દાત પરના ઇનેમલમા તે રગ હોવાનુ જણાયુ હતુ આનો અર્થ એ થયો કે દાતને અને દેહને ગાઢ સબધ હોય છે છતા જરાક શકા એમ રહી કે રગ પહેલા ઊદરની લાળમા મળ્યો હોય અને ત્યાથી દાતમા ગયો હોય તો? આ શક્યતાની ચકાસણી કરવા માટે જેમની લાળગ્રથિ બાધી દીધી હોય એવા ઊદરો પર ફરી પ્રયોગો કરવામા આવ્યા તો માલમ પડ્યુ કે દાતના ઇનેમલ પર અચૂકપણે રગ લાગેલો હતો

આમ, દાત તથા તેનુ ઇનેમલ બન્ને જીવત હોય છે—જીવત પેશીના બનેલા હોય છે અને તેઓ દેહ સાથે જોડાયેલા હોય છે આ ઉપરથી સ્વાભાવિક રીતે જ એવુ તારણ નીકળે છે કે, દાતના આરોગ્યનો આધાર શરીર કેવુ સ્વસ્થ હોય છે, અને દેહમા ચયાપચયક્રિયા બરોબર ન થાય તો તેના લીધે દાત સડવા માડે છે, સડાને લીધે થતો ફેરફાર પ્રથમ દાતના અતર્ગત ભાગમા થાય છે અને અમુક વખત બાદ સડો સપાટીએ આવે છે અને ઇનેમલ તેનો ભોગ બને છે, ઇનેમલના અમુક ભાગને તો જાણે કોઈએ પાછળથી છાપો માર્યો હોય તેમ થાય છે પરિણામે મુખમાના બેક્ટેરિયા સામે દાતનુ રક્ષણ કરવામા ઇનેમલ સફળ થતુ નથી આને લીધે દાતનો આખરે નાશ થાય છે

વૈજ્ઞાનિકોએ પ્રયોગો પરથી એમ બતાવી આપ્યુ છે કે શરીરમા ચયાપચયક્રિયા ક્ષુબ્ધ થાય છે અને સડાની પરિસ્થિતિ નિર્માણ થાય છે ત્યારે દાતના ઇનેમલમાથી પ્રોટીન તત્ત્વ ખૂબ ઓછુ થઈ જાય છે સડેલા દાતના ઇનેમલમા પ્રોટીનનુ પ્રમાણ સાજા દાતની સરખામણીમા ૬૦ ટકા ઓછુ હોય છે

એટલે સ્વલ્પ પ્રોટીન ધરાવતો આહાર દાંતનો સડો નિપજાવે છે.

માનવીની સાધારણ જીવનપ્રવૃત્તિ બરોબર ચાલે તે માટે પ્રજીવકોની આવશ્યકતા હોય છે. આ પ્રજીવકો પર શરીરની સ્થિતિનો આધાર હોય છે. પ્રત્યેક પ્રજીવક ચોક્કસ દિશામાં કાર્યસાધક નીવડે છે. ખોરાકમાં અમુક પ્રજીવકનો અભાવ થતાં ચોક્કસ પ્રકારના રોગ નીપજે છે. દાંતમાં આરોગ્ય માટે પ્રજીવક બી–૧ અત્યંત મહત્ત્વનું હોય છે. ઉંદરોના આહારમાં આ વિટામિન–પ્રજીવક ઉમેરવામાં આવતા સડાનું પ્રમાણ ઠીક ઠીક ઘટી ગયું હતું.

ઉંદરો પર બીજા પ્રયોગ આ પ્રમાણે કરવામાં આવ્યા હતા. ઉંદરોનાં બે જૂથને એક જ સરખી પરિસ્થિતિમાં રાખવામાં આવ્યાં હતા. ખોરાક પણ બન્નેને સરખો જ અપાતો હતો, પરંતુ એમાંથી એક જૂથના ઉંદરોના જ્ઞાનતંતુઓને રીતસર ઉશ્કેરવામાં આવતા હતા. અમુક સમય બાદ એમ પૂરવાર થયું કે ઉશ્કેરાયેલા જ્ઞાનતંતુવાળા ઉંદરોમાં દાંતનો સડો બીજા જૂથ કરતાં ઓર વધારે વાર થતો હોય છે. જ્ઞાનતંતુના ઉશ્કેરાટની ખરાબ અસર પ્રજીવક બી–૧ તથા પ્રોટીન પુષ્કળ પ્રમાણમાં હોય એવો ખોરાક લેવાથી નાબૂદ થઈ શકે છે.

અત્રે આપણે પ્રાણીઓ પર કરવામાં આવેલા પ્રયોગની વાત કરી. એમાંથી તારવેલા નિષ્કર્ષનો ઉપયોગ, માનવીને દાંતનો સડો થતો યા સડો હોય તો તેની સારવાર કરતાં અગાઉ વિશેષ અભ્યાસ કરવાની આવશ્યકતા છે. પરંતુ આ દિશામાં કામ બહુ થોડું થયેલું છે, જો કે એ તરફ ભરવામાં આવેલા પ્રથમ કદમના પરિણામ રસપ્રદ પૂરવાર થયા છે. નિશાળે જવાની ઉંમરે પણ પહોંચ્યા ન હોય એવાં નાનાં બાળકોને વિટામિન બી–૧ પુષ્કળ પ્રમાણમાં હોય એવો ખોરાક આપવામાં આવ્યો તો તેમનામાં દાંતના સડાનું પ્રમાણ ૮૦ ટકાથી પણ નીચે ઊતરેલું હોવાનું માલમ પડ્યું હતું. આ તથા આના બીજા અભ્યાસ પરથી એવી આશા જાગે છે કે, આજે માનવજાતમાં દાંત સડવાનો રોગ સર્વસાધારણ થઈ પડયો છે તેવું નજીકના ભવિષ્યમાં રહેશે નહિ.





વાર્ષિક લવાજમ : રૂ. ૭/૫૦ વિદેશમાં : શિ. ૧૫.
૭ વર્ષનું સામટું લવાજમ : રૂ. ૩૬/૫૦ વિદેશમાં : શિ. ૭૫

અમદાવાદમાં રૂબરૂ લવાજમ ભરવાનું અને મ. ઑ. થી મોકલવાનું મુખ્ય સ્થળ :

# ઊર્મિ–નવરચના કાર્યાલય

ભારતી સાહિત્ય સંઘ પ્રાયવેટ લિમિટેડ · ૬૪, ફર્નાન્ડીઝ બ્રિજ · ગાંધીરોડ · અમદાવાદ, ૧

—: આ ઉપરાંત નીચેનાં સ્થળોએ પણ લવાજમ ભરી શકાય છે :—

૧. એન. એમ ત્રિપાઠી પ્રા. લિ., પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ, ૨.
૨. આર. આર. શેઠની કંપની, કેશવબાગ, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ, ૨.
૩ એન એમ. ઠક્કરની કંપની, ૧૪૦ પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ, ૨.
૪. આરોગ્યધામ, અચુબ મેન્શન, વિન્સેન્ટ રોડ, માટુંગા, મુંબઈ, ૧૯.
૫. વિજય સ્ટોર્સ, ૩૮૧/એ, કાલબાદેવી રોડ, ૩જે માળે, નરોતમવાડી, મુંબઈ, ૨.
૬. ઈન્ટરનેશનલ બુક હાઉસ, ૯ એશ લેન, મ. ગાંધીરોડ, મુંબઈ, ૧.
૭. નિર્મલ એજન્સીઝ, ૧૦૮ શેખ મેમણ સ્ટ્રીટ, બીજે માળે, મુંબઈ, ૨.
૮. લોક મિલાપ કાર્યાલય, જિલ્લા કોર્ટ રસ્તો, ભાવનગર, ૧.
૯. સાહિત્ય ભંડાર, ૧૪, અમરત્તલ્લા સ્ટ્રીટ, કલકત્તા, ૧.
૧૦. ગુજરાત પુસ્તકાલય સ. સ. મંડળ, રાવપુરા, વડોદરા.
૧૧. ગુજરાત પુસ્તકાલય સ. સ મંડળ, કોંગ્રેસ ભવન, રાજમહેલ રોડ, મહેસાણા
૧૨. ગાંડીવ સાહિત્ય મંદિર, હવાડિયા ચકલા, સૂરત.
૧૩. બાબુભાઈ પ્રેમશંકર ત્રિવેદી, ગંજ બજાર, પાટણ.
૧૪. વિજય સ્ટોર્સ, સ્ટેશન રોડ, આણંદ.
૧૫. નવયુગ પુસ્તક ભંડાર, રાજકોટ.
૧૬. સાહિત્ય મિલાપ, ડૉ. યાજ્ઞિક રસ્તો, રાજકોટ, ૧.
૧૭. પોપ્યુલર બુક સપ્લાય, પો. બો. નં. ૭૬૯, કંપાલા. ( યુગાન્ડા–પૂ. આફ્રિકા )
૧૮. જનરલ બુક સેલર્સ, પો. બો. નં. ૧૨૭૮, દારે સલામ ( ટી. ટી.–પૂ. આફ્રિકા )
૧૯. યુનાઈટેડ જનરલ સ્ટોર્સ લિ. પો. બો. ૮૦૮, કિસુમુ ( કેન્યા–પૂ. આફ્રિકા )
૨૦. કે. સી. આચાર્ય એન્ડ સન્સ, પો. બો. નં. ૨૪૬, જિન્જા ( યુગાન્ડા પૂ. આફ્રિકા)
૨૧. મુલ્લા સલમાનજી મુલ્લા હેપતુલ્લાભાઈ, પો. બો. નં. ૧૩૭૭, મોંબાસા (કેન્યા–પૂ. ,,)
૨૨. નીલકંઠ પી. સ્વામી, પો. બો. નં. ૩૯૧, મોંબાસા ( કેન્યા પૂ. આફ્રિકા)

મુદ્રક દીપક પ્રિન્ટરી • અમદાવાદ

# ભારતી સંઘનાં નવાં પ્રકાશનો

શ્રી ડાહ્યાભાઈ પટેલકૃત
**તિમિરનું તેજ**
રૂ ૫-૦૦

શ્રી બાબુભાઈ પટેલકૃત
**નૌકા**
રૂ ૪-૫૦

શ્રી પ્ર રા નથવાણીકૃત
**પંખી પાંખવિહોણાં**
રૂ ૫-૦૦

શ્રી નાનુભાઈ દવેકૃત
**પાથર્યા પ્રકાશ જેણે**
રૂ ૫-૦૦

શ્રી કૃષ્ણપ્રસાદ ભટ્ટકૃત
**દિલનાં દાન**
રૂ ૬-૫૦

શ્રી મૂળવતરાય ત્રિપાઠીકૃત
**એક આ વન**
રૂ ૫-૦૦

શ્રી શાંતિ આકડિયાકરકૃત
**સલિલ વિણ સુકાશે વેલ પિયાસી**
રૂ ૪-૫૦

શ્રી નવનીત સેવકકૃત
**પાતાળ વન**
રૂ ૩-૫૦

શ્રી શ્રીકાન્ત ત્રિવેદીકૃત
**ગોરીલાનો શિકાર**
રૂ ૨-૦૦

શ્રી નવનીત સેવકકૃત
**મોતને મોરચે**
રૂ ૨ ૫૦

શ્રી ડૉ ભૂ મો દવે શ મો દવેકૃત
**સ્ત્રીઓનું આરોગ્ય**
રૂ ૪-૦૦

શ્રી માધવ મો ચૌધરીકૃત
**નિત્યનું જીવનઘડતર**
રૂ ૧-૫૦

શ્રી હિનુભાઈ જોષીકૃત
**આનંદ ગ્રંથાવલિ [૭ પુસ્તકો]**
રૂ ૧૦ ૫૦

શ્રી શ્રીકાન્ત ત્રિવેદી અનુવાદિત
**ફરી પરણ્યાં**
રૂ ૩-૦૦

શ્રી સોમાભાઈ પટેલકૃત
**આશા-નિરાશા**
રૂ ૪-૦૦

—: અમારા આ પ્રકાશનો તેમ જ ગુજરાતી સાહિત્યના તમામ પુસ્તકો માટે :—

**ભારતી સાહિત્ય સંઘ પ્રાયવેટ લિમિટેડ** ૬૪, ફર્નાન્ડીઝ બ્રિજ ગાંધીરોડ **અમદાવાદ, ૧**

અંક ૩-૪ (સંયુક્ત)
જૂન – જુલાઈ ૧૯૬૫
સમાજમાં સંસ્કાર અને



'ઊર્મિ' : વર્ષ ૩૬
'નવરચના' : વર્ષ ૩૦
સાહિત્ય પ્રેરતું સામયિક

### ક્રમ





### સૂચના

* લવાજમ વરસનું : સાડાસાત રૂપિયા, વિદેશમાં દશ રૂપિયા ( શિ. ૧૫ ).
* દર માસની ૧લી તારીખે નિયમિત પ્રગટ થાય છે.
* વરસમાં એપ્રિલ, જુલાઈ, ઑક્ટોબર અને જાન્યુઆરી એ ચારમાંથી કોઈપણ માસથી ગ્રાહક થઈ શકાય છે.
* વી.પી.થી લવાજમ વસૂલ કરવામાં જે વધારાનો ખર્ચ થાય છે એ ગ્રાહકે જ ભોગવવાનો હોય છે એટલે, લવાજમ પૂરું થયાની નોટિસ મળે ત્યારે ગ્રા.નં. અને પૂરા સરનામા સાથે મનીઑર્ડરથી જ લવાજમ મોકલી આપવું.
* નમૂનાનો અંક મંગાવતી વખતે ૭૫ પૈસાની ટિકિટો બીડવી જરૂરી છે. મફત અંક કોઈને મોકલાતો નથી.
* ગ્રાહકોએ દરેક જાતના પત્રવ્યવહારમાં ગ્રા. નં. લખવો ખાસ જરૂરી છે.
* અસ્વીકૃત લખાણ પાછું મેળવવા જોઈતી ટિકિટો બીડવી જરૂરી છે.
એ સિવાયનાં અસ્વીકૃત લખાણો પંદર દિવસ પછી રદ કરાય છે.
* જાહેરખબર મારેનું, લવાજમ મોકલવાનું, લખાણો મોકલવાનું અને બીજા દરેક જાતના પત્રવ્યવહારનું સરનામું :–

**'ઊર્મિ–નવરચના'**

ભારતી સાહિત્ય સંઘ પ્રાયવેટ લિ.,
૬૪, ફર્નાન્ડીઝ બ્રિજ : ગાંધીરોડ
અમદાવાદ, ૧

પ્રકાશક: ઈશ્વરલાલ મો દવેએ અને મુદ્રક : કાંતિલાલ ડાહ્યાભાઈ પટેલે માલિક: ભારતી સાહિત્ય સંઘ પ્રાયવેટ લિમિટેડ વતી ૬૪, ફર્નાન્ડીઝ બ્રિજ, ગાંધીરોડ, અમદાવાદથી પ્રસિદ્ધ કર્યું અને મંગલ મુદ્રણાલય, રતનપોળ, અમદાવાદમાં છા
તંત્રી : ઈશ્વરલાલ મો૦ દવે અને સંપાદક : જયન્ત પરમાર.



झ . . . . . . . . . . . . . સાધના ખરી, પણ સ્વાર્થની !

પરમાર્થ ન કરી શકાય તેનો વાંધો નથી, પણ સ્વાર્થ સાધવા જતાં બીજાને નુકસાન પહોંચાડવાનું, બીજાની લાગણી દુભવવાનું કે બીજાના જીવન સાથે ચેડા કરવાનું તો ટાળી શકાય તેટલું ટાળવું. પણ સ્વાર્થ એટલો બધો આંધળો હોય છે કે એની આડે આવું કાંઈ દેખાતું નથી, સમજાતું નથી કે વિચારાતું પણ નથી. બધી વાતની પરાકાષ્ટા હોય તેમ સ્વાર્થની પણ આ જ પરાકાષ્ટા છે. એ પરાકાષ્ટા અધમમાં અધમ ગણાય છે છતાં એનો અનુભવ કરવાનું માણસથી ટાળી શકાતું નથી. ત્યારે જે ન જોયેલું દેખાય છે એ જ ચેતવણીરૂપ ગણાવું જોઈએ. પણ એ કાળ, એ ઘડી, એ અનુભવ જ એવો હોય છે કે કોઈની તો શું પણ પોતાના આત્માની ચેતવણીય માણસને ખપ લાગતી નથી. એ પોતાની જાતને વધુ ને વધુ ઊંડા પાણીમાં ઉતારે છે.

અહીં ઊંડા પાણીમાં ઊતરવાનો કોઈ સીધો અર્થ સમજે એ દેખીતું જ છે. પણ ઊંડે ઊંડે ઊતરીને પણ સ્વાર્થની એ પરમ અને ચરમ સાધનામાંથી માનવી કેટલાંય સુખોની છોળો ઉડાડે છે. એ સુખછોળ જ એની સાચી શત્રુ બની રહે છે.

મિત્રો કરતાં શત્રુને વધુ સારી રીતે આવકારવાનું એ વખતે પહેલી જ વાર માણસ ડહાપણ વાપરે છે. અને એ ડહાપણ જ બીજાનું હિત ભૂલી જાય છે, બીજાની પ્રગતિ ભૂલી જાય છે, બીજાને તડીપાર કરવાનું શીખવે છે. બીજાને ભોગે કાંઈ પણ થાય એ કોઈ કાળે ઇચ્છનીય નથી. છતાં એ જ એ વખતે થતું હોય છે કે જેનાથી દૂર રહેવા પોતે અનેકને સલાહ આપી હોય છે.

બીજાને ન કરવાનું કહીને પોતે એ જ કરવા તત્પર થાય છે એવું માનવી સિવાય બીજા કોઈ દેહધારી કે આત્માધારી કરી શકે કે કેમ એ પ્રશ્નનો જવાબ આપણે માનવીને પૂછીએ તો એનો ઉત્તર હાકારમાં મળે ખરો ?

*

# શ્રી એન. ડી. રાવલીઆનાં ત્રણ કાવ્યો

[ અણધાર્યું માડાગાસ્કર જવાનું થયું. પાટનગર તનાનારીવમાં શ્રી રાવલીઆસાહેબનો પરિચય થયો સાહિત્યના જૂના જોગી, સાહિત્યપદાર્થના સાચા પારખુ અને વતનથી હજારો માઈલ દૂર રહેવા છતાં તેમ જ ધંધામાં ગળાડૂબ પડ્યા હોવા છતાં શાયરી અને સ્વાધ્યાય તેમનાં સદાનાં ભેરુબંધ છે. તેમની સાથેનો થોડાક દિવસોનો પરિચય સુખમય અને આનંદકારી રહ્યો. અહીં તો તેમનાં કાવ્યોની થોડી પ્રસાદી જ મૂકી છે. વધુ લખતા રહેવાની મેં માગણી કરી છે.

—ઈશ્વરલાલ મો૦ દવે]

## માનવતાનો અવાજ

માનવી ! ઓ માનવી, તું રહેજે માનવી,
ન મટજે માનવી !

માનવી ! તારાં જુજવાં જુજવાં ગાન,
કદી ગાતો ગાન નારી તણાં, કદી નારીત્વનાં;
કદી પૌરુષનાં, પુરુષાર્થનાં, વીરતા કેરાં કદી.

કદી ગાન ગાતો ગરીબીનાં,
કદી કીર્તિ તણાં ગીતડાં.

(પણ) જીવજે માનવતા માટે !
મરજે માનવતા કાજે !

લઈ જજે ભલે તુજ 'નામના'
પણ માનવતા મૂકતો જજે !

ગાજે ગીત સદા 'જીવન'ના, 'માનવતા' તણાં
તું રહેજે માનવી ! ન મટજે માનવી !
માનવી ! તારા જુજવા જુજવા શોખ !

કદી ઝંખતો જન્મભોમકા, કદી પરદેશપ્રેમને;
કદી પહાડો, કદી નદીઓ, કદી અરણ્ય કે
રણો રેતીનાં.

કદીં કલ્પતો પ્રભુને પથ્થરમહીં; કદીં માનતો
મહમ્મદને–મુસાને.

આરાધતો ઈશુને કદીં, કદીં ભગવાન બુદ્ધને
કદીં કૃષ્ણને; કદીં રામને,
વળી દામને નમતો કદીં;

ભલે સૌ તારા રહ્યા પૂજ્ય દેવતા,
ભલે ભજતો બધાને;

દૈવત્વ પ્રભુ તારા દિલ મહીં, આરાધજે એ દેવને
તું રહેશે 'માનવી' નહિ મટશે 'માનવી'.

## તારી આરાધના

જન્મ દેતી, જીવન દેતી, માતરૂપે પોષતી !
વર્ષા બની વરસી જતી, ભૂમિ રૂપે ફળ આપતી.

કુદરત બનીને સ્થાપતી, શક્તિરૂપે સંહારતી,
સરિતા બની વહી જતી, દિલવાડીઓતરબોળતી.

વર્ષારૂપે, વેલીરૂપે, મુજ વાડીએ, મુજ ઉપવને
ગિરિકંદરે વનદેવી તું ! અમ ગૃહે ગૃહદેવી તું !
અન્નપૂર્ણા કહીં, પ્રિયા કહીં,
યદિ ભગિની યદિ પુત્રી;

બહુરૂપે મહાશક્તિ તું ! સદૈવ મમ જીવન વિષે,
કહીં લક્ષ્મી, કહીં સરસ્વતી, મોહિની માયાભારથી,
અનેક નામે બહુરૂપે મુજ મને 'દેવી' સદા.
તારી ખફા (નારાજી) એ નાશ જગનો,
તુજ કૃપા મુજ 'વીરતા',

સ્વાગત તારું હો સદા !
મુજ આંગણે, મુજ જીવનમાં !

## તનાનારીવની એક સમાધિ (કબર) પરની તખ્તી

ન રંગ છે ન ખુશ્બુ, આ 'કાગળનાં ફૂલો'
ગૂંથેલાં કોઈ 'અભાગી' હાથે.
સુક્કા હૃદયનું ફિક્કું સંગીત,
સૂકી એક યાદી !
સ્વીકારશો ? સૂતેલાં ચિરશાંતિમાં !







'મધુરમ'

## આ ભરૂચ

નગરી આ જ ભરૂચ.
દઢ સમાધિ લઈ ને બેઠો જાણે કો અવધૂત
ધારી પુરાતન રૂપ
નગરી આ જ ભરૂચ.
નર્મદાનીરે નવલું નર્તે, નૂતનતા નહિ નૂર,
સાદુ સીધું સોહે જાણે, સરતા સંગીત સૂર,
વર્ષોથી શું તપમાં બેઠા ભૃગુઋષિનો ધૂપ
નગરી આ જ ભરૂચ.
અર્વાચીન આ વિશ્વે જાણે પુરાતત્વનું પૂર,
લાડ કરંતી વાણી વદતું લાટતણું આ પુર
નમણી ધરતી, કુદરત, નારી, જનતા જાણે ભૂપ,
નગરી આ જ ભરૂચ.
પાવનતા શી પ્રીતિ એની, વ્યવહારે છો દૂર,
માનવતાની વાત અનોખી, કુદરતનું જ નૂપુર;
જગતઝરૂખે વિલસે એનું ગાંધીસમું સ્વરૂપ;
નગરી આ જ ભરૂચ.

★

'મીનપિયાસી'

## મમ તું

અર્ધાંગ માત્ર નથી તું, મન અર્ધ મારું
હૈયુંય અર્ધ, મમ આત્મન અર્ધ પ્રાણ!
સર્વસ્વ તું જીવનની, અભિલાષ મારી
સૌંદર્યમાં સકલ સૃષ્ટિમહીં તું ન્યારી.
અંબોડલે સકલ વિશ્વકલા ગૂંથી તેં,
ને હોઠમાં રસિકતા ભરી પ્રકૃતિની.
બંકી છટા સકલ, વિદ્યુતની ભરીને
આ નેણની ભ્રમર વાદળીએ છુપાવી,
તારાં સ્મિતે જીવનનાં ઊઘડે પ્રભાત,
ગાંભીર્યમાં રજની શાંત બની સૂતેલી,
બન્ને અહીં તવ કપોલ પરે નિહાળું
સંધ્યા ઉષાતણી સુરંગી છટા રમંતી.

## કરચલી

'કાય થૈ જર્જરી ને પડી કરચલી,'
બોલશે લોક તો કૈંક કાલાં,
'રક્તહીણી બની નાડીઓ છે હવે'
માનશો ના તમે વેણ ઠાલાં;
યૌવને સંયમે અંગમાં ઢાંકિયાં,
વૃત્તિ ને ઊર્મિઓ જે રસાળાં,
આત્મતેજે ભર્યાં ઓપતાં સર્વ તે,
આજ વદને બની વિચિમાલા.

★

દેવજી રા૦ મોઢા

## ગગન ઊડતાં ઊડતાં

વિહંગમ! ઊડો ઊડો : ક્ષિતિજને વિશાળી કરો,
પળો પવનપંથપે શિખર આંબવા આભનાં;
અહીં તૃણ રચેલ તુચ્છ લઘુ નીડને છોડીને
બહાર નીકળી પડો વિપુલ વ્યોમ વિસ્તારમાં!
વિહંગમ! ઊડો ઊડો : કહીં લગી જ ખાબોચિયે
વિહાર કરશો હજી? મલિન નીરમાં ચંચુને
કહીં લગી ઝબોળશો? નહિ જ બહાર શું આવશો
અફાટ અવકાશના ઉદધિની મહીં સ્હેલવા?
ભલે ગગન ના હજીય ભયમુક્ત ઊડ્યા સમું,
ભલે ધરતી-કીટને ગગન-ઊડ્ડણો ના રુચે;
વિહંગમ! ઊંચે, હજી ઊંચે હજીયે ઊંચે
ઊડો; ન રહી જાય જેથી ઊડવા તણા ઓરતા!
લપાઈ લઘુ નીડમાં સુખથી જીવવું એથી તો
બહેતર વિંધાવું ના ગગન ઊડતાં ઊડતાં?

★





'રાજહંસ'

# સમયના શોર-ગાર

### યુદ્ધની પાછળ ધ્યેય જોઈએ

લશ્કરી વિજય મેળવ્યાથી પ્રશ્નો ઉકલતા નથી, એ માટે રાજદ્વારી સમાધાનો કરવાની જરૂર રહે છે આની સમજ હવે દુનિયાભરમા ફેનાતા માડી છે

સરદાર કહેતા કે, 'પાકિસ્તાન સાથે લડી લેવુ એ કે મુશ્કેલ કામ નથી, પરતુ એ પછી શુ ?' દેશના લશ્કરની તકાત અગે એમને શ્રદ્ધા હતી છોટુભાઈ પુરાણી એમને નાગરિક સૈન્ય ઊભુ કરવા માટે મળવા ગયા ત્યારે એમણે સાફ જણાવેલુ કે આ પ્રશ્ન લશ્કરી દૃષ્ટિએ વિચારવાનો નથી 'લશ્કર તો એવુ છે કે એમને તગડીને ઠેઠ સુએઝ સુધી પહોચાડી દઈએ પરતુ એ પછી શુ ?'

વિયેટનામમા લશ્કરી હુમલા કરીને કે વિજય મેળવીને કામ નહી સરે એવુ ભાન હવે અમેરિકાને પણ થવા લાગ્યુ છે નેપોલિયનની ચડતી કળા હતી ત્યારે કોઈકે એમને ઈશારો કરેલો કે તમારા વિજયો પાછળ રાજદ્વારી નીતિનુ બળ નહી હોય તો એ નહી ટકે હિટલરનો અનુભવ એવો જ હતો ને જાપાનને પણ એવો જ અનુભવ મળ્યો એની વાત ખ્રુશ્ચોફને સમજાઈ હતી ને હવે અમેરિકા પણ એવુ કહે છે

યુદ્ધ નહી પણ યુદ્ધ પાછળનુ ધ્યેય જોવુ જોઈએ વિસાત ધ્યેયની છે એના લશ્કરી વિજયોની વ્યર્થતા અગે તો અશોકે પણ કયા નથી કહ્યુ ?

અગ્નિ એશિયામા અમેરિકા લડી રહ્યુ છે એના સાથીદારો એનો પક્ષ છોડીને ખસી રહ્યા છે અમેરિકાના વિચારકો પૂછી રહ્યા છે કે સામ્યવાદને ખાળવાની પોલિસગીરીનુ કામ અમેરિકાને કોઈએ સોપ્યુ નથી, એ એની જવાબદારી નથી ને દુનિયાભરના સામ્યવાદી તાપણા હોલવવાની એ કોશિશ કરે તો ફાવી શકશે પણ નહી

ટૂકામા, લશ્કરી વિજય મેળવવા માટે નૈતિક ને રાજદ્વારી ભૂમિકા જોઈએ તે પહેલી તૈયાર કરવી જોઈએ

### ધ્યેય કરતા પણ લોકમત ચઢે

અહી યાદ રાખવુ જોઈએ કે યુદ્ધ માત્રની નિંદા કરવી તે અયોગ્ય છે ચીન માને છે કે સામ્યવાદનો ફેલાવો કરવા માટે યુદ્ધ અનિવાર્ય છે, રશિયાનો હમણાનો અનુભવ એથી જુદો છે યુદ્ધ આવશ્યક પણ નથી તેમ ત્યાજ્ય પણ નથી યુદ્ધ પણ એક સાધન છે એને શા કાજે વાપરવુ એ જ મહત્ત્વનો પ્રશ્ન છે આજે જગતનો લોકમત જાગ્યો છે રાષ્ટ્રસઘમા ૧૧૭ જેટલા સ્વતત્ર ગણાતા રાજ્યો ભાગ લઈ રહ્યા છે એ રાજ્યો પોતાને સમાન અને સર્વોપરી ગણે છે એમના મતનુ મૂલ્ય વધતુ જાય છે એની ઉપેક્ષા થાય એમ નથી

કોઈ અનિવાર્ય કારણ હોય, કોઈ ઊચુ ધ્યેય હોય કોઈ અધાધૂધી અટકાવવાની હોય, કોઈ આતતાયીને હણવાના હોય તો પણ જગતના લોકમતને એ વાત ગળે ઉતાર્યા વિના કોઈ દેશ જગમા ઝૂકાવે તે ક્ષમ્ય નથી હિંદીચીનમા ને કોરીઆમા આવો અનુભવ અમેરિકાને મળ્યો છે કોન્ગોમા એવા હાલ છે

અમેરિકાને જો સામ્યવાદ ખાળવાની ધગશ સાચી હોત તો હગેરીમા હુમલો થયો ત્યારે એ ઝૂકાવી





શકત. જર્મન પ્રજાને બે ભાગમાં વિભક્ત કરી મૂકનારી અન્યાયી સ્થિતિનો સામનો કરી શકત. ફિન્લેન્ડની ધા સાંભળી શકત. બીજા અનેક દેશોને રશિયા સામે હિંમત આપી શકત. ચીનના એક સમયના સાથીદાર ચાંગ કાઈ શેકને વતનમુક્તિ માટે આગળ વધવાની હામ આપી શકત.

પરંતુ, એમણે એશિયાવાસીઓ આપસમાં લડે એવી રાજનીતિ રાખી હોય એમ જણાય છે. એમને મોટી સત્તા સાથે સીધી લડત બને તેટલી ઠેલવી છે. યુરપના પોર્ટુગલને કે દક્ષિણ–આફ્રિકાને નભાવી લેવાં છે અને હવે તો પાકિસ્તાનને આપેલાં શસ્ત્રોનો સવાલ એમની સામે છતો થયો છે. આથી સામ્યવાદ સામે લડવાની એમની સારી નેમ વિષે પણ શંકાઓ જાગી છે. જગતનો લોકમત આજે અમેરિકાને દોષિત ઠરાવવા નીકળ્યો છે, ને એના સાથીદારો એનાથી વિખુટા પડતા જાય છે.

### મૈત્રી ખાતર ધ્યેય સંકોચ

શાસ્ત્રી રશિયાની મુલાકાતે જઈ આવ્યા તેમાં ઘણા સફળ થયા એવી છાપ આપણે ત્યાં ઊભી કરવામાં આવી છે. રશિયાની મૈત્રી વધે એવું આજે તો કોણ નહીં ઇચ્છે? પરંતુ એ માટે જે કિંમત ચૂકવવી પડે છે તેનો પણ આપણે ખ્યાલ રાખવો જોઈએ.

શાસ્ત્રીની મુલાકાત અંગેના સંયુક્ત નિવેદનમાં ચીન–પાકિસ્તાનનો ઉલ્લેખ જ નીકળી ગયો. એટલું તો ગળી લેત. પરંતુ, રશિયાને જ ફાવતી બે વાત આપણે જાહેર રીતે સ્વીકારી લેવી પડી છે. જર્મન પ્રજાને સંયુક્ત થવું હોય એ સ્વાભાવિક ગણાય. એમને જુદા પાડવાની કોઈ રીતને આપણો ટેકો ન હોવો જોઈએ. બીજી વાત તે વિયેટનામની. ત્યાં અમેરિકાના હવાઈ હૂમલાને રોકવા કહેવું પડે તો તેની સાથે ચીન કે હાનોઈની યુદ્ધખોરીને પણ અક્ષમ્ય ગણવી જોઈએ. કે નહીં તો યે ચીન આજે પાકિસ્તાનને ઉશ્કેરે છે ને ક્યારે ચઢી આવશે તે કળાતું નથી, તેવે સમયે એને બીજી દિશામાં આંતરી રાખનાર દેશનો તેજોવધ કરવાની જરૂર નહોતી.

શાસ્ત્રીએ તિબેટની વાત કેમ નથી કરી તે સમજાતું નથી. શું તિબેટની કોઈ પ્રજા જ નથી? એમને પોતાની સ્વાધીનતા માગવાનો હક આપણે કેમ નથી સ્વીકારતા, ને કેમ એનું સમર્થન નથી કરી શકતા?

જાણે અજાણ્યે આપણે રશિયાની છાવણીમાં ઢળતા જઈએ છીએ. એ વારસો નેહરુ મૂકતા ગયા છે. શું એ વારસાનો આવો કરવેરો ભરતા રહેવું પડશે? ક્યાં લગી?

### આપણે યુદ્ધ માટે તૈયાર નથી

હિંદી સૈન્યના એક નિવૃત્ત ઉચ્ચ અધિકારીએ લશ્કરની પરિસ્થિતિ વિષે કેટલીક સ્પષ્ટ વાતો કહી છે. અમેરિકાએ પાકિસ્તાનને ઊંચા પ્રકારનાં વિમાનો આપ્યાં હોવાથી એ દેશના હવાઈ સૈન્યની તાકાત વધારે છે. એનું નૌકાસૈન્ય પૂર્વ અને પશ્ચિમના બંને વિભાગોમાં રાખેલું છે. ચીન સાથે કરાર કરીને એમણે પાછલું બારણું સુરક્ષિત કરી લીધું છે. પશ્ચિમના દેશો તો એમને મદદ આપવા બંધાયેલા છે. આમ એમને યુદ્ધખોરીનો નશો ચઢે એવું હતું તેમાં ચીનનો સાથ મળી ગયો છે. ચીનની સામે લડવા રશિયા રાજી ના હોય ને બ્રિટન–અમેરિકા પાકિસ્તાનની સામે લડવા તૈયાર ના થાય. પછી ભારતને ઊંચે શ્વાસે દોડાદોડી કરવી પડે એની નવાઈ નથી.

આપણી પાસે પહાડોમાં પહોંચવાના રસ્તા નથી, ત્યાંના લોકો હજી પોતાને ભારતમાં સંપૂર્ણ ભળી ગયા હોય એવું માનતા નથી. એ પ્રદેશોને ખાસ અધિકારો આપી આપણે એમની અલગતાની ભાવનાને પુષ્ટ કરી રહ્યા છીએ. દેશમાં અહિંસા અને શાંતિનાં ચૂંથણાં વારંવાર ચાલતાં હોય છે. વિશાળ, લઘુમતી કોમે કોમવાદનાં વિષ ઉન્મત્ત બનીને પીધેલાં તે ક્યારે ઉતરશે તે કોઈ કહી શકે એમ નથી. અને આર્થિક ફુગાવો તથા અનાજની અછત હોવાથી પગ ભારે થયેલા છે.

પ્રજાએ સંકટો જોયા નથી એમને તો લગનસરાના જમણો ઝાપટવાની મોજ માણવી છે ને મરણ પાછળના શોકને ઘેરો કરીને લંબાવવો છે આ પ્રજા વસતીવધારાના દુશ્મના સામે લડવા રાજી નથી એને 'ઇશ્વરની મરજી' સમજીને માથે ચડાવે છે એની ધર્મ-મૂઢતા રોજ રોજ બંધનો વધારતી જાય છે અત્યારે યુદ્ધનો નનકાર કરે એવી નેતાગીરી નથી અને રાજ્યસત્તાપક્ષને તો યુદ્ધની કટોકટીના કાળમા પણ વધારે માણસોને પ્રધાનો બનાવી લૂટમા ભાગીદારો કરવા છે

આ પરિસ્થિતિ યુદ્ધ લડી લેવા માટે શી રીતે અનુકૂળ ગણાય?

## દેશના જુસ્સાને ઠંડો ના પાડીએ

લડતનો જુસ્સો હારવામા વિનોબા-જયપ્રકાશ કામે લાગી ગયા છે એમને શેખ અબ્દુલ્લાની ધરપકડ નથી ગમતી એમાથી ઉગ્ર કે ચિંતાજનક પરિણામો આવી પડે એવી એમને દહેશત રહે છે એમને ધપણો ટાળવા છે સાહસથી સામનો કરવાને બદલે સમાધાનો કરીને ચલાવી લેવુ છે શી નવાઈ કે આ ભાઈઓ વિપદાઓને ભોગી અમળ લે એનાથી નાસી જાય ને શાંતિ શાંતિના પોકારોમા રાચી રહે!

જયપ્રકાશે કહ્યુ છે કે હુ તો માટીપગો છુ ને એવો રહેવાનો છુ એમનામા નેતાઓની ખુમારી ના હોઈ શકે ને નેહરુની વિશ્વદૃષ્ટિ પણ ના હોઈ શકે છતા સર્વોદય આગેવાન તરીકે પોતાને ખપાવી રાજકારણમા દખલ દીધા વિના એમનાથી રહેવાતુ નથી ગાંધી વિચારસરણીને એમણે પ્રતિકારશક્તિવિહોણી બનાવી દીધી છે એથી એમને ચોમેર ભય દેખાઈ રહ્યા છે ને એમાથી કોઈના ઈલાજ સૂઝતા નથી—સિવાય કે સમાધાનનાગા શરણં મમ!

કોઈ કહે છે કે શેખ અબ્દુલ્લા પાછા આવ્યા કેમ કે એમનામા દેશભક્તિ છે! રાજાજી કહે છે કે એમની ધરપકડ થઈ તેમા રાજકીય કુનેહ નથી! વિનોબા પણ અબ્દુલ્લાએ કરેલી એમની સ્તુતિની અસરમાથી છૂટયા નથી એમનુ ચાલે તો કાશ્મીરનો પ્રશ્ન કાયમને માટે અનિશ્ચિત રહેવા દે અથવા અબ્દુલ્લાને સોંપી દે અબ્દુલ્લાનો વિશ્વાસ કરનારે એમની પાછી કારકીર્દિનો અભ્યાસ કરવો જોઈએ પશ્ચિમી સત્તાઓના ચગાવ્યાથી અબ્દુલ્લાની મહત્ત્વાકાંક્ષાનો પારો ઊંચે ચઢી ગયો એ યાદ રાખવા જેવુ છે એક વખત પાકિસ્તાન જેના ખૂનની માગણી કરતુ તે હવે એમની ખુશામત કરે છે કેમકે એ રીતે કાશ્મીરમા કોમવાદને બહેકાવી શકાય એમ છે પરતુ વિનોબાની વૈદિક નજરે આના અનિષ્ટ શેના દેખાય? અને અજાણતા એ દેશની ખુમારીને ઢીલી પાડી રહ્યા છે

કોઈ કે હવે એમને કહેવુ જોઈએ કે દેશમા જુસ્સો જ ના આવે એવુ પાપ તમે ના કરશો

## સરહદોમા ભારતની પ્રજાનો વસવાટ વધે

શાસ્ત્રીએ કાશ્મીરનુ જોડાણ પૂરુ કરી લીધુ ને કામરાજે ત્યા કોંગ્રેસની શાખા શરૂ કરી દીધી એમા મક્કમતા જણાઈ છે આ પછી કાશ્મીરમા હિંદીઓને વસવાટના સામાન્ય હક મળવા જોઈએ અને કાશ્મીરીઓને ભારતદર્શનની તક મળવી જોઈએ એક વખત કાશ્મીરના પંડિતોની વિદ્વત્તાનો પ્રભાવ મધ્ય એશિયામા અંકાતો હતો ફરીથી એનુ કેન્દ્ર ત્યા રચવુ જોઈએ ત્યાની નદીઓને કાઠે સાધુસન્યાસીઓની સાધના-કુટિરો નખાવી જોઈએ કાશ્મીરનુ પુરાતન ગૌરવ પાછુ સજીવન કરવા વિશે હવે કોઈને સંશય ના હોવો જોઈએ

આવુ નેફા વિસ્તારમા ને મણિપુરમા ને નાગભૂમિમા કર્યે જ છૂટકો છે એમને ભારતમા ભેળવવાથી ત્યા ઘણેરો વિકાસ થશે. એમને આત્મનિર્ણયની ખોટી લાલચો ધરી કેટલાક એમનુ ભારે અહિત કરી રહ્યા છે એથી એ લોકો દેશના દુશ્મન બની રહ્યા છે જાહેર વાત છે કે ભારતના પ્રદેશોનો નિર્ણય કરનારી એકની પાર્લામેન્ટ જ છે, જુદા જુદા પ્રદેશોને એવો કોઈ હક નથી

ઉત્તર પ્રદેશના હિમાલયનાગા પહાડી વિસ્તારોમા





આપણે લોકોનો વસવાટ વધારવો જોઈએ. દુઃખની વાત છે કે કૉન્ગ્રેસના કાર્યકરોને કે પ્રધાનોને સીમલા–દાર્જીલીંગ કે કાશ્મીર–ઉટી જેવાં ગ્રીષ્મમથકો ગમે છે પરંતુ એવું કોઈ નવું મથક ઊભું કરવાની તજવીજમાં ઊતરતા નથી. હવે નવાં ગ્રીષ્મમથકો થવાં જોઈએ ને પહાડી સરહદોમાં લોકોની અવરજવર વધવી જોઈએ, જંગલની પેદાશોના ઉદ્યોગો ત્યાં નંખાવા જોઈએ. ને એ પ્રદેશોની વસતીને લાગવું જોઈએ કે ભારતના લોકોના સંપર્કથી એમનું ભાવિ સુધરવાનું છે.

## પરિસ્થિતિને અનુકૂળ રહીએ

અહીંના દૂષણો મટી જાય એવું જણાતું નથી, એમ એ ઉગ્ર બની જાય એવું પણ દેખાતું નથી. અનાજ કે હુંડિયામણની અછત છે ને રહેવાની, ભાવ ઊંચે જવાના, જગ્યાની સંકડાશ કે ટ્રેનોની ગીરદી ચાલવાની, લાંચરૂશ્વત વધવાની, કૉલેજોમાં ને સિનેમામાં ભીડ જણાવાની, વસતીનું પ્રમાણ ઊંચે જવાનું, ને હજારોની જગ્યાએ લાખો રૂપીઆ વેડફાતા રહેવાના. આવું ચાલે તેથી કોઈને અકળાવાની હવે જરૂર નથી કેમ કે નવી રાજ્યપદ્ધતિ એવાં દૂષણોની સામે લાચાર છે. એમ છતાં આ દૂષણો કાબૂની બહાર જતાં રહેશે એવું પણ હવે નહીં મનાય.

અને યુદ્ધ કે યુદ્ધનું વાતાવરણ ચાલુ રહે તો પણ અહીંનો ઔદ્યોગિક વિકાસ અટકવાનો નથી. પાકિસ્તાન કે ચીનનાં ઘર્ષણો સહી લેવાં જ પડે એવાં વર્ષો વીતશે, એમનો અંત લાવી શકાય એવા હમણાં સંજોગો નથી. ઘણી ધીરજ રાખીને, ખમીને, વેઠીને, સમય વીતાવવો જોઈશે. દુર્ગમાં ગાબડાં પડે પણ ખરાં ને એનું સમારકામ પણ ચાલતું રહે એવી પરિસ્થિતિમાંથી આજની પેઢીને જીવવાનું છે. એથી અકળાયે નહીં ચાલે.

આ સંજોગોને જાળવે એટલી જ નેતાગીરી આપણા ભાગે રહેવાની. પંદર વર્ષ લગી સંયુક્ત જવાબદારીના ધોરણે રાજકાજ રહેવાનાં. કોઈ મોટા ફેરફારો નહીં થવાના ને એમ છતાં આ ધીરી વાટ એકંદરે ઊંચે લઈ જનારી જણાશે. પંદર વર્ષ પછી જે કોઈ પાછળ નજર નાખશે તેને જણાશે કે આપણે લાંબી મજલ કાપી છે, ને ઊંચાં શિખર સર કર્યાં છે!

દેશની આર્થિક, રાજકીય કે આધ્યાત્મિક પ્રગતિ વિષે અધીરા થવાથી કશું વળવાનું નથી. પછી નિરાશ તો થવાય જ કેમ? નવી પરિસ્થિતિને અનુકૂળ થઈ રહેવું તે જ ઠીક છે.

## પાત્રોમાં ફેરફારની અસર

ઘોડાગાડી જેવાં વાહનોને બદલે બનાવટી વાહનો, રબ્બરને બદલે બનાવટી રબર, ચામડાને બદલે બનાવટી ચામડું, કપડાંને બદલે બનાવટી કપડાં, ઘી–દૂધનાં પોષણને બદલે વિટામિનનાં બનાવટી પોષણ, ખાતરને બદલે બનાવટી ખાતર, એમ કેટલીય જરૂરિયાતની વસ્તુઓમાં રાસાયણિક બનાવટો આવી ગઈ છે. શરૂઆતમાં લોકો એનાથી ભડકતા રહે પરંતુ ધીરે ધીરે એનો ઉપયોગ વધતો જાય છે, સ્વાભાવિક મનાતો જાય છે.

ઠામવાસણોમાં કાચ તો આવ્યો જ હતો, પ્લાસ્ટીક આવ્યું હતું, કાગળની રકાબીઓ પણ આવી હતી. આમ છતાં તાંબા પિત્તળનાં વાસણો ટકી રહ્યાં હતાં. હવે એલ્યુમિનમનાં નવી પદ્ધતિએ તૈયાર થયેલાં વાસણો બજારમાં આવશે એટલે જૂનાં વાસણો જતાં રહેવાનાં.

એલ્યુમિનમ સામે સૂગ હતી. એમાં ક્ષારવાળી ચીજો રાખવામાં જોખમ હતું, કેમકે એ ધાતુમાં હલકો ભેગ થતો હતો. હવેનાં વાસણો ટકાઉ થવાનાં, સુશોભીત બનવાનાં, ને જોખમ વિના વાપરી શકાય એવાં રહેવાનાં. સાફ સહેલાઈથી થઈ શકશે, ગરમ વહેલાં થશે, ઊજળાં ને ઘાટીલાં રહેશે—પછી એના આગળ તાંબાપિત્તળ નહીં ટકી શકે. અને ઘણું કરીને ઠામવાસણ માંજનારીઓ માટે પણ એવું કામ છૂટી જશે.

વાસણો બદલાઈ જવાથી જીવનની રહેણીકહેણીમાં ફેર પડી જવાનો, ને એ ફેરફાર જોવાની તક આપણે લઈ શકીશું, એવો ફેરફાર વહેલો કરી શકાશે તો

કે વી રઘુનાથ રેડ્ડી

# નેહરુ અને લોકશાહી સમાજવાદ

**ભારતમાં પંડિત નેહરુ વિનાનું એક વર્ષ પૂરું થયું તેમના લોકશાહી સમાજવાદને સમજી શકાય એવો આપણા સંસદ સભ્યે લખેલો આ લેખ અભ્યાસુઓને ખૂબ ઉપયોગી થઈ પડશે**

અસમાનતા પર આધારિત સમાજ પ્રકૃતિની વિરુદ્ધ છે અને તે વધુ સમય ટકી શકતો નથી પંડિત નેહરુને ભારતના સામાજિક ઇતિહાસનું અગાધ જ્ઞાન હતું ૧૯૨૯માં લાહોરમાં મળેલા કોંગ્રેસ અધિવેશન પ્રસંગે અધ્યક્ષપદેથી આ બાબતનો ઉલ્લેખ કર્યો હતો તેમણે કહ્યું હતું કે સ્થાયી સમાજના નિર્માણમાં ભારતે મહાન સફળતા પ્રાપ્ત કરી છે, આમ છતાં એક ખૂબ મહત્ત્વપૂર્ણ મામલામાં તે નિષ્ફળ બન્યું હતું સમાનતાની બાબતમાં કોઈ સફળ ઉકેલ પ્રાપ્ત થયો ન હતો ભારતે જાણી જોઈને આ વસ્તુની ઉપેક્ષા કરી હતી અને અસમાનતાના આધાર પર આપણા સમાજનું ઘડતર થયું હતું આનું દુઃખદ પરિણામ એ આવ્યું કે આપણા અસંખ્ય લોકો કંગાળ અવસ્થામાં રહ્યા અને તેમને ઉન્નતિનો કોઈ સહારો ન રહ્યો

સમાનતા, સામાજિક ન્યાય તેમ જ સુરક્ષા પર આધારિત સમાજના નિર્માણની નેહરુજીએ કલ્પના કરી, પરિણામે સમાજની કાયાપલટ થશે અને તેમાં રાજનૈતિક અને આર્થિક શક્તિની યોગ્ય ફાળવણી થશે આ પ્રકારના સમાજદર્શનનું અંતિમ ધ્યેય વર્ગહીન સમાજની સ્થાપના કરવાનું હતું, તેમાં દરેક માણસને સમાન તક રહેશે તેમ જ આ પરિવર્તન લોકશાહી ધોરણે ખૂબ જ શાંતિપૂર્વક હાથ ધરાશે નેહરુજીએ પોતાનાં પ્રવચનો તેમજ પોતાની આત્મકથામાં વર્ગહીન સમાજની સવિસ્તર ચર્ચા કરી છે પોતાની આત્મકથામાં તેમણે લખ્યું છે 'અમારું અંતિમ લક્ષ્ય કેવળ વર્ગહીન સમાજ રચવાનું જ હોઈ શકે, તેમાં સમાજના બધા જ લોકોને આર્થિક ન્યાય અને સમાન તક મળશે એક એવો સુસંગઠિત તેમજ યોજનાબદ્ધ સમાજ નિર્માણ થશે જેમાં મનુષ્યમાત્રની આર્થિક તેમજ સામાજિક ઉન્નતિનો પ્રયોગ હાથ ધરવામાં આવશે સહકાર, નિસ્વાર્થ ભાવના, સેવાની ભાવના, શુભ કામ કરવાની ઇચ્છા, પ્રેમ તથા સદ્ભાવનાને પ્રોત્સાહન મળશે અને આ વ્યવસ્થા બધે જ લાગુ પાડી શકાય તેમ છે તેના માર્ગમાં આવતા અવરોધો બને તો શાંતિથી અથવા તો પછી બળજબરીથી દૂર કરવાના રહેશે'

આ પ્રકારના વર્ગહીન સમાજની સ્થાપના માટે તેમણે લોકશાહી અને સમાજવાદના મૂળ સિદ્ધાંતો પર ભાર મૂક્યો હતો આ બન્નેના સમન્વયને 'લોકશાહી સમાજવાદ' અથવા તો 'સમાજવાદી લોકશાહી' કહી શકાય આપણા દેશમાં સમાજવાદની સ્થાપના સરમુખત્યારશાહીના જુલમો દ્વારા નહિ પરંતુ લોકશાહી માર્ગોએ કરવાની છે

સમાજવાદનો વિકાસ દરેક દેશની રાજકીય, સામાજિક અને આર્થિક વ્યવસ્થા પર આધાર રાખે છે જી ડી એચ કોલે પોતાના સુપ્રસિદ્ધ તેમજ મહત્ત્વપૂર્ણ ગ્રંથ 'એ હીસ્ટરી ઑફ સોસ્યાલીસ્ટ થોટ'માં લખ્યું છે કે *કામદાર તેમજ તેમનું પ્રતિનિધિત્વ ધરાવતા* પક્ષોએ ક્રાંતિ દ્વારા સત્તા હાથ ધરવી જોઈએ કે પછી સાર્વત્રિક મતાધિકાર પર આધારિત સંસદીય પ્રણાલિ

---

સ્વાવલંબી ને સ્વચ્છ રહેવામાં ઝડપ નાખી શકીશું ઘણો સંભવ છે કે ઘરનોકરોની પરાધીનતામાંથી એલ્યુમિનિયમના વાસણો આપણને છોડાવે એટલી પ્રગતિ જશે, ઘરનોકરો ઉપયોગી કામની આવક મેળવવા મથશે, ગૃહિણીઓને કામની ટેવ રાખવાનું મળશે, ને નગર આગળની કચરામાળીમાંથી છૂટીશું

*

દ્વારા કાર્ય કરવું જોઈએ. એ એક એવો સવાલ છે કે જેનો દરેક દેશમાં એક સરખો ઉકેલ લાવી શકાતો નથી. કેમકે દરેક દેશમાં સંસદીય પદ્ધતિ નથી. આમ છતાં જ્યાં આ પદ્ધતિ છે ત્યાં હિંસા દ્વારા ક્રાંતિ કરવાનો અગર એક પક્ષની જોહુકમી કાયમ કરવાનો પ્રશ્ન ઉપસ્થિત થવાનો નથી. આ અંગે નેહરુજીએ કહ્યું હતું કે ભારતની રાજકીય તેમજ સામાજિક પરિસ્થિતિ ધ્યાનમાં લઈને દેશના પછાત વર્ગોની ઉન્નતિનું કાર્ય સતેજ બનાવવું જોઈએ. તો જ દેશની ઉન્નતિ વધુ ઝડપી બનશે. તેમજ લોકશાહી સમાજવાદ દ્વારા વર્ગહીન સમાજની સ્થાપના થઈ શકશે. આ માટે દેશનાં ધારાધોરણો એવાં હોવાં જોઈએ કે જે દેશની પરિવર્તનશીલ પરિસ્થિતિ તેમજ જરૂરિયાત અનુસાર બદલાતાં રહે.

નેહરુજીએ જે યોજનાબધ્ધ વિકાસની કલ્પના કરી હતી તેનો ઉદ્દેશ ગરીબની વધુ ગરીબાઈ અને અમીરની વધુ સમૃદ્ધિ ખાળવાનો હતો. તેનું ધ્યેય ગરીબની ગરીબાઈ મીટાવી 'અમુક વર્ગો પાસે થતો ધનનો સંચય રોકવાનું' હતું. આ અંગે તેમણે જણાવ્યું હતું કે 'અમુક વર્ગોના હાથમાં થતો "ધનનો" સંચય લોકશાહીના તંત્રને ખોરવી નાખે છે, સમાજ પર વિપરિત અસરો પડે છે પરિણામે આર્થિક ઉન્નતિ માટે સૌને સમાન તક મળતી નથી.' આ પરિસ્થિતિ રાખવા માટે યોજનાપૂર્વકના વિકાસની જરૂર છે. અમેરિકાના પ્રમુખ રૂઝવેલ્ટે હંગામી રાષ્ટ્રીય આર્થિક સમિતિની સ્થાપના પ્રસંગે જણાવ્યું હતું કે જો લોકો ખાનગી સત્તાને એટલી હદ સુધી વધવા દે કે જ્યારે તે લોકશાહી સરકાર કરતાં પણ વધુ શક્તિશાળી બને ત્યારે લોકશાહીની સ્વતંત્રતા સલામત રહેતી નથી. કેટલાંક લોકોના હાથમાં આર્થિકશક્તિ કેન્દ્રિત થાય છે અને તેના પરિણામે બેકારી તેમજ ધનસંચય થાય છે. આધુનિક ખાનગી સાહસોની લોકશાહીના આ અનિવાર્ય પ્રશ્નો છે.

નેહરુજી અને રૂઝવેલ્ટની ભાષામાં કેટલુંક સામ્ય હોવા છતાં યોજનાબદ્ધ વિકાસના ઉદ્દેશ તરફના તેમના દષ્ટિકોણમાં ખૂબ જ અંતર રહેલું છે. આ મૂડીવાદી દેશમાં પ્રમુખ રૂઝવેલ્ટ જેવા નેતાઓના પ્રભાવને કારણે આર્થિક સત્તા કેન્દ્રિત થતી રોકવા માટે 'એન્ટ્રી-ટ્રસ્ટ લૉ' જેવા ધારાઓ બનાવવામાં આવ્યા હતા. તેમજ યોજનાબધ્ધ વિકાસ માટે 'ટેનેસી વેલી ઓથોરીટી' જેવી યોજનાઓ શરૂ કરવામાં આવી હતી. તેમ છતાં એનો ઉદ્દેશ મૂડીવાદી વ્યવસ્થા મજબૂત બનાવવાનો અને કશી ઉથલપાથલ વિના યોજનાબધ્ધ વિકાસ કરવાનો હતો.

ત્યારે બીજી બાજુ નેહરુજીએ જે યોજનાબધ્ધ વિકાસનું સમર્થન કર્યું હતું તેમાં રાજ્યના માર્ગદર્શન હેઠળ જાહેરક્ષેત્રે ઝડપી વિકાસ સાધવાનો હતો. અર્થ-વ્યવસ્થાનું મહત્વપૂર્ણ નિમંત્રણ જરૂરી હતું તેમજ ઉત્પાદન વધારવાની સાથોસાથ એની યોગ્ય વહેંચણીની વ્યવસ્થાની પણ જરૂર હતી. આ રીતે રાષ્ટ્રીય સંપત્તિ જનહિતનાં કાર્યોમાં વપરાય તેમજ આર્થિક શક્તિ જૂજ લોકોના હાથમાં કેન્દ્રિત બની ન જાય, એમ તેમનું માનવું હતું.

પંડિત નેહરુએ 'ડિસ્કવરી ઓફ ઈન્ડિયા'માં સામાજિક માલિકીના મૂળભૂત તત્વજ્ઞાનની ચર્ચા નીચેના શબ્દોમાં કરી છે :

'લોકશાહી સમૂહવાદનો અર્થ ખાનગી સંપત્તિનું વિસર્જન કરવાનો નહિ પરંતુ પાયાના તેમજ મોટા ઉદ્યોગો સાર્વજનિક માલિકીના હોય તેવો હોવો જોઈએ. તેમાં ભૂમિ સહકારી અથવા તો સામૂહિક માલિકીની હોય. આ પ્રકારની સમાજવાદી સમાજ-રચનામાં સાવધાનીપૂર્વક યોજનાઓ ઘડવી જોઈએ તેમજ જનતાની બદલાતી જતી જરૂરિયાતો અનુસાર તેમાં પરિવર્તનનો પણ અવકાશ રહેવો જોઈએ.' રાજ્યના સમાજવાદ કે મૂડીવાદને કેટલાક સમાજ-શાસ્ત્રીઓ અથવા તો અર્થશાસ્ત્રીઓએ સમાન કહ્યા છે. પંડિત નેહરુએ આ બન્ને વચ્ચેનો ભેદ સ્પષ્ટ કરતાં આ ભ્રાંતિ દૂર કરી છે. તેમણે જણાવ્યું હતું



કે સમૃદ્ધ વર્ગના લાભાર્થે કોઈ રાજ્યની રચના અર્ધ- સમાજવાદી આધાર પર કરી શકાય છે. રાજ્યનો સમાજવાદ કે પૂંજીવાદ પ્રાય: એક જ વસ્તુ છે. પણ મુખ્ય સવાલ એ છે કે રાજ્યનું સંચાલન કોને હસ્તક છે અને એનાથી કોને લાભ થાય છે—આખા સમાજને કે પછી અમુક ચોક્કસ વર્ગને.

હકીકતમાં તો રાજ્યના પુંજીવાદ કે રાજ્યના સમાજ- વાદમાં કોઈ સામ્ય નથી. તેને બદલે પુંજીવાદ અથવા લોકશાહીમાં અગાધ તેમજ પાયાનું ઘર્ષણ રહ્યું છે. પંડિત નેહરુએ 'ગ્લિમ્પસીઝ ઑફ વર્લ્ડ હીસ્ટરી' તેમજ 'ઓન ફેલ્યર ઓફ પાર્લામેન્ટ્સ' વિષે જણાવ્યુ હતું કે 'લોકશાહી તથા પુંજીવાદનો સંઘર્ષ પાયાનો અને કાયમનો સંઘર્ષ છે. સમાજવાદ અને પુંજીવાદ વચ્ચે કડવાશ અને સંઘર્ષ ઉત્પન્ન થાય છે ત્યારે ફાસીઝમનો જન્મ થાય છે. પુંજીવાદ જ્યાં સુધી લોકશાહી સંસ્થાઓના માધ્યમ દ્વારા સત્તાની લગામ પોતાને હસ્તક રાખે છે અને કામદાર પર તેનું વર્ચસ્વ રાખે છે, ત્યા સુધી તે લોકશાહીને પોષે છે. જ્યારે આ અસંભવિત બને છે ત્યારે પુંજીવાદ લોકશાહીને તિલાંજલી આપે છે અને હિંસા અને ત્રાસની ફાસીસ્ટ રીતરસમો અપનાવે છે.'

પુંજીવાદના સંદર્ભમા જે કલ્યાણરાજ્યની કલ્પના કરવામાં આવી છે, તે નેહરુજીના કલ્યાણ રાજ્ય કરતાં તદ્દન જુદી છે. તે કહે છે કે અમુક દેશોમાં પુંજીવાદે જનહિતનાં કાર્યો કર્યાં છે, આમ છતાં તેની સમસ્યાનો નીચોડ આવતો નથી. પુંજીવાદમાં લોકશાહીનો સમાવેશ થતાં ઘણી ક્ષતિઓ દૂર થઈ એ વિષે શંકાને સ્થાન નથી. સમાજવાદ જાણી જોઈને રાખેલા મુજબના માર્ગોમાં હસ્તક્ષેપ કરવા માગે છે અને એને પરિણામે ઉત્પાદનનાં પરિબળો વધે છે એટલું જ નહિ પરંતુ અસમાનતા પણ ઘટે છે.

પંડિત નેહરુ સમાજવાદને ગતિશીલ માનવવાદ કહેતા હતા અને તેની સહાયથી મનુષ્યની રચનાત્મક શક્તિ સર્જનાત્મક બને છે એમ માનતા હતા. બર્ટ્રાન્ડ રસેલે 'પોલીટીકલ આઈડીઅલ્સ' નામના પોતાના પુસ્તકમા લખ્યું છે કે સમાજવાદની સ્થાપના માટે ક્રાંતિકારી કાર્ય જરૂરી ન પણ હોય, પરંતુ ક્રાંતિકારી વિચારો તો અનિવાર્ય જ છે. પંડિત નેહરુના ઉપદેશોમા આપણને આ કાર્ય માટે જરૂરી ક્રાંતિકારી વિચારો પ્રાપ્ત થાય છે. ભારતની સમાજવાદી વિચાર શ્રેણીમા આવો બોજો આવતાં અનેક વર્ષો વીતી જશે, નેહરુજીના સાચા અનુયાયી બનવા માટે આપણે સમાજવાદના વિકાસના તેમણે ચીંધેલા કાર્યને વધુ ગતિશીલ બનાવીએ.



પચાસ વરસ પહેલા રવીન્દ્રનાથ ઠાકુરની નાદુરસ્ત તબિયતને કારણે ડાક્તરોએ પૂરતો આરામ કરવા સલાહ આપેલી છતાંય કવિવર રોજેરોજનું કામ નિયમિત કરતા. એટલે શાંતિનિકેતનના કેટલાક કર્મચારીઓએ ગાંધીજીને તાર કરીને બોલાવ્યા.

ગાંધીજી ત્યા પહોંચ્યા અને ગુરુદેવને કહ્યુ : 'ગુરુદેવ, મને એક ભિક્ષા આપો.'

'જે જાતે ભિખારી હોય એ બીજાને શું આપી શકે ?' ગુરુદેવે જવાબ આપ્યો. પણ ગાંધીજીએ પોતાની વાત પકડી રાખી. ગુરુદેવ પાસેથી વચન મળ્યું એટલે તે બોલ્યા : 'જમ્યા પછી એક કલાક સુધી સંપૂર્ણ આરામ કરવાનો.'

મહાકવિને બાપુની આ વાત પોતાની શરત મુજબ માનવી પડી.

થોડા દિવસો પછી આચાર્ય ક્ષિતિમોહન સેન જમીને તરત ગુરુદેવને મળવા આવ્યા. કવિવર બારણાં વાસીને પોતાના ખંડમાં સૂતા હતા. બારણાની તડમાંથી બહારની હિલચાલ જોઈને આવનારને ઓળખી જતાં ગુરુદેવે પૂછ્યું : 'ઠાકુરદા' શું છે ?'

'હા, એ તો હું. પણ અંદર આપ શું કરી રહ્યા છો ?' આચાર્યે આશ્ચર્ય સહ પૂછ્યું. ગુરુદેવે સહજભાવે જવાબ આપ્યો : 'ગાંધીજીને ભિક્ષા આપી રહ્યો છું.'





સાને ગુરુજી

# સોનાનો સૂરજ

રોજ રોજ આપણે સૂરજને ઊગતો જોઈએ છીએ. પણ એ સૂરજને સાચા અર્થમાં સોનાનો કહી શકીએ એવી આબાદી આપણે માનવમાત્રમાં જોઈએ ત્યારે જ એવું કહી શકાય. **શ્રી નટવરલાલ દવેએ** આ લેખને ગુજરાતી વાચકો માટે મરાઠીમાંથી અનુવાદિત કર્યો છે જે ખૂબ વિચારણા માગી લે તેવો છે......

પોતાને ગમતું અને વર્ણને અનુસરીને સમાજ-સેવાનું કાર્ય ઉપાડીએ, તેમાં હૃદયની ભક્તિ ઉમેરીએ, દિલ ઠાલવીએ તો પણ એટલાથી ચાલતું નથી. તે કાર્યમાં જ્ઞાન આવ્યા સિવાય પૂર્ણતા મળવાની નહિ. કાર્યમાં જ્ઞાન અને ભક્તિનો સમન્વય હોવો જોઈએ.

જ્ઞાન બે પ્રકારનું છે. એક આધ્યાત્મિક અને બીજું વૈજ્ઞાનિક. કર્મ સારૂં બનવાને માટે બે હાથની જરૂર છે. આધ્યાત્મિક જ્ઞાન એટલે જ અદ્વૈત. આખો માનવસમાજ મારો છે, એ સર્વ મારા જ ભાઈ, અને તેમની સેવા કરવાને માટે મારે વિજ્ઞાન જોઈએ છીએ, એવી જે આ દૃષ્ટિ તે જ્ઞાનવિજ્ઞાનાત્મક દૃષ્ટિ.

આ દૃષ્ટિ જ્યાં સુધી ના આવે, ત્યાં સુધી વિજ્ઞાન સુરક્ષિત નથી. વિજ્ઞાનની પાછળ આ દ્વૈતનું તત્ત્વજ્ઞાન, આ પ્રેમનું તત્ત્વજ્ઞાન જો ના હોય, તો વિજ્ઞાન સર્વ જગ્યાએ હોળી લગાડશે, વિજ્ઞાનથી સંસાર સુંદર બનાવવાને બદલે સંસાર ઉજ્જડ બનશે.

એટલે જ ટૉલ્સ્ટૉય કહેતા હતા કે, 'બીજા શાસ્ત્રોના અભ્યાસને પહેલાં બંધ કરો. સમાજમાં એકબીજાની સાથે શી રીતે વર્તન કરવું તેનું શાસ્ત્ર પહેલાં પ્રથમ સિદ્ધ થવા દો.' સર્વ શાસ્ત્રમાં મુખ્ય શાસ્ત્ર એટલે સમાજશાસ્ત્ર છે. એટલે જ ભારતીય સંસ્કૃતિ અદ્વૈતનું શાસ્ત્ર આગળ ધરીને પ્રગતિ કરવાને ચહાય છે. સમાજમાં સહુને સુખ મળે, સર્વને જ્ઞાન મળે, સર્વના વિકાસને અવકાશ હોવો જોઈએ, કોઈને ઉતારી પાડવું ના જોઈએ, બળીયાએ દુબળાને નીચોવવો ના જોઈએ, બીજાને ગુલામ ના બનાવવો, પોતાની હવેલીઓ બાંધીને બીજાના ઘરની હોળી ના કરવી. આવા પ્રકારનો સિદ્ધાન્ત સૌથી પ્રથમ સ્થાપન થવો જોઈએ. રાષ્ટ્રરાષ્ટ્રનો, જાતિજાતિનો આવો પ્રેમનો સંબંધ જ્યાં સુધી માન્ય રાખવામાં ન આવે ત્યાં સુધી જગતમાં ખરી શાન્તિ આવનાર નથી, ખરી સ્વતંત્રતા આવનાર નથી.

આજે જગતમાં કોણ સ્વતંત્ર છે? કોઈ પણ સ્વતંત્ર નથી. આપણને લાગે છે કે ઇટાલી સ્વતંત્ર છે, જર્મની સ્વતંત્ર, જાપાન સ્વતંત્ર છે; પરંતુ એ પણ ભૂલ છે. એક ગુલામ હોય ત્યાં બીજો સ્વતંત્ર બની શકતો નથી.

આપણે સિંહને પશુનો રાજા માનીએ છીએ. પરંતુ સિંહ સતત પાછળ જોતો હોય છે. તેને લાગતું હશે કે, પોતાને કોઈ ખાઈ જવાને તો નહિ આવતું હોય! સિંહ હાથીનું લોહી પીને આવ્યો હોય છે એટલે તેનું મન તેને કોરે છે. 'તને કોઈ ફાડી ખાવા આવશે, તારું લોહી પીવા આવશે.'

જગતમાં સ્વતંત્ર રાષ્ટ્રોની આવી જ દશા છે. જપાનને લાગે છે કે રશિયા સ્વતંત્ર બન્યું. રશિયાને લાગે છે કે જર્મની ચઢાઈ કરશે. ઈંગ્લંડને લાગે છે ઇટાલી બળવાન બનતું જાય છે. ફ્રાન્સ જર્મનીથી ડરતું જ રહે છે. આ રીતે સર્વત્ર ભયનું સામ્રાજ્ય છે. બદૂંક ઉપર હાથ મૂકીને સર્વ કોઈ સુખનો રોટલો ખાવા ઇચ્છે છે! બોંબગોળા પાસે મૂકી ચા પીએ છે! તરવારને ઓશીકે મૂકીને ઊંઘે છે! તેમણે ગુપ્ત સંધિ તો ક્યાંક નથી કરી ને, તેણે આપણે ના જાણીએ તેમ નૌકાદળ તો નથી વધાર્યું ને, તેણે નવીન મારકશસ્ત્ર તો નથી શોધી કાઢ્યું ને, આવી બીક સર્વને લાગે છે. જ્યાં ત્યાં ગુપ્ત પોલિસોની દોડધામ, સર્વત્ર કારસ્થાન, કાવત્રાં બુદ્ધિપૂર્વક ચાલુ છે. આવું આ જગતનું નગ્ન રૂપ છે,

જગતમાં જ્યાં સુધી હિંસા છે, સ્વાર્થ છે, ત્યાં સુધી

જગતનું આવું જ સ્વરૂપ રહેવાનું. મારી રોટલી ઉપર ઘી જોઈએ. મારે મેડી જોઈએ. બીજાનું ગમે તે થાય, એ વૃત્તિ જ્યાં સુધી છે ત્યાં સુધી બધા ભયભીત જ રહેનારા. હિંસા એ ડરપોક છે. હિંસાને પોતાની કોઈ હિંસા કરશે કે શું એવી સદાય બીતિ હોય છે. જગતમાં પ્રેમ જ નિર્ભય હોય છે.

'આનન્દં બ્રહ્મણો વિધાન્
ન બિભેતિ કદાચન'

બ્રહ્મને પ્રાપ્ત કરનાર નિર્ભય બને છે. તેને પારકું પોતાનું નથી હોતું. સર્વનું કલ્યાણ થાય તે માટે દોડધામ કરે છે.

આજે વિમાનમાથી બોમ્બગોળા ફેંકીને જીવન ધૂળમા મેળવવામાં આવે છે. આજે ઝેરી ગૅસ છોડીને લોકોને મારવામાં આવે છે. પ્રચંડ યંત્રોની શોધ કરીને મજૂરોનો કસ કાઢી નાખવામા આવે છે. વિજ્ઞાનનો આ રીતે દુરુપયોગ થઈ રહ્યો છે. બુદ્ધિનો ઉપયોગ આગ લગાડવાને માટે થાય છે.

અદ્વૈતની દૃષ્ટિ આવ્યા સિવાય, વિજ્ઞાન ફોગટ છે. જ્ઞાનહીન વિજ્ઞાનના હાથમા સમાજને સોપવો એટલે માંકડાના હાથમાં મેરીઉં આપવા જેવું થાય. એટલે પ્રથમ સહુ ભાઈઓ બનો. સર્વ એક ઈશ્વરના બાળકો બનો. કોઈ આર્ય નહિ, કોઈ અનાર્ય નહિ; કોઈ હિન્દુ નહિ, કોઈ મુસલમાન નહિ; સહુ કોઈ માનવ છે. આ માનવોની નિરપવાદ પૂજા વિજ્ઞાનમય કર્મથી કરવાની છે.

જર્મનીમાંથી જ્યૂ લોકોને હાંકી કાઢ્યા. આર્ય લોકો સાથે જ્યૂનો સંબંધ ના જોઈએ. આર્ય એટલે શ્રેષ્ઠ. આવી મૂર્ખાઈ અને જંગલીપણું તે હિટલર આચરી ગયો છે. ભારતીય સંસ્કૃતિ સર્વ જગતના માનવીઓને હાક મારશે. ભારતમાં 'શૃણ્વન્તુ સર્વે અમૃતસ્ય પુત્રાઃ' 'અમૃતસ્વરૂપી દેવના પુત્રો, સાંભળો,' એવી ઋષિગર્જના કરશે, ભારતીય સંસ્કૃતિ એ કરતી આવી છે ને હવે પછી કરશે. આર્ય હો, અનાર્ય હો, કાળા હો, પીળા હો, રાતા હો, બૂચા નાકવાળા હો, જાડા હોઠવાળા હો, પહોળા જડબાવાળા હો કે માંજરી આંખોવાળા હો, ઠીંગણા હો કે ઊંચા હો સર્વ માનવને પોતાના દિવ્ય ઝંડા નીચે આણવા માટે ભારતીય સંસ્કૃતિ ઊભેલી છે. પ્રત્યેક માનવજાતિમાં મહાન પુરુષ ઉત્પન્ન થયેલા છે. માનવજાતિને જેનું ચિરંતન અભિમાન લાગે એવા નરનારી રત્નો સર્વે માનવવંશમાં જન્મેલાં છે. કોઈએ કોઈને હસવાની જરૂર નથી. આ માનવી ઐક્યની ભવ્ય કલ્પના એ ભારતીય સંસ્કૃતિનો પ્રાણ છે. કોઈપણ કર્મ કરતાં આ દૃષ્ટિ રાખવી જોઈએ. ભક્તિ એટલે આ અદ્વૈતજ્ઞાન જ. બીજાને માટે ત્યારે જ પ્રેમ અને ભક્તિ ઉત્પન્ન થશે જ્યારે તે મારા જેવો જ છે, સહુમાં એક જ સતતત્ત્વ છે એમ સમજાશે ત્યારે. તે એટલે હું જ છું, અને એટલે જ તેના ઉપર મારે પ્રેમ કરવો જોઈએ. હું બીજા ઉપર પ્રેમ કરું છું, અને એટલે જ પોતા ઉપર જ પ્રેમ કરું છું.

કર્મમા આ આત્મૌપમ્ય આવ્યું એટલે કર્મ મંગળ થઈને થવાનું. પરંતુ તે કર્મ હિતકર થાય એટલા માટે ત્યાં વિજ્ઞાન પણ જોઈએ. વિજ્ઞાન એટલે જે તે કર્મ શી રીતે કરવા એની માહિતી. કેવળ પ્રેમ હોવાથી ચાલતું નથી. ધારો કે એક માંદા માણસની હું માવજત કરું છું. તે માંદા માણસ માટે મને પ્રેમ છે, પરંતુ તેની માવજત શી રીતે કરવી એનું જો બરાબર જ્ઞાન મને નહિ હોય તો નુકસાન થવાનો સંભવ છે. પ્રેમને લીધે જે ન આપવાનું હશે તે જ ખાવાનું હું આપીશ. જે કરવાનું ન હોય તે કરીશ. જે પાવાનુ નહિ હોય તે જ પાઈશ. આ રીતે મારો પ્રેમ તારક થવાને બદલે મારક બનશે.

પ્રેમ એ દેખતો પ્રેમ હોવો જોઈએ. તો જ કર્મ પરિણામે હિતકર બનવાનું. આજકાલ વિજ્ઞાન કેટલુંય આગળ વધ્યું છે. પ્રત્યેક કર્મમાં તેની જરૂર છે. સ્ટવ શી રીતે ચેતાવવો, પાણી સ્વચ્છ શી રીતે કરવું, કયો પાવડર નાખવો, ઇલેક્ટ્રીકની પાસે શી રીતે વર્તવું,

ટેલિફોન શી રીતે કરવો, સાયકલ શી રીતે દુરસ્ત કરવી, ઇન્જેક્શન શી રીતે આપવું, કયું શાક સારું, વિટામિન શામાં છે, કયો વ્યાયામ સારો, કઈ શિક્ષણપદ્ધતિ સારી, મેજીકલેન્ટર્ન સાથે સદીપ-વ્યાખ્યાનો શી રીતે આપવાં, ગામડામાં આરોગ્ય શી રીતે સુધારવું, ખાતર શી રીતે તૈયાર કરવું, બી કેટલા અંતરે રોપવાનાં, એક કે બીજા સેંકડો પ્રકારનાં જ્ઞાન આપણે પોતાના રોજના વ્યવહારમાં જોઈએ. જો પ્રેમ હોય તો જ આપણે આ જ્ઞાન મેળવવાં જોઈએ. મારા ભાઈ ઉપર જો મારો પ્રેમ હશે તો જ તેને માટે જે કર્મ હું કરવાનો તેમાં વિજ્ઞાન વાપરીશ. શાળામાં વિદ્યાર્થીઓ ઉપર મારો પ્રેમ હશે તો જ હું શિક્ષણશાસ્ત્રનો અભ્યાસ કરીશ. બાળકોના માનસશાસ્ત્રનો હું અભ્યાસ કરીશ. હું તે જ્ઞાન મેળવવાને ક્યારેય પણ કંટાળનાર નથી. પ્રેમને આળસની ખબર નથી.

આજે ભારતીય સંસ્કૃતિમાંથી વિજ્ઞાનનો મોટે ભાગે અસ્ત થયો છે. વિજ્ઞાનનો દીવો બુઝાઈ ગયો છે. વિજ્ઞાનપૂજાનો લોપ થયો છે. આ વિજ્ઞાનના નંદાદીપને ફરીથી પ્રગટાવવો જોઈએ. એકાદ મહાપુરુષ વિશિષ્ટ ક્ષેત્રમાં સંશોધન કરે છે. પછી તેની તે શોધ સર્વસામાન્ય જનતાના રોજના વહેવારમાં આવે છે. આવા સંશોધકો ભારતમાં ઉત્પન્ન થવા જોઈએ. સંસારમાં સુંદરતા આણનાર એ વિજ્ઞાન—એમાં કશું બીવા જેવું નથી. લોકો પાશ્ચાત્યોને ફક્ત ભૌતિક કહીને તુચ્છ માને છે અને પોતાને આધ્યાત્મિક વૃત્તિના માને છે. પરંતુ આજે આપણે આધ્યાત્મિકેય નથી ને ભૌતિક પણ નથી. આપણે ફક્ત મડદાં છીએ.

પાશ્ચાત્યોમાં ભૌતિક વિજ્ઞાનની પાછળ અદ્વૈતની—માનવતાની—મહાન કલ્પના નહિ હોવાને કારણે હાયવરાળનું આસુરી કર્મ તેણે ચલાવ્યું છે. તેની ભૌતિકતાને આધ્યાત્મિકતાનો સંબંધ થાય તો બધું સુંદર બનશે. ભારતમાં ભેદાભેદ ખૂબ છે. ઊંચનીચપણાંનાં બંડ છે. મોઢેથી અદ્વૈત ગોખશે અને કૃતિમાં બીજાને લાત મારશે! પાશ્ચાત્યોને ફક્ત આધ્યાત્મિકતાની ઊણપ છે. પણ આપણે તો બન્ને દૃષ્ટિએ દેવાળીયા છીએ. જ્ઞાન અને વિજ્ઞાન બન્ને અહીંયાં મરેલાં પડ્યાં છે. અને ભગવાન બુદ્ધની આ ભારતભૂમિમાં જ્ઞાન-વિજ્ઞાનની ઉપાસના શરૂ નહિ થાય કે? આત્મવિદ્યા અને ભૌતિકવિદ્યાનો સંગમ નહિ થાય કે શું?

ઈશોપનિષદમાં આ જ વાત મુખ્યત્વે કરેલી છે; વિદ્યા અને અવિદ્યા, સંભૂતિ અને અસંભૂતિ, એનો સમન્વય કરવાને ઋષિએ કહેલું છે કે:

વિદ્યાં ચ અવિદ્યાં ચ યસ્તદ્વેદ ઉભયં સહ
અવિદ્યયા મૃત્યું તીર્ત્વા વિદ્યયાઽમૃતમશ્નુતે ॥

અવિદ્યા એટલે ભૌતિક જ્ઞાન. આ ભૌતિક જ્ઞાનથી આપણે મૃત્યુને તરી જઈએ છીએ, એટલે સંસારમાંથી દુઃખ, રોગ, સંકટનો નાશ કરીએ છીએ. સંસારયાત્રા સુખકર બનાવીએ છીએ. અને વિદ્યાથી અમૃતત્વ મળે છે. અધ્યાત્મ જ્ઞાનથી આ શરીરના અંતરમાં, જે તે આચારમાં ચૈતન્ય એક જ છે એ સમજીને અમરતાનો અનુભવ મળે છે.

જે ફક્ત વિદ્યાને ભજશે કે અવિદ્યાને ભજશે, તે પતિત બનશે. એટલું જ નહિ, પણ એ ઉપનિષદ કહે છે કે ફક્ત અવિદ્યાની ઉપાસના એક વખત સ્વીકારી, પરંતુ ફક્ત આધ્યાત્મમાં જ રમનારો તો ખૂબ જ નરકમાં પડે છે. કારણ કે વિજ્ઞાનની ઉપાસના કરનારા સંસારને, બહુ કરીને પોતાના રાષ્ટ્રના સંસારને તો શોભા આપશે. પરંતુ કર્મશૂન્ય વેદાન્તી સર્વ સમાજને ધૂળમાં મેળવશે. સમાજમાં તે દંભ આણશે. અધ્યાત્મ અને ભૌતિકશાસ્ત્ર એમાંથી જો એકનો આશ્રય લેવો હોય તો ઈશોપનિષદ કહે છે કે 'ભૌતિકશાસ્ત્રનો આશ્રય લે.' ફક્ત ભૌતિકશાસ્ત્રનો આશ્રય લેવાથી પતિત બનીશ, પરંતુ તેટલો તો પતિત બનવાનો નથી જ કે જેટલો ફક્ત અધ્યાત્મવાદી બનવાથી થઈશ.

અન્ધં તમઃ પ્રવિશન્તિ યે ઉ અવિદ્યાયા રતા ॥
તતો ભૂય એવ તમ પ્રવિશન્તિ યે ઉ વિદ્યાયા રતા ॥

કર્મ કરતા સો વર્ષ ઉત્સાહપૂર્વક જીવો એવો મહાન સદેશ આપનાર આ ઉપનિષદ આમ કહે છે વિજ્ઞાનની કુચેષ્ટા, અને નિદા કરવી એ ભારતીય સસ્કૃતિની ઉપાસના કરનારાઓને શોભા આપનાર નથી વિજ્ઞાન તુચ્છ નથી, વિજ્ઞાન મહાન વસ્તુ છે, એ હવે તો આપણે ઓળખતા થઈએ

ગીતામા જ્ઞાન–વિજ્ઞાન એ શબ્દો હમેશા સાથે જ વપરાયા છે વિજ્ઞાન વિના જ્ઞાન નિરૂપયોગી છે અને જ્ઞાન સિવાય, અદ્વૈત સિવાય વિજ્ઞાન ભયકર છે જ્ઞાનના પાયા ઉપર વિજ્ઞાનની ઈમારતને ઊભી કરવામા આવશે તો કલ્યાણ થશે પાશ્ચાત્ય લોક વિજ્ઞાનની ઈમારત રેતી ઉપર ઊભી કરે છે, એટલે એ ઈમારત ગગડી જશે અને સસ્કૃતિ અદૃશ્ય બનશે વિજ્ઞાનનો પાયો અધ્યાત્મના પાયા ઉપર ઊભો કરવો એ ભારતીય સસ્કૃતિનુ ભવ્ય કર્મ છે એ મહાન કર્મ ભારતની રાહ જુએ છે ભારત શુ એ કર્મને નહિ સ્વીકારે ? જ્ઞાન વિજ્ઞાનના વિવાહમાથી માગલ્યના બાળક જન્મ પામશે અને પૃથ્વી ઉપર સ્વર્ગ ઊતરશે

મહાત્માજી આજે એ કહી રહ્યા છે મહાત્મા ગાધીને ભેદની ખબર નથી અદ્વૈત એમના રોમેરોમમા પ્રસરેલો છે સર્વત્ર તેમને નારાયણ જ દેખાય છે પરતુ આ નારાયણની સેવા શાસ્ત્રીય દૃષ્ટિથી તે કરવાને ઇચ્છે છે મહાત્માજીને વિજ્ઞાન જોઈએ છે રેંટિયામાં સુધારો કરનારને તેમણે એક લાખ રૂપિયાનુ ઈનામ આપવાનુ જાહેર કર્યું હતુ અર્થશાસ્ત્ર ઉપર નિબધ લખનારને એક હજાર રૂપિયાનુ ઈનામ તેમણે જાહેર કર્યું છે તેમને સશોધન જોઈએ છે, કલ્યાણવાહક સશોધન જોઈએ છે ખાવાપીવાના તે પ્રયોગ કરે છે ગોળ સારો કે સાકર સારી, છડેના ચોખા સારા કે વગર છડેના સારા હાથછડના ચોખા કિંનમ્ર કે મિલના ચોખા સત્ત્વવાળા કયુ શાક ખાવુ, ભાજી ખાવી, લીમડાના પાન ખાવા વગેરેમા કયા તત્ત્વો છે, આમલીનુ શરબત સારુ કે ખરાબ, કાચુ ખાવુ કે બાફેલુ ખાવુ, મધનો શો ઉપયોગ મધમાખીના ઉછેરની વિદ્યા હિંદુસ્તાનમા શી રીતે વધે, આવા આવા તો સેકડો પ્રકારના વિજ્ઞાનના વિચારો મહાત્માજી કરે છે માદગીમા પાણી, માટી, પ્રકાશ વગેરે નૈસર્ગિક ઉપચારોના ઉપયોગ કરવાને તે ઇચ્છે છે કારણ કે એ ઉપાય સસ્તો ને સુલભ છે આપણા બાધવોનો સસાર સુદર બને એટલા માટે મહાત્માજીનો કેવો પ્રયત્ન, કેવડો પ્રયોગ, કેટલુ કષ્ટ !

જીવનના હરેક ક્ષેત્રમા બુદ્ધિનો દીવો લઈને તેઓ જાય છે વિજ્ઞાનને લઈને જાય છે સસારને સર્વ સૌદર્ય આપનાર વિજ્ઞાન તેમને જોઈએ છે જ્ઞાનવિજ્ઞાનની ઉપાસના કરનારા અને તેમા ભક્તિમય હૃદય ઠાલવનાર એવા મહાત્માજી એ ને ભારતીય સસ્કૃતિની મૂર્તિ છે ભારતીય સસ્કૃતિ એટલે જ્ઞાનયુક્ત વિજ્ઞાનયુક્ત, અને ભક્તિયુક્ત કરેલા શુદ્ધ કર્મ ! આવા કર્મ શી રીતે કરવા એ મહાત્માજી સરખાની પાસેથી શીખવુ જોઈએ મહાત્માજીને રૂપે ભારતીય સસ્કૃતિનો આત્મા જ અવતાર પામ્યો છે એમ મને લાગે છે

આમ આ ભારતીય સસ્કૃતિ સપૂર્ણ છે તે ગમે તે એક જ વાતને મહત્ત્વ આપનાર નથી, તે સગ્રહનારી છે શરીર અને આત્મા બન્નેને તે ઓળખે છે શરીરને માટે વિજ્ઞાન ને આત્માને માટે જ્ઞાન ! શરીરથી સજાએલા આ આત્માને વિજ્ઞાનયુક્ત અધ્યાત્મ અને અધ્યાત્મયુક્ત વિજ્ઞાનની જરૂર છે ભારતીય જનતા આ દિવ્ય સત્ર ઓળખશે ત્યારે સોનાનો સૂરજ ઊગશે !

★

નાનુભાઈ દવે

# વિચારછાંટણાં

રોજિંદા જીવનમાં આપણે એટલાં બધાં દશ્યો નિહાળતાં હોઈએ છીએ કે જેમાંથી થોડાંક વિષે પણ ઠરીને વિચાર કરવાનું શીખીએ તો ? અહીં આવાં થોડાંક દૃશ્યો રજૂ થાય છે, તે આપણા જીવનમાંથી જ ઊચકી લીધાં છે એવું વાંચતાં લાગે છે ને ? એટલે જ વાચકોને આમાં રસ પડશે......

## અજીઠું ભોજન

'આપણે વીજળીના દીવા કાઢી નાખી એની જગ્યાએ ટ્યુબ લાઈટ મૂકાવીએ તો?' ઘરમાં ચર્ચા ચાલી.

'ના રે, હોટેલના જેવું બજારૂ લાગે.'

'પરન્તુ એ તો મૂકવાની રીત ઉપર આધાર રાખે છે. જરૂર કરતાં વધારે સંખ્યામાં અને પ્રદર્શનની ઢબે મૂકીએ તો એવું લાગે'

'એમાં સારું શું છે? એક વાર ટ્યુબ વસાવી કે પછી આ ગોળા દીઠાયે નહિ ખમાય.'

'એમ તો ઘાસલેટના દીવા આવ્યા ત્યારથી દીવેલના ક્યાં ગમે છે? અને વીજળી આવી એટલે ઘાસલેટનાયે મોળા જ પડ્યા ને!'

'તોયે ફેર પડે. બધાંની સાથે રહેવું સારું. પહેલ કરવાની શી જરૂર?'

'પહેલ તો થઈ ગઈ છે, આપણે છેલ્લા જ રહેવું એમાંય શું ડહાપણ?'

હવે મુદ્દો લાઈટનો ન હતો. સુધારો કે નવીનતામાં કેટલી હદે આગળ રહેવું તેનો હતો. જીવનની દરેક નાની મોટી બાબતમાં આપણી સામે એ પ્રશ્ન આવે છે અને આપણે મુલતવી રાખી મનનું સમાધાન કરી લઈએ છીએ. બીજાની ઉપર આપણે શ્રદ્ધા મૂકીએ છીએ અને આપણે પોતે એના ગુણદોષ વિચારતા છતાં નિર્ણય નથી લેતા.

જીવનનું આપણું ધોરણ મનમાં બાંધી રાખીએ છીએ પણ એ ભૂલી જઈએ છીએ કે એમાં ફેરફારો તો પેસી જ જાય છે. ફક્ત, આપણે સમજી પારખીને વખતસર ફેરફારોને સ્વીકારતા નથી. એથી જાણે અજાણે આપણે નજીવી બાબતોમાં બીજાને આગળ પડતું સ્થાન આપી દઈએ છીએ અને આપણી સમજને માત્ર નકલ કરનારી બનાવી રાખીએ છીએ. કમનના અને વિલંબે અપનાવેલા ફેરફારો કઢંગા બને છે, ઉત્સાહ તો મરી ગયો હોય છે. અને કોઈના અજીઠા ભોજનનો અંગીકાર કર્યા જેવું થઈ રહે છે.

## નવું વસાવવાનું શા માટે?

'આપણે એક સાડી લઈએ' ગૃહિણી [illegible] નમ્ર માગ[illegible] :

'હા...કેટલાક [illegible]?'

'લેવી તો સારી જ લેવી. વારેઘડીએ ક્યાં લેવ[illegible]! આશરે ૧૦૦ થી ૧૫૦ સુધીની લઈએ'

'સાડીઓ તો ઘણી છે.'

'તેમાં શું થઈ ગયું? બીજાના જેવું તો નથી કે વરસમાં—'

'કબાટમાંની સાડીઓનો નિકાલ કરી નાખવા જેવો છે. એને કપાવી નાખી બ્લાઉઝ, ફરાક ને ચણીઆ કરાવી નાખીએ તો? આમેય પહેરાતી તો નથી.'

'શું જોઈને બોલતા હશે, આમ કપડાં વેડફી નંખાય?'

'તો વેચી નાખીએ?'

'હાય હાય, આપણે દેવાળુ કાઢીએ, કોઈ કપડાં વેચે ખરું?'

'ત્યારે સગાં સબંધીઓને વહેંચી મારીએ. પેટીમાં પૂરી રાખીએ તે કરતાં વપરાય તો સારું'

'હવે રાખો. એમ ઉડાવી દેવાનું નથી'

'પણ નવાં કપડાં માટે જગ્યા તો કરવી પડશે ને? વળી કહેશો કે એક નવું કબાટ—'

'તે તો ખરું જ સ્તો.'

'એમ તો દુકાનોમાં ઘણી સાડીઓ છે, એ બધી આપણા વતી વાણીઆને સાચવવાને આપી છે એમ માનીએ તો?'

'મનમાં રાંડ્યાં ને મનમાં પરણ્યાં—છે કાંઈ વાત!'



વસાવવાનું હોય તો તે શાથી? અડચણ છે તેથી? ભવિષ્યમાં ખપ લાગશે તે સારુ? પોતાના દરજ્જા અનુસાર રહેવાની ઇચ્છાથી! શોખમાં નવીનતા હોવી જોઈએ તે સારુ?

કે પછી આપણા જીવનમાં બહુ ઓછા ઉપયોગ માટે મોટી જરૂરીઆતો ઊભી થઈ છે અને તેમાય છાનો સઅર્ક કરીને આપણે હાવકી શ્રીમંતાઈનો પાસ· અનુભવીએ છીએ?

## ગુણદોષ

'તમે હવે એક મોટર રાખો, આમ શું કરો છો?' કેમ જાણે એ કજૂસાઈ કરતા હોય અને એવા નૈતિક અપરાધમાંથી મિત્રો બચાવી લેવા માગતા હોય એમ એમને સલાહ મળવા માંડી. પણ એ તો કૃતનિશ્ચયી હોય એમ દૂબળી જાંઘ ઉપર હાથનો પટાકો અફાળી જણાવતા, કે આપણા પગ શું ખોટા છે?

પછી તો મ્હાવરો મૂકી દીધાથી શરીર બગડે, લોકો એમ માની બેસે કે એમને અભિમાન આવ્યું છે, ટેવ છૂટી જવાથી ચાલવાની મઝા મારી જાય, વાહન વસાવ્યું હોય તો એની માગણી થતાં કોને હા પાડવી ને કોને ના પાડવી તેની વિમાસણ થાય. એવા ઘણા મુદ્દા એ ગણાવી ગયા ત્યારે મને લાગ્યુ કે આમણે મારા પહેલાં બીજા કેટલાકને આ પ્રમાણે કહી રાખેલું લાગે છે, પાઠ મોઢે ચઢી ગયો છે!

બે ચાર મહિને ફરી વાર હું એમના શહેરમાં ગયો ત્યારે એમણે મોટર વસાવી લીધેલી હતી. એમણે ગાડી બતાવી, એની ખુબીઓ બતાવી. અને નવી વ્યવસ્થા ઊભી કરી છે તે સમજાવ્યું: 'જમીને ઑફિસે આવી જાઉં કે ગાડી ઘેર જાય ને છોકરાંઓને નિશાળે છોડી આવે. કલાકમાં ડ્રાઈવર ખાઈ કરી પાછો આવે એટલે ઘરમાથી છે તે ગાડી લઈને નીકળે. કોઈને મળવાનુ, ચીજ વસ્તુ ખરીદવાની, વાર તહેવારે દેવ-દર્શન કરવાનું, એ બધું પતાવી સાંજે પાછી મને લેવા ગાડી આવે. છોકરાંઓને બિચારાને પાછાં આવવાનું તોય ટ્રામમાંસ્તો. ઘેર આવીને કાં તો બધાં ફરવા જઈએ કે સિનેમા જઈએ કે પછી કોઈને ત્યાં જરા બેસવા જઈએ. મોટર આવી તો ય વખત તો જડતો જ નથી! શહેરમાં ગાડી વિના ચાલે જ શી રીતે? ટાંટીયાતોડથી જ શરીર ભાંગી જાય છે.'

અને અચરજ તો એવું હતું કે એમનો પરિવાર પણ એવી જ દલીલો કરતો—વધારે જોરશોરથી અને અવિનયથી આમ પરિસ્થિતિ અનુસાર ગુણદોષમાં જે પલટા આવતા તે યોગ્ય ઠરતા!

## સુરુચિઓ જાગતી નથી

'આ તમે નકામું ઊભું કર્યું. ૨૫૦-૩૦૦ થી ઓછો ખાડો નહિ પડે. અહીં ના આવ્યા' હોત તો શું બગડી જવાનું હતું?' હવાફેરના સ્થળે બળાપો ચાલતો હતો.

'જીવ્યા કરતાં જોયું ભલું. પહેલાં લોક જાત્રાએ અમસ્થા નીકળતા હશે?'

'આમાં જાત્રા ક્યાં આવી? બીજાની સાહ્યબી જોઈ ઊલટાંનો અજંપો લઈને ઘેર જવાનું.'

'કોઈ વાર અજંપોય સારો. સમજણ તો પડે કે સંતોષ શેનો લઈએ છીએ.'

'આપણે ત્યાં હવા શી ખોટી આવે છે? ને તમે તો રોજ સાંજે ફરવા તો જાવ છો.'

'તો યે ફેર પડે. છેવટે એમ માનો કે આટલો શોખ કર્યો.'

'શોખ કરવો બીજાને પોષાય, જેમની પાસે તેની ત્રેવડ હોય, અને આ રૂપિયા ખરચ થયા તે કોણે જાણ્યું?'

'પણ જણાવીને શું કરવું 'તું'

વાદો અહીં આવીને અટકતો હતો. બધાય રિવાજો જાણે પ્રદર્શનવૃત્તિમાંથી ઊપજીને ઊભા થતા હતા. માણસની સગવડ, સદ્વૃત્તિઓનો સંતોષ, સુરુચિની ભૂખ, એ બધાંની જાણે જીવતરમાં ગણતરી નહોતી રહી. જે કાંઈ ફાયદો થવાનો હોય તે આપણી નજરે નહિ પણ બીજાની નજરે લેવાની આપણને ટેવ પડી ગઈ છે.

અને બીજાની નજરમાં શી રીતે અવાય? એમાં તો સરસાઈ કરવી પડે, આંધળિયાં કરવાં પડે, પારકે ચીલે ચાલવું પડે. એમ ને એમ જિંદગી ખતમ થઈ જાય, આપણું કશું સૂઝે નહિ, સૂઝે તો યે થાય નહિ. વારંવાર પેલો પ્રશ્ન સામે આવીને ઊભો રહે—આમાં મોટાઈ ખરી, બીજાય આવું કરે છે?

અને એટલે જ આપણી સુરુચિઓ જાગતી નથી, કેળવાતી નથી. વગર સમજ્યે આપણે દિવસો વીતાવીએ છીએ, સંતોષ એવો ને એટલો લઈએ કે બીજા જેમ અમેય કર્યું છે, કમ નથી ઊતર્યા!

### રસવૃત્તિની સીમાદોરી

'આ કોની છોકરી? સરસ નૃત્ય કરે છે.' મેળાવડાની આ સામાન્ય વાહ વાહ.

'તમને નૃત્યમાં રસ લાગે છે.'

'કેમ નહિ? આવું જોવાનું મળે છે જ ક્યારે?'

'કયું નૃત્ય સારું હતું, પહેલું કે છેલ્લું'

'બન્ને સરસ હતાં, એક એકથી ચઢિયાતાં. રંગબેરંગી વસ્ત્રો, પ્રકાશની યોજના, રૂપવતી યુવતીઓ, સંગીતના સૂર, એમાં કશી મણા હોય જ ક્યાંથી?' અને એ પોતાના સદ્ભાગ્ય ઉપર હસી રહ્યા. 'આમાં રાગ કયો હતો, ભાવ શેનો હતો, નૃત્ય કયા પ્રકારનું હતું એ બધું સમજ્યા લાગો છો!!'

'એમાં સમજવા-ના સમજવાનું શું હતું? સારું લાગ્યું એટલે સારું. એના શાસ્ત્રની કડાકુટમાં પડીને આપણે શું કરવું હતું?'

રસવૃત્તિની આ સીમાદોરી. મણિપુરીથી માંડીને ચોકના ગરબા સુધી આવી જ ઉપેક્ષા. જે થતું હોય તે ભલે થાય, ના થાય તો એની ઊણપ નહિ. શિક્ષિત વર્ગ એમ જ હાંકયે રાખે ત્યારે શું સમજવું? ક્યાંક સગામાં, ક્યાંક પાડોશમાં કોઈ આવા કાર્યક્રમોમાં ભાગ લે તો એ કુતૂહલનું પાત્ર બની જાય છે.

આપણો એકેય સમારંભ આપણને મુક્ત થવા દેતો નથી. આપણા પોતાનામાંયે કાંઈ ગાવાનું-નાચવાનું હોઈ શકે એવું કહીએ તોયે ઘણા માને એમ નથી. નદી કે દરિયાને કાંઠે સ્નાન કરતાં પણ આપણે સંકોચ અનુભવીએ છીએ. બિનઆવડત તો છે જ. પરંતુ એથીયે વધુ કંગાલિયત છે આપણા કૃત્રિમ જીવનમાં—ઊર્મિઓના અવકાશ વિનાના, રમતિયાળપણાના અભાવવાળા, સાહસની શૂન્યતાવાળા જીવનમાં ગૌરવ લેવા જેવી એકાદી ઘટનાયે નથી. જીવનમાં આટલી બધી ક્ષુદ્રતા પેસી ગઈ છે એ ઓછા અફસોસની વાત છે!

### ધર્મ જાગતો નથી

'આજે તો સરસ દર્શન થયાં!' ભીડમાંથી માંડમાંડ બહાર નીકળતાં એમણે હર્ષના ઉદ્‌ગાર કાઢ્યા.

'શાથી એમ કહ્યું?'

'અરે! જાવ, જાવ, દ્વાર બંધ નહિ કર્યાં હોયઃ—આજે તો ઠાકોરજીને મુંબઈના ભાટિયાએ આણ્યો છે તે નવો મુગટ પહેરાવ્યો છે અને રત્નજડિત હાર, કુંડળ, વાઘા...શું કહું તમને?'

'એ તો મેં જોયું. પણ તમે સરસ દર્શન કહ્યું તે આ બધાનું?'

'ત્યારે નહિ વળી? આપણા ગામના ભૂતનાથની આરતી જુવો ને અહીં જુવો. ફેર તો ખરો સ્તો વળી, અહીં છે તે આંખ ઠરે ને ફેરો સફળ થાય.'

મારી કલ્પનાની આંખ આગળ ઝવેરીઓની દુકાનો, કબર ઉપર બંધાયેલા મકબરાઓ, નિઝામની દોલત, સરકારી ટંકશાળ, નોટોનું છાપખાનું એવું કૈંક આવી ગયું. એ બધામાંયે લાખોના દર્શન નહોતા શું? ત્યારે આ અહીં જ શાથી?

આ ટોળામાં ઘણા ભણેલાઓ હતા, ઊંચી નોકરીએ હતા કે ધંધામાં સફળ થયાં હતા. એ બધા આ સ્થળે આવી અહોભાવ શાથી અનુભવતા હતા? એમની ચર્ચાઓ સાંભળી તો દર વર્ષે એકની એક બાબતોનું તેઓ રટણ કરતા હતા. ચમત્કારની ઘટનાઓથી અંજાતા હતા.

શ્રદ્ધાની એક મજબૂત છાપ આ યાત્રાળુઓ સાથે લઈ જતા હતા અને ચોમેર ગૌરવથી બીજાના ઉપર

પાડતા હતા એમનુ શાણપણ બીજા કબૂલ કરતા અને એમની મોટાઈ વધારતા વધારે અને વધારે લેકો મુગટ, કુંડળ, બાધા દ્વારા લાખ રૂપિયાના દર્શન માટે વારવાર ટોળે મળતા અને એમાયે રસાકસી જામતી. એ બધામા એક સામાન્ય માગણી પ્રવર્તતી—વૈભવની તૃષ્ણા વૈભવના માર્ગે જે જે સફળ થયો હતો તેનુ પ્ર ઊચે હતુ એને માટે માર્ગ મોકળો થતો વદનાઓ ચરણમા આવી પડતી

'ભાવના તેવી સિદ્ધિ' સાચુ હશે? પાકિસ્તાનનીયે ભાવના જ ફળી! અને સામ્યવાદની ભાવનાયે ફળશે? આમ રૂપવતી સ્ત્રી માટે ગુડાની ભાવના અને પારકા માલ માટે ડાકુની ભાવના ફળતી જ જાય તો? ભાવના ભાવનામાયે ફેર નહિ હોય? ફેર હોય તો વૈભવ મળવાની ખાતરીથી ફરતા આ બધા દર્શનવાછુઓની ભાવના કેવી?

અનેક દર્શનો પછીયે જેમના જીવનમા ધર્મ જાગતો નથી અને રીઢા, મતનમી હાવકા અને બીજા કરતા પોતાને ઊચા સમજનારા આ બધાને આપણે શાથી માન આપીએ છીએ? ધર્મના સ્થાને ધર્મનુ નામ મૂકી સમાજનો ભીષણ દ્રોહ તેઓ નથી કરી રહ્યા શુ!

## દિશા અને ગતિ

'ગઈ કાલે હુ કહેતા ભૂલી ગયો, આજે આપણે ગિરધરલાલને ત્યા જમવા જવાનુ છે' પુરુષે સવારમા ચા પીતા દિવસનો કાર્યક્રમ જાહેર કર્યો

'પણ મારે એકાદશી છે, હુ નહિ આવુ' સ્ત્રીએ ઉત્તર વળ્યો

'આ જ મુશ્કેલી છે ને!' એમણે ખિન્ન થઈને કહ્યુ 'મને યાદ ના રહ્યુ કે તિથિ જોવી પડશે અને હા પાડી દીધી.'

'તે એમા શુ થયુ? એમનેય ઘેર એકાદશી તો હશે જ ને' સ્ત્રીએ ખુલાસો કર્યો અને તમે જશો એમને-'

'સરુ, જમવુ ભલે ના હોય, સાથે તો અવાશે ને?'

'અવાય કેમ નહિ? પણ જમવુ નહિ તો જવુયે નહિ એ સારુ'

'એમના લગ્નની તિથિ ઉજવે છે એટલે આપણે પણ સજોડે જવુ જોઈએ પછી એક જણ જાય ને એક જણ ઘેર રહે તે ઠીક તો ના લાગે'

'તિથિ તો જાણે સમજ્યા, એક બીજાને મળવાનુ એક નિમિત્ત છે પણ એકાદશી ના હોત તોયે મને આવા શભુમેળામા જવુ નથી ફાવતુ તમે તો બહાર ગયા પછી મને ભૂલી જ જાવ છો'

'ત્યારે હુ શુ તારી જ જોડે વાતો કર્યા કરુ? કેવુ દેખાય?'

'જેવુ થાય છે અને દેખાય છે એના કરતા સારુ'

'જવા દો હુ કહેવડાવી દઉ છુ કે અમારાથી નહિ અવાય'

બન્નેના મન ખાટા થઈ ગયાં સ્ત્રીને સમજ ના પડી કે આમા આટલુ નારાજ થવા જેવુ શુ બન્યુ હતુ અને છતાયે એને એમ તો થયુ કે આજે દહાડો બરાબર ના ઊગ્યો પુરુષને જુલાબ લીધા જેવુ જ થઈ ગયુ

જોશીના જોષ, શીતળાની માનતા, ચડીના પાઠ એકટાણાના મહિના, એકાદશીના ઉપવાસ, બ્રાહ્મણને સીધા, સવારસાજ ઘીના દીવા ને હનુમાનને શનિવારનુ તેલ, કીકાને કાળા ઊનના કદોરા ને મેશનુ ટપકુ, સરિતા-સમુદ્રમા કે શિવલિંગ ઉપર દૂધની ધાર, અમાસ-ચૌદશના નિષેધ મુસાફરી માટેના પ્રતિકૂળ દિવસો—આવી કેટલીક બાબતો આજના પુરુષે મરજીઆત પણે સ્ત્રીને સોપી દીધી છે પોતે એમાથી સાવચેત રહીને છૂટ્યો છે કારણ કે બાકીનુ અડધુ અગ એની કાળજી રાખે છે અને આરોગ્યો નિવારે છે

પુરુષનો સચર કરતુ સ્ત્રીનુ અગ આવી ઘણી જજાળોને સાચવી રાખવા પુરુષથી છેટુ રહી ગયુ છે એકનો આનન્દ બીજાનો સ્વાભાવિક આનદ નથી બનતો મન મનાવેનો રહે છે એકની શ્રદ્ધા બીજાની સગવડ નથી છે, અને ઘણા વખત આ તો એ શ્રદ્ધાનો નિર્ગતિ ઉપહાસ કરી શકાય છે એકની

'ભદ્ર'

# સૂર્યાનો તાપ

એક વિવાહિત કન્યા એના ભાવિ પતિના સાન ઠેકાણે લાવવા અને ઠેકાણે ન આવે તો એનાથી છૂટી થવા માટે કેવી આબાદ હિંમત દાખવે છે તેનું આબેહૂબ ચિત્રણ રજૂ કરતી આ પ્રસંગકથા આજનાં લગ્નોત્સુક યુવક–યુવતીઓ માટે વિચારણા માટેનો એક નવો પ્રશ્ન પણ છણી જાય છે......

કાકેશ્વર સ્ટેશને મેઈલ અને ફાસ્ટ ગાડીઓ ઊભી રહેતી નહોતી. ફક્ત પેસેન્જર ગાડીઓ જ ઊભી રહેતી અને તે પણ બેત્રણ મિનિટ જ. નજીકના દેવપુર શહેર સાથેનો સંબંધ જાળવવાના સાધન તરીકે દિવસમાં બે વાર આવતી અને બે વાર જતી આ પેસેન્જર ગાડીઓ જ હતી. ગામમાં એક માધ્યમિક શાળા હતી. આજુબાજુનાં નાનાં ગામોમાંથી કેટલાંક છોકરા–છોકરીઓ આ શાળામાં રોજ ભણવા આવતાં.

ગાડી આવી એટલે મહેન્દ્ર અને બીજા આઠ–દસ વિદ્યાર્થીઓ હાથમાં ચોપડીઓ લઈ ઊતર્યા. બધા દરવાજા તરફ ગયા પણ ત્યાં મહેન્દ્રને ન જોતાં એના સાથીદારોએ પાછું વળીને જોયું તો મહેન્દ્રને ચાલતી ગાડીએ ચઢતાં દેખ્યો. એમણે ઘાંટો પાડીને પૂછ્યું પણ કાંઈ જવાબ મળ્યો નહિ. ગાડી દેવપુર તરફ જઈ રહી હતી.

દેવપુર સ્ટેશન મોટું હતું. અહીં બધી જ ગાડીઓ ઊભી રહેતી હતી. સૂર્યા એની ચોપડીઓ લઈને ઊતરી. મહેન્દ્ર પણ ત્યાં ઊતર્યો અને સૂર્યાની પાછળ-પાછળ થોડે દૂર ચાલવા માંડ્યો. જરાવાર પછી એ તેની નજીક આવી પહોંચ્યો.

'કેમ મિસ કોલેજિયન?' મહેન્દ્ર પાસે આવતાં બોલ્યો.

સૂર્યાએ પાછું વળી જોયું. મહેન્દ્ર એની નજીક આવી ગયો હતો.

'તમે ક્યાંથી?' સૂર્યાના અવાજમાં નવાઈ હતી.

'તને કાકેશ્વર સ્ટેશને ગાડીમાં ચઢતાં દેખી એટલે ગાડીમાં પાછો ચઢી ગયો.' ચાલતાં ચાલતાં મહેન્દ્રે જવાબ આપ્યો.

'મારું કાંઈ કામ હતું? કે શહેરમાં કાંઈ કામ છે?'

'કામ તો કાંઈ નથી. તને ઘણા દિવસથી મળાયું નહોતું અને આજે કાકેશ્વર સ્ટેશને દેખી એટલે....'

'સ્કૂલે જવાનું મોડું નહીં થાય?'

'આજે નહિ જઉં.'

મહેન્દ્રના મિલનના કારણે આનંદ થયો હોય એવું કાંઈ ચિહ્ન સૂર્યાના મોઢા ઉપર નહોતું.

'કેમ તને ન ગમ્યું?' મહેન્દ્રે એના સામું જોઈને પૂછ્યું.

'એમ તો કેવી રીતે કહું? પણ...'

'તમે આમ કરો તો પાર ક્યારે આવશે?' જરા વાર પછી એ બોલી.

'આ વર્ષે મહેનત જરૂર કરીશ. અત્યારથી જ બરાબર વાંચવાનો નિશ્ચય કર્યો છે. આ વખતે તો પાસ થવું જ છે.'

'ત્રણ વર્ષથી તમે આમ કહો છો એમ બાપુજી કહેતા હતા. આ વખતે તમે નાપાસ થયા તેથી એમને બહુ લાગી આવ્યું છે. મને કૉલેજમાં મોકલવા પણ એ તો તૈયાર નહોતા. કહે "મને કોઈ પૂછે તો મારે શું કહેવું?"'

'એમાં શું કહેવાનું? આ તો હું વાંચી ન શક્યો

---

છૂટછાટ બીજાનું ઘોર પાપ બની રહે છે અને પરસ્પરના સંબંધો ખારા ઉસ બની જાય છે.

ઘણી ધર્મક્રિયામાં સજોડે બેસવાની જરૂર પડે છે, એમાં પણ આપણે રસ્તો કાઢવા માંડ્યો છે અને સ્ત્રી એકલી કામ પતાવી શકે છે એમ કરી આપણે કાયમના નિરાળાં ક્ષેત્રો, અલગ ભાવનાઓ, જુદો વર્તાવ, ભિન્ન રિવાજો સ્થાપવાં છે કે પછી આપણા નવા સાંસ્કૃતિક વિકાસની આ જ દિશા અને ગતિ રહેવાનાં છે!



એટલે નાપાસ થયો '

' પહેલા પણ તમે ક્યારે પહેલા વર્ષે પાસ થયા હતા ? '

' બે જ વખત નાપાસ થયો હતો '

સૂર્યાએ કાંઈ જવાબ દીધો નહિ

' ધારો કે પરીક્ષા વખતે હુ માંદો પડ્યો હોત તો ? '

મહેન્દ્ર બોલ્યો

' તો અમને આટલુ લાગત નહિ હુ પણ નાનપણમા બે વર્ષ બેસી શકી નહોતી એક વખત હુ માંદી પડી હતી અને બીજી વખત મારી બા માંદી પડી હતી '

' એની તો મને ખબર જ નથી આપણા વેવિશાળ થયા એ પહેલાની વાત હશે '

' હા, પણ તમારુ તો આ છેલ્લા વર્ષમા પણ ત્રણ સાલથી આમ બને છે આપણા વેવિશાળ થયા ત્યારે હુ નવમીમા હતી—તમારાથી બે ધોરણ પાછળ આજે તમારાથી એક ધોરણ આગળ મને પોતાને '

' "શરમ આવે છે' એમ ને ? '

સૂર્યાએ કાંઈ જવાબ આપ્યો નહિ

એઓ કોલેજ નજીક આવી પહોચ્યાં

' આજે કોલેજ ન જાય તો ? મહેન્દ્રે જરાક અનિશ્ચિત સ્વરે સૂચવ્યુ

' કેમ ?

' હુ આવ્યો છુ માટે ઘણા દિવસે મળ્યા છીએ હાયર્ સેકન્ડરીમા હતી ત્યારે રોજ મળાતુ પણ ત્યા છૂટ અને એકાન્ત નહોતા '

' છૂટ અને એકાન્ત મેળવવા આપણે માટે ઘણા દિવસો છે '

મહેન્દ્રને આ જવાબ ગમ્યો નહિ

' તમારે આજે તો ફી ભરવાનો છેલ્લો દિવસ હશે નહિ ? ' સૂર્યાએ વાત બદલવા પ્રયત્ન કર્યો

મહેન્દ્રે હકારમા ડોકુ ધુણાવ્યુ

' તો પછી પાછા જાવ તો શુ ખોટુ ? કાંકેશ્વર જતી લોકલ હજી હવે જશે તમે ધારો તો વેગાસર સ્ટેશને પહોચી જશો '

' તારે ફી પીરિયડ નથી હોતા ?

' હોય છે '

' ક્યારે ક્યારે ? '

સૂર્યાએ દિવસો જણાવ્યા

' એ દિવસોએ હુ આવુ તો ? આપણે જરા નિરાંતે બેસી શકીશુ '

' જોઈશુ '

*

ચોથે દિવસે એ લોકો કૉલેજ કમ્પાઉન્ડના એક ભાગમા મળ્યા મહેન્દ્રને જાણવા મળ્યુ કે સૂર્યાને આજે ઘણો સમય ફાજલ છે અને જે પીરિયડ ભરવાના હતા તે પીરિયડ લેનાર ત્રણ પ્રોફેસરોમાથી બે ગેરહાજર હતા કાંકેશ્વર પાછા જવા માટેની પહેલી ગાડી ઉપડી ગઈ હતી

' શુ કરીશ ત્યા સુધી ? ' મહેન્દ્રે પૂછ્યુ

' મારે થોડુ કામ તો છે બે લેક્ચરની નોધ પાકી ઉતારવાની છે '

' પછી શુ કરીશ ?

' આમ તો કાંઈ કામ નથી એક બે નપણી છે એને ઘેર જઈશ '

' આપણે સિનેમાના પહેલા શોમા જઈએ તો ? '

સૂર્યાએ મહેન્દ્ર સામુ જોયુ સૂર્યાના મોઢા ઉપર ગૂચવાડો હતો

' તમે તે દિવસે પછી વખતસર પહોચ્યા હતા ? ફી ભરી દીધી ? ' વાત ફેરવતા એણે પૂછ્યુ

' વખતસર પહોચ્યો હતો તો ખરો, પણ ફી નથી ભરી હજી બે દિવસની વાર છે '

' પણ એ તો દડ સાથે ભરવા માટે ન ?

મહેન્દ્રે હકારમા ડોકુ ધુણાવ્યુ

' એવુ શા માટે કરવુ પડ્યુ ? વિના કારણે દડ શા માટે ભરવો ?

' એ દિવસે થોડા પૈસા વપરાઈ ગયા એટલે ફીમા ખૂટતા હતા '

' અને બે દિવસ બાદ તો વધુ ખૂટશે '

મહેન્દ્રે કાંઈ જવાબ આપ્યો નહિ

'કેટલા ખૂટે છે?'

'તારે એનું શું કામ છે? બે દિવસની વાત બે દિવસ પછી. આજની વાત કર ને?...જઈશું?'

'કોઈ દેખશે તો?'

'કોઈ નહિ દેખે. આ તો શહેર છે. અહીં કોણ કોની સાથે ક્યાં જાય છે એની કોઈને પડી હોતી નથી.'

બે દિવસ બાદ ફી ભરી દેવાનું મહેન્દ્રે કબૂલ કર્યું. મને કે કમને સૂર્યા એની સાથે સિનેમા જોવા જવા સંમત થઈ.

ચાલુ ફિલ્મે મહેન્દ્રે અડપલાં કરવા માંડ્યાં. સૂર્યાએ એને આવકાર્યા નહિ; તેમ એનો પ્રતિકાર પણ ન કર્યો. સિનેમામાંથી નીકળ્યાં ત્યારે બહાર હજી દિવસનું અજવાળું હતું. મહેન્દ્રે જોયું કે સૂર્યા એની સામે આંખ માંડીને જોતી નહોતી. એ કાંઈક પૂછે તો બીજી બાજુ જોઈને એ જવાબ આપતી. એની આંખમાં આનંદ હતો, ભય હતો, ઘૃણા હતી, દયા હતી કે શું હતું, એ, મહેન્દ્ર નક્કી કરી શક્યો નહિ. એક રિક્ષા કરી એ લોકો સ્ટેશને આવ્યાં. રિક્ષામાં એમણે નક્કી કરી લીધું કે આવતી પુનમે કાકેશ્વરમાં મેળો ભરાવાનો છે ત્યારે મહેન્દ્રે મંદિરના સ્વયંસેવક તરીકે કામગીરી સ્વીકારવી. સૂર્યાએ કહ્યું કે એના પિતા દર્શને આવશે અને એ મહેન્દ્રને આવું કામ કરતાં જોશે તો એમને આનન્દ થશે. મહેન્દ્રના આગ્રહથી એના પિતા સાથે સૂર્યાએ પણ દર્શન કરવા આવવા સ્વીકાર્યું. એ લોકોએ એમ પણ નક્કી કર્યું કે મેળાના બીજા દિવસે બંનેએ કૉલેજમાં મળવું.

*

...માસની પુનમનો દિવસ કાકેશ્વરમાં બહુ મહત્ત્વનો દિન મનાતો હતો. એ દિવસે કાકેશ્વર મહાદેવના મંદિરની સ્થાપના થઈ હતી. આજુબાજુનાં ગામોમાંથી હજારોની સંખ્યામાં માણસો દર્શનાર્થે આવતાં અને મેળો ભરાતો. એમાં સેંકડો દુકાનો મંડાતી; અનેક ખેલતમાશાવાળા અને અખાડાવાળા આવતા; કાંઈક જોડાં તૂટતાં, કાંઈક સંધાતાં અને કાંઈક નવેસરથી મંડાતાં. મારામારી, ચોરી, લૂંટ, ખિસ્સા કતરાવાના વગેરે પ્રકારના બનાવો પણ બનતા. પોલીસના માણસો વ્યવસ્થા જાળવવા પ્રયત્ન કરતા અને એમને મદદ કરવા સ્વયંસેવકોનું દળ પણ યોજવામાં આવતું.

મહેન્દ્રે સ્વયંસેવક તરીકે નામ નોંધાવ્યું હતું એ જાણતાં એના માતા-પિતાને અને શાળાના આચાર્યને પણ આનંદ થયો. રખડેલ છોકરો કાંઈક સુધરતો જાય છે એમ સૌને લાગ્યું.

દર્શનના સમયની ઘણી પહેલાં યાત્રાળુઓની ભીડ જામવા લાગી. મહેન્દ્રની કામગીરી મંદિરના દરવાજા આગળની ભીડનું નિયમન કરવાની હતી.

યાત્રાળુઓ એક પછી એક આવવા લાગ્યાં. દરવાજા આગળ ભીડ ઠીકઠીક હતી. મહેન્દ્રે ચાલાકીથી એક માણસના પહેરણનું ખિસ્સું કાપ્યું અને પાકીટ કાઢી લીધું. પણ પાકીટ હાથમાં આવતાં એ ગભરાયો અને એ એના હાથમાંથી સરી પડ્યું.

સૂર્યા આ બધું જોઈ ગઈ હતી. એ, તે માણસની પાછળ જ હતી. એણે એનો પગ પાકીટ ઉપર મૂક્યો. 'એ ભાઈ, તમારું પાકીટ નીચે પડ્યું.' એ બોલી. તે ભાઈએ જોયું તો એમનું ખિસ્સું કપાયું હતું. આજુબાજુના લોકોમાં ખળભળાટ થયો. 'હેં હેં' કહેતા કેટલાક આઘાપાછા પણ થયા. મહેન્દ્રે પણ સૂર્યાનો અવાજ સાંભળ્યો હતો. એણે બધાંને ખસી જવા કહ્યું.

નીચી વળી સૂર્યાએ પાકીટ ઉપાડ્યું. અને એના માલિકને આપ્યું.

'કાકેશ્વર ભગવાનની મહેરબાની છે. નહિ તો હું ઘેર કેવી રીતે જાત? અંદર પચીસ રૂપિયા છે!' એ ભાઈ બોલ્યા.

એટલામાં તો પાછળથી માણસોનો ધક્કો આવ્યો અને એ લોકો આગળ ધકેલાઈ ગયાં. મહેન્દ્ર ઉપર એક નજર નાખી સૂર્યા પણ એના પિતાની સાથે આગળ નીકળી ગઈ.

*

સિનેમામાંથી આવતી વખતે બન્ને જણે નક્કી કર્યું હતુ કે મેળાને બીજે દિવસે કોલેજના કમ્પાઉન્ડમા મળવુ મહેન્દ્ર એ ભૂલ્યો નહોતો પરન્તુ મેળા વખતે એણે ખિસ્સુ કાપ્યુ હતુ અને એનુ એ કૃત્ય સૂર્યા કદાચ જોઈ ગઈ હશે એવો એના મનમા વહેમ હતો બનાવ બન્યા પછી આગળ જતી વખતે સૂર્યાએ એના સામે જે નજર ફેંકી હતી તેમા શુ હતુ તે એ નક્કી કરી શક્યો નહોતો એટલે સૂર્યા કોલેજમા ગઈ હશે કે નહિ, અને ગઈ હશે તો પોતાની સાથે વાત કરવાની પણ હા પાડશે કે કેમ એ વિષે એના મનમાં શકા હતી છતા એ કાકેશ્વર ન ઊતરતા દેવપુર ઊતર્યો સ્ટેશને થોડુ ક કામ હતુ તે પતવી એ કોલેજ તરફ ગયો તો સૂર્યા, ઓટના ઉપર જ એની રાહ જોતી ઊભી હતી એ એણે દેખ્યુ જાણે મા ઈ જ બન્યુ નથી એમ બે પગથિયા ઊતરી તે સામે આવી

'કહો શુ હુકમ છે?' આખો નચવતી એ બોલી મહેન્દ્રને સાનુકૂળ નવાઈ લાગી પોતે ખિસ્સુ કાતર્યું હતુ પણ એ વિશે સૂર્યા કાંઈ જ જાણતી નથી એવી એને ખાતરી થઈ એને ખૂબ નિરાત થઈ

'કેમ આજે આટલુ બધુ કાંઈ?' એ બોલ્યો

'આજે મારે બધા પીરિયડ છે પણ મારે કોલેજમા જવુ જ નથી, અને તમે કહો ત્યા જવા તૈયાર છુ'

'હા પણ છે શુ?'

એમણે એકાન્તવાળા એક સ્થળ તરફ ચાલવા માડ્યુ

'મારા બાપુએ મને પચાસ રૂપિયા આપ્યા છે'

'શાના?' મહેન્દ્રની આખો રકમ સાભળતા પહોળી થઈ ગઈ

'ગઈ કાલે એક જણનુ ખિસ્સુ કપાયુ હતુ એ તો તમને ખબર છે ને?'

'હા'

'અને પાકીટ મારા હાથમા આવ્યુ એ પણ ખબર છે ને?'

'હા, એ તો મે જ જમ્મા કરાવી આપી હતી ને!'

'મારી ચાલાકી માટે મારા બાપુએ મને આ રકમ ભેટ આપી છે એનો ફાવે તે ઉપયોગ કરવાની મને છૂટ છે એટને જ તમારી રાહ જોઈને ક્યારની ઊભી હતી'

સૂર્યાની વર્તણૂકમા કાઈક વધુ પડતો આનદ અગર ઉલ્લાસ અગર કાઈક ધેનછા જેવુ મહેન્દ્રને લાગ્યુ

'રૂપિયા તારા છે એનો ઉપયોગ તને ફાવે એમ કરવાનો છે'

'તમારી શુ સલાહ છે?'

'એમા મને શા માટે પૂછે છે?'

'કેમ તમારી સલાહ ન માગુ? સલાહ મેળવવાનો મને હક નથી?' સૂર્યાની આખમા તોફાન હતુ

'આજે કેમ કાંઈ આટલુ બધુ છટાયુક્ત બોલાય છે?'

'એમા છટા જેવુ શુ છે? આપણા લગ્ન થાય એટલે મારે તમારી સલાહ મુજબ જ વર્તવાનુ ને? એવી ટેવ ન પાડુ?'

'લગ્નનો આનદ વરતાઈ આવે છે કે શુ?'

'હા એમ તો એમ બોલો હવે આ રૂપિયાનુ શુ કરીશુ?'

'તને ઠીક લાગે એમ કર'

'એમ? મને ઠીક લાગે એમ કરુ? પણ એમ કરુ તોપછી તમે નાપસદગી તો નહિ દર્શાવો ને?'

'કોઈ ખોટા માર્ગે ખર્ચે અગર અપાત્રે દાન કરે તો મને ન ગમે એમ ખરુ'

'અને સુપાત્રે દાન કરુ તો?'

'તો તો કાંઈ વાંધો નહિ'

'તો લો આ પચાસ રૂપિયા હુ તમને જ ભેટ આપુ છુ' પર્સમાથી દસદસ રૂપિયાની પાચ નોટો કાઢી એણે મહેન્દ્ર સામે ધરી

'મને! મારે શુ જરૂર છે?'

'કેમ? કાલે જરૂર હતી અને આજે નથી?' સૂર્યાના અવાજમા અને આખમા પલટો આવ્યો હતો

'એટલે?' મહેન્દ્રની આખમા ગભરાટ હતો અને જીભ તોતડાતી હતી

'"એટલે" "એટલે" શું કરો છો? એક દહાડામાં ભૂલી ગયા?'

સૂર્યાએ ફરીથી નોટો આગળ ધરી. મહેન્દ્ર એની સામે જોઈ રહ્યો.

'કેમ ઓછા પડે છે?'

'તું શું કહેવા માગે છે?'

'હું એ કહેવા માગું છું કે કાલે પાકીટ તમારા હાથમાંથી પડી ગયું ન હોત તો આટલી મોટી રકમ તમને મળત નહિ. એમાં ફક્ત પચીસ જ રૂપિયા હતા. અને વળી કદાચ પોલીસના હાથે પકડાયા હોત તો આજે અહીં મને મળવા આવવાનું બની શકયું ન હોત.'

સૂર્યાના ગોરા મોઢા ઉપર આગની રતાશ હતી અને એની આંખોમાં અંગારાનુ તેજ હતું.

'તમને એમ પણ વિચાર ન આવ્યો કે આ તમે શું કરો છો? કોઈ નહિ તો છેવટે ભગવાન તો જુએ છે ને? એનો પણ તમને ડર ન લાગ્યો?'

મહેન્દ્ર ચૂપ હતો.

'તે દિવસે—સિનેમા જોઈ ને આવ્યાં તે દિવસે—ઘેર જઈ મારી પર્સ જોતાં માલૂમ પડ્યું હતું કે મેં મૂકેલી દસ રૂપિયાની એક નોટ એમાં નહોતી. મને વહેમ છે તે પણ તમે જ લીધી હશે.' સૂર્યાના અવાજમાંની સખતાઈ વધતી હતી.

'મારે શું કામ લેવા પડે? તું જ કાંઈ મૂકી આવી હોઈશ.'

'હું ક્યાં મૂકી આવું? હા. ઈન્ટરવલમાં બાથરૂમમાં ગઈ હતી. ત્યાં મૂકી આવી હોઈશ એમ તમારું કહેવું છે?'

મહેન્દ્રે કાંઈ જવાબ આપ્યો નહિ.

'મને ડર છે તમારાં મા-બાપ ભણવા માટે તમને જે પૈસા આપે છે તે તમે ઉડાવી જ નાખતા હશો. આ મહિનાની ફી પણ તમે હજી ભરી નથી. ખરું ને?'

'એની તારે શું પંચાત? તું જાણે છે કે હું કોણ છું અને તું કોણ છે?' મહેન્દ્રના અવાજમાં કઠોરતા હતી.

સૂર્યાનો ક્રોધ ઊતરતો હતો અને એના મોઢા ઉપર લાચારીનો ભાવ હતો.

'હું જાણું છું. બધું જાણું છું અને તેથી જ આટલું બોલું છું. મારું હૈયું બળે છે. કાલ આખી રાત હું ઊંઘી નથી' એની આંખમાં આસું હતાં.

થોડીવાર પછી એ બોલી:

'મેં કેવાં સ્વપ્નાં સેવ્યાં હતાં!'

સૂર્યાને દબડાવવા કાંઈક મહત્ત્વની વાત મળી હોય એમ મહેન્દ્ર બોલ્યો: 'આ પચાસ રૂપિયા તું લાવી ક્યાંથી? તારા બાપે આપ્યા હોય એમ હું માનતો નથી.'

'મારી બચતના છે. પણ એનું તમારે શું કામ છે? તમે તમારે લઈ લો. કોઈનું દેવું હોય તો વાળી દો. અને એમાંથી છૂટા થાવ.'

થોડીવાર પછી એ બોલી: 'અને મને છૂટી કરો'. એના અવાજમાં નિશ્ચિતતા હતી.

'એ વળી શું?'

'મારાં સ્વપ્નાં સરી પડ્યાં છે. હું તમારાથી અંજાઈ ગઈ હતી. હું માનતી હતી કે તમે ભણતા નથી પણ બીજી રીતે સારા હશો. ઊંચા કુળમાં જન્મ્યા છો એટલે ગુણવાન હશો. પણ...'

મહેન્દ્ર કાંઈ બોલ્યો નહિ.

'તમને રાજી રાખવા મેં કેટકેટલા પ્રયત્નો કર્યા? પણ.. એ બધું એળે ગયું.' રૂમાલ વડે એણે આંસું લૂછ્યાં.

'મને આશા હતી અને એ આશામાં હું જીવતી હતી કે કો'ક દિવસ તમે સુધરશો. મારા સંબંધથી સુધરશો. હું સુધારવાનો પ્રયત્ન કરીશ. એ આશામાં ને આશામાં તો મેં તમારી કેટલીક વર્તણૂક પણ સહન કરી લીધી, પણ ગઈ કાલના બનાવે મારી આંખ ઉઘાડી છે. તમે આટલી નીચી કક્ષાએ ગયા હશો એનો તો મને સ્વપ્ને પણ ખ્યાલ નહોતો.'

મહેન્દ્ર સૂર્યાની સામે આંખો ફાડીને જોઈ રહ્યો.

'બીજાઓ તમારી વિરુદ્ધ ઘણું કહેતા હતા પણ હું

ઈશ્વર પેટલીકર

# જીવનક્ષેત્રનું ભણતર

જીવનસાથીની પસંદગીમાં જે ધોરણો, જે માપો જે, જૂની ધરેડ છે તેમા મોટું પરિવર્તન આણવાની જરૂર છે ધરેડમાથી આપણુ યુવાન માનસ પણ ભાગ્યે જ છૂટી શક્યુ છે પસંદગી વખતે જીવનક્ષેત્રના ભણતર તરફ ડોકીઓ જેટલુ જ જોવાય તો !

કન્યાના શિક્ષણનો પ્રશ્ન વિવાહમા જેટલો ભાગ ભજવે છે તે કરતા વધુ મહત્ત્વ યુવકના શિક્ષણનો પ્રશ્ન બને છે પુરુષપ્રધાન કુટુ બમા પુરુષ સ્ત્રી કરતાં બધી બાબતમા ચડીઆતો હોવો જોઈએ તે જાતની પસંદગી ચાલી આવી છે ઉમરમા, ઊંચાઈમા, કુળમા, શ્રીમંતાઈમા, શિક્ષણમા વગેરે દરેક બાબતમાં પુરુષ ઊંચો હોવો જોઇએ તેમ સ્ત્રી કારાતુ આવ્યુ છે પરિણામે, કન્યાના શિક્ષણ કરતા મૂરતિયાનુ શિક્ષણ વધુ હોવુ જોઈએ તેમ માબાપની અને ખુદ કન્યાની રુચિ જોવામા આવે છે અને જે યુવકનુ શિક્ષણ ઓછુ હોય તેના અંગે વિચાર કરવામા આવતો નથી

શિક્ષણનુ જીવનમા સ્થાન છે અને તે માટે કન્યા–વર બંનેના શિક્ષણને મહત્ત્વ અપાય તે જરૂરી છે પરંતુ શિક્ષણનુ જેને માટે મહત્ત્વ છે તે હેતુ જ ભૂલી તે કેવળ પ્રતિષ્ઠાનુ રૂપ લે ત્યારે એ મનોવૃત્તિ તંદુરસ્ત ન ગણાવી જોઈએ જ્યારે બાળલગ્ન થતા ત્યારે મૂરતિયાનુ શિક્ષણ જોવાની તક ન હતી એ કેટલુ ભણશે અને કેવો તેજસ્વી નીકળશે તે જાણવુ શક્ય ન હતુ તેથી કેવળ ઘર જોઈને વિવાહ થતો હતો સમાજ બાળલગ્નમાથી બહાર નીકળ્યો અને છોકરો ૧૮–૨૦ વર્ષે પરણતો થયો એટલે ઘર ઉપરાંત છોકરો શુ ભણે છે તે જોવાનુ થયુ એ ભણતર ઉપરથી છોકરો કેટલો બુદ્ધિશાળી છે, નોકરી કે બીજા ક્ષેત્રે તેને કેવી તક રહેશે તેનો ખ્યાલ બંધાતો હોય છે પરંતુ આ અંદાજ ખોટા પડ્યાના દાખલા પણ બન્યા હોય છે આજના શિક્ષણમા બુદ્ધિશક્તિનુ જ માપ નીકળે છે તેવુ નથી, એમાં યાદશક્તિનુ વધુ માપ નીકળતુ હોય છે આથી બુદ્ધિશક્તિ ઓછી હોય પણ યાદશક્તિ વધુ હોય તેવા જે વિદ્યાર્થીઓ પરીક્ષામા તેજસ્વી નીવડ્યા હોય છે તે જીવનના ક્ષેત્રે એટલુ તેજ બતાવી શકતા નથી એથી ઊલટુ જે બુદ્ધિમાં તેજ હોય છે પણ યાદશક્તિમા ઊતરતા હોય છે તે શિક્ષણમા સરેરાશ વિદ્યાર્થી તરીકે દેખાય છે પરંતુ જીવનના ક્ષેત્રમા બુદ્ધિશક્તિને લીધે ઝળકી ઊઠે છે જેનામા બંને હોય છે તે વિદ્યાર્થી તરીકે અને નાગરિક તરીકે સરખા દીપી ઊઠે છે વળી આ ઉપરાંત જીવનક્ષેત્રે ઝળકવા માટે સારો સ્વભાવ સહિષ્ણુતા, હિંમત, ખંત વગેરે ગુણો પણ જરૂરી હોય છે, જેની વિદ્યાર્થી અવસ્થામા ખામી હોય તો પણ તેજસ્વીપણાને આંચ આવતી નથી, જ્યારે એનો અભાવ જીવનમા ખોટ લાવે છે પરંતુ કિશોરાવસ્થામા અભ્યાસ વિના બીજુ સાધન એની શક્તિ માપવાનુ સુલભ નથી એટલે તેના ઉપર આધાર

---

એ માનતી નહોતી પણ ફાવતુ જોઈને મને લાગે છે કે તમને પરણીને ન તો હુ સુખી થઈશ કે ન તો તમે સુખી થશો

'એ વળી શુ ?'

'એ જ કે તમારા મોહપાશમાંથી છૂટવા મે નિશ્ચય કર્યો છે, મારા બાપુને મે એક લાંબો કાગળ લખીને આપ્યો છે એમા મે બધુ લખ્યુ છે અને જણાવ્યુ છે કે મારે વિવાહ તોડી નાખવો છે તમે ગરીબ માણસ હોત તો હુ ચલાવી લેત પણ આવા ઉડાઉગીર સાથે હુ નહિ રહી શકુ માટે મહેરબાની કરીને હવે મને ભૂલી જજો અને તમારી કુટેવો પણ ભૂલી જજો'

પચાસ રૂપિયાની નોટો મહેન્દ્ર ઉપર નાખી, સૂર્યા સીધી કૉલેજમા ચાલી ગઈ



રંખાય તે સ્વાભાવિક છે. પરંતુ પાંત્રીસ વર્ષના પુરુષના લગ્નનો પ્રશ્ન હોય ત્યારે એને શિક્ષણનું કયું સર્ટિફિકેટ કે ડીગ્રી પ્રાપ્ત કરી છે તે તરફ જોવા કરતાં એણે જીવનક્ષેત્રે જે સિદ્ધિ મેળવી છે તેના આધારે મૂલ્ય આંકવું જોઈએ. વીસ વર્ષની ઉંમરે ઇન્ટર સુધી અભ્યાસ કરી એ નોકરીમાં જોડાઈ ગયો હતો. શરૂઆત ૪૫ રૂપિયા પગારે કરી હતી, પરંતુ દસ વર્ષના અનુભવ પછી એણે વગર મૂડીએ બીજાની સાથે ભાગીદાર બની સ્વતંત્ર ધંધો શરૂ કર્યો હતો અને પાંચ વર્ષમાં એમાં સ્થાયી થયો હતો. ગ્રેજ્યુએટ તો શું પણ એન્જિનિયર કે ડૉક્ટર નોકરીમાં ન કમાય તેટલું એ કમાતો હતો. બુદ્ધિશાળી, મહેનતુ અને સારા સ્વભાવને લીધે એણે જીવનપંથ ઉજ્જવળ કર્યો હતો. એના લગ્ન વખતે એ ગ્રેજ્યુએટ નથી માટે ૩૦ વર્ષની ગ્રેજ્યુએટ થઈ નોકરી કરતી કોઈ સ્ત્રી એને પસંદ ન કરે તો એ શિક્ષણનું મૂલ્ય સાચું સમજી નથી તેમ જ કહેવું જોઈએ.

માણસ શિક્ષણસંસ્થામાં અભ્યાસ કરે અને પરીક્ષા પાસ કરે તો એનાં નક્કી થયેલાં ધોરણ પ્રમાણે ડીગ્રી મળે છે. પરંતુ તે પછી માણસ જીવનક્ષેત્રે વરસો સુધી શિક્ષણ લેતો રહે છે, છતાં તેની પરીક્ષા લેવાતી નથી અને તેને ડીગ્રી મળતી નથી એટલે પાંત્રીશ કે ચાલીસ વર્ષે એનું ભણતર પૂછવામાં આવે છે ત્યારે પેલું જૂનું ભણતર માનવામાં આવે છે. પરંતુ આ સમજણ કાચી છે. જીવનક્ષેત્રનું ભણતર જ સાચું છે અને તે એના જીવનમાં પ્રત્યક્ષ જોવા મળતું હોય પછી શાળાના શિક્ષણને મહત્ત્વ આપવાનું અર્થહીન બની જાય છે.

જાણીતા પત્રકાર અને લેખક શ્રી. મોહનલાલ મહેતા—સોપાનનું શાળાનું શિક્ષણ અંગ્રેજી બે ધોરણ સુધીનું છે. આજના ધોરણ પ્રમાણે સાત પ્રાથમિક ધોરણ થાય અને આઠમાથી અંગ્રેજી શરૂ થાય છે તે પ્રમાણે એમને એ. બી. સી. ડી. પણ આજે તો ભણવાની ન મળી હોય! અને એમનાં પત્ની શ્રી. લાભુબહેન મહેતા ગ્રેજ્યુએટ છે. ઉપલક રીતે જોઈએ તો સાત ધોરણ સુધીનો પ્રાથમિક અભ્યાસ કરેલા યુવક સાથે ગ્રેજ્યુએટ થયેલી યુવતી પરણવાનું પસંદ કરે નહીં. પરંતુ એ થયું તે પહેલાં શ્રી. સોપાને એમની બુદ્ધિશક્તિ અને પ્રતિભા બતાવી હતી. એટલે શ્રી લાભુબહેને એમના શાળાના શિક્ષણ કરતાં જીવન શિક્ષણને સ્વીકારી લગ્ન કર્યું હતું. એ લગ્નને આજે વરસો વીતી ગયાં અને શ્રી. લાભુબહેનને પ્રત્યક્ષ જીવનમાં એ અનુભવવા મળ્યું નથી કે હું વધારે ભણેલી છું એટલે વધુ બુદ્ધિશાળી છું અને સોપાન ઓછું ભણેલા છે એટલે મારા કરતાં ઓછા બુદ્ધિશાળી છે.

આજે જ્યારે લાગવગ વધી રહી છે. યુવકો અભ્યાસકાળમાં પરણવાનું પસંદ કરતા નથી. અભ્યાસ પૂરો કર્યા પછી જીવનક્ષેત્રે સ્થિર થવાની એની પહેલી ઉમેદ હોય છે. તે પછી લગ્નનો પ્રશ્ન એ વિચારે છે. આવા સંજોગોમાં ત્રીસ વર્ષની ઉંમર સુધી યુવકો કુંવારા રહેતા જોવા મળે છે. આ ઉંમરના યુવકોના લગ્નનો પ્રશ્ન વિચારતી વખતે કેવળ એમના શિક્ષણને મહત્ત્વ આપવાની વૃત્તિ રૂઢિચુસ્તતા બતાવે છે. એક બાજુ છોકરીઓ પુરુષ સાથે સમાનતા ઝંખે છે અને બીજી બાજુ શિક્ષણની બાબતમાં જોઈએ તો પુરુષ પાસે પોતાના કરતાં ઊંચી ડીગ્રીની આશા રાખી જૂના માનસનું પ્રતિબિંબ પાડે છે.

કૉલેજમાં ભણતી કે ભણી રહેલી છોકરીઓનું માનસ જોઈએ તો મન સાથે એણે સ્વયંવર રચી લીધો હોય છે—મારો વર ડૉક્ટર હોવો જોઈએ. આવા સ્વયંવરમાં રાચતી એક છોકરીને બી. એ. થયા પછી વડીલોએ એક એન્જીનિયર યુવકની દરખાસ્ત મૂકી ત્યારે એણે સાંભળતાંની સાથે નકારી કાઢી! આ વ્યક્તિગત દાખલાને બાદ મૂકીએ તો પણ સામાન્ય રીતે ગ્રેજ્યુએટ થયેલી છોકરીની ઝંખના ડૉક્ટર કે એન્જિનિયર વર વરવાની હોય છે અને

એ જ રીતે કોઈ પણ તેજસ્વી યુવકની ઈચ્છા પણ ડૉક્ટર કે એન્જિનિયર થવાની હોય છે કારણ, એમા ધધા તરીકે સારી કમાણીની તક છે અને સમાજમા એ ધધાદારીઓની પ્રતિષ્ઠા ગણાય છે શિક્ષિત છોકરી ડૉક્ટર કે એન્જિનિયરની પત્ની થવામા ગૌરવ માને છે અને પોતાના જેટલુ ભણીને શિક્ષક કે પ્રોફેસર થયેલા યુવકની પત્ની થવામા એ હિણપત માને છે—પતુજીની બૈરી! જ્યા સામાન્ય ગ્રેજ્યુએટ છોકરીઓ આવી મહેચ્છા રાખતી હોય ત્યા ડૉક્ટર થયેલી તેજસ્વી છોકરી એની કક્ષાથી ઓછી ડીગ્રી વાળા યુવકને પસદ કરવાનુ વિચારી ન શકે તે સ્વાભાવિક મનોદશા ગણાય આ મનોદશાનુ પરિણામ એ જોવા મળે છે કે મેડિકલ ગ્રેજ્યુએટ છોકરીઓના ૯૦ ટકા નહિ તો ૮૦ ટકા એના ક્ષેત્રના યુવકને શોધે છે જ્યારે સામે ક્ષેત્રે ડૉક્ટર થયેલા યુવકોમાથી ૧૦ થી ૨૦ ટકા જ વધુમા વધુ એના ક્ષેત્રની છોકરી સાથી તરીકે પસદ કરવાનુ ઝખે છે યુવકોનુ માનસ એ જોવા મળે છે કે ડૉક્ટર તરીકે કમાણી કરવાની અમારામા શક્તિ છે અમારે કમાણી કરે તેવી પત્ની જોઈતી નથી પણ સારી ગૃહિણી બની રહે તેવી સાથી જોઈએ છે આમ ડૉક્ટર થયેલ યુવક-યુવતીમા સાથીની બાબતમા સામસામા રુચિભેદ છે છતા આજ સુધી છોકરીઓનુ શિક્ષણ ઓછુ હતુ એટલે જેટલી છોકરીઓ ડૉક્ટર થતી તેમને મોટે ભાગે ડૉક્ટર પતિની પસદગી મળી રહેતી હતી પરતુ હવે છેલ્લે છોકરીઓનુ શિક્ષણ વધી રહ્યુ છે તેને પ્રતાપે મેડિકલ કોલેજમા બન્નેની સખ્યા સરખી થઈ ગઈ છે કોઈમા છોકરીઓની સખ્યા વધી પણ જાય છે અને ભવિષ્યમા વધતી જશે કારણ કે તેજસ્વી યુવકો મેડિકલ અને એન્જિનિયર એ બેને વહેંચાઈ જાય છે જ્યારે તેજસ્વી છોકરીઓને મેડિકલ એ જ ક્ષેત્ર વધુ અનુકૂળ પડે છે આથી ભવિષ્યમા એવી સ્થિતિ આવશે કે દર વર્ષે જેટલા ડૉક્ટરો બહાર પડશે તેમા યુવકો કરતા યુવતીઓ વધારે હશે એ સજોગોમા જો મેડિકલ લાઈનની છોકરીઓ આજનુ એમનુ માનસ ચાલુ રાખી એ ક્ષેત્રના યુવકની પસદગીનુ વલણ રાખશે તો પસદગીનો પ્રશ્ન મુશ્કેલ બનશે

પુરુષ માનસમા એક પલટો ચોખ્ખો જોવા મળે છે સ્ત્રીનુ માનસ જેમ પુરુષ પોતા કરતા બધી રીતે ચડિયાતો હોવો જોઈએ તેવુ છે તેમ પુરુષ માનસ સ્ત્રી પોતા કરતા ઊતરતી હોવી જોઈએ તેવુ રહ્યુ છે હા સુદરતાની બાબતમા જુદુ જોવા મળે છે છતા એ અગે પણ જૂનવાણી માનસે રૂપવતી ભાર્યા શત્રુ તેમ તેને પણ અવગુણ ગણવાનુ બાકાત રાખ્યુ ન હતુ! આ કારણે સ્ત્રી પોતા કરતા ઓછુ ભણેલી હોવી જોઈએ તેમ પુરુષ માનતો હતો પોતાના જેટલુ ભણેલી સમાન કક્ષાની સ્ત્રી પોતાનુ ચડિયાતા પણુ-ધણીપણુ સ્વીકારે નહિ તેમ બીક રહેતી હતી પરતુ એ પુરુષમાનસમા હવે ફેર થયેલો જોવા મળે છે સામાન્ય ગ્રેજ્યુએટ થયેલ યુવક પણ એના જેટલુ શિક્ષણ લીધેલી છોકરી સાથી તરીકે પસદ કરવાની ઝખના સેવે છે સરખા શિક્ષણવાળી સ્ત્રી પોતાના કહ્યામા નહિ રહે કે પુરુષના ધણીપણાના અધિકારને માન્ય નહિ રાખે તે ભય એનામા જોવામા આવતો નથી

છોકરીએ પણ એવુ જ માનસ કેળવવુ પડશે પુરુષ પોતા કરતા ઊચી ડીગ્રીવાળો હોય કે ન હોય, કેવળ ડીગ્રીથી યુવકનુ મૂલ્ય આકવાના માનસમાથી નીકળી જઈ એણે જીવનક્ષેત્રે બનાવેલી શક્તિથી મૂલ્ય કરવુ જોઈશે

લગ્નજીવનમા સુખી થવા માટે શાળાનુ શિક્ષણ એ જ ગજ સાચો નથી કિશોરાવસ્થામા માબાપ વિવાહ કરતા હતા ત્યારે એ વાજબી હતુ પરતુ મોટી ઉમરના લગ્નમા બીજી લાયકાતનો પ્રશ્ન થઈ હોય છે તે ધ્યાનમા લેવી જોઈએ આર્થિક ક્ષેત્રે એણે બનાવેલી શક્તિ જીવન પ્રત્યે કેળવેલુ દૃષ્ટિબિદુ, એણે સાધેલા વ્યક્તિત્વનો વિકાસ અને સસ્કારરુચિ જો સારી રીતે એ આગળ વધેલો યુવક હોય તો એણે શાળાનુ શિક્ષણ ઓછુ લીધુ છે તે એની ગેરલાયકાત

ન ગણાવી જોઈએ.

જ્યાં પરિચય દ્વારા પ્રેમલગ્નો થયેલાં હોય છે ત્યાં શિક્ષણનો આ પ્રશ્ન ગૌણ બનેલો જોવા મળે છે. ડૉક્ટર થયેલી છોકરી એવા યુવકને પરણે છે કે જે એની માફક ડૉક્ટર થયો હોતો નથી. પરંતુ સામાન્ય ગ્રેજ્યુએટ પણ થયેલો હોતો નથી. એવાં દંપતીનું જીવન જોનારને ખાતરી થાય છે કે શિક્ષણનો એ ભેદ એમના સુખી લગ્નજીવનમાં આડે આવતો નથી. યુવકે એના ક્ષેત્રે વિકાસ સાધેલો હોય છે અને જીવનસાથી તરીકે બંનેને મૈત્રીનું સખ્ય સાધવામાં હરકત આવતી હોતી નથી.

પાંચેક વર્ષ ઉપર એમ. એ. થયેલાં શ્રી. ભદ્રાબહેન સતિયા અંધયુવક શ્રી. જગદીશભાઈ પટેલ સાથે પરણ્યાં તે પહેલા એમનાં વડીલોને દીકરીનું પગલું કોઈ રીતે યોગ્ય લાગતું ન હતું. અંધાવસ્થાની અપંગતાજ સ્વીકાર્ય નહોતી, તેમાં જગદીશભાઈ મેટ્રિક થયેલા હતા. પરંતુ ભદ્રાબહેન એમના પરિચયમાં આવેલાં હતાં એટલે એ દલીલ કરતાં હતાં કે એ ભલે મેટ્રિક હોય અને હું એમ. એ. હોઉં પણ એ મારા કરતાં ઓછા બુદ્ધિશાળી છે તેમ મને લાગ્યું નથી. જગદીશભાઈના જે પરિચયમાં આવ્યા છે તે પણ ભદ્રાબહેન સાથે સહમત થાય છે. એ મસાજીસ્ટ તરીકે પ્રેક્ટિસ કરે છે તે સારી ચાલે છે, એ રીતે એ સફળ ધંધાદારી છે. ઉપરાંત, અંધ સમાજની શિક્ષણ સંસ્થાનું જે સામાજિક કાર્ય કરે છે તેવું જાહેર કાર્ય કરનારા ભાવનાશાળી પુરુષો ઓછા હોય છે. ગયે વર્ષે એ બી.એ. થયા છે તે એમની ધગશ અને શક્તિ બતાવે છે, પરંતુ એમણે એ પરીક્ષા પાસ ન કરી હોત તો પણ એમની હોંશિયારી સૌએ સ્વીકારેલી છે.

પ્રેમને કારણે લગ્નમાં જો આ મૂલ્ય આંકી શકાતું હોત તો પ્રેમ વિના જે પસંદગીની પદ્ધતિ છે તેમાં હોંશિયારીનું મૂલ્ય આ રીતે આંકીને શું કામ નિર્ણય ન લેવો જોઈએ? છોકરીઓનું શિક્ષણ જેમ જેમ વધતું જશે તેમ તેમ જો આ નવી મનોવૃત્તિ કેળવવામાં નહીં આવે તો લગ્નનો પ્રશ્ન ઉકેલવામાં મુશ્કેલી નડશે.

નવી સ્ત્રી એક બાજુ સમાનતા ઝંખે છે અને બીજી બાજુ લગ્ન વખતે લઘુગ્રંથિથી પીડાઈ પુરુષનું શિક્ષણ પોતા કરતાં ઊંચું હોવું જોઈએ તેમ એ આગ્રહ રાખશે તો એનું માનસ જૂનું છે તેમ એણે ઓળખી લેવું પડશે. જૂનાં મૂલ્યો પ્રમાણે માબાપ કુળવાનશાહીની પોકળ પ્રતિષ્ઠામાં અટવાતાં હતાં તેમ જો ડીગ્રીની પોકળ પ્રતિષ્ઠામાં માબાપ કે છોકરી અટવાશે તો એ પ્રતિષ્ઠા મળશે, પણ એથી એ સુખી થશે કે કેમ તે સવાલ છે. એ ડીગ્રી ઉપર આધાર નહીં રાખે, પણ વ્યક્તિની બીજી લાયકાત ઉપર આધાર રાખશે તો નવી સ્ત્રી પોલી પ્રતિષ્ઠાથી ન અંજાય પણ પોતાની અંગત રુચિ ઓળખીને એવા સાથીદારનો વિચાર કરે. એ ડીગ્રીની પ્રતિષ્ઠાવાળા હોય કે ન હોય, પરંતુ એનો સાથીદાર થવાના એ ગુણ ધરાવતો હોય.

જે છોકરીએ ડૉક્ટર વરની ઝંખના કરી એન્જિનિયર યુવકની પસંદગી કરવાની મનોવૃત્તિ ન બતાવી તેમાં ડૉક્ટર અંગે એણે માની લીધેલી પ્રતિષ્ઠા વિના બીજું કયું માનસ છે? એનો અર્થ તો, એ છોકરી ડૉક્ટરની પ્રતિષ્ઠાને પરણવા નીકળી છે, સાથીદાર અંગેનો એની રુચિ પ્રમાણેનો કોઈ આદર્શ વિચાર્યો નથી. અને જો વિચાર્યો હોય તો એ આદર્શ ડૉક્ટર યુવકમાં હોય અને ત્રીજા ક્ષેત્રના યુવકમાં ન હોય તેમ કેમ માની લેવાય? આપણો સમાજ જૂનાં પોકળ મૂલ્યોમાં ન ફસાય તે પણ એટલું જ જરૂરી છે. બાકી જૂનાં ખોટાં મૂલ્યોથી સ્ત્રીને જેમ સહન કરવું પડ્યું છે અને પડે છે તેમ એવાં જ નવાં મૂલ્યોથી પણ વેઠવું પડશે. શિક્ષણનું સાચું મૂલ્ય આંકીને માબાપ અને છોકરીએ વિવાહનો પ્રશ્ન વિચારવો જોઈએ.

☆

ઈશ્વરભાઈ પટેલ

# પુનર્જીવન [૨]

જાન સટોસટના જોખમો અને સાહસોની આ કથાનો પૂર્વાર્ધ ગયા અંકમા આવી ગયો આ અંકે પૂરી થતી આ પ્રેરક સાહસકથા આપણી નવી પેઢીના વાચકોમા જે સાહસની વૃત્તિ જગાવે છે તે આજના યુગમા ખૂબ જરૂરી છે

આમ જ્યારે બધુ સાફ સૂથરુ ઊતરતુ હતુ ત્યારે એક અણકલ્પી દિશામાથી ભગે ડોમ્પિયુ કર્યું ચાર રેડ ઇન્ડિયનો આ જળસમૃદ્ધિથી લલચાઈ આવી પહોચ્યા હતા ને ચાર ફર-પ્રાણીને મારી લઈ જતા પકડાયા હતા સમગ્ર શરીરે ભીના ચેના આ વનવાસીઓની દૃષ્ટિમા એરિકને ન તો શત્રુવટ દેખાઈ કે ન તો ભીતિ એમની આખોમા નિરવ બેફિકરાઈ હતી ને એરિકનુ મન મૂઝવણમા પડી ગયુ આવી અનધિકૃત ઉઠાવગીરી ચાલુ રહે તો બે વરસની બાકી મહેનતને અંતે જન્માવેલી આખી સૃષ્ટિ ખેદાન મેદાન થઈ જાય સને ૧૯૩૪ની વસંત ઋતુ ચાલતી હતી ને થોડા દિવસ અગાઉ જ ત્રણેય કુટુબીજન પોતાના આખા વિસ્તારને ખૂદી વળી, સમૃદ્ધિના ભાવિ દર્શનથી તૃપ્ત થઈ આવ્યા હતા સવારે પકડાયેલા માનવપગલાની કડી પરથી આ ચારેય જણ મુદ્દામાલ સહિત હાથ લાગી ગયા હતા આમ તો હવે એના હાથમા મરકટની સખ્યા ઠીક આવવા લાગી હતી પણ આવા છૂપાં આક્રમણ ચાલુ રહે તો આ વન્ય વિસ્તારમા માલ સહીસલામતી કેટલી? બીજી બાજુ એરિકના દિલમા એ વાતેય ઊગી કે આ લોકોને માટે આ શિકાર સિવાય અન્ય કોઈ નિર્વાહ સાધન નહોતુ ને સાવ અભણ હોવાને કારણે નકશા પર બતાવેલ શિકારક્ષેત્રમર્યાદાનો ઝાઝો અર્થ એમને માટે સભવિત નહોતો આવી ઉલઝનમા પડેલા એરિકનુ મન એકએક મિનિટમા સાફ થયુ અને એણે બૂટ વતી થોડી જમીન સાફ કરી પોતાના જગાવિસ્તારોની મર્યાદા આકી બતાવી ઉત્સુક ચહેરે તાકી રહેલા એ ચારેય આદિમાનવોને એરિકે ધ્યાન આપ્યો કે એ વિસ્તાર એની પોતાની માલિકીનો હતો તે પછી એક માછલી લઈ એણે પાણીમા નાખી અને પરિણામે સર્જાયેલ જળવર્તુળોનો નિર્દેશ કરી એણે જણાવ્યુ કે એનુ પોતાનુ શિકાર વર્તુળ એ હતુ એને સાચવવા દેશો ને સહીસલામત રાખશો તો આગળનુ વર્તુળ પણ સહીસલામત રહેશે એમ હરેક પોતપોતાનુ વર્તુળ સાચવીએ તો સૌની સહીસલામતી ને સૌનુ સુખ તતપશ્ચાત્ એરિકે એમણે પકડેલા ચામડા પાછા આપતા ઉદાર દિલે જણાવ્યુ

લો આ તમારી ફાસા સામગ્રી ને આ શિકાર. તમે એ ખુશીથી લઈ જાવ પણ ફરી કદી આ બાજુ ઢૂકશો નહી

ક્ષણનોય વિલબ કર્યા સિવાય એ ટુકડી જગલ અધારામા અદૃશ્ય થઈ ગઈ જતા જતા એમનામાના વનોત્રુધ્ધે એરિકનો આભાર માન્યો

એરિકની આ ઔદાર્યયુક્ત વર્તણૂકની કદર કરતા લીની બોલી ઊઠી 'બીજા કોઈ યુરોપિયને આમ ન કર્યું હોત કદાચ કોઈ કહેશે કે આ તો હાથમા આવેલી સપત્તિ ખોઈ પણ એ વાત બરાબર નથી આ આદિવાસીઓ પોતાની સર્વ ટોળીઓમા હવે તારા ઔદાર્યની વાત પ્રચલિત કરશે ને કોઈ રેડ ઇન્ડિયન કદી આ જળપટ્ટીમા ઢૂકશે નહી' લીનીની આગાહી સો ટકા સાચી પડી ફરી કદી એમના વિસ્તારમાથી ઉઠાવગીરીનો કોઈ પ્રસગ સાપડ્યો નહી

વીઝી ૭ વરસનો થયો ત્યા સુધીમા તો આપમેળે સાદા શબ્દોની જોડણી નોટબૂકમા લખતો થયો અને એરિકને લાગ્યુ કે લખવા વાચવાનુ એને શીખવાડવુ અઘરુ નથી નિશાળ તો માઈલો દૂર હતી અને એને ઘરથી દૂર શાળાએ મૂકવાની જીગર લીનીયનકે એરિક બેમાંથી એકેયની ચાલે તેમ નહોતી એટલે એમણે જાતે જ એનો અભ્યાસભાર ઉપાડવાનુ વિચાર્યું

૧૯૩૫ની વસતઋતુના એક દિને એણે પેન્સીલ પેડ, પાઠ્યપુસ્તક બધુ મગાવી લીધુ અને લીનીને





જણાવ્યું કે હવે તારે બંધસમારકામ કે અન્ય કાર્યોમાં સહાય કરવાને બદલે વીઝીના શિક્ષણ પ્રતિ ધ્યાન કેન્દ્રિત કરવું. પછી તો શનિ રવિ બાદ કરતાં એ કાષ્ટકુટિરમાં દરરોજ પાંચ કલાક શિક્ષણકાર્ય ચાલતું—સવારે સાડા આઠથી સાડા અગીઆર ને બપોરે એકથી ત્રણ. વીઝી લીલીયનની બાજુમાં બેઠક જમાવતો ને પોતાના પાઠમાં ધ્યાન પરોવતો.

આવા વન્ય વિસ્તારમાં તમને કદી સલામતીની ભાવના કે ભીતિવિહીનતાની લાગણી જન્મે જ નહીં. કડડડભૂસ કરતું એક વૃક્ષ ડાળ પડે કે પથ્થર જેવી ઠરી ગયેલી સરોવર જળ સપાટીમાં એકાદ પોચપટ્ટી રહી ગઈ હોય કે ધ્રુવીય હિમાળો પવન ક્યાંકથી ફૂંકાય તો તમારી જિંદગી જોખમમાં આવી પડે. કેટલીય વાર મૃત્યુ એમની નજદીક ડોકિયું કરી જતું. એક વખત લીલી પાકાં પાકાં બોર આચવા માટે, વીણવામાં પ્રવૃત્ત થયેલી. ઉનાળાનો તપતો પહોર હતો એટલે થોડાં પરિપકવ બોર ખાઈ વીઝી સુંવાળી લીલ પર નિદ્રાવશ બની ગયો. ચારે કોરની નીરવ શાંતિનો, ખિસકોલીઓનો સળવળાટ ને બોર ચણતી ચકલીઓનો કલબલાટ માત્ર, ભંગ કરતો. દસ શેર બોરથી પવાલી ભરી જવાની ઇચ્છા ધરાવતી લીલી બોર વીણતાં વીણતાં વીઝીથી સાઠેક વાર દૂર ગઈ હશે ત્યાં એની નજરે વીઝીની પડોશમાં જ એક મહાકાય રીંછમાતા પડી. પાસે જ એનાં બે રીંછબાળ પાકાં ગલ બોર જોઈ ગેલમાં આવી આળોટતાં હતાં ને આળોટતાં આળોટતાં વૃક્ષડાળ મોંમાં લઈ બોર–મજા માણતાં હતાં. આ પ્રવૃતિ અવાજથી વીઝી જાગે તો એની હિલચાલ રીંછધ્યાન આકર્ષે અને પોતાનાં બાળને સાચવવાના ઇરાદાથી જ વીઝી પર તૂટી પડે. લીલીના ગળા સુધી ચીસ આવી પણ ભારે સંયમપૂર્વક એણે અવાજ રોકયો ને રીંછનું ધ્યાન પોતે જ દોરી લેવાનું નક્કી કર્યું. એ હેતુસર એણે પીછે પગલે ખસવા માંડયું. એની હિલચાલ માત્રે રીંછનું ધ્યાન ખેંચાયું ને ક્રુદ્ધ મુખ અને લાલચોળ આંખ સહિત એણે લીલીની આંખમાં આંખ પરોવી. લીલીએ એની આંખને રીંછની આંખમાં સંલગ્ન રાખી આસ્તે આસ્તે પીછે કદમ આદરી. એની આ પ્રવૃત્તિએ રીંછ બચ્ચાનું ધ્યાન પણ દોર્યું ને એ પોતાની મા નજદીક પહોંચ્યાં. બચ્ચાંને સન્મુખ ભાળ્યાં તે સાથે જ રીંછણનો ક્રોધ ઓગળી ગયો ને મમતા ભાવે એનાં મુખ પર દેખા દીધી. વહાલસોયો હુંકારો કરી એણે બચ્ચાંને આજ્ઞા કરી અને ત્રણેય કૂદતાંક ને જંગલ ભણી અદ્રશ્ય થઈ ગયાં.

આવી ભયંકરતાનો અનુભવ એ બોર–ઝૂંડમાં થવા છતાં વળતા દિવસે ને પછીના દિવસે લીલી વીઝીને એ જ સ્થળે બોર ચૂંટવા લઈ ગઈ અને આખો શિયાળો ચાલે તેટલા સો રતલ બોર હસ્તગત થયાં તે પછી જ જવાનું બંધ કર્યું. દિવસો બાદ એક દી વાતવાતમાં એરિકને આ ભયગ્રસ્ત વિનાનો નિર્દેશ કર્યો ત્યારે એરિકે જરા વાંધાસૂર કાઢયો કે આવી વાત તો એને જણાવવી જોઈએ ને! તત્કાલ લીલીએ જણાવ્યું કે વીઝી ને વરુની બિના એરિકેય એને કરી નહોતી!

આગલા શિયાળાની એ વાત. આમ તો પોતાના સ્વતંત્ર પ્રાણીફાંસા મૂકવા માટે વીઝી ઘણો નાનો ગણાય પણ એણે મીંકફાંસા મૂકયા એટલી બધી વાર વાત કર્યા કરી કે થાકીને એ દંપતીએ એને એ શરતે પરવાનગી આપી કે એણે ઘરથી અવાજ પહોંચે એટલા અંતરમાં જ એ ગોઠવવા.

પછી તો એ બહાર નીકળે ત્યારે હર હંમેશ એને માતા તરફથી સૂચના મળતી : 'વરુની સંભાળ રાખજે હોં!' શહેરમાં રહેતી મા જેમ બાળકને સૂચના આપે છે કે 'રસ્તો ઓળંગતાં સંભાળજે, બેટા' તેમ લીલી હંમેશ આ સૂચના વીઝીને આપતી. વગડાવરુનાં પગલાં તો પાસેના બરફ પર નજરે પડતાં પણ મોટે ભાગે એ નિશાચર હોવાથી એમની ઝાઝી ફીકર આ લોકોને રહેતી નહીં પણ જાન્યુઆરીના પાછલા ભાગમાં એક દિવસ એરિક પોતાના ફાંસા–

જાળની જાચ કરી ઘર પ્રતિ પાછો ફરતો હતો ત્યારે એણે વીઝીને સરોવરને સામે તીરે જોયો એ એની સ્કી પર ઝપાટાબધ ઘર ભણી સરકતો હતો એના હાથમા એનો શિકાર હતો હજુ તો એ અર્ધોએક માઈલ દૂર હશે ત્યા એની પાછળ ચાર ઉગવે આવતા પાચ વગડાવરુને એરિકે ભાળ્યા વીઝીની પાછળ બસોએક વાર દૂર એક પછી એક એમ હરોળમા એ બરફ પર ઉગના દેતા હતા ને વીઝીની પાછળ નાખ્યા હતા હરેક સો રતનથી વધુ વજનના હતા અને ચૌદમો પાઉ તુ સાબર એ ઘડીમા ગબડાવી દે તેવી તાકાત ધરાવતા હતા એરિકની આગળીઓ એની ૨૨ ની બદૂક પર પડી પણ અતર એટલુ બધુ હતુ કે એ કારગત નીવડે તેમ નહોતી એટલે એને ઢીલી કરી દીધી હજુ વીઝી પાચસો વાર જેટલો દૂર હતો અને એ ભડકે ને નાસે એટલે મામલો ખતમ થઈ જાય તરત જ વરુ એના પર ધસે ને એનો પૂરો કરે. આ વરુની ખાસિયત છે કે સાબર પણ ગાભરુ બની ભડકી ભાગે તો જ એ એના પર તૂટી પડે એટલે એરિકે બૂમ પણ પાડી નહી ધીમે ધીમે વરુ ને વીઝી વચ્ચેનુ અતર કમ થતુ ચાલ્યુ એવામા વીઝી અટક્યો ને એણે પાછળ નજર કરી એણે વરુને ભાળ્યા એરિકને થયુ કે ભડકે નહી તો ઉગરે અને સાચે જ વીઝીએ પાછા વળી જાણે કશુય ન થયુ હોય તેમ સ્થિર ગતિએ પૂર્વવત્ બરફ પર સરકવા માડ્યુ હવે તો એની ને વરુની વચ્ચે માત્ર પચોતેર વારનુ જ અતર રહ્યુ દરમિયાન એરિકના દેહે પરસેવો પરસેવો થઈ ગયો હતો આખરે વીઝી આવી પહોચ્યો એરિકને ભાળી વરુ દૂર જ થોભ્યા એની બદૂકની સીમા બહાર એ ઊભા એટલામા એકે રુદન યુક્ત ભૂકણુ આદર્યુ ને પાચેય વૃક્ષઘટામા અદૃશ્ય થઈ ગયા

એરિકે પૂછ્યુ, 'બેટા, બીક લાગી હતી ?'

'હા, જરાક લાગેલી,' વીઝીએ જણાવ્યુ

'હશે પણ આ ચામના તને પચીસ ડૉલર મળવાના છે આટલા બધા પૈસા તુ કરશે શું ?'

વાત ત્યા જ અટકી ને ભુલાઈ ગઈ!

જૂન ૧૯૪૧મા એમને ત્યા એક મુલાકાતી આવ્યા એ હતા એ વિસ્તારના વન્ય જગતના સરક્ષક રોબર્ટસન એમને કાને એરિકના પરાક્રમની કથા પહોચી હતી એમનો ખાસ રસ તો એ વાતમા હતો કે અદૃશ્ય થયેલુ પ્રાણીજગત આ લોકોએ બીવરની ગેરહાજરીમાય આપમેળે બધ બાધી જીવતુ જાગતુ કર્યુ હતુ જાતતપાસ અર્થે એ આવતા હતા એમણે આવી જોયુ કે આ પતિપત્નીએ લગભગ પચીસ જેટલા ભગ્ન બીવરબધને સરખા બનાવી જીવતા જાગતા કર્યા હતા એ દરેક બધને કારણે એસીથી પાચસો એકર જેટલા જળાશય વિસ્તારો જન્મ્યા હતા ને એના ફર પ્રાણીઓનીય મબલખતા હતી રોબર્ટસને આ બધી નવતર સૃષ્ટિનો કયાસ ને ખ્યાલ મેળવ્યો અને સપ્તાહની મુલાકાતના અતિમ દિવસે એણે અછડતો ઉલ્લેખ કર્યો 'મને લાગે છે કે આ બધની સભાળ અર્થે તમને સહાયની આવશ્યકતા છે તમને કદીય એવી કલ્પના આવી છે ખરી કે આમાનો એકાદ બધ જો તૂટે તો નીચેના બધાય ખલાસ થઈ જાય!' મનમા ને મનમા કઈ નિર્ણય કરતો હોય એમ એણે ઉમેર્યુ, 'દેખીતી રીતે જ તમને મદદની આવશ્યકતા છે'

એણે કશી ચોખવટ કરી નહી પણ એના સદર્ભાર્થનો સ્પષ્ટ ખ્યાલ એમને વરતા સપ્ટેમ્બરમા આવ્યો ત્રણેય જણ ઘરમા બેઠા હતા ને અચાનક વિમાનના જેવો ઘોર એમને કાને પડ્યો હમેશનો ઉત્સુક એવો વીઝી બહાર દોડી ગયો અને દોડતા આવી જાહેરાત કરી, 'પપ્પા, પપ્પા, કોઈની મોટર ગાડી આવી છે!' બહાર દોડતા જઈ હજુ તો કોણ આવ્યુ છે તેની એ ચોકસાઈ કરે તે પહેલાં તો એક અપરિચિત આદમીએ નીચે કૂદી પડતા સફરિયાદ જણાવ્યુ, 'ભાઈ, તમારો રસ્તો તો ભારે કરે! બે ટાયર ગયાં ને એક સ્પ્રીન્ગ, જીના એ ચારેય જીવતા

છે એટલું સારું છે. અગત્યની વાત તો એટલી જ છે !' બૂટ જરા ખંખેરતાં એણે સવાલ કર્યો, ' એમને ક્યાં રાખવાં છે ? '

' કોને ? ' એરિકે પૂછ્યું.

' આ રહ્યું લો જુઓ, ' કહી એણે એક ડાઘાડુઘીવાળું પરબીડિયું એરિકના હાથમાં મૂક્યું. પરબીડિયામાં રોબર્ટ્સને લખ્યું હતું, ' બાળકોની જેમ એમની સંભાળ રાખજો. એમનું મૂલ્ય સોના જેટલું છે. આમને કંઈ થયું તો બીજાં મળવાની શક્યતા નથી.'

આશ્ચર્યાનંદની ઊર્મિ એરિકના મનમાં એવી જન્મી કે લીલીને એ મહા પરાણે ' બીવર ' એટલું જણાવી શક્યો. ત્યાં તો પેલા આગંતુકે ઉમેર્યું, ' એ જોડી છે. બે વર્ષ ને ત્રણ વર્ષનાં છે. દૂર દૂર ઉત્તરનાં જળાશયોમાંથી અમે એમને જીવતાં પકડી લાવ્યા છીએ. હવે એમને ઝપાટાબંધ પાણીમાં મૂકી દેવાં ઘટે. જેટલું જલદી થાય તેટલું સારું. '

પાસેના જ બંધ પર એ પહોંચ્યા ને પાંજરાંને જરા ત્રાંસાં કરી એક પછી એક આ ચારેય મૂલ્યવાન પ્રાણીઓને બહાર કાઢ્યાં ત્યારે સર્વ પ્રથમ તો એ આંખ પટપટાવી કઈ દુનિયામાં આવી પડ્યાં છીએ તે જાણવા લાગ્યા. એવામાં એમનામાંના સૌથી મોટા નરને પાણીની ગંધ આવી એટલે ખડા થઈ એણે નજર કરી ત્યારે પેલા વનરક્ષકે ટકોર કરી : ' બહુ સરસ સુવાસ આવે છે નહીં બેટા ? '

જરાવારમાં તો એ બીવરનર પેલા બંધ પર ચઢી ગયો ને ડૂબકી મારી પાણીમાં અદૃશ્ય થઈ ગયો. બાકીનાં ત્રણેય એ જ સ્થાને એ જ રીતે જળમાં ગરકાવ થઈ ગયાં ને ડૂબકી સાથે જન્મેલાં જળવર્તુળ શમી ગયાં. પછી તો એ પ્રાણીઓનું શું થયું તે ખબર પડી નહીં. લીલી ને એરિક આતુર થઈને પોતાની આ અણમોલ સમૃદ્ધિની સ્વાસ્થ્યકર વૃદ્ધિની ચિંતામાં પડ્યાં. એક બીજાની આંખમાં આંખ પરોવી એ પતિપત્નીએ એકબીજાને સૂચવ્યું કે આ વન્ય વિસ્તારનું દસ વરસનું જીવન લેખે લાગ્યું છે.

ત્રણ દિવસ એમના જીવ ઊંચા રહ્યા. પેલાં જળપ્રેમીઓ ક્યાંય દેખાયાં જ નહીં. ચોથે દિવસે સવારે પાસેના ઝરણામાંથી હંમેશ મુજબ બે ડોલ પાણી ભરવા એરિક ગયો ત્યારે એની આંખે કશું કર્યું નથી. આખું ઝરણાજળ અદૃશ્ય ને પરિણામે જે તળાવડું પાણી ભરપૂર રહેતું એમાં કાદવ એકલો જ નજરે પડ્યો ! દસેક સેકન્ડમાં આનું રહસ્ય એરિકને સમજાયું એટલે એ કુટિર પર વધાઈ ખાવા દોડ્યો.

' અરે ! અરે ! જો તો ખરી, આપણી ખાઈ આડો બીવરોએ બંધ બાંધી કાઢ્યો !'

બન્ને દોડ્યાં ને જોયું તો ખાસો મજાનો ડાળીઓ ને કાદવનો બંધ ખાઈને રોકી ખડો હતો ને બંધના અંદરના ભાગે જળાશય ખડું હતું. હજુ તો એક ઈજનેર કામે લાગેલો હતો. બેએક દિવસમાં તો ત્યાં બીવરનિવાસ ખડું થયેલું નજરે પડ્યું ને આ દંપતીએ નિરાંતનો શ્વાસ લીધો કે એક બીવર-જોડી તો આપણે ત્યાં સ્થિર થઈ.

ઘણી શોધખોળ પછી એ સપ્તાહને અંતે એમને બીજી જોડીની ભાળ મળી. એક નાના સરખા ઝરણાને નાથી એમણે આજુબાજુના ઘાસચારાને જળાશયમાં ફેરવી નાખ્યો હતો. એ પણ બીવરઘર બાંધવામાં પ્રવૃત્ત હતાં. હિમવર્ષા થતા અગાઉ તો ઉભય બીવરઘર પર બાર ઈંચની કાદવછત તૈયાર થઈ ગઈ હતી, અને શિયાળા માટે પર્યાપ્ત ડાળડાળખીઓની બનેલી ખાદ્યસામગ્રી સંગ્રહાઈ ચૂકી હતી.

વસંત ઋતુના પ્રસ્થાન સાથે બીવર કામે લાગ્યાં એટલે સીંચાઈજળની મુશ્કેલી રોજિંદો વિષય થઈ પડી. બીવરને સીંચાઈની કાંઈ પડેલી હોતી નથી. એને તો જળસંગ્રહ એ નૈસર્ગિક વૃત્તિ છે તે સ્વાભાવિક વૃત્તિથી પ્રેરાઈ જળ ક્યાંયથી નીકળી ન જાય તેની અવિરત કાળજી એ લેતું હોય છે. પરિણામે બીવર ને માનવ વચ્ચે ગજગ્રાહ શરૂ થયો. નવી વાવેલી શાકવાડી ને ઘાસક્ષેત્રને પાણી મળતું રહે તે એરિકનો પ્રાણપ્રશ્ન હતો તો જળપટ્ટીમાંથી ટીપુંય

જળ વહી ન જાય તે બીવરને મન એટનો જ મહત્વનો સવાલ હતો આખરે એરિકે રસ્તો કાઢ્યો બીવર મહદ્ અંશે નિશાચર હોવાથી સૂર્યોદયથી સૂર્યાસ્તના ગાળામા આ લોકો પોતાના ખેતર ખાઈ લેતા છતા દરેક વખતે સૂર્યદેવ આથમે તે સાથે જ બીવર પેના જળકાણુંને બરાબર પૂરી દેતા

બીવરની આ અથાક બધરક્ષક પ્રવૃત્તિને કારણે એ વરસના પાછના ભાગમા એ બચી ગયા તે વરસે ધોધમાર વરસાદ પડ્યો ને બધની મજબ દીવાન તૂટી પાણીનુ જોર એટલુ ભારે હતુ કે કોઈ બુલડોઝર જેવુ યંત્ર જ કદાચ કારગત નીવડે માનવી પ્રયત્ન તો વિસાતમા જ નહોતો પણ પેની બીવર જોડી કામે વળગી ને પોતાના સમગ્ર અસ્તિત્વને પડકાર અપાયો હોય તેમ બંધ બાકોરુ પૂરવા લાગી ગઈ એને સહાય અર્થે એરિકે વૃક્ષડાળો કાપી બીવરને ચરણે ધરવા માડી આમ છતા રાત્રે નિદ્રાવશ થતી વખતે એરિકની ગણતરી હતી કે સવાર સુધીમા તો જળાશય જળહીન બની બેસશે પણ સવારે ઊઠી એરિકે નજર નાખી તો જળાશય અકબંધ હતુ બધ સાજોસમ હતો અને એની કાપી નાખેલી સર્વ ડાળીઓ અદૃશ્ય હતી એક જ બીવરજોડીએ રાત્રિ આખીના પ્રયત્નથી બધને એટલો જ ઠીક કર્યો હતો જેટલો કદાચ રાક્ષસી કાર્યયંત્રો ન કરી શક્યા હોત

બે જોડીથી પ્રારભાયેલી આ બીવરવસાહત ચાર વરસમા તો છત્રીસ બીવરની બનેલી છ જોડની વસાહતોમા વૃદ્ધિગત થઈ હતી પછી તો એમનો વિકાસવેગ વધ્યો, અને એક નવીન સમસ્યા ખડી થઈ આ બીવરવસાહતોની એ ખાસિયત હોય છે કે એક સ્થાને એમની વસતી વધી જાય ને એમને યોગ્ય પર્ણવનસ્પતિ ખોરાક ખૂટી જાય તોય એ સ્થાનફેર ન કરે

પરિણામે ચૌદ સાલ અગાઉ જે વિચાર આ પિતાપુત્રે ન કર્યો હોય તેવો બધ તોડવાનો વિચાર એમણે કર્યો જળાશય જળહીન બને તો એમનો ખ્યાલ હતો કે બીવર સ્થાનબદલામા પ્રવૃત્ત થાય પણ એમની આ યોજના કારગત ન નીવડી આ લોકો એકાદ દારૂ ધડાકો કરી બંધ તોડે અને બીવર એને સાધી લે આખરે થાકીને એમણે બીવરને જીવતા પકડ્યા ને પકડી પકડી બીજે સ્થાને મૂકી આવ્યા ત્યારે એમનો પ્રશ્ન હલ થયો

આ બીવરોએ આ લોકોના નિવાસસ્થાન આજુબાજુ ઘણા પરિવર્તન આણ્યા જળાશયોની પાળ પાટેના કેટલાય વૃક્ષ એમણે ધરાશાયી કર્યા એટલે એ વનજમીન પર સૂર્યદેવનો પ્રકાશ પથરાવા લાગ્યો એ પ્રકાશના સંપર્કે જમીનની મીઠાશ ને ફળદ્રુપતા વધ્યા પરિણામે એમા રસભરપૂર વેલા અને મીઠા બોરવૃક્ષ ઊગ્યા આ બોરમઝા માણવા રીંછ અને સાબર આવવા લાગ્યા પેના વેલાની મીઠાશનો આસ્વાદ કરવા હંસ અને બતક આવવા લાગ્યા પાનખર પછી આ વેલાને જૂના પાન ખરે તે સાથે જ એમા પ્રકાર પ્રકારના જંતુનો જન્મ થતો એટલે એ જંતુમોજ અર્થે તરેહતરેહનો પખીગણ આવતો થયો

સને ૧૯૪૬મા એમણે એક નવો સીમાચિહ્ન વટાવ્યો પંદર વરસ સુધી માટીની ફરસબંધીવાળી એ નાની સરખી કાષ્ટકુટિર એમનુ ઘર હતી એ જ એમને પરવડે તેમ હતી પણ હવે એમની કુટિરના છાપરાના વળા નમતા હતા જમીનસંપર્કના કાષ્ટટુકડા ખવાતા હતા અને પુનર્જીવનની અપેક્ષા સેવતા હતા હવે સમય પણ પાક્યો હતો જ્યારે એક બેઠકખડ શયનખડો અને રસોડાવાળુ ઘર આવશ્યક લાગતુ હતુ એને સિમેન્ટની ફરસબંધી હોય તો ઘણી ઉપાધિ ટળે બીજા વિશ્વયુદ્ધ પશ્ચાતની સંપત્તિછોળે ફરની કિંમતને આકાશે ઊડાડી હતી એટલે બીવરાનુસંગી ફરપ્રાણી સંપત્તિના જોરે એમણે એટલી મૂડી એકત્રિત કરી હતી જેમાથી એ આવુ ઘર ન સિર્ફ વસાવી શકે પણ એવુ ઘર બાધવાનો કોન્ટ્રાક્ટ પણ આપી શકે

સત્તર વરસના વીઝીએ આજુબાજુની ટેકરીઓ પરથી

જીબ્રાલ્ટરના ખડક જેવાં પસંદ કરેલાં કઠણ વૃક્ષની ટોચીઓ કાપી; કાપી કોન્ટ્રાકટરોની સેવામાં પેશ કરી. કલાકો સુધી એણે એની માતા સાથે સલાહ મસલતી કરી ઘરના નકશા તૈયાર કર્યા જ્યારે એરિકે ઉપલબ્ધ હરેક કલાક વધુ ને વધુ ફરપ્રાણીઓને પકડવામાં ગાળ્યો. આ સંપત્તિમાંથી પ્રાપ્ત ધને એમનું નવું મકાન જૂન અંત પહેલાં ઊભું કર્યું અને એ ઘરમાં એ વસવાટ કરવા ગયાં ત્યારે જાણે બકીંગહામ મહેલમાં પ્રવેશતાં હોય તેવી લાગણી એમણે અનુભવી. ફરસંપત્તિમાંથી એમણે નવી જીપ ખરીદી ને એમની પુરાણી કાષ્ટગાડીને નિવૃત્તિ આપી.

જીવનમાત્રનું—સવિશેષ કરીને વન્યજીવનનું—એ લક્ષણ રહ્યું છે કે જ્યારે આપણને લાગે કે હવે સબસલામત છે ને ઉપાધિને કોઈ કારણ નથી ત્યારે જ અણધારી આફત આવી પડે. વળતા શિયાળામાં ડિસેમ્બરના મધ્યભાગે એક દી એરિક એની હમેશાની ફાંસામુલાકાતે ગયેલો. તે દિવસે ભારે બરફતોફાન શરૂ થયું ને ત્યાં જ વનમાં એને એવો ભારે તાવ ચઢ્યો કે એ ઘેર આવ્યો ત્યારે અર્ધબેભાનાવસ્થામાં હતો. રોજની પગની ટેવને કારણે, મનના ગૃહગમનના નિર્ણયની સાથેસાથ, એ એને કુટિર પર લઈ આવ્યા. ચાર માઈલની મુસાફરી જેમતેમ પૂરી કરી એ જ્યારે ઘરમાં ગબડ્યો ત્યારે લીલીએ એને પથારી ભેગો કરી, કામળાથી ઢાંકી દીધો. રાત્રિ આખી એ લવરી કરતો રહ્યો. વળતી સવાર બુધવારની હતી એટલી લીલીને મન રાહત હતી. વીઝી હવે જંગલના બીજા ભાગમાં માત્ર છ માઈલ દૂર શિકારાર્થે એક શિકાર કુટિરમાં રહેતો હતો. હર બુધવારે અને શનિવારે એ કુટિરેથી એ ઘેર આવતો એટલે લીલીને એટલી માનસિક રાહત રહી, એને થયું કે સાંજ સુધીમાં વીઝી આવી લાગશે એટલે એને ડૉકટરને બોલાવવા મોકલી આપીશું. એટલી વાત તો સ્પષ્ટ થઈ ગઈ હતી કે પોતાની પાસે જે પ્રાથમિક સારવારની દવાઓ હતી તેમાંની કોઈ કારગત નીવડે તેમ નહોતી.

એ આશામાં ને આશામાં લીલીનો દિવસ નીકળી ગયો. એરિક તો બેભાન જ હતો.

સાંજના પાંચ, છ, સાત વાગ્યા પણ વીઝીનાં દર્શન થયાં નહીં. હવે લીલીની ચિંતા ઓર વધી. હરેક મિનિટોએ એ બહાર જઈ ઠંડીમાં ડોકિયું કરી આવતી અને કાન સરવા કરી દૂર દૂરેય ઘોડાના ડાબલાના અવાજ સાંભળવા યત્ન કરતી હતી. દસ વાગ્યા પછી એને કાને ઘોડાની ખરીનો અવાજ પડ્યો અને એ સઉત્સાહ બહાર નીકળી. અંધારામાં અશ્વઆકાર એને દેખાયો એટલે એના મનમાં આનંદ-ઓઘ ઊડવા લાગ્યા હતા ત્યાં તો ઘોડા પર અસવાર દશ્યમાન થયો નહીં. અમંગળ આશંકાઓએ એના મનને ઘેરી લીધું ને એના મુખમાંથી ચીસ નીકળી ગઈ.

વીઝી જ્યારથી જંગલમાં એકલો જવા ટેવાયો ત્યારથી એમની પરસ્પર સમજૂત હતી કે સંયોગવશાત્ એ મુશ્કેલીમાં મુકાઈ જાય તો એણે ઘોડાને સાજ-જીનહીન બનાવી ઈશારો કરવાનો એટલે એ સીધો ઘેર આવી સંકટસમાચાર પહોંચાડી દેશે. એ જ સંકેતનો આજે સર્વપ્રથમ અમલ થતો લાગ્યો.

પિતા ને પુત્ર ઉભયના સંકટસમાચાર લીલીને માટે અસહ્ય હતા. તેમાંયે પુત્રની હકીકત તો શંકાસ્પદ હતી—એ માંદોય હોય કે ઘવાયેલ હોય. જરા સ્વસ્થ થતાં એને સમજાયું કે સવાર સુધી રાહ જોવી સલાહભરી નથી. આઠ દસ કલાક એમ કેમ વીતાવવા દેખાય! એટલે કઠણ મને ને નિશ્ચિત સ્વરે એણે તે રાત્રે ઘોડાઓને અંધારામાં દોડાવ્યા. બરફ કહે મારું કામ ને લીલી કહે મારું. કેબિનમાં વીઝી સપોશાક પાટિયા પર આડો પડ્યો હતો. એના ઉભરાયેલ ચહેરા ને શુષ્ક આંખોએ લીલીને કહી દીધું કે એય પિતાની જેમ તાવથી પટકાયો છે. એના ખભા હલાવતાં લીલીએ કહ્યું, 'બેટા વીઝી, એ તો હું લીલી. તને ઘેર લઈ જવા આવી છું. બહાર દ્વાર સુધી તારાથી ચલાશે કે? આપણી ગાડી

બહાર ઊભી છે'

'દ્વાર સુધી ગાડી છે?' એના મુખમાથી ગણગણાટ નીકળ્યો 'બા બા, મને–સખત–તાવ–આવ્યો–છે'

જેમ તેમ કરી લીનીએ વીઝીને કુટિર બહાર કાઢ્યો ને ગાડીની બેઠકમા એને આસન આપી, કામળાથી વીટાળી દીધો પછી પોતે સવાર થઈ ગાડીને હકારી મૂકી

ઘેરથી નીકળ્યે બે કલાક થઈ ગયા હતા ને વીઝી હવે સહીસલામત ગાડીબેઠકમા આવી ગયો હતો એટલે લીનીનુ મન એરિકની ચિંતામા ગરક્યુ લવરી કરતા એરિકની પાસે સત્વરે પહોચવા એણે જોખમ લેવાનુ વિચારી, થીજેલા જળાશય પરથી ગાડી હાકવા ઠરાવ્યુ તે સાલ બરફવર્ષા ભારે થઈ હતી છતા કયા બરફ પોચો હોય તે કહેવાય નહીં બે જળાશય તો એ સહીસલામત ઓળગી ગઈ પણ ત્રીજાની અધવચ્ચે જ કડડ કરતો બરફ ચીરાયો ને ઉભય ઘોડા બરફ નીચેના કાળા જળમા સરક્યા જેમ જેમ એ નીકળવા મથવા લાગ્યા તેમ તેમ એ વધુ ને વધુ પાણીમા ભરાવા લાગ્યા

ગાડી તો હજુ બરફ પર જ હતી પણ એને ચલાવવાની વાતને સમયના હિસાબે ત્યજવા જેવી લાગી લાગી એટલે ઘોડાને એણે બધનો કાપી ગાડીથી છૂટા કર્યા એક ઘોડો તો પરિણામે ઝપાટાભેર બહાર નીકળી ગયો પણ બીજાને તો ભારે મુશ્કેલી પડી છેવટે આગલા ઘોડાની પૂછડીએ પાછલાને બાધી બન્નેને એણે સાથે જોર કરાવ્યુ ને ઉભય ઘોડા બરફ પર સ્થિર થયા એટલે એક પર વીઝીને બેસાડી એને કામળથી વીંટ્યો ને બીજાને પોતે સવાર થઈ ઉભયને સાથે લઈ એ ઊપડી ને સહીસલામત ઘરભેગી થઈ ગઈ

ચાર દિવસ લીના, વીઝી ને એરિકના ખાટલા વચ્ચે વારાફરતી ઘૂમતી રહી આખરે ચાર દિવસે બન્નેના તાવ જરા નરમ પડ્યો અને બધુ ઠીક થવા આવ્યુ ત્યારે જ એ ખાટલામા આડી પડી તે પૂરા સોળ કલાકે સફાળી જાગી

દિવસો પર દિવસો ને વરસો પર વરસો નિર્ગમન થવા લાગ્યા રાષ્ટ્રની હાકલે વીઝી કોરીયાના યુદ્ધમા ભાગ લઈ આવ્યો એના પુનરાગમન પછી બે વરસે ઓગને કે જૂન '૫૬મા એ પતિપત્ની રાત્રે સ્વચ્છ આકાશ નીચે કુટિર બહાર શાતિથી બેઠા હતા ત્યાં બીવરની વૃક્ષકાપણીની પ્રક્રિયાએ એમનુ ધ્યાન ખેચ્યુ એરિકે તરત જ જણાવ્યુ, 'આજ રાત્રે તો આ વૃક્ષ ગબડશે જ હવે તો ઝાઝેક બચકા એ ભરશે એગને ખલાસ'

આ બન્નેનો રસ તો એ વાતે હતો કે બીવર આ વૃક્ષને પોતાના શિયાળુ ખોરાક માટે ને પોતાના બાલબચ્ચાના પોષણભડાર અર્થે પાડતુ હતુ એ જળાશય તરફ પડે તો એનો અર્થ સરે નહીં તો એની સઘળી મહેનત એળે જાય

આ રસમા એ મગ્ન હતા ત્યા ઘરમાથી વીઝીનો અવાજ એમના કાને અથડાયો, 'અરે! તમે બન્ને ત્યા આખી રાત બેસી રહેવાના છો કે શુ? કોફી તો ઊભી ગઈ છે!'

'એ જરાક વારમાં આવીએ છીએ' એમ પ્રત્યુત્તર વાળતા જ એરિકનુ મન જૂના સસ્મરણોમા ઊતરી ગયુ અને એને યાદ આવ્યુ કે જ્યા પહેલા સમ ખાવાનુ બીવર નહોતુ ત્યાથી છેલ્લા બે વરસથી પ્રતિવર્ષ એ પોતે સો જેટલા બીવરનો શિકાર કરતા હતા બીવરને આમ પકડવાનુ એમને કદીય ગમતુ નહીં કારણ બીવરે એમને કદી દગો દીધો નહોતો અરે! તે વરસના ભયકર પૂરનુ એને સ્મરણ આવ્યુ ત્યારે નાના મોટા બાલબચ્ચા સૌ જે ગામે નાગેલા ને મધો બચાવી લીધેલો તેના અનુભવયુક્ત ય પણ આવી અરે! આખા જગપ્રપચમા બધુ ટકાવ એવુ નહીં પણ બીવરની પ્રવૃત્તિને કારણે નીચેની સીંચાઈનેય વધુ પડતા જળનો ધોકો એમણે લાગવા દીધો નહીં

પણ હવે બીવરવસ્તી એટલી બધી વધી ગઈ હતી કે એને નિયમનમાં ન લેવાય તો યા તો એમનામાં રોગચાળો ફાટે યા તો એ એકબીજાને ફાડી ખાવા જેવી યાદવવૃત્તિને વશ થાય.

પંદર વરસ પહેલાં આ ચિલાકોટીન જિલ્લામાં જ્યાં એક પણ બીવરનું દર્શન શક્ય નહોતું ત્યાં આજે રેડઇન્ડિયનોય બીવરનો શિકાર પ્રાપ્ત કરતા થયા હતા. જ્યાં માર્ગ મળે ત્યાં નવાં જળાશયોમાં બીવરો પ્રયાણ કરતાં હતાં એ વાત કેટલાના માન્યામાં આવે ! અને આ બીવર જળાશયોમાં બતકની વસતીય એટલી વધી હતી કે પાનખર ઋતુમાં જ્યારે એ બધાં સમુદાયમાં સાંજ પડચે ઉડ્ડયન આદરતાં ત્યારે સમગ્ર આકાશ છવાઈ જતું. ઓટર ને મીંક ને મસ્ક્રેટ ને માછલી ને બધાં જળપ્રેરિત પ્રાણીઓ લાલાના જમાનાની યાદ આપતાં હતાં.

ભૂતકાળને સજીવ કરતી આ નવસર્જીત પ્રાણીદુનિયાના વિચારોમાં મગ્ન એરિકને ' કોફી તૈયાર છે. ' એ અવાજે પુનઃ જગાડચો અને પગને જરાક લંબાવી, ખંખેરી ઊભા થતાં એરિકે જણાવ્યું, 'લીલી, અંધારું ઘોર જામ્યું છે, ચાલ જઈએ.'

એ ઘર નજદીક પહોંચ્યાં ત્યાં એમના કાને બીવરનો વૃક્ષકાપણીનો પરિચિત દંત-અવાજ આવ્યો અને લીલીનો હાથ દબાવી એરિક બોલ્યો, ' જરા થોભી જઈએ. '

એક-બે-ત્રણ એમ બીવરની દાંતભીડણી ને એરિક ગણતો ગયો...છ-સાત-આઠ અને 'કડડડ ભૂસ' કરતા અવાજ સાથે વૃક્ષ ગબડ્યું તે બીવરની આશાને પૂરું કરતું જળ પર પછડાયું. એ પછડાટના ધ-બ-બ-બ અવાજના પડઘા શમ્યા ત્યાં સર્વત્ર શાંતિ છવાઈ ગઈ. બીવરને કશુંક કર્યાનો સંતોષ થયો. એ સંતોષનો પડઘો આ પતિપત્નીના દિલમાંય ઊઠયો ને લીલી પ્રતિ સસ્મિત નયન માંડતો એરિક જાણે કહી રહ્યો હતો : 'પ્રયત્ન કરીએ તો સિદ્ધિ મળે'—પુરુષાર્થ એ જ પરમ અને ચરમ માનવ બળ છે ને ?



## 'ઊર્મિ-નવરચના'નાં ગ્રાહકોને

અનિવાર્ય સંજોગોને લીધે જૂન-જુલાઈનો આ જોડિયો અંક પ્રગટ કરવો પડયો છે તેની ગ્રાહકો અને વાચકોને વ્યક્તિગત જાણ કરી શકાઈ નથી; અનેક ગ્રાહકોની અંક ન મળ્યાની ફરિયાદોનો પણ આ નિવેદનથી જવાબ મળી રહેશે.

—વ્યવસ્થાપક : 'ઊર્મિ-નવરચના'

# કસુવાવડ અને ખોડવાળાં બાળકો

અધૂરે યા જન્મજાત ખોડખાપણ સાથે અવતરતા શિશુઓ વિશેની કેટલી તાકીદની સમસ્યાઓનો ઉકેલ માનવગર્ભનો માતાના ઉદર બહાર—પ્રચલિત શબ્દોમા કહીએ તો ટેસ્ટ ટ્યૂબ અર્થાત કસનળીમા ઉછેર કરવાના પ્રયોગો દ્વારા થઈ શકે

આ ક્ષેત્રે અતિ નોંધપાત્ર કામગીરી બજાવી માનવગર્ભને ફલાવિત 'ફર્ટીલાઇઝ' કરી, પ્રયોગશાળાની પરિસ્થિતિમા રાખી, તેને પૂરા બે માસનો કરવામા ઈટાલિયન વૈજ્ઞાનિક ડેનિયલ પેતુસીન સફળ થયા હતા

માતાના ઉદરની બહાર હોવા છતા ગર્ભને જરૂરી આહાર કેમ મળી રહે તે તથા અન્ય સમસ્યા તેમણે હલ કરી છે

બીજી તરફ આઠ, સાત કે છ માસ સુધ્ધાતનો ઉદરસ્થ ગર્ભ મરેલો અવતરેલો હોય તેને નવજાત શિશુના પરિપૂર્ણ રૂપ સુધી વિકસાવવામા તબીબી વિજ્ઞાને સફળતા હાંસલ કરેલી છે

ગર્ભના બે માસથી છ માસના ગાળા દરમ્યાન વિકાસ વિશે પ્રયોગશાળામા ભ્રૂણ કેવી રીતે વિકસે છે તેનો સતત અભ્યાસ કરવાનો હવે બાકી છે

પ્રજનનશાસ્ત્રવિશારદો કેટલીક વાર એમ સવાલ ઉઠાવે છે કે અધૂરે અવતરતા અપરિપક્વ બાળકોને બચાવી લેવા જેવુ છે ખરુ ? એવા માયકાંગલાની સખ્યા શા માટે વધારવી જોઈએ

તબીબી શાસ્ત્રને લગતા આ પ્રશ્નમાથી નીતિશાસ્ત્રને સ્પર્શતી એક સમસ્યા એ ઉદ્‌ભવે છે કે ખોડવાળા બાળકોને જન્મ આપતા માબાપોના દુર્ભાગ્યને કઈ રીતે મિટાવી શકાય ?

છેક શરૂઆતથી માંડીને પૂરા નવ માસ સુધી, કોઈપણ અંતર વગર માનવગર્ભને પ્રયોગ માટેના ચબુ 'ફ્લાસ્ક' મા ઉછેરી શકાય તો જીવનનિર્માણ તથા તેના વિકાસને સ્પર્શતા અંતતમ રહસ્યો સ્પષ્ટ થઈ જાય અને ઉક્ત પ્રશ્નનો ઉકેલ હાથ આવે ખરો

માતાના ગર્ભાશયમા ગર્ભની ચોગરદમ જે પરિસ્થિતિ હોય છે, આબેહૂબ તેવી જ પરિસ્થિતિ ધરાવતુ કોઈ ઉપકરણ જો તૈયાર થઈ શકે તો દેહતંત્રના સર્જનના પ્રત્યેક તબક્કાનુ વૈજ્ઞાનિકો નિરીક્ષણ કરી શકે

ગર્ભવિમાસના પ્રારંભિક તબક્કાઓમા જ એ નવતર માનવીનુ ભાવિ વર્તન કેવુ હશે તે બાબત કેવી રીતે *નક્કી થતી હશે તેનો અભ્યાસ કરવાની આદર્શ* પરિસ્થિતિ પણ આવુ ઉપકરણ થતા નિર્માણ થઈ શકે

આ દિશામા બીજુ પગલુ ચિત્તતંત્રમા થતી કામગીરી કઈ યાંત્રિક ક્રિયાઓને આભારી છે તેનો તાગ મેળવવામા રહેલી છે

આ યમનિયમોનુ જ્ઞાન થતા આપણે આસ્તે આસ્તે દેહતંત્રની રચનાનુ વિશેષ સક્રિયપણે નિયમન કરી શકશુ અને ભૌતિક તથા રાસાયણિક સાધનોની સહાય વડે ખાસ કરીને માનવી તેમજ પ્રાણીઓના આનુવંશિક લક્ષણોમા ફેરફાર કરી શકીશુ

વિધવિધ શસ્ત્રક્રિયાઓ બાદ નુકશાન પામેલા ગર્ભને ચિકિત્સાગૃહોમાથી મેળવી તેને છ કલાક સુધી અમુક દ્રાવણમા જીવત રાખી શકાયા છે શરૂઆતની આ સિદ્ધિઓના આધારે એમ ધારવામા આવે છે કે જે ગર્ભને હાનિ પહોંચી ન હોય તેને કૃત્રિમ રીતે ઉછેરી શકાવો જોઈએ અને આવો ઉછેર છેક બાળક જન્મે તે ક્ષણ સુધીનો કરવાનુ શક્ય છે

માત્ર એક જ કિલોગ્રામનુ વજન ધરાવતો છ એક માસનો કોઈ ગર્ભ અવતરે છે તે અત્યારે ૧૦૦ માથી ૮૫ એવા બાળક મરી જાય છે પરંતુ માતાના ઉદરની બહાર એટલે કે કૃત્રિમ રીતે ઉછેરવામા આવતા માનવગર્ભના અભ્યાસ પરથી હવે એવી સિદ્ધિ હાસલ કરવાની ઉમેદ સેવવામા આવે છે કે જે વડે પાંચ જ માસ માતાના ઉદરમા રહ્યા બાદ જન્મેલા બાળકોને મૃત્યુના મુખમાથી બચાવી તેનો સ્વાભાવિક રીતે વિકાસ સાધી શકાય

★

ચંદ્રભાઈ કા૦ ભટ્ટ

# રણસંગ્રામમાં જનજંગ

સંગ્રામો ખેલવાની પદ્ધતિ ભલે આજે બદલાઈ હોય, પણ રણ-સંગ્રામોમાં જનહાનિ અને બીજી પણ અનેક તરેહની નુકશાની થાય જ છે એ આપણાં પ્રાચીન યુદ્ધોને જોશીલી કલમથી આ લેખમાં વર્ણવાતાં જોવા મળે છે......

પ્રાચીન ઇતિહાસના સંગ્રામજંગોમાંથી મોટાં મોટાં સામ્રાજ્યો ઊગ્યાં છે, આથમી ગયાં છે, મોટી મોટી શહેનશાહતો ઊભી થઈ ગઈ છે. અને થોડાંક સ્મારકો ચણાવીને ધરાશાયી થઈ ગઈ છે. માનવી વસ્તીના મોટા ભાગને ગુલામ બનાવીને ગુલામોને હથિયાર સજાવીને સંગ્રામો ખેડવાની ફરજ પાડવામાં અને બીજા ગુલામોને એ ગુલામો માટે ખેતરો ખેડવાની અને ખાણો ખોદવાની કે મોટી કિલ્લાબંધીઓ ચણવાની ફટકાબાજીથી ફરજિયાત ગુલામી કરાવવામાં આવી છે.

એવાં એ પ્રાચીન જગતનાં સ્મારકોનાં ખંડિયેરો આજે એ ગુલામીની પ્રથાના નમૂના બનીને ઊભાં છે. ત્યારની એ કિલ્લેબંધીઓ મહાન સંગ્રામોના સ્મશાનશોર જેવી ખડી છે.

અને તો ય એ શહેનશાહતો ઇતિહાસ કહે છે કે ટપોટપ પડી છે. તો ય એ શહેનશાહતોને જ્ઞાન વિજ્ઞાન કે યુદ્ધશાસ્ત્ર નહિ જાણનારાં સરહદી જંગલી વસવાટીઓએ તોડી પાડી છે.

ઈસુના જન્મ પહેલાં પાંચસો પચાસ વરસની વાત છે. ત્યારે પર્શિયન નામના ભરવાડ લોકો ઇતિહાસમાં પહેલી વાર આવ્યા ત્યારે આજનું ઇરાન છે તેમ એ પ્રદેશ કાસ્પીઅન સમુદ્ર સુધી ઉત્તર તરફ પથરાયલો નહોતો. માત્ર દક્ષિણમાં રહેતા એ ઈરાનીઓએ મીડીઆને હરાવ્યો, પછી લશ્કર જમાવીને તેમણે લીડીઆ લૂંટ્યો. લીડીઆની લૂંટમાં રાજા ક્રીસસની દોલતે ઈરાનનો ભંડાર ઉભરાવી નાખ્યો અને નવાં લશ્કરો સજાયાં. પછી દુનીઆને જીતવા ઈરાને હોડ દીધી. એશિયા માયનોર અને મધ્ય એશિયામાં ઈરાન પહોંચ્યું. બેબીલોન પડ્યું, કાસ્પીઅન કિનારા પર ઈરાનના વાવટા ઊડ્યા. ઇજીપ્ત આખું ને આખું ગળાઈ ગયું. ઇરા. ? વિજયકૂચમાંથી ચીન બચી ગયો કારણ મોટાં રણો અને પર્વતોની પાછળ એ સંતાયલો પડ્યો હતો. પણ હિંદનો થોડો ભાગ અને અફઘાનિસ્તાન આખા ઈરાનના નેજા નીચે આવ્યો હતો, અને સુદાનમાં ઈરાની શાહી સંત્રીઓ પહેરો ભરતા હતા તથા ટાયર, જેરૂસલેમ અને સીડોન ખંડણી ભરતાં હતાં.એવો ઈરાનનો શાહ દુનિયાનો રાજા હતો.

ત્યારે ઉત્તર–પશ્ચિમની સરહદમાં મુશ્કેલી જાગી. ગ્રીકોએ બળવો કર્યો. પણ બળવાને ઇરાનના શાહી લશ્કરે ફટકો મારીને શમાવી દીધો.

પણ ગ્રીકો ! ગ્રીકો ! એ સરહદના જંગલીઓને, રાની-પરજને આખો દેશ ઉજાળીને તાબે કરવા જોઈએ એમ શહેનશાહતને લાગ્યું. અને ઇરાનની શાહી સેનાનું ભયાનક કટક ગ્રીસ પર ચઢતું હતું. એ કટકની એક એક વાત ત્યારની દુનિયાના દિમાકને હચમચાવતી હતી. લાખો ગુલામોથી સજેલા એ કટક પાછળ લાખો ગુલામોની પીઠ ગજબનાક તૈયા-રીઓ, સજાવટ અને બાંધકામથી ત્યારની દુનિયાને હેરતમાં નાખી તાજુબ કરતી હતી. એ બધું ચઢતું હતું કારણ કે ગ્રીસનો લોકશાસનવાદ બળવાખોર બન્યો હતો.

'લોકશાસનવાદ !' ઈરાનનો જગત–સમ્રાટ ચિતકાર કરતો હસતો હતો. એશિયન કિનારાથી ગેલીપોલી સુધી ગુલામોએ નૌકાઓનો પુલ બાંધી દીધો હતો. એ પુલ પરથી ઇરાની સેનાઓના મરણજથ્થાઓ ઓળંગતા હતા. એ જથ્થાઓની દરિયા તરફની પાંખ મોટાં આડસો લડાયક જહાજોની બની હતી. જાણે આખી દુનિયાનાં લશ્કરો શસ્ત્ર સજીને સરહદ પરની રાનીપરજની ખડકો પર બંધાયલી ઝૂંપડીઓને જમીનદોસ્ત કરવા નીકળતાં હતાં.

એટેનીયન પાછળ એટેનીયનો લોઢાથી મઢાયની, હથિઆરોથી સજાયની ગેનીપોની પર ઊતરી દુનિયાના ભયંકર ગુનામોની ફોજે સૌથી આગળ હતી પાછળ ઈરાની જથ્થાઓ (અમર જથ્થાઓ) ખડકાયા હતા એ બધાને દાણોપાણી અને કુમક પહોચાડતા આરમો જહાજેનો જંગી કાફનો ઝૂનતો હતો

એવી એ મહાભયાનક સેનામા ઈરાનીઓ જંગી ઢાનો ધરતા હતા લીનીયનો આરપાર નીકળી જાય તેવી તાક ધરતા હતા, હિંદીઓ બરૂઓના બાણુ પરની લોહઅણિઆળી તાક લેતા હતા કેસ્પીઅનો બકરાના ચામડા ઓઢીને લાબી તરવારો તાણતા હતા, હબસીઓ ચિત્તાના ચામના ઝબ્બા ઓઢેના ભયાનક ભડવીર બન્યા હતા, એસીરીયન જથ્થો કાસાના હથિયાર ખખડાવતા હતા

ઈરાની શહેનશાહતની એવી મહાન સેના ગ્રીક ખડકો પર ઊતરીને આગળ વધતી હતી

ડાર્ડેનેલ્સ પછી એ મહાન સેના પશ્ચિમ તરફ આગળ વધતી સાનોનીમ પહોચતી હતી ૧૯૧૬ના નકશા પર તે વખતે બધાયના એક મોટા રસ્તાની રેખાઓ રહી ગઈ હતી ૧૯૧૬ના નકશામા એનુ નામ વાયા ઇગનેશિયા હતુ ત્યારે ર૦મી ટીનીઝનનો એક અમનદાર એ સ્થળની ભાળ પૂછતો હતો અને એક ગ્રીક કિસાન જવાબ દેતો હતો કે એ તો એક મહાન રાજાનો બધાવેનો ઘાટ છે, એ મગળવાખોર ગ્રીકોને શાન કરવા આ યો હતો '

'એ જંગલી ગ્રીકો કેવાક છે!' ઈરાનની શહેનશાહત એ જંગલીઓની ઓળખ માગતી હતી

'ડેમોક્રેટ!' ઈરાનનો જગતરાજા દાન કકાવી હસતો હતો, 'તે શુ તે શુ ? એક જાતની ઘેનછા જ ને!' અને હજુરીયામાથા હકાર ભણતા નમતુ જોખતા હતા એ જગતરાજાને ખબર નહોતી કે વીસમા શતકના શાહીવાદી ફુહરરોને પણ એવા જ હજુરીયા સાપડવાના હતા

અને લોકશાસનવાદ્દવાળા ગ્રીકોના શહેરીઓનુ ચોક લશ્કર હથિયાર સજતુ હતુ અને દરિયા ને ડુંગરાઓ વચ્ચેના થરમોપીની ઘાટ પાછળ ગોઠવાતુ હતુ એ લશ્કર ગ્રીકોના પાટનગર એથેન્સ અને લશ્કરી મઠ સ્પાર્ટાથી આ યુ હતુ એ લશ્કરમા આઠ હજાર લડવૈયા હતા

પછી એ આઠ હજારની પીઠ પાછળ અને પામો પાછળ ઈરાની લશ્કરો વીંટળાઈ ગયા મહામેનાની જેમીસટોક્લસે આઠ હજારને ઉગારવા એક બાજુથી દરિયામાર્ગે ભાગી જવાની યોજના વિચારી એ ભાગી જનારી સેનાની પીછેહઠ સભાળવા પોતાના ત્રણસોની ટુકડી સાથે લીઓનીદાસે બીડુ ઝડપ્યુ ઈરાની અમરજથ્થાઓના ભારી ઘા ઝીલવામા બીજા સાતસો જેસપીઅનોએ ટેક લીધી એમ એક હજાર લડવૈયા પેના મહાન રાજાની આખા એશિયા અને અધા આફ્રિકાખ ની બનેની સેનાને રોકવા હાડમાસની દીવાલ જેવા બની ગયા

અને ડુંગરમાળના દરવાજા તૂટતા હોય તેમ ભયાનક ધમસાણ ગાજી ઊઠ્યુ ડુંગરાની દરેક કરાડોમાથી ઈરાની જથ્થાઓના ધોધ વછૂટ્યા એક હજારના ભાલા અણનમ ગોઠવાયના ગર્જતા હતા હજારો ગુનામો કોચાઈ ગયા હજારો દરિયામા પડીને મરી ગયા પણ તેથી શુ ? મહાન શહેનશાહ પાસે મરનારા ગુનામ સૈનિકોના ઘણા જથ્થા હતા ડુંગરમાળમાથી ઈરાની આક્રમણના ઘોડાપૂર ઉભરાતા રહ્યા શહેનશાહના બે ભાઈ કોચાયના પડ્યા ચાર વાર ઈરાની ઘા । પાછા હટ્યા

પણ લીઓનીદાસ વિધાઈ ન પડ્યો લીઓનીદાસના લડવૈયા એના શબને સાચવતા લડ્યા જ કર્યા પછી ભાના રહ્યા તે આગળીને વેઢે ગણાય એટલા જ હતા એ છવના એ એક ટેકરીની પીઠ પાછળ ગોઠવાઈને ટેકરીને જીવતી બનાવી મૂકી ટેકરી પાછળથી એ ઝીન્દ દિનનુ જોમ ચઢાવી તૂટેની તરવારોથી પથરાથી, ભાલાની ભાગેની અણીઓથી અને છેવટે દાત ભિડાવીને લડ્યા પછી એક હજાર



માંથી એકકે આદમી જીવતો નહોતો.
ગ્રીકો થરમોપીલી પર પરાજય પામ્યા અને પેલો મહાન રાજા આખા ગ્રીસ પર કત્લેઆમ ચલાવવા એથેન્સ તરફ આગળ ચાલ્યો.
પણ એક હજાર લોકલડવૈયા એ આગળ વધતા મહાન પાછળ હસતા હતા. ત્યાં લોકલડવૈયાનો પહેલો વિજય ઇતિહાસમાં ન ભૂલી શકાય તેવા અક્ષરે લખાતો હતો.
રણસંગ્રામમાં એક નવો તબક્કો ઉમેરાતો હતો.
'સંગ્રામે જંગનો વિજય આઝાદ લડવૈયાનું લશ્કર અને રાજકારણવાળું લશ્કર જ લાવી શકે છે.' એક હજારે મરીને દુનિયાના સંગ્રામોને એક મોટો પાઠ શીખવ્યો.

*

ત્યારે રોમે દુનિયાને જીતવા માંડી હતી. ત્યારે રોમમાં વસતા ઇટાલીના માલિકોએ જગતના ભંડાર પોતાના ભંડારીયામાં ભરી દીધા હતા. ત્યારે દેશદેશના કોહીનૂરને જીતીને વિજયી રથડા પાછળ બાંધીને રોમ માલિકીએ પોતાની કોઢમાં ગુલામીને ખીલડે તાણી બાંધ્યા હતા. ત્યારે ઇસુને જન્મવાને બોંતેર વરસની વાર હતી.
રોમના ભંડારીયાનો, એ કોહીનૂર નહોતો. થ્રેસથી પકડાયલો એ ગુલામ હતો. એ એના માલિકની કોઢમાં રહેતો હતો પણ માલિકડાંઓના આનંદ માટે અંદર અંદર કપાઈ મરવાની સાઠમારીમાં એની તલવાર વધારે પાવરથી દેખાઈ હતી એટલે એનું નામ ગ્લેડીએટર હતું. ગુલામોમાં એ 'ગ્લેડીએટર' માલિકનો માનીતો ગુલામ હતો.
'પણ તું આપણા જ સમદુખીયાંને સાઠમારીમાં તરવારની અણી પર ઊંચકી નાખે છે ત્યારે એક દી એ જ અણીને તારાં આંતરડાંમાં સેરવી દઈ મરી પડતો શે નથી?' એવો સવાલ એને ઘેર આવીને સાથીદારોમાં ખિન્ન થઈ જતાને, એને, કોઈ ભેરુબંધ પૂછતો હતો.
અને દિમાકના દિલમાં ચોક્કસ ગણી રાખી હોય એવી ગણતરી ઉથામતો એ કાનમાં કહેતો હતો, 'મારે રોમનશાહી સામે બળવો પૂકારવો છે...મારે આપણી લડાયક કતાર જમાવવી છે...... મારે નવી દુનિયા રચવી છે...... જ્યાં કોઈ માલિક ન હોય કોઈ ગુલામ ન હોય... .. અને સૌ સરખાં,...... નહીં તો હું જીવું શું કામ......નહીં તો મારા સમદુખિયાને સંહારી સાઠમારીના જખમો ઝીલવાનું મારા દિલમાં જોમ હોય કેમ!'
એનું નામ સ્પારટેકસ હતું.
એવો એ પાડુઆની ઇરિગાસ્તુલમ (ગુલામોની કોઢ)માં રહેતો હતો.
એના પગમાંય બેડીઓ હતી પણ એના દિલના અંગાર સાથે અડીને લાલ બનતી હતી. એને પણ ફટકા પડતા, પણ તે એના ખમીરના 'એસીડ' સાથે ખરડાઈને ઓગળી જતા હતા. એની આંખ દૂર દૂર દેખતી બળવાના એક જ ખ્યાલથી સળગતી રહેતી હતી.

દુનિયાની મહાન લશ્કરી સત્તાને મહાત કરવા, જગતના માનીતા માલિકોનાં લોખંડી લશ્કરી લીજીઅનો સામે સંગ્રામ ખેલવાના મનોરથવાળા એની સાથે ચુમોતેર ખેટડાં બધાં મળીને ત્યારના પ્રાચીન જગનને સાંપડયાં હતા.
એક પછી એક એવા ચુમોતેર ગુલામીની કોઢમાંથી ચૂપચાપ સટકી ગયા અને વીસુવીયસની ગોદમાં જઈ ભરાયા. ત્યારે વીસુવીયસ શાંત હતો અને એની આસપાસ અનેક ભયંકર ગાથાઓ ગૂંથાઈ હતી.
અને વીસુવીયસની ભયાનક પર્વતમાળ નાસી જતાં ગુલામોનું મક્કા બન્યું. એ મક્કાનો માનીતો સ્પારટેકસ હવે હરખાતો કહેતો હતો, હવે આપણે અંદર અંદર લડવાને બદલે માલિકો સામે એક થઈને લડી શકશું.'

વીસુવીયસમાં ચુમોતેરના ધીંગાણાં ખેલાયાં. દરેક લડાઈ પછી વધારે ગુલામો વીસુવીયસમાં સંસાર માંડવા આવી પહોંચ્યાં. દરેક લડાઈનો દરેક ઘા

આઝાદીની એરણ પર ટીપાયા દરેક ઘાના દરેક ટીપાએ નવાં લડવૈયા પેદા કર્યાં

વીસુવીયસમાં આઝાદ ફોજ જામી વીસુવીયસની ગહ્વરો પહેલી વાર વીરહાકથી ગુંજી ઊઠી વીસુવીયસની શિખર કિનારીઓ પર પહેલી વાર લીલીઓ નીમેરાના ઝરતી કુણાગો ફરકવા લાગી

વીસુવીયસમાંથી થ્રેસીયન સ્પારટેકસની વીરહાક ગુલામોની કોટમાં મધરાતની ચૂપચાપ વાતચીતો કરાવી રહી વીસુવીયસમાંથી ઊડતા આઝાદીના તણખા માલિકાઓની મીઠી નીંદરને ડામવા લાગ્યા

ક્લોડીયસ ગ્લેબર આવ્યો અને જીવ લઈને ભાગી ગયો વેરીનીયસ લોખંડી કતારો લઈને જીતનો ચડયો પણ પછી વીસુવીયસની પકડમાંથી પાછો ઊતર્યો નહિ

સ્પારટેકસે વીસુવીયસની ચારેકોર ગનિમીકાવાની ગોઠવણ કરી રોમન કેદીઓ ઝપાતે આઝાદફોજમા ભળ્યા રોમન આયુધો અને સરંજામના ઢગના સ્પારટેકસ લડાઈમાં જીત્યા વીસુવીયસની આસપાસના પ્રદેશો સ્પારટેકસે જીતી લીધા

સ્પારટેકસે આઝાદ ફોજની ઘટના ઘડી આઝાદ ફોજમા સિત્તેર હજારની લશ્કરી સંખ્યા થઈ આઝાદફોજે જીતેલા પ્રદેશને જ્યાં માલિક અને ગુલામ નહોતા એવો આઝાદ દેશ બનાવ્યો એમ ઇટાલીમાં એ દુનિયાએ વસવાટ કર્યો ત્યારના આખા જગતમાં એક કંપ એક છેડેથી બીજે છેડે પસાર થઈ ગયો

દક્ષિણ ઇટાલીનો આખો પ્રદેશ આઝાદ ફોજે જીતી લીધો સ્પારટેકસ એની આઝાદફોજ સાથે ઉત્તર ઇટાલી પર ધસતો હતો એના દરેક ધસારે નવા વિજય સાંપડતા હતા એનો દરેક વિજય એની ગનિમિકાવાની ગરવી કથાઓ રોમન માલિકોને મહાત કરતી હતી પ્રાચીન જીવનો આઝાદ મહાસેનાની અપસાટે ઠેકવા આગળ વધતો હતો

રોમન આગળ લાગોની સેનાઓ હામ હારેલી ઊભી હતી માલિક આધાતાની બધી હિંમત નેમાકણી બની હતી જગતને જીતનાર શહેનશાહની પાસળીઓમા ધડકતી હૃદયની ધમણ ' કોઈ અટકાવો એમને કોઈ અટકાવો ' ના ઘા નાખતી હતી

પણ એ તો સિત્તરમાંથી થયેલા સિત્તેર હજાર જણ હતા ! પણ એ આઝાદોની ફોજ હતી આઝાદ કમેનરના એક હાથમા એક જ ખરી પ્રીતિ હોય તો જાલીમોના આખા જગતને ઝૂકતે કરી શકાય છે એવી વાત પ્રાચીન જગતનો સંગ્રામ ઇતિહાસ લખતો હતો

જાલીમ માલિકોના જગતની રાગ તૂટતી હતી જાલીમ જગતની મિલ્કતના પાયા હાલતા હતા જાલીમ માલિકશાહીના બધા કોહીનૂરના ખજાના આ આઝાદ ફોજની રૂકાવટ માટે નકામા નીવડયા હતા

એવા લોહીની છોળો ઉછાળતા ત્રણ વરસ પસાર થઈ ગયા અને આઝાદ ફોજ રોમનશાહીના પાટનગર રોમના પાદર પર ઉભરાતી આવી પહોંચી જગતભરના ગુલામોની એ સૌથી મોટી કોટ હતી જગત જીતીને રોમન માલિકોએ અહીં સૌથી મોટું કબ્રિસ્તાન' ચણ્યું હતું એના રક્ષણ માટે રોમનશાહીએ એના દુનિયા જીતવા નીકળેલા સામંતોને પાછા બોલાવ્યા હતા એ રોમને સલામત રાખવા એણે તમામ પરાધીન પ્રદેશોની ગુલામ સેનાઓ અહીં ગોઠવી રાખી હતી પ્રાચીન જગતના એ પાટનગરે પ્રાચીન જગતની સમાજ ઘટનાની ગુલામ વ્યવસ્થાને જાળવી રાખવા આઝાદ સેનાનો સંહાર કરવાના બધા વ્યૂહ ગોઠવી રાખ્યા હતા લીસીનીયસ ક્રસસ નામના તે સમયની દુનિયાના સૌથી વધારે શ્રીમંતે પોતાની તમામ લક્ષ્મીની સખાવત ગુલામોના સંહાર માટે કરી દીધી હતી સાઠત્રીસ માઈલની કિલ્લેબંધી આઝાદ સેનાને રોકવા ચણાઈ હતી લાકડાની મોટી તોપો આઝાદ ધસારો ખાળવા મધમધતી હતી ચળકતા આયુધોની કતાર પાછળ કતારો ગોઠવાઈ ગઈ હતી

જૂના જગતની ધરતી પર એવો મહાસંગ્રામ ખેલાઈ ગયો અને હજારો ગુલામ લડવૈયા મરેલા પડ્યા હજારો જીવતા પકડાયા

માલિકોની જીત થઈ એ વિજયના ઝંડા જેવા





ડાહ્યાભાઈ પટેલ

# અદૃશ્ય દુનિયા

વહેમ, અજ્ઞાનતા અને નિરક્ષરતા આપણને કેવાં જડ બનાવી દે છે એ તો આપણે જાણીએ જ છીએ. એનાં મૂળ ખૂબ ઊંડા છે. આફ્રિકાવાસી બૅરિસ્ટર–લેખક અહીં એક કૌતુકભરી વાર્તા રજૂ કરે છે જે આપણને થોડાંક પણ જાગૃત જરૂર કરી જાય......

ચાંદની રાત હતી. પવનની મંદ મંદ લહરીઓ આહ્લાદ આપતી હતી. સાગરનાં નીર નૃત્ય કરતાં એમના ઘૂંઘરમાંથી સનાતન સંગીત વહેવડાવતાં વાતાવરણને ઘેરા નાદે ભરી દેતાં.

વાડીમાંનાં ફૂલ–કુસુમ–મંજરીનાં છોડ વૃક્ષો અને વલ્લરીઓએ એમના અંતરની સુરભિ ઉદાર બની મરૂતની મસ્ત લહરીઓને દૂર દૂર સુધી ઉપહાર આપવા અર્પણ કરી લાન્ધી લાન્ધીનાં પ્રફુલ્લ પુષ્પો વાતાવરણને માદક બનાવી દે છે. જાઈ અને જૂઈનાં ફૂલ ચાંદની રાતે મોતીબિન્દુ સમાં ચમકી ઊઠયાં છે. આમ્રમંજરીની મહેક કેવો ઊર્જિત આનંદ આપી રહી છે! આ છે મોમ્બાસાના શામ્બાઓની કુદરત, અણમોલ અને અલૌકિક રસિક અને સૌંદર્યભરી.

હું બે વરસથી અત્યંત કામને લીધે કમ્પાલાથી મોમ્બાસા જઈ શકયો નહોતો. મારા મોટાભાઈ અને મોમ્બાસાના અન્ય મિત્રોના અત્યંત આગ્રહ અને ઈચ્છાને વશ થઈ 'કામ તો હંમેશનું છે જ' એમ વિચારી એક માસ માટે મોમ્બાસા જવા ઊપડયો. ત્યાં એકાદ શામ્બા–વાડીમાં જઈ એકાંતમાં થોડો વખત રહેવા જવાની મારી ઈચ્છા થઈ. ત્યાં શાન્તિ મળે અને વિચારવાનો તથા લખવાનો સમય પણ મળે. શહેરના ધમાલિયા જીવનમાંથી છૂટી આવી એકાન્ત અને શાન્ત જગ્યાએ થોડો સમય રહેવાથી સાહિત્ય સર્જન પણ થશે.

તુરત જ મારા મોટાભાઈએ એમના મિત્ર અને સ્નેહી કાનજીભાઈ શાહને ફોન કર્યો.

'તમારા શામ્બે થોડો વખત અમારા દિનેશને રહેવા જવું છે.'

'અરે થોડો વખત શું જેટલું રહેવું હોય તેટલું રહે.' કાનજીભાઈ પ્રેમાળ રમુજી અને ઉદાર હતા. 'હું હમણાં જ શામ્બામાં આવેલા બંગલાની ચાવીઓ લઈ આવી પહોંચું છું.' કાનજીભાઈએ જવાબ આપ્યો. થોડી વારમાં તો કાનજીભાઈ મારા મોટાભાઈની દુકાને ચાવીઓ સાથે આવી પહોંચ્યા. 'લ્યો દિનેશકુમાર! આ બંગલાની ચાવીઓ. હું શામ્બાના નોકરોને કહેવડાવી દઉં છું કે તમારી સારી રીતે દેખભાલ રાખે.' કાનજીભાઈ શાહે મને ચાવીઓ આપતાં કહ્યું.

શામ્બાની સગવડ તો થઈ ગઈ. એ જ અરસામાં કુમુદ એનો અભ્યાસ પૂરો કરી મુંબઈથી પાછી ફરી હતી. એણે જ્યારે જાણ્યું કે હું થોડા દિવસ શામ્બે રહેવા જવાનો છું કે તુરત જ મારી પાસે આવી.

---

ક્રોસના વધસ્થંભ હજારો રોપાઈ ગયા. દરેક સ્થંભ પર એક એક આઝાદ જોદ્ધો જીવતો ઠોકાઈ ગયો.

પણ પ્રાચીન જગતના પાયા એ વધસ્થંભો નીચે કોચાઈ ગયા હતા. જૂના જગતનું સમાજકમઠાણ નીચેથી હાલી ગયું હતું.

એને હલાવનારા વીસુવીયસના વસવાટવાળા સિત્તેર મરજીવાએ સિત્તેર હજારમાં વીસુવીયસને સળગાવ્યા હતા અને જગત આખાની માલિક સત્તાને હરાવી નાખી હતી.

પ્રાચીન જગત પર રોમનશાહીએ રોપેલા વધસ્થંભોની હારમાળા મરણને મહાત કરીને મુદ્રાલેખ લખતી હતી કે આખી દુનિયાનાં લશ્કરોને સિત્તેર હજારની જ ફોજ—જો તે આઝાદ ફોજ હોય તો હરાવી શકે છે.



'હુ પણ તમારી સાથે ત્યા શામ્બે રહેવા આવીશ'

'ઘણી ખુશીથી જગતના કાવ્યપ્રદેશમા આપણે બન્ને વિચરીશુ અને અદ્ભુત આનદ મેળવીશુ' મે કહ્યુ

'આપણને બન્નેને મઝા ઘણી આવશે પણ મારે ઘેર રમેશ અને શોભના પરણીને હમણા જ ફરવા આવ્યા છે હુ એકલી તમારી સાથે આવીશ તો એમને ખોટુ લાગશે મારા બા પણ કહેશે કે એમને આવવુ હોય તો શામ્બે ફરવા લઈ જજે

'તો ભલેને આવે આપણને બધાને વધુ મઝા આવશે અને કાનજીભાઈના શામ્બામાનો બગલો છે પણ વિશાળ અને પૂરતી સગવડવાળો આથી ત્યા વાધો આવશે નહિ'

આ પ્રમાણે અમે ચાર જણ—હુ, કુમુદ અને રમેશ શોભના કાનજીભાઈની વાડીમા મારી મોટરમા ઊપડ્યા

શામ્બો દરિયાની ધારે આવેલી ઊચી ટેકરી ઉપર હતો ટેકરીની ટોચે કાનજીભાઈનો છ ઓરડાવાળો બગલો હતો બગલામા ખાટલા ગાદલા રસોડાનો સામાન વગેરેની પૂરતી સગવડ આથી અમને ત્યા ઘણી જ મઝા આવવા લાગી

કુમુદ અને શોભના સવારમા રસોઈ બનાવી દેતા તે દરમ્યાન હુ મારા નિત્યના ક્રમ મુજબ કઈ લખતો અથવા વાચતો રમેશ કસરતનો શોખીન હોઈ એના દોઢમો ડ પીનવાના કામમા પડી જતો એ ઓછાબોલો અને શાત સ્વભાવનો યુવાન હતો એ કસરત નિયમિત કરતો હોઈ એનુ શરીર સ્નાયુબદ્ધ અને મજબૂત હતુ શોભના ચચળ ચેતનવતી અને પ્રેમાળ સ્વભાવની યુવતી હોઈ એ મરી અને કુમુદ સાથે તુરત જ ભળી ગઈ જ્યારે રમેશ સ્વભાવે જ એવો હતો કે તુરત જ બધા માણસો સાથે ભળી શકે નહિ

પછી અમે ચારેય જણા ફરવા નીકળી પડતા દરિયા કિનારે અને વાડીઓમા બેફિકર સ્વેચ્છાએ ફરવાની ઘણી જ મઝા આવતી વિવિધ પ્રકારના ફળ—મોસબી કેરી અનનાસ જામ્બુ કેળા, નારગી તથા શેરડીનો પાર નહોતો અમને ચારેય જણને આ બધા ફળ ખાતા વાતો કરતા ફરવાની અત્યત મઝા આવતી શહેરની દોડાદોડ નહિ ઓફિસ અને અદાલતના મુકદ્દમાની વ્યાધિઓ નહિ સસારીઓના છનમન નહિ! શાન્તિ સૌદર્ય અને શાયરી! જીવનની આવી અમૂલ્ય પળો ખરેખર જિદગીની અણમોલ મૂડી બની જાય છે

ચાદની રાતે અમે ચારેય જણા દરિયા કિનારે અને આજુબાજુની વાડીઓમા ફરતા બગલો ઊચી ટેકરી પર હતા વળી બગલાને મઝાની અગાસી હતી અગાસીની ધારે બેસી શકાય એટલા માટે સીમેટ રેતીના સરસ બાકડા બાધેલા હતા અગાસીમાથી આજુબાજુનુ દૃશ્ય પણ અદ્ભુત દેખાતુ

અમે એક દિવસ અમારા બગલાથી લગભગ પા માઈલ ઉપર આવેલા મોહનલાલ શામજીના શામ્બા નજીક આવી પહોચ્યા

શામ્બામા વિશાળ બગલો હતો મોહનલાલ શામજી ધનાઢ્ય શેઠ હતા ઉપરાત એમનો દીકરો ઘણો શોખીન હતો પરતુ એમના દીકરાના અકાળે થયેલા અવસાનથી શામ્બો અને બગલો બધુ વેરાન પડ્યુ હતુ

'ચાલો આ બગલો જોઈએ તો ખરા!' કુમુદે કહ્યુ

'ચાલો' મે જવાબ આપ્યો

બગલાની નજીકમા જ નોકરોને રહેવા માટે સરસ બે ઓરડીનુ મકાન હતુ અમે બગલા નજીક ગયા પરતુ નોકર ચાકરને જોયા નહિ આથી આશ્ચર્ય થયુ કારણ દરેક શામ્બામા નોકર ચાકરો તો હોય જ જ તો શુ આવી વિશાળ વાડી અને બગલાની દેખરેખ રાખનાર કોઈ હશે જ નહિ? છતા બગલો અને આજુબાજુની જગ્યા સાફ હતી આથી શામ્બાની દરકાર રાખનાર કોઈક છે તેની અમને ખાતરી થઈ

તે જ વખતે એક વૃદ્ધ આફ્રિકન નોકર દૂરથી આવતો

દેખાયો. તેણે આવી અમને કહ્યું : 'બાના! આ શામ્ભામાં હવે કોઈ રહેતું નથી !'

'કેમ કોઈ રહેતું નથી ?' મેં પૂછ્યું.

'અહીં ભૂતનો વાસ થયો છે.'

તુરત જ આનંદમયી અને બોલકણી કુમુદ બોલી ઊઠી :

'આપણે બધાં ભૂતો જ છીએ ને.'

'તે તારા શામ્ભામાં ભૂત ક્યાં રહે છે ?' શોભના બોલી ઊઠી.

'એક ભૂત બંગલામાં છે અને બીજું પૂનમને દહાડે એને મળવા આવે છે.'

'ઓહો તારા શામ્ભાનાં ભૂત તો ખરાં ભાઈ!' રમેશ બોલ્યો. એણે એના હાથના સ્નાયુઓ ઉપર નજર કરી.

'ચાલ આ બંગલો ખોલ જોઈએ. અંદર જોઈએ તો ખરાં કે ભૂત ક્યાં રહે છે. અને ભૂત હોય તો એની કાનપટ્ટી પકડી હું બહાર કાઢી દઉં.'

'બંગલાને તાળું માર્યું નથી, અંદર જઈને જુઓ. હું અંદર નહિ આવું.' પેલા વૃદ્ધના ચહેરા ઉપર ભય પ્રસરી ગયો.

'આ જાત ભૂત પિશાચથી બહુ ડરનારી. જ્યાં જ્યાં અજ્ઞાન, અને અભણતા હોય ત્યાં ત્યાં આ ભૂત પિશાચની બીક રહેવાની જ.' રમેશ બોલ્યો.

'આ લોકો ડરે એમાં શું ? કેટલાય હિન્દીઓ અને યુરોપિયનો પણ ડરે છે ને ? વહેમનું ઓસડ નહિ.' કુમુદ બોલી.

'દિનેશકુમાર ! આ બાબતમાં તમારો શો અભિપ્રાય છે ?' કુમુદે કહ્યું.

'હું તો એમ માનું છું કે આવી ભૂતોની વાતોથી આપણે દૂર જ રહીએ. એ વહેમ હોય તો પણ અહીંના એકાંતમાં આપણને ડર જન્માવશે અને જો સાચેસાચ ભૂત હોય જ તો આપણે જો એ બાબતમાં માથું મારીએ તો આપણને નુકશાન કરે. માટે આ વિષય વિના બીજા ઘણા વિષય છે જેની ઉપર આપણે વિવેચન કરી શકીએ તેમ છીએ.'

મારા કથન ઉપર કુમુદ, શોભના અને રમેશ ત્રણે જણ હસી પડ્યાં. કુમુદ તો ધીરેથી બોલી પણ ખરી : 'ડરપોક.'

'તમે લેખક છો આથી અમે તો એમ માન્યું હતું કે આવા વિષય ઉપર તમને ઘણો રસ ઉત્પન્ન થશે. પરંતુ તમો પોતે ડરો છો એટલું જ નહિ પરંતુ અમને પણ ડરપોક બનાવે એવી વાત કરો છો !' રમેશે તેની છાતી ફૂલાવતાં મને ઠપકો આપતો હોય એ રીતે કહ્યું.

'હું તો ભૂતથી ડરતો નથી પણ અહીં તો આપણે શાન્તિ માટે રહેવા આવ્યાં છીએ તો આવા વિષય ઉપર વાત ના કાઢીએ તો બગડી પણ શું જાય !' મેં જવાબ આપ્યો.

તમો આ પ્રમાણે ડરશો એવું મેં તો માન્યું જ નહોતું. કુમુદ ગંભીર થઈ બોલી. મને તો આવી ભૂત બૂતની વાતથી જરાય બીક લાગતી નથી. ઊલટું મારી ઇચ્છા તો આ ભૂતની વાતનો ભેદ જાણવાની છે.'

'અમે પણ ભૂતની બીક રાખતાં નથી. અમારી ઇચ્છા પણ એ ભેદ જાણવાની છે.' શોભના બોલી.

'હા આ અબૂધ આફ્રિકનો જેને ભૂત કહે છે તે ખાલી વહેમ જ છે એમ હું સાબિત કરી બતાવીશ.' રમેશ એનો હાથ ટેબલ ઉપર પછાડતા બોલ્યો.

'પણ આ ભૂત કોનું છે, શાથી કોઈ પણ માણસ ભૂત થયો એની કાંઈક દંતકથા તો હશે જ. આપણે કોઈ જાણકાર માણસને પૂછીશું તો આપણને એ વિષે માહિતી મળશે.' શોભના બોલી.

'તો તો આપણે આપણો વૃદ્ધ નોકર યૌવનો છે તેને પૂછીશું તો પણ ખબર પડશે.' રમેશ બોલ્યો.

યૌવનો અમે જે શામ્ભામાં રહેતા હતા તે શામ્ભાની દેખરેખ રાખતો હતો. એ વૃદ્ધ નોકર વફાદાર અને આજ્ઞાંકિત હોઈ શામ્ભાનાં વૃક્ષો, બંગલો અને જમીન સાથે એકરૂપ બની ગયો હતો.

'યૌવના! પેના મોહનલાલ શામજીના શામ્ભામા કોનુ ભૂત છે? એ વિશે તને શી ખબર છે?' મે યૌવનાને બોલાવી પૂછ્યુ
મારા પ્રશ્નથી યૌવના ગભીર બની ગયો તે બોલ્યો
'વાત જરા વિચિત્ર છે'
'જે હોય તે કહી નાખ ને' કુમુદ અધીરી બની બોલી
'આ શે' મોહનલાલનો દીકરો આનદ મહિનામા બે ત્રણ દિવસ આ શામ્ભામા સહેલ કરવા આવે એટલો સરસ યુવાન કે વાત છોડી દો ઉદાર અને પ્રેમાળ પણ કિસ્મતમા બનવાનુ કે એ પાગલ બનીને એની પાછળ ગાંડો થયો' યૌવનાએ વાત કહેવી શરૂ કરી
'એ પાગલ બનીને એની પાછળ ગાંડો થયો! કોની પાછળ ગાંડો થયો?' રમેશે પૂછ્યુ
'પેના ચામડાના આરબ વેપારી મહમ મીન અલીની દીકરી ઝુનેખા પાછળ'
'અરે આ તો કૌતુકની વાત લાગે છે કુમુ' બોલી
'હા છે તો એવુ જ' મે કુમુદ સાથે સમત થતા કહ્યુ
'આરબ છોકરી પાછળ આ શેઠિયાનો છોકરો પાગલ કેવી રીતે થયો હશે!'
'એ વાત તમારા માન્યામા ન આવે એવી છે પણ ઝુનેખાને મે જોયેલી એનુ રૂપ તો દુનિયામા હજી જોયુ નથી સ્વર્ગની પરી જોઈ લો પરી, જાણે ગુલાબની પાદડીની ના બનેલી હોય એવી'
'પણ એ અહી શા માટે આવતી?'
'શે. મોહનલાલ શામજીના શામ્ભાની બાજુનો શામ્ભો જ મહમ-મીન-અલીનો, એ વેપારી ધનાઢ્ય છે એટલુ જ નહિ પણ મોમ્બાસાના વેપારીઓમા કીર્તિ વાન પણ હતો દરિયાકિનારે સર અલી-મીન-સાલીમના ઘરની નજીક જ એનુ ઘર પણ આવેલુ છે'
'પણ ઝુનેખા અને આ આનદ બન્ને વચ્ચે પ્રેમ કેવી રીતે થયો?'
હા એ પણ એક કહાણી છે ઝુનેખા એની માતા સાથે શામ્ભે રહેવા આવી હતી, સાજના સમયે એ એકલી આ વનરાજીમા ફરતી હતી, તે જ સમયે આ આનદ પણ ફરતો ફરતો નીકળી પડ્યો આવા એકાત સમયે ઝુનેખાને જોઈ આનદ તો સ્તબ્ધ બની ગયો, ઝુનેખા એને પાગલની માફક જોઈ રહેલા આનદને જોઈ રહી એ સમય તો થોડી ક્ષણનો હતો પરતુ એ પ્રથમ નજરમા જ બન્નેએ એમના હૈયાનો વિનિમય કર્યો
જાણે નિદ્રામાથી જાગતી હોય તેમ ઝુનેખા ચમ્કિ ઊઠી ને હરણી સમી ફાળ મારી એના શામ્ભાના બગલા ભણી દોડી
આનદ તો જાણે ધરતી સાથે જડાઈ જ ગયો હોય તેમ ત્યા જ ઊભો રહી ગયો આવા એકાતમા જિદગીની વસન્તે આમ્રકુજમા આ કોણ હશે સ્વર્ગીય સુદરી? એક ક્ષણમા જેણે અલૌકિક સુરોથી ભરી દીધા એ કોણ હશે?—એના મનમા અનેક પ્રશ્નો ઊઠ્યા
ત્યાર પછી કેટલીય વખત આનદ પેલી છોકરીના શામ્ભા ભણી આટા મારવા લાગ્યો, પરતુ એ છોકરીનો એને ક્યાય પત્તો લાગ્યો નહિ
વધારે તપાસ કર્યા બાદ એને ખબર પડી કે એ છોકરી તો પ્રખ્યાત આરબ વેપારી મહમદ બીન અલીની રૂપાળી દીકરી ઝુનેખા છે એના પિતા દીકરીનુ લગ્ન અરબસ્તાનના એક ઉચ્ચ કુળના ઉમરાવના દીકરા સાથે કરવા માગે છે આ પ્રમાણે મિના જાણ્યા પછી આનદે એના મનમા ઉદ્ભવેલા અમન્દ કદર્પજ્વરને શાન્ત કરવા અનેકવિધ દલીલોથી સમજાવ્યુ
ક્યા આ આરબ છોકરી જેનો ધર્મ, સસ્કાર, જ્ઞાતિ, જાતિ વગેરે તદ્દન જુદા અને ક્યા પોતે લોહાણા જ્ઞાતિનો પ્રણાલિકાઓ અને ચુસ્ત હિન્દુ-ધર્મમા માનતા કુટુમ્બનો યુવાન? એના માતાપિતા અને મિત્રો જાણે, કે પોતે એક આરબ યુવતીના પ્રેમમા પડ્યો છુ તો બધાને એના પ્રત્યે એક જાતની





ધૃણા અને તિરસ્કાર ઉત્પન્ન થાય. એના મિત્રો એની ઘેલછા ઉપર મજાકભર્યું હાસ્ય કરે. વળી આ આરબો ઝનૂની અને ઉગ્ર સ્વભાવના, તેમાંય આ મહમદ બીન અલી એ તો જુનવાણી કુટુંબનો લાગે છે. એમને ખબર પડે કે હું એમની દીકરી પાછળ ઘેલો બન્યો છું તો એ તો ખંજરથી ખૂન કરવાની જ વાત કરે.

આ પ્રમાણે વિચાર કરતા આનંદે ઝુલેખાની યાદને દૂર કરવા અનેક પ્રયત્નો કર્યા પરંતુ એક દિવસ પૂનમની ચાંદની રાતે આનંદ એના મિત્રો સાથે શામ્ભામાં સહેલગાહે આવ્યો હતો. બધા યુવાનો પત્તાં રમવા માટે બેઠા ત્યારે આનંદે એના મિત્ર મધુકરને કહ્યું, 'મધુકર ! હું હમણાં ફરીને આવું છું.'

આનંદને ખબર હતી કે ઝુલેખાનો પ્રેમ એને માટે શ્રેયસ્કર નથી. એના જીવનમાં જોખમ લાવે તેમ છે છતાં એ મહમદ બીન અલીના શામ્ભા ભણી ચાલ્યો.

શામ્ભાના બંગલામાં જલસો થતો હોય એમ લાગ્યું. આનંદ ઝુલેખાના દર્શનનો પ્યાસી બંગલાની બારીમાંથી છુપાતો અંદર જોવા લાગ્યો. એની પોતાની હિંમત ઉપર એ આશ્ચર્ય પામી ગયો. પોતે રાત્રિએ એકલો આ રીતે બહાર નીકળવાની હિંમત જ ના કરે તેની જગ્યાએ આ રીતે એ પોતે આરબ જેવા ઝનૂની લોકોના બંગલામાં, જેનું ખાસ ઓળખાણ પણ નથી એવી એક ગભરૂ છોકરીને જોવા માટે આવ્યો છે. એ વિચારે એ પોતે પણ અત્યંત આશ્ચર્ય પામી ગયો.

એ બંગલા નજીક આવેલા આંબાના ઝાડ નજીક ઊભો હતો. પેટ્રોમેક્ષના અજવાળામાં ઝુલેખાને એણે જોઈ, એના અંતરમાં આનંદની ઊર્મિ ઊછળી.

એણે વિચાર કર્યો, હું ઝુલેખાને જોવા આવ્યો હતો. મેં એને નીરખી હવે પાછો ચાલ્યો જાઉં એ જ સારું !

પરંતુ પ્રેમીઓ આ રીતે પ્રેયસીઓના દર્શન માત્રથી સંતોષ પામ્યા છે ખરા ? બીજી મિનિટે એને વિચાર આવ્યો : જો મને ઝુલેખા એક ક્ષણ માટે જુએ તો કેવું સારું ?

એ આંબાના વૃક્ષની છાયામાંથી નીકળી બંગલાની પાછળ રસોડું હતું તે બાજુ ગયો. ઝુલેખા રસોડા નજીક આવેલી પરસાળમાં બીજી આરબ સ્ત્રીઓ સાથે ઊભી ઊભી આનંદથી હસતી વાતો કરતી હતી.

બંગલાની બહાર છૂપાઈને ફરતી આકૃતિ જોઈ. 'ચોર ચોર' કહી બૂમ પાડવાનું એને મન થયું. પરંતુ બીજી ક્ષણે એ વિચારવા લાગી : આટલા બધા માણસો અહીં હાજર હોય તો કોઈ માણસ ચોરી કરવા આવવાની હિંમત જ નહિ કરે...એ જ પળે એને આનંદ યાદ આવ્યો—

'પેલો તે દિવસે રસ્તામાં મળેલો હિંદી યુવાન તો નહિ હોય ને ? હિંદી લોકો, ઠરેલ અને વેપારી બુદ્ધિના આ રીતે અહીં આવી રીતે છૂપાઈને આવે જ નહિ. છતાં પ્રેમનો માર્યો યુવાન કદાચ આવ્યો પણ હોય !!'

છેલ્લા વિચારે એને તપાસ કરવાનું મન થઈ આવ્યું. એ રસોડામાંથી કોઈને વહેમ ન આવે તેમ બહાર નીકળી. ચાંદની આકાશમાં હસી રહી હતી. ભીંતની નજીક આવેલા ગુલાબના છોડની પાછળ આનંદ નીચો વળી ઝુલેખા જ્યાં રવેશમાં ઊભી હતી ત્યાં જોતો હતો.

ઝુલેખાએ ચાંદનીમાં આનંદને ઓળખ્યો. એના હૃદયમાં પ્રણયનું પૂર ઊભરાયું. એણે આજુબાજુ જોયું. આવા સંજોગોમાં એને મળવા આવનાર આનંદ માટે એને માન ઉત્પન્ન થયું. પરંતુ તુરત જ એણે આનંદને ત્યાંથી ચાલ્યા જવાની સૂચના આપવા એને કોઈ જુએ નહિ એ રીતે તે બહાર નીકળી.

'તમે અહીંથી ચાલ્યા જાઓ. અહીં ઘણા લોકો ભેગા થયા છે. હું તમારા બંગલે આજે રાતના બે

વાગે મળીશ' એમ કહેતાં ઝુનેખાએ આનંદનો હાથ એના હાથમા લઈ દબાવ્યો

આનંદ ઝુનેખાની સૂચના મુજબ ત્યાંથી ચાલ્યો ગયો જ્યારે એ એના બંગલે ગયો ત્યારે બધા પત્તા રમતા હતા એની તબિયત અને માથુ દુખે છે એમ કહી એ એના શયનખંડમા ચાલ્યો ગયો

જ્યારે બધા ઊંઘી ગયા ત્યારે એ એના ઓરડામાંથી બહાર આવ્યો. ચાંદની પૃથ્વીપટે માધુર્ય રેલી રહી હતી એના અંતરમા ઉદ્‌ભવેલા પ્રેમના અણમોલ ભાવને એ વધારે ઉન્નત બનાવી રહી હતી એનુ અંતર પેલી મુગ્ધાની પ્રતીક્ષા કરતુ એક એક ક્ષણ જાણે એક એક યુગ હોય તેમ અનુભવી રહ્યું

'કદાચ એ ના પણ આવે' આનંદ વિચારી રહ્યો એના માતાપિતા સગા વહાલાને છોડી પારકી જ્ઞાતિના યુવાન સાથે આવી અર્ધ રાત્રિએ જંગલ જેવી જગ્યાએ ન આવે તે સ્વાભાવિક છે ઊર્મિલ બની તેણે કહ્યું તો ખરુ કે હુ જરૂર તને મળવા આવીશ પણ પછી તેને સમજાયુ હોય કે આ મિલનમા કેવડુ મોટુ જોખમ છે પોતે આવી અન્ય જાતિની અજાણી અપરિચિત યૌવનના પગથારે પગ મૂકતી ગભરૂ બાળાની પ્રતીક્ષા કરી રહ્યો છે

યૌવનના ઉંબરે ઊગેલો પ્રણય કેટલો ઉત્કટ અને પ્રબળ હોય છે તે વિષે તેણે નવલકથાઓ વાર્તાઓ અને કાવ્યોમા વાચ્યુ હતુ ગીતગોવિંદની નાયિકા રાધિકા ભગવાન કૃષ્ણને મળવા કેવા વિકટ કંટકભર્યાં વનોને વટાવી અભિસારે જતી તે યાદ આવ્યુ તેને જુલિયેટ લયલા શીરીન વગેરે પ્રેયસીઓ જે પ્રેમમા પાગલ બની પ્રેમીઓને મળવા જતી તે યાદ આવી આશાના ઝોલે ઝૂલતા એ બંગલાની બાજુમા આવેલા ચંપાના વૃક્ષને અઢેલી ઊભો

દૂરથી ઉતાવળી ઉતાવળી આવતી આકૃતિ જોઈ એનો શ્વાસ બંધાઈ ગયો એ પેલી આરબ કિશોરી જ હશે આવા સમયે પાગલ બની આ પ્રમાણે એને મળવા આવે !!!

સાથેસાથ એ બીજુ કોઈ નહિ પણ પેલી આરબ છોકરી ઝુનેખા જ હતી આનંદની આંખમાં ચમકતા સ્નેહને એ શરમાતી આંખે પી રહી આનંદે ઝુનેખાના હાથને એના હાથમા લઈ ચૂમ્યા ઝુનેખાના ગૌર ગાલ ઉપર શરમની સુરખી ચમકી રહી એણે સહજ જ આનંદના હાથને પ્રેમથી એના હાથમાં લઈ છાતી સરસો ચાંપ્યો

આનંદે ઊર્મિલ બની ઝુનેખાને આલિંગન આપતા કહ્યું, 'પ્યારી ઝુનેખા! આપણે બંને એક જ્ઞાતિના હોત તો કેવી મઝા આવત!' આનંદના અંતરમાથી એક નિશ્વાસ નીકળી પડ્યો

'આનંદ! પ્યારા આનંદ! તને જ્યારથી જોયો ત્યારથી મારુ હૈયુ મે તને અર્પણ કરી દીધુ છે હુ તારી થઈ ચૂકી છુ એમ કહી ઝુનેખાએ એના હાથ આનંદના ગળે વીંટાળ્યા

બંને પ્રેમીઓ એક બીજાને આલિંગતા ચૂમતા પ્રભાતનો કુકડો બોલ્યો ત્યા સુધી ત્યા જ ઊભા

'હુ તને એક માસ સુધી નહિ મળી શકુ' ઝુનેખા બોલી, મારા પિતા દરેક પૂનમે અહીં શામ્બે ઉજાણી કરવા આવે છે આથી પૂર્ણિમાના દિવસે હુ મળી શકીશ

આ પ્રસંગ પછી આનંદ અને ઝુનેખા દરેક પૂનમની રાત્રે અચૂક મળતા ઝુનેખા બારેક વાગે એના શામ્બાના બંગલેથી નીકળી આનંદને બંગલે જતી જે યુવતી રાત્રે ઘરની બહાર પગ મૂકવાની હિંમત ના કરે તે યુવતી એના અભિસારે કોઈ પણ જાતના ભય વિના એકલી પ્રીતમને મળવા ચાલી નીકળે છે! પ્રણયનો પ્રતાપ અજબ છે

ઝુનેખાની ઇચ્છા વિરુદ્ધ એનુ વેવિશાળ એક ધનિક અને ઉમરાવ કુટુમ્બના યુવાન સાથે કરવામા આવ્યુ જે દિવસે ઝુનેખાનુ વેવિશાળ થયુ તે દિવસે ઝુનેખા અને આનંદના દુખનો પાર ન રહ્યો ઝુનેખાએ એના માતા-પિતાને ઘણા સમજાવ્યા પણ જુનવાણી માતા-પિતા એનુ સાંભળે તેમ ન હતા

ઝુલેખાનું લગ્ન એ આરબ યુવાન જેનું નામ અબ્દુલ બીન હમીદ હતું તેની સાથે થઈ ગયું. લગ્ન થયાં છતાં ઝુલેખાનું મન રાત દિવસ આનંદમાં જ ભમતું. અને પૂનમની રાત્રીએ તો તેને જરા પણ ઊંઘ આવતી નહિ. શરૂ શરૂમાં તો અબ્દુલ ઝુલેખાના આવા વિચિત્ર વર્તનને સમજી શકતો નહિ. ઝુલેખા કોઈ વખત આનંદની યાદમાં અન્યમનસ્ક બની મૂઢમૂઢ બની જતી.

ધીરે ધીરે ઝુલેખાના વર્તનથી અબ્દુલ જે ઝનૂની દૂપીલો અને ઉગ્ર સ્વભાવનો યુવાન હતો તેને વહેમ આવવા લાગ્યો. એની પત્નીના સૌંદર્ય ઉપર એ એનો પ્રાણ ન્યોછાવર કરી દેવા તત્પર હતો, તે જ સૌંદર્ય એને અળખામણું થઈ પડ્યું. જે પત્ની ઉપર એનો અનહદ પ્યાર હતો તે જ પત્ની ઉપર એને સહસ્રગણી નફરત ઉત્પન્ન થઈ. ઝુલેખા બીજા કોઈના પ્યારમાં છે અને એની યાદમાં એ ઝૂરે છે એમ અબ્દુલ સમજી ગયો. ઝુલેખા બીજા કોના પ્યારમાં છે એનો ભેદ જાણવાની તેને તીવ્ર ઇચ્છા થઈ. આથી ઝાંઝીબાર, જ્યાં એનું પોતાનું ઘર હતું તે છોડી એ ઝુલેખા સાથે એના સાસરાને ઘેર મોમ્બાસા રહેવા આવ્યો.

રાબેતા મુજબ ઝુલેખાના પિતા પૂનમને દિવસે સહકુટુમ્બ શામ્બે ઉજાણી માટે આવ્યા. વહેમીલો અબ્દુલ ઝુલેખાના વર્તન પર નજર રાખતો હતો.

ઝુલેખાને તે દિવસે કંઈ જ ખાવાનું ભાવ્યું નહિ. એ વારંવાર એકલી એકલી બધાની નજર ચુકાવી આનંદના શામ્બા ભણી ફરવા જતી. એની હીલચાલ ઉપર અબ્દુલ ધ્યાનપૂર્વક નજર રાખી રહ્યો છે તેનું ઝુલેખાને ભાન જ ન રહ્યું.

રાત્રીના બાર વાગે ઝુલેખા આજુબાજુ નજર કરતી હરિણી સમાં ચંચલ નયન ફેરવતી આનંદને મળવા ઊપડી. એના અંતરમાં આનંદ સમાતો નથી. એના હૃદયમાં અલૌકિક પ્રણયનું કાવ્ય સ્ફુર્યું છે. પ્રીતમને મળવા ઉત્સુક એવી રાધા સમી એ આનંદને મળવા અધીરી બની. ત્વરિત પગલે એ ચાલતી હતી. પરંતુ એના કાને પગરવ પડ્યો. એ અટકી. કોઈ પાછળ તો આવતું નથી ને? એણે પાછું વળી જોયું. એની નજરે કોઈ ના પડ્યું. એ આગળ વધી.

જ્યારે આનંદના બંગલામાં પહોંચી ત્યારે આનંદ અને ભયની મિશ્ર લાગણીઓથી એનું અંતર ભરાઈ ગયું હતું.

જાણે યુગોથી એની રાહ જોતો ન હોય તેમ આનંદ હંમેશના નિયમ મુજબ એ પૂર્ણિમાની રાત્રિએ એના ઓરડાની બારીએ ઊભો હતો. એને ખબર હતી કે ઝુલેખા દૂર છે છતાં—તે એક દિવસ જરૂર મને મળવા આવશે એવી આશા રાખી ત્યાં પ્રત્યેક પૂર્ણિમાના દિવસે ઊભો રહેતો.

આજે એના અંતરમાં ઉદ્દભવેલી વિરહજ્વાલાને એના ઓષ્ટોની સુધાથી શમાવવા એની પ્રેયસી અંધારી રાત્રીએ પ્રવાસીના માર્ગને ઉજ્જ્વલ કરવા જેમ વીજળી ચમકી ઊઠે તેમ ઝુલેખા એને પોકારતી એના દ્વાર ઉપર આવી પહોંચી.

ચંપાની સુગંધી અને આમ્રમંજરીની સુરભિ, લાન્ઘી લાન્ઘીનાં કુસુમોની અત્યંત માદક અને પ્રેરણા પાતી પરિમલ અને મોસંબી નારંગી અને લીંબુનાં વૃક્ષો ઉપર ખીલેલાં પુષ્પોની પરાગ વાતાવરણને મઘમઘાવી રહી. દૂરથી સાગરનું ઘેરું સંગીત વાતાવરણને ગંભીર બનાવવા કોશિષ કરતું, તો વૃક્ષોની ઘટાઓ ભયંકર લાગતી, તો હસતી ચાંદની રાત્રિને રળિયામણી બનાવતી. ઝુલેખા ઉન્મત્ત બની આનંદ એને આલિંગી રહ્યો, ઝુલેખા પણ પાગલ બની આનંદને એના અધરોષ્ટનાં અમૃતથી ભીંજાવી રહી.

એ બિચારાં પ્રેમીઓને ક્યાં ખબર હતી કે દૂપીલો અને ઝનૂની અબ્દુલ ઝુલેખા પાછળ સંતાતો આવી રહ્યો છે. એના પ્રેમીની જાન જોખમમાં છે. એવી જરાપણ શંકા જો ઝુલેખાના મનમાં આવી હોત તો એ કદીય આનંદને મળવા આવવાની ભૂલ કરત નહિ. અબ્દુલ ઝુલેખા પાછળ આનંદના શામ્બામાં આવ્યો.



ઝુનેખાને બારીમાથી આનદના ઓરડામા જતા એણે જોઈ એના અતરમા આરમોના વોટીની ઉગ્રતા અને ઝનૂન જાગૃત થયા

એ ધીરે ધીરે બારી પાસે આવ્યો ઝુનેખા અને આનદને એક બીજાને ભેટતા, આલિંગતા, ચૂમતા જોઈ એ એનુ ભાન ગુમાવી બેઠો

છલગ મારી એ ઓરડામા કૂદ્યો એક ક્ષણમા તો એનુ ખજર આનદ અને ઝુનેખા, બનેની છાતીમા ભોંકાઈ ગયુ દ્વેષ, ઈર્ષા અને ખૂનની વ્યથા અબ્દુલ સહન કરી શકે તેમ ન હતો એ ત્યાથી બન્ને પ્રેમીઓને એક બીજાના આલિંગનમા મૃત્યુ પામતા છોડી દોડ્યો શામ્ભાના ઘાટ ઉપર આવી નીચે ઘૂઘવતા સાગરમા એણે પડતુ મૂક્યુ આ રીતે ત્રણે જણાનુ મૃત્યુ થયુ આ ત્રણે જણાના પ્રેત આજે પણ શામ્ભામા ભમે છે

કથાનો સાર જાણ્યા પછી મને તો શકા જ ના રહી શોભના રમેશ અથવા કુમુદ કોઈને શકા ના રહી કે એ શામ્ભામા પ્રેત નહિ હોય જો કે વાર્તા એવી હતી કે શોભના રમેશ અથવા કુમુદ કોઈએ એને હસી કાઢી નહિ

'મારે તો ભૂત જોવા નથી આવવુ' સાંજ પડતા જ્યારે બધાએ ભૂત જોવાનો વિચાર કર્યો ત્યારે શોભના બોલી

'ખોટા તડાકા મારતા તો જરાય પાછી નથી પડતી અને હવે ફસકી ગઈ ને ? બીકણુ નહિ તો બીજુ શુ ?' કુમુદે શોભનાના વર્તન ઉપર ટીકા કરતા કહ્યુ

'ના રે હુ કઈ ડરુ તેવી નથી પણ હુ આખા દિવસની રખડપટ્ટીથી થાકી ગઈ છુ આથી મારો વિચાર ઉજાગરો કરવાનો નથી

'બીક લાગે છે એમ કબૂલ કરી લેતી હોય તો બસ'

'કુમુદ ! આવી રીતે જીદ કરવાની શી જરૂર !' મે કુમુદને વારતા કહ્યુ 'શોભના થાકી હોય તો ભલે આરામ કરતી, હુ તુ અને રમેશ—એમ ત્રણ જણ જોવા જઈશુ'

પૂર્ણિમાની રળિયાળી રાત એના સૌન્દર્યના પૃથ્વીપટે પાથરણા પાથરી રહી હતી આમ્રમજરી અને ચપાના ફૂલ વાતાવરણને મઘમઘાવી રહ્યા

જુઓ આપણે ત્રણ જણ આ ગહન વિષયની શોધ ખોળ કરવા તો નીકળ્યા છીએ પરતુ કોઈએ આમા કોઈ પણ જાતની મશ્કરી કે યુક્તિ પ્રયુક્તિ વાપરવાની નથી મને યાદ છે કે એક યુવાન ગર્વ કરતો હતો કે એ પોતે રાત્રિએ સ્મશાનમા જતા ડરતો નથી

'હા હા હુ પણ જાણુ છુ કે તારા જેવા ઘણાય છે, પરતુ રમેશ, આ વસ્તુ જ એવી છે કે ગમે તેવો બહાદુર માણસ પણ ડરી જાય'

'દિનેશ ? હુ એ માનવા તૈયાર જ નથી' રમેશ મક્કમ બની બોલ્યો

'આ શોભના કોલેજમા ભણી છે બી એ થઈ છે, પોતે વહેમના માઠાં પરિણામ ઉપર ભાષણ કરે છે છતા ડરી જ ગઈ નહિતર આપણી સાથે આવી ન હોત ?'

'કુમુદ, તુ અમસ્તી રમેશને ચીઢવે છે હુ કહુ છુ કે કોઈએ એક બીજાને બીવડાવવા કે ડરાવવા માટે કોઈ પણ જાતની ખોટી મશ્કરી કરવાની નથી'

'ભાઈ મશ્કરી નહિ કરીએ પછી છે કાંઈ, તમારી પેલી વાતનુ શુ થયુ ?' કુમુદ બોલી

હા એક યુવાન પોતે હિંમતવાન અને કસરતી છે અને ભૂતથી ડરતો નથી એમ કહ્યુ એના મિત્રો કહે સ્મશાનમા જઈ અને પેલી ભૂતની ડેરી ઉપર ખીલો મારી આવે તો ખરો'

'પેલો યુવાન કહે સારુ લાવો હથોડી અને ખીલો

'હથોડી અને ખીલો લઈ એ ગયો સ્મશાનમા એણે ખીલો દેરીની છોમા માર્યો પણ જેવો એ ઊભો થયો કે ચરરરર અવાજ થયો એ સમજ્યો કે સાચે જ ભૂતે ચીસ પાડી

'સાચી વાત એ હતી કે અધારામા અને ઉતાવળને

લીધે એનું ધોતીયું ખીલા સાથે લપટાઇ ગયું હતું, જેવો એ ઊઠવા ગયો કે ધોતીયું ચીરાયું. એ ત્યાં જ બેભાન થઈ પડયો અને મૃત્યુ પામ્યો.'

'મૂરખ નહિ તો. ખીલો મારતાં જોવું તો જોઈએ કે એનું ધોતીયું ખીલા સાથે ભરાઈ નથી જતું,' રમેશ બોલ્યો.

'મૂરખ તો ખરો પરંતુ આપણે સાવચેત રહી આ આરબ છોકરીનું ભૂત જે દરેક પૂનમે આવે છે તે આપણને ડરાવી ન જાય.'

હું કુમુદ અને રમેશ ત્રણે જણ મોહનલાલ શામજીના શામ્ભાના બંગલે આવી પહોંચ્યાં. બંગલામાં કોઈ આવવાની અને તેય પૂનમની રાતે હિંમત જ ના કરે એ સ્વાભાવિક હતું. આજુબાજુનું વાતાવરણ આકાશમાં પૂનમનો ચંદ્ર હતો હતો છતાં ગંભીર હતું. અમે ત્રણ જણાં બંગલાની ઓસરીના ઓટલા ઉપર મૂંગાં બની દૂર દૂર નજર નાખતાં રાતના બાર વાગ્યા સુધી બેઠાં.

'ભૂત આપણને જોઈને ભાગી ગયું લાગે છે.' કુમુદે હસતાં હસતાં કહ્યું.

'હજી બાર હમણાં જ વાગે છે.' મેં જવાબ આપ્યો.

'એ પણે' ભયભીત સૂરે રમેશ બોલ્યો.

'ક્યાં?' કુમુદે સામે પ્રશ્ન પૂછયો.

'ત્યાં પેલા આંબાની ઘટામાંથી આ બાજુ આવે.' આંબા તરફ આંગળી ચીંધતાં રમેશે દૂર દૂરથી શ્યામવર્ણી આકૃતિ આવતી બતાવી.

ચકિત હરિણી જેમ વારંવાર પાછું વળી જુએ તેમ એ આકૃતિ પાછળ જોતી હતી. એ ઝડપથી અમે બેઠાં હતાં એ તરફ આવવા લાગી. અમે ભયથી થરથરતા જ્યાં બેઠાં હતાં ત્યાં જ એક મિનિટ માટે જડાઈ ગયાં.

'નાસો દોડો' કુમુદે ચીસ પાડતાં મારો હાથ પકડયો. હું કુમુદ સાથે એનો હાથ પકડી ઊભો થયો. પેલી આકૃતિ સામે તાકી રહેલા રમેશને મેં જોરથી ઢંઢોળી જગાડયો.

'ભાગો નાસો' એમ કહી રમેશ છલાંગ મારી ત્યાંથી કૂદ્યો. હું અને કુમુદ રમેશ પાછળ એક શ્વાસે દોડવા લાગ્યાં. થોડી જ ક્ષણમાં અમે અમારા બંગલે આવી પહોંચ્યાં. અમારા ત્રણેનાં શરીર પરસેવાથી રેબઝેબ થઈ ગયાં હતાં.

'આજે અમને ખાતરી થઈ કે જગતમાં પ્રેતની પણ એક સૃષ્ટિ છે.' એના ઓરડામાં પ્રવેશ કરતાં રમેશ બોલ્યો. એણે ઓરડાની બત્તી કરી. શોભનાની પથારી ખાલી જોઈ.

'અરે શોભના ક્યાં?' રમેશે એના ઓરડામાંથી બહાર આવી પ્રશ્ન પૂછ્યો.

'કેમ અંદર નથી?' મેં ઓરડામાંની પથારી જોઈ. એ ચોળાયેલી હતી.

'હા, મને હવે સમજણ પડી.' રમેશે કહ્યું.

'શોભનાએ આપણને બનાવ્યાં. એણે આરબ છોકરીનો વેશ લઈ આપણી મશ્કરી કરી. હવે આપણે એને બનાવીએ.' રમેશે ખુશ થતાં કહ્યું.

'હવે હમણાં એ પાછી આવશે, જવા દે. પણ શોભના ધાર્યા કરતાં જબરી નીકળી.' મેં કહ્યું.

'જવા શું દે, આપણને બનાવવા માટે આપણી સાથે આવી નહોતી. કુમુદ, લાવ પેલી સફેદ ચાદર હું માથે બાંધી દઉં. પેલો ચોરસો કેડે બાંધવા દે. આબેહુબ આરબનો વેશ લઈને એને પણ ડરાવું, પેલી લાંબી છરી છે તે કેડે ખોસવા દે.'

રમેશે આરબ યુવાનનો વેશ ધારણ કર્યો. એ પેલા મોહનલાલ શામજીના શામ્ભાના બંગલા તરફ જવા ઊપડયો.

'રમેશ! આ બધી બનાવટ મૂક ને. શોભના હમણાં પાછી આવશે.' મેં કહ્યું.

'દિનેશ, રમેશને જવા દે ને. શોભનાએ આપણને બનાવ્યાં તો ભલે એય બને. આપણે કેટલાં ડરી ગયાં હતાં. હું ભૂતમા નથી માનતી, વળી પેલી આકૃતિ શોભના હતી, એ હવે જાણું છું. છતાં બીકથી હું થરથર ધ્રૂજતી હતી. હજી મારી બીક

જતી નથી. આથી આપણી મશ્કરી કરનાર શોભના પણ ભયે ડરતી નહિતર આપણને ત્રણેને ડરપોક બીકણ કહી એ હમેશા ખીજવશે' કુમુદે રમેશને ચઢાવતા કહ્યુ.

'તમે બન્ને તો કાલે ચાલ્યા જશો મને તો કહેશે કે મોટો કસરતબાજ પહેલવાન એક છોકરીની આકૃતિ જોતા ડરી ગયો આથી એણે જેમ આપણને બનાવ્યા એમ હુ પણ એને બનાવુ'

એમ કહેતા આરમનો વેશ પરિધાન કરેલો રમેશ ત્યાથી ઊપડયો

લગભગ વીસેક મિનિટ સુધી રમેશ અને શોભના જ્યારે પાછા ન ફર્યા ત્યારે હુ અને કુમુદ એ બન્નેની ચિતા કરવા લાગ્યા, 'હજુ બન્ને કેમ પાછા ના ફર્યા ?'

'હમણા આવશે એકબીજાને બનાવ્યા એની ઉપર પરસ્પરની બીક ઉપર હસતા હશે'

'કેમ હજી બધા ઊઘી નથી ગયા ? તમારા ભૂતનુ શુ થયુ ?' આબો ચોગાના બગાસુ ખાતા અગાસી ઉપર જવાના દાદર ઉપરથી ઊતરતા શોભના બોલી

'અરે શોભના, તુ અગાસીમા શુ કરતી હતી ?' કુમુદે આશ્ચર્ય પામી પૂછ્યુ, 'તુ આ બગલાની બહાર નીકળી જ નથી ?'

'ના રે, આ મોમ્બાસાની ગરમીથી તોબા હુ તો પથારીમા સૂતી પણ જરાય ઊઘ ન આવી તમારી રાહ જોઈ થાકીને છેવટે અગાસીમા જઈ ઉપર પડેલી આરામખુરશીમા બેસી થોડી વારમા તો ઊઘ આવી ગઈ તે હમણા જાગી અને નીચે આવી'

શોભનાની સિના સાભળી અમે આશ્ચર્ય પામી ગયા

'તો આપણે જોયેલી આકૃતિ તે પેલી આરબ છોકરીનુ પ્રેત જ હતુ અમે તને પથારીમા ના જોઈ આથી માની લીધુ કે અમને બનાવવા તુ આરબ છોકરી ઝુલેખાનો વેશ ધારી આવી હતી રમેશ આરબ યુવાનનો વેશ ધારી તને બનાવવાની ઇચ્છાથી પાછો પેલા બગલે ગયો છે.' કુમુદે કહ્યુ

'અરે આપણે બેસી શુ રહ્યા છીએ ? રમેશની તપાસ કરવી જ રહી' મારા અતરમા ભીતિ ઉત્પન્ન થઈ કે રમેશ ક્યાંક બી ના ગયો હોય

'અરે રમેશ તો ભૂતને પણ ખાઈ જાય એવો છે' શોભના બોલી

'અરે અમારી સાથે એ પણ મૂઠીઓ વાળીને ભાગ્યો હતો' કુમુદે જવાબ આપ્યો

'બધો વિવાદ છોડી આપણે એની તપાસ કરીએ' મે કહ્યુ

અમે ત્રણે જણ પેલા બગલે ગયા બગલો ખાલી હતો બગલાના બારણા ખુલ્લા હતા• દરિયાકિનારા તરફ એક બારી પણ ખુલ્લી હતી

વગર વિલબે હુ દરિયાકિનારા તરફ ઊપડયો મારી પાછળ કુમુદ અને શોભના પણ આવી પહોચ્યા

કિનારા ઉપરનુ દૃશ્ય જોઈ અમે તાજુબ થઈ ગયા રમેશ પાગલની માફક જાણે કોઈને છરીના ઘા કરતો હોય તેમ હવામા છરી મારતો હતો સાથે સાથે બૂમ પાડી બોલતો હતો 'ખૂની ! દુષ્ટ ! લે તારા કૃત્યોનો બદલો લે લેતો જા' એમ કહી નીચો વળી જાણે કોઈને છરી ના મારતો હોય તેમ જમીન ઉપર ઘા કરતો હતો

અમને જોઈને તે બોલ્યો 'દિનેશ, જોયુ ને મે એને પૂરો કર્યો પાપીને તો એ જ બદલો હોવો જોઈએ અરે પેલા આરબ છોકરી ઝુલેખા અને એનો પ્રેમી આનદ બન્નેના તેણે ખૂન કર્યા હુ હાજર હતો, મે મારી સગી આખે જોયુ ખૂન કરી દરિયા કિનારે ભાગ્યો એ આગળ, હુ પાછળ અહી એને મે પકડ્યો, આ દરીયા પૂરો કર્યો એમ કહી જમીન તરફ રમેશે હાથ કર્યો

અમે ત્રણેય ભયભીત બની જમીન તરફ જોઈ રહ્યા જે રમેશ જોતો હતો તેમાનુ અમે કાઈ જોતા નહોતા

'હા હા રમેશ, તેં બરાબર કર્યું. ચાલ હવે આપણા બંગલે.' એમ કહી મેં રમેશનો હાથ પકડી ખેંચ્યો.

'પણ આ આરબ ખૂનીનું શું ?'

'આપણે હવે એની શી વ્યાધિ ? તેં તારી ફરજ બજાવી. તેં ખૂનીને બરાબર સજા કરી માટે હવે તું આપણે બંગલે ચાલ.'

અમે ચારેય પાછાં બંગલે આવ્યાં. રમેશ વારંવાર પેલા આરબે એની નજર સામે કરેલા ખૂનની વાત કરતો. પોતે આરબને બરાબર સજા કરી એનો ગર્વ અનુભવતો હતો.

બે વરસ સુધી રમેશના ચિત્તભ્રમની નિષ્ણાત ડૉક્ટરોએ દવા કર્યા પછી એનું મગજ ઠેકાણે આવ્યું. હવે જ્યારે જ્યારે પ્રેતની વાત નીકળે છે ત્યારે રમેશ એના અનુભવે નજરે જોયેલા પ્રેતની વાત બધાંને કહે છે. 'પણ તમે તો વ્યાયમવીર છો અને ભૂતથી ડરો છો ?' કોઈ રમેશને પૂછે તો તેના જવાબમાં રમેશ કહે છે : 'એમાં બળ બુદ્ધિ કે અક્કલ હોશિયારી કાંઈ કામ આવતાં નથી. એ તો અદ્‌ભુત ગહન અને ભેદભરી વસ્તુ છે. જેને એનો અનુભવ થયો હોય તે જ સમજે બાકી એ વસ્તુને સમજવા માટે મારી પાસે તો શું પણ જગતમાં કોઈની પાસે ભાષા નહિ હોય !'



રમણિક પટેલ

# કંકુની કાયા, સોનાની માયા

ઇતિહાસની વીરત્વગાથાઓની ભૂમિ સૌરાષ્ટ્રની ધરતીની એક ઇતિહાસકથા અહીં રજૂ થાય છે ત્યારે કચ્છની સરહદનાં ધીંગાણાં વિરમી ચૂક્યાં છે. પણ એ ભૂમિ તો વીરોની......

જૂનાગઢની શેરીઓમાં આજે આનંદ ઉત્સવ ઉજવાઈ રહ્યો હતો. વાજિંત્રોના નાદથી બજારો ધમધમી ઊઠ્યાં હતાં. સાંકડી શેરીઓ પુષ્પોના પમરાટથી મઘમઘી ઊઠી હતી. સુશોભિત વસ્ત્રોમાં સજ્જ થઈ કુમારિકાઓ કુમકુમના થાળ લઈ અટારીએ ઊભી હતી. રાજમાર્ગ પર નાણું છૂટે હાથે વેરાઈ રહ્યું હતું. આજે વનમાં પ્રવેશી ચૂકેલા જૂનાગઢના નવાબ શેરખાન બાબી વીસ વર્ષની કંકુવર્ણી કન્યા પરણી લાવ્યા હતા. નવાબ અને નવાં બેગમની સવારી હમણાં જ રાજમાર્ગ પરથી પસાર થવાની છે. દર્શનાતુર લોકોની ઠઠ વધ્યે જ જતી હતી.

તાલબદ્ધ પગ ઉપાડતા સફેદ ઘોડા પર એક પ્રચંડ સવાર સૌ પ્રથમ નીકળ્યો. એની પછવાડે સો સિપાઈઓની હારમાળા કુચકદમ કરતી પસાર થઈ ગઈ. તે પછી પચાસેક ઘોડેસ્વારોની ટુકડી પણ જણાઈ. એમની પાછળ અવનવાં વાદ્યોના બજવૈયાઓ આવી પહોંચ્યા અને છેલ્લે એક ભવ્ય હાથી પર સોનાની અંબાડીમાં, વૃદ્ધ પણ સિંહના જેવો પડછંદ, નવાબોનો નવાબ એવો શેરખાન બાબી અને એની પાંચમી વારની સૌથી નાની બેગમ કેસરબાઈ જોડાજોડ દેખાયાં. આગળ પાછળ બબ્બે સિપાહસાલાર નાગી તલવારે ખડા હતા. ઊંચી અટારીવાળા લોકોએ આંખો ખેંચી ખેંચીને નવાં બેગમ કેસરબાઈને નિરખ્યાં.

વીસ વર્ષની એ કેસરબાઈ કેસરના છોડ જેવી કુમળી હતી પણ એના ભેજામાં મુંજાલ અને ઉદા મહેતાની વિચક્ષણ બુદ્ધિ ભરી પડી હતી. કચ્છના હિંદુ મહારાવની એ પુત્રી હતી. કચ્છના રા'એ એક મુસલમાન સ્ત્રી સાથે લગ્ન કર્યું હતું. આમ હિંદુ અને મુસલમાનના સંયુક્ત લોહીનું સંતાન તે કેસરબાઈ. એના જન્મ વખતે દેવમંદિરોમાં ઘંટોના નાદ થયા અને મસ્જીદોમાં હજાર હજાર મુસ્લીમો પ્રાર્થના માટે ભેગા થયા. બે ઝરણાંનું પાણી એક સાથે વહીને જેમ નદીમાં એકઠું થાય એમ હિંદુ બાપ અને મુસલમાન માતા ઉચ્ચ ધર્મ સંસ્કારો સમગ્ર રીતે વહીને કેસરબાઈમાં આવવા



લાગ્યા એનુ લાવણ્ય મુસનમાની હતુ, હૈયુ હિંદુત્વની ભાવનાવાળુ હતુ કચ્છની ધરાઓમા ખેનીદૂદી એનુ બચપણ વીત્યુ આખા કાઠિયાવાડમા કેસર ' કંકુની કાયા અને સોનાની માયા ' એ નામથી જ ઓળખાતી સોળ વર્ષે તો એણે રાજરમતો અને રાજખટપટોમા ચાચ ડુબાડવા માડી હતી દરબારમા ખુને મોએ આવીને બેસતી અને કોઈકવાર મુઝવણભર્યા પ્રશ્નોનો નિકાલ એ ચુટકી વગાડતા લાવી દેતી સધ્યા સમયે કમરે કટારી ખોસી ઘોડે ચડી કચ્છના ડુંગરા ખૂદવા નીકળતી

વીસ વર્ષની થતા એનુ યૌવન મહેકવા લાગ્યુ, જાણે કેસરનો છોડ મહેકયો આખોમા કટારીની ધાર જેવી ચમક આવીને વસી ચાલમા રાજરાણીની ખુમારી ઊતરી આવી ચહેરા પર પૂર્ણયૌવનની ઝલક પ્રસરી ગઈ રાને હવે કેસરની શાદીની ચિંતા થવા માડી, એવામા જૂનાગઢના વયોવૃદ્ધ થતા જતા નવાબ શેર ખાન બાબીના દરબારમા કેસરના યૌવનની સુવાસ ઊડી આવી નવાબને થયુ, 'લાવો વૃદ્ધાવસ્થામા રમવાનુ રમકડુ લાવીએ ' અને નવાબે કચ્છના રા' પાસે માગુ મોકલ્યુ રાને શેરખાનનો ભવ્ય ભૂતકાળ સાભર્યો, યુવાન હતો ત્યારે શેરખા ઝીવના તોફાનથી ઓળખાતો એની તલવાર ફરતી ત્યારે રણુમ કાઓના કાળજા ફફડી ઊઠતા જે યુદ્ધમા શેરખાન ઊતર્યો ત્યા પ્રનવાા પૂર ફેલાતા અનેક ધીગાણાનો એ ખેલદો હતો મોત તો એની મુઠીમા રહેતુ લાબા વાળ, મોટી દાઢી, ભવ્ય લલાટ અને પડછંદ કાયા એ બાબીના સૂચકો હતા આવો એ નવાબોનો નવાબ, એનુ માગુ પાછુ કેમ ઠેલાય? વૃદ્ધ હતો તોય એ સાચો સિંહ હતો, નરબંકો હતો રા'એ માગુ સ્વીકાર્યુ અને કેસર જૂનાગઢની બેગમ બનીને આવી સવારી દરબારગઢમા પહોચી ગઈ અને લોકો બુઢા નવાબની રગી જુવાની પર મશ્કરી કરતા વિખરાવા લાગ્યા કેટલાકે કેસરબાઈની દયા પણ ખાધી કેટલાકે નિશ્વાસ પણ મૂકયો કે ' અરેરે, આવી કંકુની કાયા આ ઝરખને ગળે ? '

પણ કેસરને આ બધી વાતોનો રજ ન હતો જવાનીની રગત માણવા અને મહેલોમા રાગરગ ખેલવા એ સર્જાઈ ન હતી એની વિચક્ષણ બુદ્ધિએ થોડા જ વખતમા માપી લીધુ કે જૂનાગઢની ગાદી માટે વૃદ્ધ નવાબના મરણ બાદ અનેક પ્રપચો ખેલાય એવા પડ્યત્રો ગોઠવાય છે કેસરે કડક હાથે કામ લઈ આવા પ્રપચોના મૂળ પકડવા માડ્યા એ ઓઝલ રાખતી નહિ, પડદો પાળતી નહિ ભર્યા દરબારમા નવાબ જોડે આવી બેસતી દિવાન અને મત્રી પાસે રાજકાજનો હિસાબ લેતી થોડા જ વખતમા રાજકીય શેતરજની એક અજબ ખેલાડી તરીકે કેસર બહાર આવી

જે નવાબ એને વૃદ્ધાવસ્થામા રમવાનુ રમકડુ સમજી લાવ્યો હતો એને જ કેસર હાથમા રમાડતી એના તન મનનો બોજ હળવો કરતી વૃદ્ધ શેરખાન પણ હળવે હળવે બધામાથી નિવૃત્તિ લઈ કેસરમય બની ગયો હતો બાદશાહ જહાગીર જેમ રાજ્યની સઘળી સત્તા નુરજહાને સોપી નિશ્ચિત બની ગયો હતો તેમ હવે શેરખાન પણ નિશ્ચિત બની ગયો પણ કેસર નુરજહાની જેમ સ્વાર્થી અને ખપપી ન હતી એ તો હસમુખી, નિષ્પાપ મિલનસાર અને નિસ્વાર્થી હતી કારણ કે એ કયારે શુ કરશે એની આગાહી કોઈ કરી શકતુ નહિ એને કોઈ નિયમ કે બધન નહોતુ જ નહિ હિંદુઓની એ મહારાણી હતી, મુસલમાનોની બેગમ હતી

પણ એક દિવસ જૂનાગઢની નવાબીને માથે મોત નગારા વાગ્યા વૃદ્ધ નવાબ શેરખાન બાબી એના કર્મોનો હિસાબ આપવા અલ્લાહની હજુરમા પહોચી ગયો મકબરમા કાળો કકળાટ ફેલાયો હતો શેરખાનની ચાર વિધવા બેગમોએ કલ્પાંત કરી મૂકયુ ત્યારે કેસર અતિ ગભીર બની જઈ એક મહત્ત્વની બાબત વિચારી રહી હતી હજુ હમણા થોડા દિવસ પહેલા જ સમાચાર મળ્યા હતા કે દક્ષિણમાથી મરાઠાઓના

ધાડાં દિલ્હીની મોગલ સલ્તનતને ઉખાડી નાખવા માટે કમર કસીને, સીના તાણીને, તલવાર ખેંચીને ઊભાં થઈ ગયાં છે. પેશ્વા સરકારની આગેવાની હેઠળ શિંદે, ભોંસલે, હોલ્કર અને ગાયકવાડ, આ ચાર ચાર મહારથીઓની સેનાઓ સજ્જ થતી હતી. મોગલાઈનો જાણે મૃત્યુઘંટ વાગી રહ્યો હોય એવો ભાસ, થતી જતી તૈયારીઓ પરથી લાગતું હતું. મોગલાઈ શહેનશાહત પર આફત ઊતરી આવતી હોય તો રાજ રજવાડાં ધ્રૂજવા માંડે એમાં નવાઈ નહિ.

પેશ્વા સરકારની ફોજોનો ભય જૂનાગઢની નવાબીને પણ લાગ્યો હતો. વૃદ્ધ શેરખાન મૃત્યુપથારીએ હતો ત્યારે એણે આ આફતના સમાચાર સાંભળ્યા. બૂઢા સિંહમાં હવે હાથીનો સામનો કરવાની હિંમત રહી ન હતી. દુઃખ, ચિંતા અને ભયની વિવિધ વિટંબણાઓમાં એક દિવસ શેરખાન ઊંચકાઈ ગયો. રાજમહેલ અને સમગ્ર નગરમાં શોકનું વાતાવરણ છવાઈ ગયું હતું ત્યારે એક વિલક્ષણ નારી ખાવિંદના મૃત્યુનો શોક બાજુએ રાખી આવી પહોંચતી આફતમાંથી જૂનાગઢ અને એની પ્રજાને શી રીતે ઉગારવા એની જ ચિંતામાં ગરકાવ થઈ ગયેલી જણાતી હતી.

ઈ. સ. ૧૭૨૦માં પેશ્વાઓમાં મહાન એવો બાજીરાવ પહેલો પેશ્વાની ગાદીએ આવ્યો ત્યારે કોઈને ખબર ન હતી કે આ નાનકડો જુવાન હિંદની મોગલ સલ્તનત હચમચાવશે અને આખા હિંદમાં પેશ્વાઈનો ડંકો વગાડશે. આ પેશ્વાનો એક સરદાર હતો; રાણોજી શિંદે એનું નામ. ગ્વાલિયરમાં એની રાજધાની. એની છાતી વજ્રની હતી. એના બાહુઓમાં પોલાદી તાકાત હતી. એના સીના ઉપર સદાય જંગે જવાંમર્દની છાપ રહેતી. મર્દોના મર્દ હતા એ રાણોજી શિંદે. હિંદુસ્તાનની ધરતી પરથી યવનોનું બી ઉખાડી નાખવાની એની નેમ હતી. ઉત્તર હિંદની અનેક લડાઈઓમાં તે પેશ્વા સરકારની સાથે હતો. ઈ. સ. ૧૭૩૦થી ૧૭૩૯ સુધીના નવ વર્ષના ગાળામાં બાજીરાવે ઉત્તર હિંદમાં ભગવો ઝંડો ફરકાવ્યો એના યશનો મોટો ફાળો રાણોજી શિંદેને જાય તેવો છે.

જૂનાગઢ પર રાણોજી શિંદે મરાઠા અને ગાયકવાડની બેવડી ફોજો લઈ ત્રાટક્યો. નવાબના મૃત્યુનો શોક હજુ તો હળવો થયો નથી ત્યાં જૂનાગઢને માથે વંટોળ વાયો. કેસરબાઈએ દરબાર ભર્યો. આવતી આફતનો સામનો કરવા સેનાપતિઓને ઉશ્કેર્યા. પોતે સૈન્યની મોખરે રહેવાનું વચન આપ્યું. નવાબના લશ્કરને એણે અજબ પાનો ચઢાવ્યો. શેરખાન બાબીની ખોટ ઘડીભર સૌ વીસરી ગયા.

જૂનાગઢની ધરતી પર ભયંકર ધીંગાણું ખેલાયું. શિંદે મરાઠા અને ગાયકવાડની ફોજો સામે જૂનાગઢની મુઠ્ઠીભર સેનાએ ખરા શૌર્યથી ટક્કર ઝીલી. રણમેદાનમાં કેસરબાઈએ રણચંડીનું સ્વરૂપ લીધું હતું. એણે શમશેર હાથમાં પકડી હતી. છાતીએ બખ્તર લપેટ્યું હતું. માથા પર ટોપ મૂક્યો હતો, અને તે પર ગુલાબી સાફો બાંધ્યો હતો. એના કાંડા પર, ખભા પર અને સાથળમાં અનેક જખમ થયા હતા તોય તે લડતી હતી. આંધળી થઈ ઝઝૂમતી હતી. મૃત્યુની એને ભીતિ ન હતી. જીવવાની એને તમન્ના ન હતી. ખાવિંદની સમીપે જવા એણે તૈયારી કરી લીધી હતી પણ નવાબના નામને લાંછન ન લાગે એ રીતે એને મરવું હતું. એની સમશેરના સપાટા મરાઠાઓએ ઠીકઠીક ચાખ્યા હતા. રાણોજીએ કંઈક ખતરનાક ધીંગાણાં ખેલ્યાં હતાં પણ જોગમાયા જેવી કેસરબાઈનો એને ક્યાંય અનુભવ નહોતો થયો. બે દિવસ સુધી કેસરબાઈએ જૂનાગઢને ટકાવી રાખ્યું. એનો દેહ રુધિરથી છવાઈ ગયો ત્યાં સુધી એ લડી. આખરે ઇમાન અને વફાઈની ઝલક દિલમાં ભરીને એ રણમેદાનમાં જ ઢળી પડી. રાણોજીએ જૂનાગઢનો કબજો લીધો પણ આ જીતથી એને હાર કરતાં વધારે શોક થયો.

કચ્છની તવારીખમાં કેસરબાઈનું નામ સુવર્ણ અક્ષરે લખાઈ ગયું. જૂનાગઢના ભૂતકાળમાં આજેય કેસર, કેસરના છોડ જેવી મહેકી રહી છે.



ગ ત્ર્યં માડખોલકર

# શુક્રનું ચાંદરણું

માનવતાને માપવાની પારાશીશી હોય છે, પણ એને બધાં તોડી-ફોડી નાખે છે અને એમાંથી અસલની ન્યાય ઉપસી આવે છે. આપણી એ અદાલતો ઉપર મૂકવામાં આવતા તહોમતને સાચું ઠરાવતી, મરાઠી ભાષાના એક પીઢ લેખકની આ વાર્તા વાચકો આવકારશે

કોટડીના બારણામાં ધાબળો પાથરીને હું જરા આડો પડ્યો હતો હજુ બહુ રાત વીતી નહોતી. સૂર્ય આથમે કે તુરત મારી કોટડીમાં અંધારું થઈ જતું ઊંચે આભમાં ગમે તેટલા તારા હોય કે નીચે જમીન ઉપર ચાંદની રેલાઈ હોય તો પણ ગુનેગારોની એ એકાન્ત કોટડીમાં ગોંધી દેવાતા કેદીઓને એ પ્રકાશની શી ખબર પડે? મારી કોટડીના લોખંડી દરવાજા પાસે ધાબળી નાખીને પડું એટલે બે-અઢી હાથનો આભનો પટ્ટો નજરે પડતો એ આભ જોવાનો, એ બે-અઢી હાથના ક્ષિતિજ ઉપર ઉદયાસ્ત થનારા તારાના ઝુમખાનું દર્શન કરવાનું હું કદી ચૂકતો નહિ માણસનું મન પણ એવું મોટું ક્ષિતિજ નથી હોતું—જેના પર અગણ્ય કલ્પનાઓના તારલિયા દેખાયા જ કરે! એ ક્ષિતિજ કરતા જેલના લોખંડી દરવાજામાંથી દેખાતું આ ક્ષિતિજ કેવું આહ્‌લાદક અને આનંદદાયક લાગે છે!

કોટડીના બારણા પાસે સૂવું એ જેલના નિયમ પ્રમાણે ગુનો હતો અને પહેલી રાતે ઉમેદસિંગ જ્યારે પહેરો ભરવા આવ્યો, ત્યારે એ માટે એણે મને ટપાર્યો પણ ખરો પણ અંદરના ચોતરા ઉપર સૂવાથી જીવ મૂંઝાઈ જાય છે એમ કહીને મેં એની રજા માગી, અને રોજ કોટડીના બારણા આગળ સૂવાનો હક એની ભલમનસાઈને લીધે છેવટે મને મળ્યો

એ ધાબળી ઉપર પડ્યા પછી કેટલે બધે દિવસે મને ગઈ કાલે એ લોખંડી બારણામાંથી દેખાતા આકાશના એ નાના પટા ઉપર શુક્રનો તારો દેખાયો હતો. એનું સૌમ્ય તેજ થોડી પળ મારી અંધારી કોટડીમાં ફેલાઈને મારું મન ઉજમાળું કરી ગયું આજે એ ચાંદરણું મને ફરી દેખાશે અને એના એ ઉજળા તેજના થોડા કિરણો મારી કોટડીમાં આવશે એ આશાએ હું ક્ષિતિજ ઉપર મીટ માંડીને એના તરફ જોતો પડ્યો રહ્યો. એ ઉત્કંઠામાં મારી જાતને તો જાણે સાવ ભૂલી ગયો હતો છેલ્લી કોટડીનો કેદી એકાંતની બીકે ગાભરો થઈ ગયો હોવા છતાં એનો કણસનો અવાજ મને સંભળાતો નહોતો પેલી આભપટ્ટી ઉપર શુક્રનું ચાંદરણું ક્યારે આવશે અને એનું તેજ મારા ઉપર ક્યારે ફેંકશે એની હું રાહ જોતો હતો

ત્યાં જ મારી તરવરતી આંખો ઉપર તેજની રેખા પડી આંખ ઉપર પડેલા એ અણધાર્યા તેજને લીધે મારી નજર સતેજ બની અને એ તેજમાંથી મારી તરફ કોણ જોઈ રહ્યું છે એ મારા ધ્યાનમાં એકદમ ન આવ્યું મારા કાને સ્પષ્ટ હિંદુસ્તાની જબાનમાં ઉચ્ચ રવેના શબ્દો અથડાયા 'કા બાબુજી, આજ તમને અત્યારમાં ઊંઘ આવે છે?'

એ શબ્દો કાને પડતા જ હું એકદમ ઊઠ્યો અને મેં હિંદીમાં જવાબ દીધો 'ના, સરકારજી! અત્યારમાં ઊંઘ શાની આવે?'

'ત્યારે ઘેરથી કંઈ સમાચાર આવ્યા છે? હું આવ્યો ત્યારે તો તમે બીજા ધ્યાનમાં હતા!'

'હા, એ વાત ખરી પણ ઘેરથી સમાચાર આવ્યાને આજે પૂરો એક મહિનો થયો એટલે એના વિચાર કરવાનો શો અર્થ? તો પણ હું બીજા ધ્યાનમાં તો હતો જ નહિતર આ તો તમારો રોજ આવવાનો વખત! આવી રીતે મને સાવધ કરવો પડ્યો ન હોત!'

'કંઈક અજુગતું કામ થાય કે એવા કામની યાદ આવે અને જે ઉન્મત્તાવસ્થા આવી જાય એવા તમે બહાવરા બની ગયેલા આજ કેમ દેખાવ છો?'

બોલતાં બોલતાં ઉમેદસિંગની આંખોમાં ઉન્માદની અનોખી લહર આવી ગઈ.

જેલની દુનિયામાં પગ મૂકયા પછી છેલ્લા ચાર મહિનામાં મેં કેટલાંય અઘોર દશ્યો જોયાં હતાં. પણ ઉમેદસિંગ જેવો આશ્ચર્ય, આદર અને દયા પેદા કરનાર બીજો કોઈ મારી નજરે ચઢ્યો નહોતો. સુપ્રીન્ટેન્ડન્ટ પાછળ અદબપૂર્વક ચાલતી એની એ અક્કડ ઊંચી કાયા મેં જ્યારે પહેલવહેલી જોઈ ત્યારે મને ખ્યાલ નહોતો આવ્યો કે એ ખૂનનાં આરોપથી જેલમાં આવ્યો હશે! એના હાથ નીચેના બધા કેદી વૉર્ડરો એને 'સરદારજી' કહેતા, અને સુપ્રીન્ટેન્ડન્ટના અવાજમાં પણ એના ઉમેદસિંગ નામના ઉચ્ચારણ સાથે એક જાતની માર્દવતા આવી જતી. એનું ચોમેરથી વાળથી વીંટળાયેલું ભવ્ય કપાળ, હસતા વેંત મનનું ભોળપણ દેખાડનાર એ ધોળા દૂધ જેવા દાંત અને આખી દુનિયા સામે નિર્ભયતાથી જોઈ રહેતી કાળી ભમ્મર આંખો! એ ખૂન કરીને જન્મકેદની સજા ભોગવતો કેદી હશે એનો ખ્યાલ પણ કોને આવે? પણ મને બીજે જ દિવસે એ જણાયું. ના, એની મેળે જ એણે કહ્યું.

ત્યારથી મારું મન અસ્વસ્થ થઈ ગયું. સરદાર ઉમેદસિંગ અને ખૂન,—અને એ પણ સ્ત્રીનું ખૂન! એ બને જ શી રીતે? હું એની સામે ફરીને જિજ્ઞાસા પૂર્વક જોઈ રહેતો એની એ અભય આંખોમાં, એ હસમુખા હાસ્યમાં, એ મદીલી ચાલમાં અને એ વિશાળ કપાળમાં ક્યાંય ભૂલથીયે ગુનો દેખાતો જ નહિ. ઘણુંખરું તો રાતે એ પહેરો ભરવા આવતો ત્યારે એની આંખો ઘેનભરી દેખાતી, ઊંઘમાં જાણે બોલતો–ચાલતો હોય એમ દેખાતું. કયારેક તો એની આંખમાંથી આંસુ પણ નીકળી પડતાં.

પણ થતું કે ઘરની યાદ આવવાથી તો આ બધું નહિ થતું હોય ને? એટલે મેં એક દિવસ એને પૂછી પણ લીધું; 'સરદારજી, જેલમાં કેદી બનેલા માણસને ઘરની યાદ ખૂબ સતાવે છે, ખરું?'

ત્યારે એણે નિખાલસતાથી હસીને મને કહ્યું: 'હા બાબુજી, જેને ઘેર માણસ હોય એને જ એનો ખ્યાલ સતાવે!'

મારી એ માન્યતા ખોટી ઠરી. કોઈ કોઈવાર એને ફેંકી દેનારી પેલી ઉદાસીનતાની, પેલા ગૂઢ શોકાવેગની મને રહી રહીને પણ નવાઈ લાગતી. જે ખૂનના ગુના માટે એને જન્મટીપની સજા થઈ હતી એની સાથે તો આ ઉદાસીનતાનો કાંઈ સંબંધ નહિ હોય? પણ એમ સીધું એને પૂછવું યે શી રીતે? એ પહેરા ઉપર આવ્યા પછી મારી સાથે કલાક અડધો કલાક વાત પણ નહોતી થઈ, તરત એમ થઈ શકે પણ નહિ. પણ......

'માણસને આવો ઉન્માદ લાવવામાં એના હાથે થયેલું કાંઈક અઘટિત કામ જ કારણભૂત હોય છે. એટલે એની ફક્ત યાદ આવતાં જ એ ઉન્મત્ત થઈ જાય છે.'–એ વાકય એના મોંએથી મેં આજે સાંભળ્યું અને એકદમ મારો મિજાજ ગયો હોય એવી રીતે મેં એને પૂછ્યું: 'સરદારજી, તમારા જીવનમાં પણ તમારે હાથે એવું કંઈ અણઘટતું કાર્ય થયું છે કે જેની યાદે તમે આમ બેભાન જેવા થઈ જાઓ છો?'

મેં આ સવાલ પૂછ્યો તો ખરો, પણ પછી મને મારી જ બીક લાગી. શરમ લાગી.

મારો એ સવાલ સાંભળતાં જ ઉમેદસિંગ જરા ઢીલો થઈ ગયો અને હાથમાંનું ફાનસ નીચે મૂકીને ઓટલા ઉપર બેઠો. થોડીવાર તો એ તદ્દન સ્તબ્ધ બની ગયો. એની એ આંખોમાં ઉન્માદ વધવા લાગ્યો હતો. હું બીતો બીતો એને જોઈ રહ્યો હતો. એના હોઠ કંપતા હતા, કપાળ ઉપર પરસેવો બાઝ્યો હતો અને પોતાના એ માંસલ લોહિયાળ હાથમાં આવેલી ફ્રુન્તરી દબાવી દેવા માટે જાણે એના બન્ને હાથે આંકડા ભીડાઈ ગયા.

એની એ નીરવ છતાં અચકાતી હિલચાલથી મારો જીવ ગભરાવા લાગ્યો.

એવામા તો એ એકદમ આવેશમા આવીને બોલ્યો 'બાબુજી તમારો સવાલ સાચો છે મને જેલમા આવ્યાને છ વરસ થયા હશે પણ આજ સુધી કોઈએ મને આ પૂછ્યુ નહોતુ

'ત્યારે તમારે હાથે એવુ કયુ કામ થયુ ? તમને જોતાવેત મને તો એમ લાગેલુ કે તમારા હાથે ખૂન થાય જ નહિ તમારા એ અઘટિત કામ અને જેલમા આવવાને કઈ સબધ છે ખરો ?'

'હા, એ કામે મને જેલમા આણ્યો એને અઘટિત જ કહેવાય એ કામથી તો મારી હાલત ભૂત વળગેલા માણસ જેવી થઈ ગઈ છે બીજા વૉર્ડરોને રાતપાળી માથાના જેવી લાગે છે, જ્યારે હુ તો એ ખાસ માગીને લઉ છુ કારણ કે ઓરડીમા તરફડતા પડ્યા રહીને ભયકર દશ્યો જોવામા રાત વીતાવવી એના કરતા મને આખી રાત જાગીને પહેરો ભરવો વધુ ગમે છે

'એવુ તે કયુ ભયકર કામ તમારા હાથે થયુ ?'

'હા હવે એ જ બધુ તમને કહુ છુ હુ આ પ્રાંતનો વતની નથી અમૃતસર પાસેના એક ગામડામા મારો જન્મ થયો મારા માબાપ નાનપણમા મરી જવાથી દસ વરસની ઉમરે હુ કચેરીમા પટાવાળાનુ કામ કરવા લાગ્યો લાહોરમા એક મોટી વિદેશી કપની છે એના જનરલ મૅનેજર અમૃતસરમા તપાસણી માટે આવ્યા હતા ત્યારે હુ એમને ગમી જવાથી અમારી ઑફિસના મૅનેજર પાસેથી મને માગી લીધો હુ એમના પટાવાળા તરીકે કામ કરતો હતો, છતા એ પેટના દીકરાની જેમ મારી કાળજી રાખતા'

બોલતા બોલતા એનો અવાજ ઘોઘરો થયો, મે એને થાક ખાવા માટે કહ્યુ 'આ તમારા સાહેબ ત્યારે ખૂબ ખાનદાન હોવા જોઈએ '

સિગરેટનુ ગણુ ખખેરીને શરૂ કર્યુ ના મને ક્યારેક લાગે છે કે પાછળથી જે ભયકર બની એ મારા સાહેબ ખાનદાન ન હોવાને કારણે જ બની હોવી જોઈએ એ યુરોપિયન જેવા સાવ ગોરા હતા એમની આખો ભૂરી હતી અને રોફ વિલાયતથી તાજા તાજા જ આવેલા સાહેબ જેવો હતો પણ લાહોરની એકેય મોટી યુરોપિયન ક્લબમા એ જતા નહિ પાછળથી મે એવુ સાભળેલુ કે એમની મા કાશ્મીરી હોવાથી યુરોપિયન સમાજમા એમનુ માન જરાપણ ન જળવાતુ એ અપમાનના કાટે એમના હૃદયમા ઊડે ઊડે પેસીને એમનુ જીવન દુખી કરી દીધુ એમને ભારે પગાર હતો એમનો બગલો પણ મોભાસરનો હતો અને પોતાની જાત માટે એ પાણીમૂલે પૈસા પણ ખરચતા પણ એમનુ મન સુખી નહોતુ એમના જીવનમા કશો આનદ નહોતો

એમના એ સરસ રીતે શણગારેલા બગલામા એ અને એમના નોકરો રહેતા એમણે ક્યારેય યુરોપિયન સમાજના સ્ત્રીપુરુષોને પોતાને ઘેર બોલાવેલા નહોતા કે ખાણુ પણ નહોતુ દીધુ લાહોર જેવા પાટનગરમા ઠાઠમાઠથી રહેવા છતા એ વેરાનમા હોય એમ અતડા અને બીકણ હતા સાજે ઑફિસેથી છૂટીને એ રમવા જતા ત્યાથી આવીને પોતાની ખાનગી ઓરડીમા જમીને બેસતા અને પછી ભલો એમનો શરાબ ! હુ પ્યાલીઓ ભરીને એમની સામે ઊભો રહીને એક પછી એક દેતો અને પછી અડધુ પોતાની સાથે અને અડધુ મારી સાથે બબડતા એ શરાબ પીતા ઘેર ઑફિસે કે મુસાફરીમા હુ એમના પડછાયાની જેમ સાથે રહેતો એમની જરૂરિયાત સગવડ વગેરે સાથે હુ એવો એકરૂપ થઈ ગયો હતો કે એમના મોમાથી કયો શબ્દ બહાર પડવાનો છે એ બોલ્યા પહેલા જ મને જણાઈ આવતુ બીજાને અજાણ એવા લાહોરના યુરોપિયન સમાજના કુતૂહલને પાત્ર બનેલા એમના આતર જીવનનો હુ સાક્ષી હતો— હુ એમના જીવનનો સમભાગી થયો હતો એ તો મારાથી અને તેમનાથી પણ અજાણ હતુ

આમ અમે લાહોરમા સાત વરસ ગાળ્યા પછી તો

સાહેબને એવા ઘરેડીયા જીવનનો કંટાળો આવ્યો. અમારી કંપનીની આ પ્રાંતમાં શાખા ખોલવા માટે જબલપુરમાં આવ્યા. ત્યાં આવ્યા કે તુરત જ એમના જીવનમાં એક મહત્ત્વનો ફેરફાર થયો,—આજ સુધી શરાબથી ઘડાયેલા એમના જીવનમાં સુંદરીએ પ્રવેશ કર્યો. રોજ રાતે ક્લબમાંથી પાછા ફરતી વેળા નવી સ્ત્રીને એ સાથે લેતા આવતા અને એની સાથે ખાણું વગેરે થતું. મધરાતે અથવા કોઈ કોઈવાર તો છેક સવારે પણ એ સ્ત્રીને ઘેર પહોંચાડવાનું કામ મારે ભાગે આવતું. એમના જીવનમાં થયેલો આ ફેરફાર મને ન ગમ્યો. ઊલટાનું કવખતે ઊઠીને એ સ્ત્રીને પહોંચાડવાનું કામ સાહેબ મને કહેતા અને મારું મન અસ્વસ્થ થઈ જતું. ખુદ એમના ધ્યાનમાં પણ આ હકીકત આવી હોવી જોઈએ. એક દિવસ પરોઢિયે એ સ્ત્રીને મૂકીને હું પાછો ફર્યો ત્યાં સાહેબ લોબીમાં આંટા મારતા હતા. મને જોતાં જ બૂમ મારી બોલાવ્યો. મારે ખભે હાથ મૂકીને કહ્યું: 'બેટા ઉમેદ, તું હજુ બાળક છે. મનનું દુ:ખ ભૂલવા માટે શું શું કરવું પડે છે એની તને હજુ ખબર નથી!'

જબલપુરમાં આવ્યા છતાં યુરોપિયન સમાજે કરેલો એમનો બહિષ્કાર ચાલુ હતો. ફક્ત રાતને વખતે કોઈ ગોરી છોકરી છૂપી રીતે એમના સહવાસમાં રહેતી મેં જોઈ હતી. ખરેખર, બાબુજી, જાતિભેદની બાબતમાં તો યુરોપિયનો જેટલા ચુસ્ત લોકો દુનિયામાં બીજા કોઈ નહિ હોય. એમની એ નિષ્ઠુર અને ચુસ્ત નીતિએ જ સાહેબનો ભોગ લીધો, એમના જીવતરને ધૂળભેગું કર્યું!

એમના નિરંકુશ જીવનમાં વધુ એક તડ પડી. કંપનીના સંચાલક તરીકે કોઈ કોઈવાર તો આખા પ્રાંતમાં એમને ફરવું પડતું. આ રઝળપાટમાં મળેલા તરેહ તરેહના વિલાસી અનુભવોને લઈને કે જબલપુર જેવા સ્થળના લોકોની નજર ચૂકવવા શનિ–રવિના એ દિવસો જબલપુરથી દૂરના કોઈક ગામના ડાકબંગલામાં વીતાવવાની શરૂઆત કરી. ડાકબંગલાની પસંદગી કરતી વેળા લોકોની નજર ચૂકવવાનું અને લોકોથી દૂરનું એકાંત એ ખાસ ધ્યાનમાં લેતા. શનિવારે બપોરે ઑફિસ છૂટે કે શિકારે જવાની તૈયારી કરીને મોટર લઈને બહાર નીકળે અને એ રાત કોઈપણ ડાકબંગલામાં લહેરથી ગાળીને સોમવારે સવારે ફરી ઑફિસમાં હાજર થઈ જવાનો ક્રમ થઈ પડ્યો. આ પ્રવાસી મુકામોની બધી સગવડ મારે સાચવવી પડતી; અને એ વખતના હરિણાક્ષીના શિકારી સાહેબને જોતાં સાહેબના ભાવિની મને ફીકર થવા લાગી. પણ એમની સામે કંઈ કહેવાની મારામાં હિંમત નહોતી. છતાં મને લાગતું કે એમની કંઈક પણ મોટી મનોવ્યથા ભૂલવા માટે જ આ વિકૃત–વિલાસી જીવનનો આશરો લીધો હશે!

અને આવા રખડુ જીવનમાં એમની મનોભાવનાઓ કોઈવાર મારી નજરે ચડી એથી તો મારું મન વધુ ફીકરમાં પડી ગયું. ઘણીવાર તો એમ થતું કે એને ઇચ્છીત શિકાર ન મળવાથી મારા જ સહવાસમાં એમને રાત ગાળવી પડશે. એવી ભોગ વિનાની એકાંત રાતે શરાબના દરેક પ્યાલા સાથે થનારું એમનું સ્વગત ભાષણ તો એમના આંતરિક જીવનનું એક પૃષ્ઠ જ હતું. બહાર ભયંકર રાત હોય અને સાહેબ એકધારું બોલતા હોય! એવી કેટલીયે ભયાનક રાત મેં એમના સહવાસમાં ગાળી છે. એ ગમે તેટલો દારૂ પીવે છતાં એમને નશો ન ચઢતો, જાણે એમના લોહીમાં દારૂ ભળી ગયો હતો. એ બોલે એટલું સાંભળવા અને કહે એટલું કરવા જેટલું જ મારું સ્થાન એમના જીવનમાં હતું. પણ આવા એકાંતમાં કોને ખબર શા માટે એ જાણે પોતાનું દિલ ખોલીને એનો ખૂણેખૂણો મને બતાવતા. બહાર બરફનું ભયાનક ઘમસાણ મચ્યું હોય અને બારીનાં વેંટિલેશનમાંથી એ જોનાર માણસના મનની જે ભયગ્રસ્ત દશા થાય એવી મારી દશા થતી, 'બેટા ઉમેદ!' આ શબ્દો એમના મોંમાંથી બહાર પડે એટલે મારા શરીરે

કંપારી આવી જતી કારણ કે ખૂબ પ્રેમથી, વિશ્વાસથી સહાનુભૂતિની અપેક્ષાએ ઉચ્ચારેના એ શબ્દો તો એમના ગુંગળાઈ જતા હૃદયની માગી ચીસ હતા

અને ખરેખર એમનુ મન ગૂચવાએલુ જ હતુ પોતાના જન્મનુ રહસ્ય એમને કયારેય મને કહી બતા યુ નહોતુ, કે કોઈ ગૌરાગના કન્યાએ એમની લગ્નની માગણીને ધુત્કારીને એમના નીચા કુળનો તિરસ્કાર કર્યો એમ પણ કદી બોલ્યા નહોતા પણ 'બેગ ઉમેદ (એ શબ્દો એ બોલે ક ખૂબ પ્રભાવશાળી એવી એક વ્યક્તિ તિન બોલીને મારી સાથે વાત કરે છે એમ મને લાગતુ કોઈ નિરાશ માણસ પોતાના હાથે નસ કાપીને એમાથી નીકળતા લોહીથી નાહીને બહાર નીકળે એવુ એમનુ એ સ્વગત ભાષણ લાગતુ એ ભાષણને સ્વગત એટલા માટે કહુ છુ કે મારી પાસેથી કશાયે જવાબની કે સહાનુભૂતિના એક પણ શબ્દની આશા એમને નહોતી ઊલટુ જો એમાં શબ્દ બોલ્યો હોત તો એમનાથી એ સહન ન થયુ હોત આપણા ઉપર ખૂબ પ્રેમ રાખનાર કોઈ વ્યક્તિ એકસરખી આપણી પાસે હોય ત્યારે જમીનમાથી ફૂટતા ઝરણાની ભીનાશ જેમ એની અપ્રગટ સહાનુભૂતિથી આપણુ જીવન લીલુછમ કરી દે છે પણ એ સહાનુભૂતિ ફક્ત શબ્દોથી પ્રગટ થાય એ ન સહેવાય એવી નિરાળી—સ્વમાની એની મનોરચના હતી, બેગ ઉમેદ મારા જીવનમા અદરથી એકધારી પ્યાસ લાગી છે! ગમે તેટલો દારૂ પીવાથી પણ એ તરસ એ તરસ છીપશે નહિ! એમના સ્વગત ભાષણની એવી શરૂઆત રહેતી અને બેટા, તારો માનિ પાગલ છે એમ તો લાગે છે ને? એ વાકયથી એ ભાષણનો અત આવતો બોલતા બોલતા ફરીથી ઉભે સિગ રેટ થોભ્યો 'અલો એનાજ ઘોઘરો થયો હતો, એની આખો ભરાઈ આવી હતી, અને આછ ા ભીડેલા એના હાથ આવેગથી ધ્રૂજતા હતા મને થયુ કે એની આખ અગાથી કોઈ ભયા

નક કરુણ દેખાવ પસાર થાય છે ત્યા એ ઘૂટડો ગળીને ફરી બોલવા લાગ્યો એ રાતે બનેલો એ ભયાનક બનાવ હજી પણ મારી આખ સામેથી હટતો નથી એ બનાવને આજે સાત વરસ થયા પણ એ રાતે થયેલા એ કારમા કૃત્યની દરેક પળ જાણે કાલે જ વીતી હોય એમ આખ સામે તરે છે ઉનાળો શરૂ થવાથી અમે પચમઢીમા રહેવા ગયા હતા શનિવારે સાજે સાહેબ રોજના નિયમ મુજબ શિકાર કરવા બહાર નીકળ્યા અને સાતને સુમારે અમે રસ્તે એક ધાર ઉપરના ડાક બગલે આવી પહોચ્યા આ બગલો સાહેબને બ ગમતો એ એટલો બધો એકાતમા હતો કે રાતે ઘણી વાર હિંસક પ્રાણીઓ ત્યા આવી પહોચતા સાજને વખતે બગલાની પરસાળમા ખુરશી નાખીને બેસીએ એટલે એ ગીચ જગલમા ફેલાયેલ અધકાર આપણને ચોમેરથી ખાવા ધાય પવનના જોરથી થતા સૂસવાટા તો જાણે એ અધકારના શ્વાસ ઝા ની પાન વગરની ડાળીઓ જાણે એના શરીર ઉપરના વાળ અને અધારામા ચમકતા તારલિયા તો જાણે એની ફેણ ઉપરના ધોળા ટપકા—એમ એ અધકારનો આખો દેખાવ ખૂબ ભયાનક હોય બગલામાના નોકરો પણ રાતના નવ પછી ત્યાથી નીચે માઈલ દોઢ માઈલ દૂર આવેલા ગામમા સૂવા માટે જતા રહેતા

પણ એ બગલાના ફળિયામા પલગ નાખીને સૂવાનો સાહેબને શોખ હતો એમના કાસ્મીરી લોહીથી ઉના ળાની ગરમી જરા પણ સહન ન થતી અને ગુલાબના તાજા ખીલેલા ફૂલ જેવી એમની કાંતિ કરમાઈ જઈને એમનુ શરીર ઉનાળામા ફીકુ પડેલુ દેખાતુ એપ્રિલથી જુલાઈ સુધી એમના દિવસો એક જાતના આનદમા જતા ઉનાળામા દારૂ ન પીવાથી એમનો સ્વભાવ શાત રહે એમ મે એકવાર એમને કહ્યુ ત્યારે ખડખડ હસીને બોલેલા ઉમેદ! તુ હજી બાળક છે! આ દિવસોમાં જે જે લાગ્યે છે એની પાસે દારૂની મઝાનો કઈ નથી—ઉનાળાની ગરમી પણ કઈ હિસાબમાં નથી! દારૂના વધુપડતા સેવનથી ઉનાળાના દિવસોમા

એમને નશો ચડતો.
એ દિવસની કાળમુખી રાત એવી બેફામ હતી.
રાતે ખાણું પત્યા પછી સાહેબે નોકરોને પૂછ્યું: 'બધું બરોબર તૈયાર રાખ્યું છે ને?'
નોકરે અદબપૂર્વક તરત જવાબ દીધો: 'મેં આપના માટે ઘણો પ્રયત્ન કર્યો. પણ આજ આપને મનગમતો ઇંતેજામ થઈ શક્યો નથી!—'
એના મોંમાંથી એ શબ્દો બહાર પડતાંની સાથે જ ટેબલ ઉપર પડેલું હંટર સાહેબે ઉઠાવ્યું અને પેલા નોકરની પીઠ ઉપર ચોડી દીધું.
એ અવાજની સાથે જ હું દોડતો અંદર આવ્યો.

મેં જોયું, આજ કંઈક જુદી જ પરિસ્થિતિ હતી.

નોકર જમીન ઉપર ઢળી પડીને આછીછી કરતો હતો. સાહેબ ક્રોધથી બેભાન બન્યા હતા.
મને અંદર આવેલો જોઈને એ જરા ઢીલા પડયા: 'ઉમેદ, આ બેવકૂફથી ઇંતેજામ નથી થઈ શક્યો એમ છેક અત્યારે એ મને કહે છે! મારાથી તો આજ એકલું રહી શકાય એમ નથી. આ પાકીટમાંથી જોઈએ તેટલા પૈસા તું લઈ જ!—પણ કોઈ હિસાબે તું એકલો પાછો ન આવતો—'
સાહેબ મારી સાથે વાત કરતા હતા ત્યારે પેલો નોકર જતો રહ્યો હતો. મેં મૂંગે મોંએ પેટી ઉઘાડીને પાકીટમાંથી પૈસા લીધા અને ગૅરેજમાંથી ગાડી બહાર કાઢીને ગામ તરફ જવા નીકળ્યો.
બહાર ઘોર અંધારું હતું. વચ્ચે વચ્ચે ક્ષિતિજને એક ખૂણે વીજળી ઝબકતી હતી. એના તેજમાં પાંદડાં વગરના ઝાડના અને વાંકાચૂંકાં વાદળાંના ભયાનક આકાર દેખાતા હતા! ઢોળાવ ઉપરથી ગાડી લઈને ગામ તરફ આવતાં મને વારંવાર લાગતું કે રસ્તામાં વાઘ ભેટશે તો? પણ હું એ કંઈ પરવા કર્યા વગર ગામમાં પહોંચી ગયો. નોકરની મદદથી મેં ખૂબ તપાસ કરી પણ મનમાન્યો શિકાર ન મળ્યો.

આખરે નોકરની ઇચ્છા મુજબ એને મેં ગામમાં છોડ્યો અને બંગલે જવા માટે ગાડી પાછી ફેરવી. પણ ગાડી ઝડપથી ચલાવવાની હિંમત મારામાં ન રહી. હાથમાં હંટર પકડેલી સાહેબની એ ઉગ્ર મૂર્તિ મારી આંખ સામે ઊભી હતી—'કોઈ પણ હિસાબે એકલો પાછો ન ફરતો' એ એમના હુકમી શબ્દો મારા કાનમાં ઘૂમતા હતા.
મને થયું, હું એમ ને એમ પાછો જઈશ તો—
—તો ક્યારેય ન સાંભળેલા સાહેબના મોઢાના અપશબ્દો આજ સાંભળવા પડશે!
એનાથી તો મોત સારું!
આવા વિચારમાં જ મોટરની બત્તીના તેજમાં મને સામેથી કોઈક આવતું દેખાયું. જરા ઝીણવટથી જોતાં મને સમજાઈ ગયું—
એ સ્ત્રી જ હતી.
એના માથા ઉપર તાજી તોડેલી ઝાડની ડાળીઓની ભારી હતી. શરીર ઉપર ખેંચીને વીંટેલાં ભીનાં કપડાંમાંથી એનું તસતસતું જોબન દેખાતું હતું.
મોટર આગળ એ આવતાવેંત જ મેં ગાડી થોભાવીને એને ધમકાવી: 'આટલી મોડી રાતે તું ક્યાં જાય છે?'
'ગામમાં, પગમાં કાંટો વાગવાથી મારે ખૂબ મોડું થયું છે!' જરા પણ બીક રાખ્યા વગર મારી નજર સામે નજર મેળવતાં એ બોલી.
મેં ખોંખારીને જરા ધીમે અવાજે એને કહ્યું: 'ગામ તો હજુ માઈલેક દૂર છે. થોડીવાર ઉપરના બંગલે આવીશ? પછી તને ગાડીમાં જ પાછી ઘેર પહોંચતી કરી દઈશ.'
મારા એ શબ્દો સાંભળીને એ વીજળી જેમ તાડૂકીને મને મા-બહેન સમાણી ચોપડવા લાગી.
એમ તો મેં એને કંઈ ન કર્યું હોત. પણ એના મોંમાંથી એ અપશબ્દો સાંભળતાં જ મને ગુસ્સો આવ્યો,—હું શું કરું છું એનું મને ભાન સુદ્ધાં ન રહ્યું.
અને મેં એના મોં ઉપર રૂમાલનો ડૂચો મારીને, એને

ઉંચકીને મોટરમા નાખી અને મારા ફેંટાથી એના હાથપગ બાંધી દીધા

પાંચ મિનિટમા ગાડી બંગલા સામે આવીને ઊભી રહી સાહેબ લુંગી પહેરીને ફળીયામા આંટા મારતા હતા મોટર ઊભી રહેતા જ સાહેબે મને કરડે અવાજે પૂછ્યુ ' શિકાર હાથ લાગ્યો કે નહિ ? '

મે ગાડીમાથી નીચે ઊતરતા કહ્યુ ' શિકાર મળ્યો તો ખરો, પણ વીફરેલી વાઘણ છે ! '

ત્યારે સાહેબ બેપરવાઈથી બોલ્યા ' અચ્છા, એ હુ સભાળી લઈશ '

મે મહામહેનતે મોટરમાથી પેલી સ્ત્રીને ઊંચકીને સાહેબની રૂમમા મૂકી અને એના હાથ-પગ છોડયા હાથપગ છૂટા થતા જ એ ઊભી થઈને બહાર જવા માટે એકદમ બારણા તરફ ધસી ત્યા તો મે એને આજીજી કરીને કહ્યુ ' તુ ઉદ્ધતાઈથી ન વર્તની સાહેબ તારી ઇચ્છા વિરુદ્ધ તને હેરાન નહિ કરે '

સાહેબ મારી પાછળ આવીને એની સામે મીટ માંડીને જોતા હતા એના માદક યૌવનને જોતા એમની આંખો માથી દારૂનો નશો હવે ઊતર્યો હતો—એના ઉપર બીજુ ઘેન ચડ્યુ હતુ

મોમાથી સિગારેટ ફેંકીને કહ્યુ ' દારૂની પ્યાલી પહેલા ભર—પછી હુ જોઉ છુ '

એ જુવાન સ્ત્રી ક્રોધથી રાતીચોળ થઈને ભીંતને ટેકે ઊભી હતી સાહેબ ખુરશી ઉપર બેસીને એની સામે જોતા હતા મે પ્યાલી ભરીને ટેબલ ઉપર મૂકી અને ઓરડીમાથી હુ બહાર નીકળ્યો મોટર ગેરેજમા મૂકી અને હુ ઓસરી પાસે જઈને બેઠો

મારુ મન ખૂબ દુભાયુ હતુ મે કરેલુ કામ ઠીક નથી કર્યુ એમ એક સરખુ મારા મનમા ખૂચ્યા કરતુ હતુ

પેલી સ્ત્રી તદ્દન નાખુશ અને સાહેબ તો ચકચૂર !

હુ ત્યા બેઠો હતો પણ મારુ મન તો પેલી બંધ ઓરડી તરફ હતુ. ત્યા મનના બધા બનાવ મારી આંખ સામે તરતા હતા

સાહેબનો ક્રોધી સ્વર પહેલા તો મને સભળાયો એ પછી થોડી વારે હંટરનો અવાજ અને એની પાછળ નિરૂપાયથી ભરાયેલુ ડુસકુ !

એ ડુસકુ કાને પડતા જ મારા રૂંવેરૂવા ખડા થઈ ગયા હુ તરત ઊઠીને ઓરડી તરફ ધસ્યો

ત્યા એ ઓરડીની બારીમાથી પેલી જુવાન સ્ત્રીએ નીચે કૂદકો માર્યો

મે આગળ વધીને જોયુ તો—એ સ્ત્રી નવસ્ત્રી હતી, એના છૂટી ગયેલા વાળથી એનુ મોઢુ ઢંકાઈ ગયુ હતુ મને જોતા જ એ દોડતી ખીણ તરફ વળી

એનો હેતુ મને એ વખતે સમજાયો હુ એની પાછળ દોડ્યો અને હવામા પાછળ ઊડતા એના વાળ પકડવા મે હાથ લાંબા કર્યા

એ વાળનો જરાક સ્પર્શ મને થાય ન થાય ત્યા તો એણે ડુંગરાની ટોચની ભેખડ ઉપરથી પોતાનુ શરીર નીચે ખીણમા ફેંક્યુ

હુ તો દિગ્મૂઢ થઈને એ દેખાવ જોતો ઊભો થઈ રહ્યો મારી નજરની ક્ષણની, પગની બધી શક્તિ જાણે જતી રહી

સાહેબ મારી પાસે આવીને ઊભા હતા

અમે બન્નેએ એક વાર તો વાંકીને નીચે જોયુ પણ ખીણના તળિયાના ગાઢ અંધકારમાથી કઈ પણ અવાજ ઉપર આવ્યો નહી

થોડીવાર સાહેબ ત્યા રોકાયા ને પછી બગલામા પાછા ગયા ઘણી વાર સુધી એ લખતા હતા પછી એમણે બૂમ પાડી ' બેટા ઉમે —'

હુ અંદર જઈને એમની સામે ઊભો રહ્યો એમનુ મોઢુ તદ્દન શાંત હતુ મને સ્વસ્થતાથી કહ્યુ ' આ કાગળમા મે બધી વિગત લખી રાખી હોવાથી બનેલા બનાવની બધી જવાબદારી મારા ઉપર હોવાનો એમા ચોખ્ખો એકરાર કરેલો છે માગથી હવે જીવતુ રહેવુ અશક્ય છે જીવનભર સુખે રહેવાની તારી જોગવાઈ મે કરી રાખી છે '

એ બોલતા બોલતા ઊઠ્યા અને મારી પાસે આવીને કહ્યું: 'ઉમેદ, હવે આજ આપણો છેલ્લો મેળાપ બેટા, તારું ભલું થાઓ.'

એમણે મારો હાથ એમના હાથમાં પકડીને મારા કપાળે બચ્ચી ભરી.

પછી પોતાની બંદૂક ઊંચકી અને મને બહાર જવા કહ્યું.

'એમનું એ વર્તન મને સમજાયું. જે અવિચારી કૃત્ય માટે મૂળે તો હું જ જવાબદાર,—એની પાછળ એ આપઘાત કરે એ મારાથી સહન ન થયું. મેં એમને ખૂબ સમજાવ્યા કે તમે આપઘાત કરશો તો પણ હું સાચી બિના પોલિસને કહીને આ કામનું પ્રાયશ્ચિત ભોગવીશ અને તમારી એક પાઈને પણ નહીં અડું.

અમે ઘણીવાર સુધી આ પ્રમાણે વાત કરતા હતા, છેવટે એ કબૂલ થયા, અને ચાર મહિને આ બધી વાત બરોબર પાર પડ્યા પછી હું આ જેલમાં આવ્યો. લોકોના ધ્યાનમાં આ સાચી હકીકત આવી. પણ સાહેબની લાગવગને લીધે અને મેં ગુનાની બિનશરતી કબૂલાત કરેલી હોવાથી એમને કેસમાં સંડોવવામાં પોલીસ ફાવી નહિ. ફક્ત કેસ ચાલતો હતો ત્યારે સાહેબથી ન રહેવાયું એટલે બે વાર પોલીસને તાબે થવા તૈયાર થઈ ગયા હતા.

જેલમાં મને વધુ સગવડો મળે એ માટે બધી જોગવાઈ એમણે કરી અને દર પખવાડિયે એ જાતે મને મળવા આવી જતા. ખરેખર બાબુજી! આવા પ્રેમાળ માલિક મળવા મુશ્કેલ છે.

એ વાતને આજે છ વરસ થયાં છે. પણ એની યાદ આવતાં જ મને એવો તો ઉત્સાહ આવી જાય છે. છેલ્લાં છ વરસમાં મારી આ મનોવ્યથા તરફ કોઈનું ધ્યાન ગયું જ નથી તમે આજે આ પ્રશ્ન પૂછ્યો અને મેં આજસુધી કોઈને ન કીધેલી હકીકત તમને કહી સંભળાવી.

થોડીવાર તો અમે બન્ને અવાક હતા. પછી મેં એમને ધીમેથી કહ્યું: 'સરદારજી તમારી સચ્ચાઈ માટે મને નવાઈ થાય છે—'

'દુનિયામાં સચ્ચાઈ સિવાય ચાહવા જેવું બીજું છે પણ શું બાબુજી!' એ હસીને બોલ્યા અને એમની આંખમાંથી અનોખું તેજ ઝબકી ઊઠ્યું. મને લાગ્યું કે શુક્રનું ચાંદરણું જ જાણે મારા શરીર ઉપર તેજ પાથરી રહ્યું છે! ×

મરાઠીમાંથી ટૂંકાવીને અનુવાદક: શ્રી જયન્ત પરમાર



## 'ઊર્મિ-નવરચના'નાં ગ્રાહકોને

અનિવાર્ય સંજોગોને લીધે જૂન-જુલાઈનો આ જોડિયો અંક પ્રગટ કરવો પડ્યો છે તેની ગ્રાહકો અને વાચકોને વ્યક્તિગત જાણ કરી શકાઈ નથી; અનેક ગ્રાહકોની અંક ન મળ્યાની ફરિયાદોનો પણ આ નિવેદનથી જવાબ મળી રહેશે.

—વ્યવસ્થાપક: 'ઊર્મિ-નવરચના'

# કેટલું જાણો છો ?

[ સામાન્ય જ્ઞાન ખૂબ વધી શકે, સારી રીતે વિકસી શકે એવાં સાધનો અને સગવડો આજના યુગમાં વિશેષ છે. છતાં કેટલીક વખત એ જ્ઞાનનો પણ આપણી નવી પેઢીમાં સારો એવો અભાવ હોય છે. અહીં આપેલા સત્તાવન સવાલો પણ સામાન્ય જ્ઞાનના જ છે થોડોક વિચાર કરવાથી 'એનો જવાબ મળી શકે. એ માટે એટલું વિશાળ વાચન અને રસ હોવાં જોઈએ. એ સત્તાવનમાંથી આપના જવાબો કેટલા સાચા છે એની ચકાસણી માટે આ બધા સવાલો પૂરા થાય તે પછી ક્રમવાર જવાબો આપ્યા છે તે જુઓ. ]

### સવાલો

૧. સંયુક્ત રાષ્ટ્ર સંસ્થાની ન્યૂ યૉર્ક ખાતેની મુખ્ય કચેરીમાં 'સત્તાવાર રીતે' પાંચ ભાષાઓનો ઉપયોગ થઈ રહ્યો છે. એનાં નામ આપી શકશો ?

૨. ફ્રાન્સના સહકારમાં રહીને અલ્જીરિયાએ કયા દિવસે સ્વતંત્ર થવાનું ઠરાવ્યું હતું ?

૩. ઑસ્ટ્રેલિયાની રાજધાની કયા શહેરમાં છે?

૪. ઈજીપ્તના પ્રમુખ કોણ છે ?

૫. તાઈવાન ટાપુનું મુખ્ય શહેર કયું છે ?

૬. બ્રાઝીલની રાષ્ટ્રીય ભાષા કઈ છે તે જાણો છો ?

૭. એન. એ. ટી. ઓ. (નાટો) આ પ્રથમ અક્ષરોનો શો અર્થ થાય છે ?

૮. સીલોનની રાજધાનીનું શહેર કહી શકશો?

૯. પ્રજાસત્તાક ઇંડોનેશિયાના પ્રમુખનું નામ શું છે ?

૧૦. અમેરિકાનું પાટનગર વૉશિંગ્ટન (ડી.સી.) છે. એમાં ડી. સી. નો અર્થ જાણો છો ?

૧૧. માનવશરીરમાં બરોળ ક્યાં હોય છે ?

૧૨. 'ઑલ્ટિમીટર' શું છે ?

૧૩. શેકસપીઅરનું એક નાટક સ્કૉટલેન્ડના રાજા અને તેના ઉમરાવોની કરુણ કથની રજૂ કરે છે. એનું શીર્ષક કહી શકશો?

૧૪. વૉરસો કયા પૂર્વ યુરોપીય દેશની રાજધાનીનું શહેર છે ?

૧૫. 'સ્પ્રિંગબોક'નો અર્થ જાણો છો ?

૧૬. કેપ કેનેવેરેલ અમેરિકાના રૉકેટ છોડવાના મથક તરીકે વિશ્વમાં જાણીતું છે. બ્રિટન અને ઑસ્ટ્રેલિયાનું રૉકેટ છોડવા અંગેનું અને તેના સંશોધન માટેનું સંયુક્ત મથક ક્યાં આવ્યું છે એ જાણો છો ?

૧૭. દર વર્ષે ડેવિસ કપ કઈ સ્પર્ધા માટે આપવામાં આવે છે ?

૧૮. લ્યુસાકા ક્યાં આવેલું છે ?

૧૯. ફ્રાન્સના પ્રમુખનું નામ કહી શકશો ?

૨૦. કઈ સંસ્થાને 'યુનેસ્કો' તરીકે ઓળખવામાં આવે છે ?

૨૧. સ્વીડનના ઈજનેર અને રસાયણશાસ્ત્રીએ ડાયનેમાઈટની શોધ કરી હતી અને 'શાંતિ પારિતોષિક' સહિત પાંચ વાર્ષિક પારિતોષિકો માટે જોગવાઈ કરી શકાય તેવી મોટી મિલકત મૂકી ગયા હતા. એમનું નામ જાણો છો ?

૨૨. 'વૅસ્ટ ન્યુ ગીની' ટાપુનું ઈન્ડોનેશિયન નામ કહી શકશો ?

૨૩. ગ્રીનલૅન્ડ કયા યુરોપી દેશના શાસન હેઠળ છે?

૨૪. જહાજમાંથી ભૂરો ઝંડો ફરકાવવામાં આવે ત્યારે શો અર્થ થાય છે?

૨૫. જાપાની સામ્રાજ્યની તળભૂમિના ટાપુનું શું નામ છે?

૨૬. ચીનમાં યાંગત્ઝે-કિયાંગના અખાત નજીક વાંગપૂ નદીના કાંઠે આવેલ મહાન શહેર અને બંદરનું નામ જાણો છો?

૨૭. અંગ્રેજીમાં ઊંધા સૂઈ જવા માટે 'પ્રોન' શબ્દ વપરાય છે. ચત્તા સૂઈ જવા માટે એવો કયો શબ્દ વપરાય છે?

૨૮. અંગ્રેજીમાં 'મૅમથ'નો અર્થ જાણો છો?

૨૯. શ્વેત સમુદ્ર ક્યાં આવેલો છે?

૩૦. પઠાણોની વસ્તી કયા પ્રદેશમાં આવેલી છે?

૩૧. ઇંગ્લિશ ખાડીમાં ઇંગ્લૅન્ડ અને ફ્રાન્સનાં કયાં બે બંદરો વચ્ચે ટૂંકામાં ટૂંકું અંતર આવેલું છે?

૩૨. એક પ્રકારના બ્રિટિશ વિમાનમાં પાછળના ભાગમાં ચાર જેટ એન્જિનો બેસાડવામાં આવે છે એ વિમાનનું નામ જાણો છો?

૩૩. મધ્ય આફ્રિકામાં પહેલાં ન્યાસાલૅન્ડ તરીકે ઓળખાતો દેશ હમણાં રાષ્ટ્રસમૂહનો એક નવો સ્વતંત્ર દેશ બન્યો. એનું નવું નામ જાણો છે?

૩૪. ૧,૭૦૦ માઈલ લાંબી ડાર્લિંગ નદી ક્યાં આવેલી છે?

૩૫. 'ઓપ્થેલમિયા' એટલે શું?

૩૬. 'પેટ્રોલ' અને 'પેટ્રેલ' એ બે વચ્ચે શો ફેર છે?

૩૭. અંગ્રેજીમાં 'જેરિયાટ્રિશિયન' કોને કહે છે?

૩૮. ડોગર બેંક ક્યાં અને શું છે?

૩૯. 'સોલ્ટપીટર' શું છે?

૪૦. 'હાર્મોનિકા' માટે બીજો સાદો શબ્દ કહી શકશો?

૪૧. ખગોળ વિદ્યા માટે પ્રથમ દૂરદર્શક યંત્ર (ટેલીસ્કોપ) કોણે બનાવ્યું હતું?

૪૨. ટાંગાનીકાની રાજધાની અને મુખ્ય બંદર જાણો છો?

૪૩. તાઈવાન ટાપુનું બીજું નામ કહી શકશો?

૪૪. વીજળી પ્રવાહના એકમ માટે જેમનું નામ વપરાય છે એ જાણીતા ન્યુ વૈજ્ઞાનિકનું નામ શું હતું?

૪૫. 'ઝેનિથ' અને 'નાદિર' એ પરસ્પર વિરોધી શબ્દો છે. એમનો અર્થ જાણો છો?

૪૬. અંગ્રેજીમાં 'ફીઝિયોથીરેપી' કોને કહે છે?

૪૭. 'ડેવિડ કોપરફીલ્ડ' 'ટોમ જોન્સ' અને 'ડોમ્બી એન્ડ સન' એમાંથી કઈ નવલકથા ચાર્લ્સ ડિકન્સે નથી લખી?

૪૮. લાસ પામાસ ક્યાં આવેલું છે?

૪૯. શેક્સપીઅરની જાણીતી નાટ્યકૃતિ 'હૅમ્લેટ'માં હૅમ્લેટ કયા દેશનો રાજકુંવર હતો?

૫૦. અંગ્રેજીમાં 'નેમોનિક્સ' કોને કહે છે?

૫૧. 'ગલ્ફ ઓફ ગીની' ક્યાં આવેલ છે?

૫૨. 'કોયહોટિ' શું છે?

૫૩. 'સાઈલો' કોને કહે છે અને તેમાં શું



હોય છે?

૫૪. હાઈ ગ્રોફાઈલ ' કોને કહે છે?

૫૫. ' કલસ્ટ્રોફોબિયા 'નો અર્થ જાણો છો?

૫૬ અમેરિકાનાં કયાં રાજ્યો વીએ અને વીટીના ટૂંકા નામથી ઓળખાય છે?

૫૭. સિંહ અને માછલીઓના સમૂહને અંગ્રેજીમાં કયાં નામોથી ઓળખવામાં આવે છે?

જવાબો

૧. પાંચ ભાષાઓ છે-ચીની, અંગ્રેજી, ફ્રેન્ચ, રશિયન અને સ્પેનિશ. મહાસભામાં ખાસ કરીને અંગ્રેજી, ફ્રેન્ચ અને સ્પેનિશનો ઉપયોગ થાય છે.

૨. રવિવાર તા. ૧ જુલાઈ ૧૯૬૨.

૩. કેનબેરા.

૪. (કર્નલ) ગેમેલ અબદલ નાસર.

૫. તાઈપેહ-વસતી આશરે ૧,૦૦૦,૦૦૦.

૬. પોર્ટુગીઝ.

૭. નોર્થ આટલાંટિક ટ્રીટી ઓર્ગેનિઝેશન— અમેરિકા, કેનેડા અને યુરોપના ઘણા ખરા બિન-સામ્યવાદી દેશોની સંરક્ષણ વ્યવસ્થા માટેની સંસ્થા.

૮. કોલંબો.

૯. ડૉ. સુકર્ણો.

૧૦. 'ડિસ્ટ્રિક્ટ ઓફ કોલંબિયા' સ્ટેટ ઓફ મેરીલેન્ડનો એ એક ભાગ હતું. અત્યારે અમેરિકાની કોંગ્રેસ (સંસદ) હેઠળ ખાસ દરજ્જો ધરાવે છે.

૧૧. પેટની પાછળ ડાબી બાજુએ.

૧૨ વિમાનમાં દરિયાઈ સપાટીથી તે કેટલે ઊંચે ઊડી રહ્યું છે તે માપવાનું યંત્ર.

૧૩ મેકબેથ.

૧૪. પોલેન્ડ.

૧૫. દક્ષિણ આફ્રિકાનું એક જંગલી કાળિયાર જેવું પ્રાણી. એને મજાનાં શીંગડાં હોય છે અને દોડ ખૂબ ઝડપી હોય છે.

૧૬. તૂમેરા, દક્ષિણ ઓસ્ટ્રેલિયા.

૧૭. લોન ટેનિસ. પુરુષો માટે જોડીઓમાં તેમ જ એકેકમાં પણ રમાય છે. સન ૧૯૦૦ થી આ સ્પર્ધા શરૂ થયેલ છે.

૧૮. મધ્ય આફ્રિકામાં ઉત્તર રહોડેશિયાનું પાટનગર.

૧૯. જનરલ ચાર્લ્સ દ'ગોલ.

૨૦. યુનાઈટેડ નેશન્સ એજ્યુકેશન, સાયન્ટિફિક એન્ડ કલ્ચરલ ઓર્ગેનિઝેશન એ નામની સંસ્થાને એ નામથી ઓળખવામાં આવે છે. સંસ્થાના નામના પહેલા અક્ષરો ભેગા કરવાથી એ નામ બને છે.

૨૧. આલ્ફ્રેડ બર્નહાર્ડ નોબેલ (૧૮૩૩-૧૮૯૬)

૨૨. વેસ્ટ ઈન્ડિયન.

૨૩. ડેન્માર્ક.

૨૪. જહાજ હંકારવા તૈયાર થતાં ભૂરો ઝંડો ફરકાવવામાં આવે છે. આ ભૂરા ઝંડામાં કેન્દ્રમાં શ્વેત સમચોરસ હોય છે.

૨૫. હોન્શુ—ઉત્તરમાં હોકાઈડો અને દક્ષિણમાં શિકોકુ અને ક્યુશ્યુ વચ્ચેનો અત્યંત મહત્ત્વનો ટાપુ.

૨૬. શાંઘાઈ.

૨૭. સુપાઈન.





૨૮. એક પ્રકારનો મોટો હાથી. હવે એ જાતનાં હાથીની હસ્તી ભૂંસાઈ ગઈ છે. એ શબ્દ હવે ' મોટા 'ના અર્થમાં વિશેષણ તરીકે પણ વપરાય છે.

૨૯. ઉત્તર ધ્રુવ સાગરનો એ એક અખાત છે. રશિયાની ઉત્તરના સમુદ્ર–કિનારાના કેટલાક ભાગથી તે ઘેરાયેલ છે. તેના ઉપર આર્કેન્જલ બંદર આવેલ છે.

૩૦. પાકિસ્તાનના વાયવ્ય સરહદના જિલ્લાઓમાં અને અફઘાનિસ્તાનના પૂર્વ ભાગોમાં.

૩૧. ડોવર અને કેલેસ વચ્ચે.

૩૨. વિકર્સ વીસી–૧૦.

૩૩. મલાવી.

૩૪. ઓસ્ટ્રેલિયામાં. તે કવીન્સલેન્ડમાં ગ્રેટ ડિવાઈડિંગ રેન્જ માઉન્ટન્સમાંથી નીકળી, ન્યુ સાઉથ વેલ્સમાંથી પસાર થઈને મુરે નદીને મળે છે.

૩૫. આંખના કોઈ ભાગ ઉપર સોજાનું દર્દ. (મૂળ ગ્રીક શબ્દ ઓપ્થેલમોસનો અર્થ આંખ થાય છે.)

૩૬. 'પેટ્રોલ' એ શુદ્ધીકરણ પામેલ ભૂગર્ભ તેલનો એક પ્રકાર છે. મોટર, વિમાન વગેરેમાં તે વપરાય છે જ્યારે 'પેટ્રેલ' એ એક નાનું દરિયાઈ પક્ષી છે. તેને સફેદ અને કાળાં પીછાં હોય છે અને લાંબી પાંખો હોય છે.

૩૭. ઘડપણના રોગોના નિષ્ણાતને એ નામથી ઓળખવામાં આવે છે. (ગ્રીક ભાષામાં 'જેરાસ'નો અર્થ 'ઘડપણ' થાય છે.)

૩૮. બ્રિટન અને ડેન્માર્ક વચ્ચે ઉત્તર સમુદ્રમાં આવેલ રેતીના ખડકોનો વિસ્તાર. માછલાં પકડવા માટે આ વિસ્તાર જાણીતો છે.

૩૯. પોટેશ્યમ નાઈટ્રેટ (સૂરોખાર)નું એ બીજું નામ છે. તે દારૂખાનું, તેજાબ અને ખાતર બનાવવામાં વપરાય છે.

૪૦. માઉથ ઑર્ગન.

૪૧. ગેલિલિયો (૧૫૬૪–૧૬૪૨), આધુનિક વિજ્ઞાનના એક આદ્ય પ્રણેતા. મહાન ઈટાલિયન વૈજ્ઞાનિક.

૪૨. દાર–એસ–સલામ.

૪૩. ફોર્મોસા.

૪૪. એમ્પીઅર. ટૂંકામાં તે અંગ્રેજીમાં એ એમ પી શબ્દથી લખાય છે.

૪૫. આપણે ઊંચે જોઈએ ત્યારે આકાશમાં આપણા ઉપરનું ઊંચામાં ઊંચું બિંદુ તે 'ઝેનિથ' અને આપણી નીચે નીચામાં નીચું બિંદુ તે 'નાદિર'

૪૬. શરીરની ઈજા કે રોગને દવા કે વાઢકાપ સિવાય શારીરિક ક્રિયાથી સારું કરવામાં આવે ત્યારે એ ક્રિયાને ' ફીઝિયોથીરેપી ' કહેવામાં આવે છે.

૪૭. 'ટોમ જોન્સ ' હેન્રી ફીલ્ડિંગે લખી છે.

૪૮. આટલાંટિકમાં આફ્રિકાની ૬૦ માઈલ પશ્ચિમે કેનેરી ટાપુઓનું સ્પેનિશ બંદર અને હવા ખાવાનું સ્થળ.

૪૯. ડેન્માર્ક.

૫૦. સ્મરણશક્તિની સહાય અથવા સુધારા માટેની રીત અથવા પદ્ધતિને. ઉદાહરણ

તરીકે સાંકેતિક અક્ષરો.

૫૧. તે આટલાંટિક સમુદ્રના એક ભાગરૂપ છે અને કેપ પામાઝ અને કેપ લોપેઝ વચ્ચે આવેલ છે.

૫૨. ઉત્તર અમેરિકાનું વરુ.

૫૩. અનાજ અથવા જાનવરો માટેનું લીલું નિરણ ભરવા માટેનો ખાડો કે વાયુ-રક્ષિત ખંડ.

૫૪. એ એક પ્રકારની નૌકા છે. તેની આગળના ભાગમાં 'પંખા' હોય છે. વધુ ગતિએ તે ચાલે ત્યારે તે નૌકાને પાણીથી અદ્ધર કરે છે જેથી તેની ગતિમાં વધારો થાય છે અને પાણીના નૌકા સામેના બળમાં ઘટાડો થાય છે.

૫૫. એક જ સ્થાનમાં પૂરાઈ રહેવાના ભયથી પીડાતા માણસને કલસ્ટ્રોફોબિયા થયો કહેવાય છે. (એ મૂળ લેટીન અને ગ્રીક શબ્દોના મિશ્રણથી થયેલો છે અને તેનો અર્થ થાય છે–'પૂરાઈ રહેવાનો ભય.')

૫૬. વરજિનિયા અને વેરમોન્ટ.

૫૭. 'પ્રાઈડ ઓફ લાયન્સ' અને 'શોલ ઓફ ફિશ.'



## સાભાર પ્રાપ્તિ–સ્વીકાર

**પત્રલેખનની કળા :** મહેન્દ્ર મેઘાણી. પાના ૩૨. પૈસા ૫૦. **હોકી :** સી. એસ એ. સ્વામી પાનાં ૩૨. પૈસા ૫૦.—બન્નેના પ્રકા૦ પરિચય ટ્રસ્ટ, મુંબઈ ૧. **ભારતમાં વિશ્વાનું સ્થાન :** વત્સના મહેતા પાનાં ૧૫૮. રૂ. ૩/૪૦. —પ્રાચ્ય વિદ્યા મન્દિર, મ. સ વિશ્વવિદ્યાલય, વડોદરા. **સાદું અને સરળ વૈદક :** વૈદ્ય અંબાશંકર કા૦ દવે પાનાં ૬૪ પૈસા ૪૦. **નવધા ભક્તિ :**—બન્નેના પ્રકા૦ શિશુવિહાર, ભાવનગર **ભાષાનો સવાલ :** વિનોબા. .અનુ૦ હરિશ્ચન્દ્ર. પાના ૭૯. પૈસા ૭૫.—યજ્ઞ પ્રકાશન, વડોદરા ૧. **ચહેરા પરથી ભવિષ્ય :** લે૦, પ્ર૦ હરિહર પંડિત. પાનાં ૧૯૨. રૂ. ૪/—. ૩૨ ખેતવાડી ૭મી લેન, મુંબઈ ૪. **આફ્રિકાની મહાક્રાન્તિ :** લે૦ પ્ર૦ પ્રાણુનાન જોષી જગનાથ પ્લોટ, રાજકોટ **શોધ અને સ્વાધ્યાય :** ડો હરિવંલભ મૂ૦ ભાયાણી પાનાં ૪૫૪. રૂ. ૮/૨૫ **મંગલ કામના :** ઈશ્વર પેટલીકર. પાના ૨૭૭ રૂ. ૫/૫૦ **કમલ કિતાબ ૧ થી ૧૦ :** જે. ભારતદાસ, મૃણાલિની સારાભાઈ. ચિત્રકારો : શાંતિ દવે, સન્તોષ, વાણી ભટ્ટાચાર્ય, આર. કે. લક્ષ્મણ, બી પ્રભા સેટનુ મૂલ્ય રૂ. ૭/૫૦ —ત્રણેના પ્રકા૦ આર આર શેઠની કંપની મુંબઈ ૨. **કુંઅરબાઈનું મામેરું :** ચૈતન્યબહેન દિવેટિયા પાનાં ૯૨. રૂ. ૨/૫૦. —ફાર્બસ ગુજરાતી સભા, મુંબઈ ૪.



'ઊર્મિ–નવરચના' અંગે કોઈપણ જાતનો પત્રવ્યવહાર કરતી વખતે કે લવાજમ મોકલતી વખતે, વ્યવસ્થામાં સુગમતા પડે તે માટે, આપના રેપર ઉપર દર મહિને આવતો આપનો ગ્રા. નં. અને આપનું પૂરું સરનામું લખવું ક્યારેય ભૂલશો નહિ.







વાર્ષિક લવાજમ : રૂ. ૭/૫૦ વિદેશમાં : શિ. ૧૫.
૭ વર્ષનું સામટું લવાજમ : રૂ. ૩૭/૫૦ વિદેશમાં : શિ. ૭૫.

અમદાવાદમાં રૂબરૂ લવાજમ ભરવાનું અને મ. ઑ. થી મોકલવાનું મુખ્ય સ્થળ :

## ઊર્મિ—નવરચના કાર્યાલય

ભારતી સાહિત્ય સંઘ પ્રાયવેટ લિમિટેડ • ૬૪, ફર્નાન્ડીઝ બ્રિજ • ગાંધીરોડ • **અમદાવાદ, ૧**

—: આ ઉપરાંત નીચેનાં સ્થળોએ પણ લવાજમ ભરી શકાય છે :—

૧. એન. એમ ત્રિપાઠી પ્રા. લિ., પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ, ૨.
૨. આર. આર. શેઠની કંપની, કેશવબાગ, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ, ૨.
૩. એન એમ. ઠક્કરની કંપની, ૧૪૦ પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ, ૨.
૪. આરોગ્યધામ, અચુબ મેન્શન, વિન્સેન્ટ રોડ, માટુંગા મુંબઈ ૧૯.
૫. વિજય સ્ટોર્સ, ૩૮૧/એ, કાલબાદેવી રોડ, ૩જે માળે, નરોતમવાડી, મુંબઇ, ૨
૬. ઈન્ટરનેશનલ બુક હાઉસ, ૯ એશ લેન, મ. ગાંધીરોડ, મુંબઈ, ૧.
૭. નિર્મલ એજન્સીઝ, ૧૦૮ શેખ મેમણ સ્ટ્રીટ, બીજે માળે, મુંબઈ, ૨.
૮. લોક મિલાપ કાર્યાલય, જિલ્લા કોર્ટ રસ્તો, ભાવનગર, ૧.
૯. સાહિત્ય ભંડાર, ૧૪, અમરત્તલ્લા સ્ટ્રીટ, કલકત્તા, ૧.
૧૦. ગુજરાત પુસ્તકાલય સ. સ. મંડળ, રાવપુરા. વડોદરા.
૧૧. ગુજરાત પુસ્તકાલય સ. સ મંડળ, કોંગ્રેસ ભવન, રાજમહેલ રોડ. મહે
૧૨. ગાંડીવ સાહિત્ય મંદિર. હવાડિયા ચકલા, સૂરત.
૧૩. બાબુભાઇ પ્રેમશંકર ત્રિવેદી, ગંજ બજાર, પાટણ.
૧૪. વિજય સ્ટોર્સ, સ્ટેશન રોડ, આણંદ.
૧૫. નવયુગ પુસ્તક ભંડાર, રાજકોટ.
૧૬. સાહિત્ય મિલાપ, ડૉ. યાજ્ઞિક રસ્તો, રાજકોટ, ૧.
૧૭. પોપ્યુલર બુક સપ્લાય, પો. ઓ. નં. ૭૬૯, કંપાલા. ( યુગાન્ડા—પૂ. આફ્રિકા )
૧૮. જનરલ બુક સેલર્સ, પો. બો નં. ૧૨૭૮, દારે સલામ ( ટી. ટી.—પૂ આફ્રિકા )
૧૯. યુનાઇટેડ જનરલ સ્ટોર્સ લિ. પો. બો. ૮૦૮, કિસુમુ ( કેન્યા—પૂ આફ્રિકા )
૨૦. કે. સી. આચાર્ય એન્ડ સન્સ, પો. બો. નં. ૨૪૬, જિન્જા ( યુગાન્ડા પૂ. આફ્રિકા)
૨૧. મુલ્લા સલમાનજી મુલ્લા હેપતુલ્લાભાઈ, પો. બો. નં. ૧૩૭૭, મોંબાસા (કેન્યા—પૂ. ,,)
૨૨. નેશનલ બૂક શોપ, પો. બો. નં. ૧૯૯૮, મોંબાસા ( કેન્યા પૂ. આફ્રિકા)
૨૩. એચ. ટી. જાની, પો બો. નં. ૧૦૩, બ્લેન્ટાયર (માલવી—મધ્ય આફ્રિકા)

Oormi-Navarachna (June-July '65) છૂટક ૭૫ પૈસા : વિદેશમાં રૂ ૧/— Regd. No 68



મુદ્રક • દીપક પ્રિન્ટરી • અમદાવાદ

# ઊર્મિ





# નવરચના

તંત્રી: ઇશ્વરલાલ મો. દવે · · સંપાદક: જયન્ત પરમાર

વર્ષ ૩૬ · અંક ૫ · ઑગસ્ટ ૧૯૬૫



આ તે જ કમલ છે, એ શતદલ છે
સો સો દલે જે પાંગર્યું રૂપરસભર્યું
જેની પરાગે જગતનું ।નાર મઘમઘતું કર્યું
વ્યોમનો પૃથ્વીની સાથે નણનમેતુ બાંધનારું
કોઈ અલૌકિક જીવન રાગી

ગાન જેનું ચિર અનંત છે,
આ એ કમલ છે

જે કમલ પર શારદા ને શ્રી સજોડે શોભતાં'તાં
દ્વિરેફની મધુબનીમાં માંગલ્યગીતો ગુંજતાં'તાં
જ્યાં મત્ત મરુતો શઅસનજ બની સદાય રમતા'તા,
આ ત્રિવિધ દર્શન ઉપરે જેની

અમિત કરુણાનો અમન છે
આ એ કમલ છે

એકેક દલને આગવી એની પ્રતિભા,
અણુઆથમી જેના જીવનની વિશ્વશોભા
સૌંદર્ય જેના બેઉ બની ચિરકાળની શોભા,
છો આવતા ।જલધોધ, ઝંઝાવાત આંધી
આ બધાની મધ્યમાં રહીને જીવવું એવું અનોખું

જેનું પ્રતાપી હૃદયબળ છે
આ એ કમલ છે

હમે ।યા ઘડી પોષાયું પાણીથી
મઢાયું જેને વિશ્વના ઋષિઓએ વાણીથી
કેકના વિખૂટા હૃદયને એક કરનારી,
જેની જીવનગાથા સદાય શાંત સમર્થ છે,
મૃત્યુને જેણે હમેશાં માન્યું મંગલ છે

આ એ કમલ છે
એ શતદલ છે

[ શ્રી ઇન્દુલાલ ગાંધીકૃત 'ઉત્તરીય'માંથી ]

અંક ૫, ઓગસ્ટ '૬૫
સળંગ અંક ૪૨૫
સમાજમાં સંસ્કાર અને



'ઊર્મિ' : વર્ષ ૩૬
'નવરચના' : વર્ષ ૩૦
સાહિત્ય પ્રેરતું સામયિક

## ક્રમ



## સૂચના

* લવાજમ વરસનું : સાડાસાત રૂપિયા, વિદેશમાં દશ રૂપિયા ( શિ. ૧૫ ).
* દર માસની ૧લી તારીખે નિયમિત પ્રગટ થાય છે.
* વરસમાં એપ્રિલ, જુલાઈ, ઑક્ટોબર અને જાન્યુઆરી એ ચારમાંથી કોઈ-પણ માસથી ગ્રાહક થઈ શકાય છે.
* વી.પી.થી લવાજમ વસૂલ કરવામાં જે વધારાનો ખર્ચ થાય છે એ ગ્રાહકે જ ભોગવવાનો હોય છે એટલે લવાજમ પૂરું થયાની નોટિસ મળે ત્યારે ગ્રા.નં. અને પૂરા સરનામા સાથે મનીઑર્ડરથી જ લવાજમ મોકલી આપવું.
* નમૂનાનો અંક મંગાવતી વખતે ૭૫ પૈસાની ટિકિટો બીડવી જરૂરી છે. મફત અંક કોઈને મોકલાતો નથી
* ગ્રાહકોએ દરેક જાતના પત્રવ્યવહારમાં ગ્રા. નં લખવો ખાસ જરૂરી છે.
* અસ્વીકૃત લખાણ પાછું મેળવવા જોઈતી ટિકિટો બીડવી જરૂરી છે. એ સિવાયનાં અસ્વીકૃત લખાણો પંદર દિવસ પછી રદ કરાય છે.
* જાહેરખબર માટેનું, લવાજમ મોકલવાનું, લખાણો મોકલવાનું અને બીજા દરેક જાતના પત્રવ્યવહારનું સરનામું :-

'ઊર્મિ-નવરચના'
ભારતી સાહિત્ય સંઘ પ્રાયવેટ લિ,
૬૪, ફર્નાન્ડીઝ બ્રિજ : ગાંધીરોડ
અમદાવાદ ૧

પ્રકાશક: ઈશ્વરલાલ મો દવેએ અને મુદ્રક : કાન્તિલાલ ડાહ્યાભાઇ પટેલે : માલિક : ભારતી સાહિત્ય સંઘ પ્રાયવેટ લિમિટેડ વતી ૬૪, ફર્નાન્ડીઝ બ્રિજ, ગાંધીરોડ, અમદાવાદથી પ્રસિદ્ધ કર્યું અને મંગલ મુદ્રણાલય, રતનપોળ, અમદાવાદમાં છાપ્યું.
તંત્રી : ઈશ્વરલાલ મો૦ દવે અને સંપાદક : જયન્ત પરમાર.

## કપડવણજ શ્રી. પુ. હ. મહાજન લાયબ્રેરી યોજીત

### ઇનામી નિબંધ હરીફાઇ (૧૯૬૫)

વિષય : ચેપી રોગો, જેવા કે બળીયા, ઓરી, અછબડા, કોલેરા, ટાઇફોઇડ, ક્ષય, વગેરે તેનાં કારણો તથા કુદરતી ઉપચારો.

ભાષા : ગુજરાતી, સંવાદરૂપે ભજવી શકાય તેવો લખવો. ૫૦૦ લીટીથી વધારે નહિ. શાહીથી એક બાજુ લખી તા. ૩૦–૮–૬૫ સુધીમાં મોકલવો. નામ, વતન, સરનામું, ઉંમર, અભ્યાસ, ધંધો, જુદા કાગળમાં જણાવવાં. કોઈપણ ભાઈ બહેન લખી શકશે.

ઈનામ : પ્રથમ રૂા. ૭૫, બીજું રૂ. ૩૧, ત્રીજું રૂા. ૨૫.
બહેનોમા ખાસ પ્રથમ રૂા. ૨૫.

કપડવણજ તાલુકાના હરીફોને ખાસ ઇનામ : પ્રથમ રૂા. ૨૧, બીજુ રૂા. ૧૧.

કપડવણજની કોલેજોના વિદ્યાર્થીઓમાં પ્રથમ રૂા. ૭, બીજું રૂા. ૫.

કપડવણજના ધોરણ ૮–૯–૧૦–૧૧ ના વિદ્યાર્થીઓમા પ્રથમ રૂ. ૫, બીજું રૂા. ૩.

કપડવણજના દશા પોરવાડ જ્ઞાતિમાં પ્રથમ ભાઈ રૂા. ૧૧, બેન રૂા. ૧૧.



આલમ આખી તે દિવસે અજાયબીમાં ગરકાવ બની ગઈ હતી. કોઈના મોં ઉપર નૂર રહ્યું નહોતું. એનું કારણ હતું એક સાવ સામાન્ય કહી શકાય તેવી વાત. હજુય નથી સમજાતું કે આટલી સામાન્ય વાત આલમ આખીને સ્પર્શી ગઈ શી રીતે ?



માણસ વિચારશીલ પ્રાણી છે એમ આપણે રોજ કહેતાં હોઈએ છીએ. બીજાં પ્રાણીઓને ધુત્કારી કાઢવા પણ માણસજાતે આ તત્ત્વનું તૂંપણું શોધી કાઢ્યું હોય. અને એ જ વિચારશીલ પ્રાણી જ્યારે આમ સાવ અવિચારી બનીને અજાયબ બની બેસે એ તો નર્યું જૂઠાણું કે ઉપહાસ જ ગણાય ને? ક્યારેક એ જૂઠાણું અને ઉપહાસ નજરે ચડે ત્યારે જ વિચારવાનું માણસ માંડી વાળે છે કે શું તે જ આવે વખતે સમજાતું નથી.

અજાયબ બનેલાં માનવી તે દિવસે આલમ આખીમાં સાવ હાથ જોડીને બેસી રહ્યાં તેનીય બહુ હરકત ન ગણાય. પણ જ્યારે એ જ માનવીએ એક એવી મોટી ભૂલ કરી નાખી ત્યારે જાણે કુદરત તરફ પણ એક જાતનો અણગમો આવી ગયો. ખૂબ ચોક્કસ કુદરત અને તેના કાનૂન જ્યારે આવી ભૂલ પણ નભાવી લે ત્યારે માનવીને જોઈતું જડી જાય. અને એ જોઈતું મળવાની સાથે જ એની આખી વાત પણ દરેક વાતમાં પગ કરવા લાગે. આ માનવ-પ્રગતિનો મોટો અવરોધ ગણાયો.



આવા અવરોધ, અજાયબીઓ અને અમનચેનમાં રત રહેતાં માનવી જ્યારે કુદરતને નાથવા તૈયાર થયાં ત્યારે કુદરતે પણ એ સાંખી લીધું અને માનવ પાસે કુદરત લાચાર બની બેઠી. પ્રકૃતિ પર પુરુષે વિજય મેળવ્યો—અનેક પરાજયો વહોરી લઈને પણ.



☆

'મધુરમ'

## જીવનનું આ જામ

જીવનનું આ જામ
કથીરનું કે કંચનનું હો : વહાલુ એ છે ધામ,
જીવનનું આ જામ.

ક્યારેક કડવી બદબૂ ચાખું જાણે ગંદું ગામ,
ક્યારેક મીઠી ખુશબૂ માણું જાણે ગોકુળ ધામ,
અમૃત હો કે ઝેર ભલે હો, પ્યારુ જીવનજામ,
જીવનનુ આ જામ.

થર થરમા શોભે છે સુંદર કારજ નકશી કામ,
અણુ અણુમાં જાપ રહ્યો હો સુંદરતા ઘનશ્યામ
રખવાળાં છે રામ પછી કરતું કો બદનામ,
પ્યારું જીવન-જામ
જીવનનું આ જામ,

ચોટે ચકલે ભલે કશુ ન ઉપજે એનુ દામ
સાદુ સીધું રહ્યુ ભલે જ્યાં હોય જ નહિ દમામ
જગના લોકો ભલે બબડતા, ધરવી હૈયે હામ,
વહાલું જીવન-જામ
જીવનનું આ જામ.

મુજને વહાલું, ઉરને પ્યારું, એ છે મુજ બળરામ
જીવનનું આ જામ.

★

'મીનપિયાસી'

## નયન

તારાં નયન !
જ્યાં જિંદગીની સફરથી,
મારું કદી થાકેલ મન,
પામે શયન.

## મોતી

તુજ નીલ સાગર નયનનો,
શો સ્મિત લહર વિચિવલો,
અંતઃસ્તલેથી ઉભરતાં, છલકાવતો મોતી,
કે સ્ફટિક શાં ગોતી,
તે શીદને લ્હોતી ?

## ઉપાલંભ

ચાહ્યો મને તેં ના કદી;
ચાહ્યું ગયું યૌવન છતાં
કહેશે જ તું કાં તો મને
ચાહી નથી કદીયે તને,
કિન્તુ તને સૂઝયુ ન કાં,
કહેવું મને એવું જ કે
'ચાહે ભલે ના તું મને
ચાહીશ તોયે હું તને'
તારું સમર્પણ સર્વ આ,
સંતોષતું મુજને નથી,
હૈયું છલી જો ના ઊઠે,
બીજું કશું જોતું નથી.

## ધૂળ દોડી

આ ધૂળ જતી ક્યાં દોડી,
ઊડી જાણે પવનપંખિણી, સોરઠિયાણી ઘોડી
– આ ધૂળ૦

ધરતી છે શું મહાસાગર ? ને ધૂળ બની શું હોડી ?
શઢ ફેલાવી બધા સામટા, છૂટી લંગર છોડી ?
કો'ક અજાણ્યા પરદેશી શા,
પવને શું પ્રીત જોડી ?
– આ ધૂળ૦

## માવાને

સૃષ્ટિ આ સરજી છે શાને,
મને સમજાવો માવા.

પતંગાને રંગ દીધા,
(શું) ગરોળીને ગળી જવા ?

## પ્રીતિ હતી

પ્રીતિ હતી,....તુજ નયનમાં,
મુજ હૃદયમાં?...ગીતિ હતી.
કિન્તુ જરા કો અવરની ભીતિ હતી,
સ્થિતિ, પરાજયની છતાં,
કેવી સફળ નીતિ વડે, પ્રિય!
મેં તને જીતી હતી!

## ભાવતું ભોજન

આ જિંદગીનું ભાવતું ભોજન અહો!
એકેક ટૂકડો, રોજ વિધવિધ સ્વાદનો,
ચાખવો, ચગળાવવો,
ને રસ બધોય ઉતારવો
આનંદથી આસ્વાદવો.
ને સાંજ વીત્યે, રાતના સૂતી વખત,
બાકી વધેલા, શોક કે નૈરાશ્યના,
જે કૈંક કૂચા, સાવસૂકા,
સર્વ થૂંકી નાખવા.

## ચાંદરડાં

ચાંદરડું દીઠું મેં છાપરે,
ઉજ્જવલ તારા સમું, તેજે ઝબૂકતું,
કિન્તુ એ તો હતું, પાછળ પ્રકાશતા,
સૂરજના તેજનાં, નાનકડાં બુન્દ શું.
–તો તો પછી ન કાં, આકાશી તારલા.
પાછળ કો વિશ્વમાં, વ્યાપ્યા પ્રકાશના,
ચાંદરડાં હોય ના?

✲

દેવજી રા. મોઢા

## ખરવા જઉં છું?!

નિત્યે સમુદ્રતટ પે ફરવા જઉં છું:
મેંયે ઉપાધિ અહીં આવી અનેક વ્હોરી;
એવા ધમાલમય જીવનમાંથી ચોરી
થોડી ક્ષણો, ગગનમાં ઊડવા જઉં છું!

હૈયે પડ્યા જખમ રૂઝવવા જઉં છું!
આઘાત અંતરતણા ભૂલવા જઉં છું!
આનન્દછોળ મહીં ઊછળવા જઉં છું!
વીણા બસૂર ફરી મેળવવા જઉં છું!

તો ત્યાંય તે ખડક નીરપ્રહાર સ્હેતા
શા ખોખરા ખખડીને બનતા રહે છે?
ને આયુની અવધ ટૂંકવતા રહે છે
શા કાલસિંધુ મહીં રેત બની વહેતા!

હું તે સમુદ્રતટ પે ફરવા જઉં છું,
કે ખડક શો પ્રતિ પળે ખરવા જઉં છું?

## અજબ સૃષ્ટિ

ઝૂમી રહ્યું ગગન અદ્ધર શીર્ષથી તો!
શેં તો ય મસ્તક પરે લહું આભ-ભાર?
રે કો રહે સતત કંપવી ચિત્ત-તાર,
જો કે તહીં પવનનો નહિ સ્પર્શ સીધો?

પૃથ્વી વિશાળ રહી નક્કર પાય નીચે,
રે તો ય કાં કલણ શો મહીં ઊતરું છું?
વ્યોમે સહસ્રકર સૂર્ય તપે છતાંયે,
કાં ગૂગંળાઉં અતિ ગાઢ તમસ્ મહીં હું?

છો ને સમષ્ટિતણું અંગ, હું તો ય વ્યક્તિ;
ને વ્યક્તિનાય ગુણધર્મ જુદા જુદા જ;
ને વ્યક્તિનાય પલમાં પલટે મિજાજ;
ને વ્યક્તિનીય વળી આગવી ચિત્ત-સૃષ્ટિ!

કોણે અહો! રચી અલૌકિક સૃષ્ટિ એવી,
પાયા વિના જહીં ઈમારત સ્હોય તેવી?!

★



દ. બા. કાલેલકર

# સંત કાન્હોપાત્રા

વૈરાગ્ય અને ભક્તિ માટે પણ સંસ્કાર જોઈએ એમ માનનાર માટે મહારાષ્ટ્રની આ સંત-મહિલા એક સમસ્યા પણ છે. હિંદી 'મંગલ પ્રભાત'માંથી અનુવાદ કરીને મૂકેલો આ લેખ આપણાં એક વધુ સંતનો પરિચય આપે છે...

આગનભરનાં જાણીતાં કવયિત્રી મીરાં બાઈથી પણ પચાસ પોણોસો વર્ષ પહેલાં મહારાષ્ટ્રમાં એક અદ્વિતીય કવયિત્રી કાન્હોપાત્રા થઈ ગઈ. મીરાં રાજકુમારી હતી: કાન્હોપાત્રા ગણિકાની પુત્રી હતી. બન્નેનાં માનસલગ્ન બાળપણથી શ્રીકૃષ્ણ સાથે થયાં હતાં. અને બન્ને છેવટે શ્રીકૃષ્ણનાં ચરણોમાં જ અંતર્ધાન થઈ.

ભક્ત મીરાંબાઈની સાથે જ કાન્હોપાત્રા યાદ આવી જાય છે.

મહારાષ્ટ્રની સંતભૂમિ પંઢરપુરથી વીસ માઈલ દૂર મંગલવેઢે નામની એક જગ્યા છે. મહારાષ્ટ્રના એક બ્રાહ્મણ સંત દામાજી અને હરિજન સંત ચોખામેલાને લીધે મંગલવેઢે મહારાષ્ટ્રમાં જાણીતું છે.

મુસલમાનોના રાજ્યકાળમાં પંઢરપુર અને મંગલવેઢેની આસપાસનો પ્રદેશ બ્રાહ્મણી રાજ્યમાં ભળેલો હતો.

મંગલવેઢમાં શામા નામની એક ગણિકા હતી એની પુત્રી કાન્હોપાત્રા અસાધારણ રૂપવની હતી. માતાએ એને ગાયન, વાદન, નૃત્ય વગેરે કળાઓનું ઉચ્ચ શિક્ષણ આપ્યું. માતાએ વિચાર્યું કે પોતાની અસાધારણ રૂપ–યૌવનસંપન્ન અને કલાનિપુણ કન્યાને રાજદરબારમાં પ્રવેશ મળે તો ધનદોલત અને પ્રતિષ્ઠાનો પાર ન રહે.

માતાએ કાન્હોને રાજદર્શને જવાનું કહ્યું. છોકરીએ પૂછ્યું: 'ત્યાં જવાથી શો લાભ થવાનો?' માતાએ પુત્રીને પોતાના ધંધાનું રહસ્ય સમજાવ્યું અને કહ્યું કે ખૂબ પૈસા મળશે.

આ કન્યાના સંસ્કાર કંઈક જુદા જ હતા. તેણે તો કહ્યું કે 'મારા રૂપ–યૌવનની અને કળાનિપુણતાની કદર પૈસાથી શા માટે કરવામાં આવે? જો આ પ્રદેશમાં મારાં રૂપ–યૌવન બેનમૂન છે તો આખી દુનિયામાં જે સુંદર છે અને બધી કળાનો ભંડાર છે એવા કોઈને હું મારું જીવન અર્પણ કેમ ન કરું? ફક્ત પૈસાને માટે કોઈ અસંસ્કારી વ્યક્તિને હું મારું શરીર વેચવા તૈયાર નથી.'

માતા સમજી ગઈ, અને કાન્હોને બાદશાહના દરબારમાં લઈ જવાનો વિચાર તેણે છોડી દીધો.

એ જ દિવસોમાં વિઠોબાના કેટલાંક ભક્તો પંઢરપુરની જાત્રાએ જતાં હતાં. (પંઢરપુરમાં શ્રીકૃષ્ણ કે વિષ્ણુને વિઠોબા કે વિઠ્ઠલ કહે છે.) તેમને પૂછતાં કાન્હોને જાણ થઈ કે શ્રીકૃષ્ણ ભકતવત્સલ બધી કળાનો ભંડાર અને શ્યામસુંદર તો છે જ. કાન્હોએ કહ્યું: 'પણ હું તો હલકી જ્ઞાતિની છું. ભગવાન મને સ્વીકારશે?' ભકતોએ કહ્યું: 'કેમ નહિ? ભગવાન તો શુદ્ધ હૃદયની ભક્તિને જ જુએ છે, જ્ઞાતિને નહિ. ભગવાન



કોઈને દૂર નથી રાખતો.'

માતાને સમજાવીને કાન્હોપાત્રા ભકતો સાથે પંઢરપુર જઈ બેઠી. ત્યાં રોજ ચન્દ્રભાગામાં નાહીને વિઠોબાની સેવા કરવા લાગી. ભકતોની સાથે ભજનકીર્તનમાં એના દિવસો કૃતાર્થ થવા લાગ્યા.

દિવસો જતા ગયા તેમ તેમ કાન્હોપાત્રાની ભકિતભાવના પુષ્ટ થવા લાગી. પણ તે સાથે તેનું યૌવન અને રૂપ ખીલ્યું. એની કીર્તિ બાદશાહ સુધી પહોંચી. બાદશાહે કાન્હોપાત્રાને બોલાવવા પંઢરપુર માણસો મોકલ્યા. તેમણે તેને સમજાવવાની, મનાવવાની, લલચાવવાની અને ધમકાવવાની બધી રીતો અજમાવી જોઈ. પણ કાન્હોપાત્રાએ પોતાનું મન, વચન, અને શરીર ભગવાનને અર્પણ કર્યું હતું. એ શી રીતે માને ?

છેવટે બાદશાહના માણસો કાન્હોને બળજબરીથી લઈ જવા તૈયાર થયા. ગણિકા-યુવતીનું રક્ષણ કોણે કરે? કાન્હોએ કહ્યું : 'સારુ, મંદિરમાં જઈને ભગવાનની વિદાય લઈને આવું છું.' મંદિરમાં જઈને આર્તવાણી પોકારી ભગવાનની પાસે કરુણાની યાચના કરી અને એ ભગવાનનાં ચરણોમાં ઢળી પડી. વિઠોબાની કૃપાથી એનો પ્રાણ એ જ વખતે નીકળી ગયો. બાદશાહના માણસો નિષ્ફળ હાથે પાછા ફર્યા. પૂજારીઓએ મંદિર બહાર દક્ષિણ દિશામાં કાન્હોપાત્રાનો અંતિમ વિધિ કર્યો. જ્યાં એનું શરીર દાટવામાં આવેલું ત્યાં એક ઝાડ ઊગેલું તે આજે પણ હયાત છે. એની છાયામાં ભકતોએ કાન્હોપાત્રાની એક નાનીશી મૂર્તિને સ્થાપી છે.

હું હમણાં પંઢરપુર ગયો ત્યારે કાન્હોપાત્રાની મૂર્તિનાં દર્શન કરીને ગળગળો થયો. જે રીતે રાજસ્થાનની અરવલ્લી–કન્યા મીરાં સ્ત્રીજાતિના અને આધ્યાત્મિક અધિકાર માટે સત્યાગ્રહી બની એવી જ રીતે મહારાષ્ટ્ર-કન્યા કાન્હોપાત્રા પોતાના સ્ત્રી–જીવનને કૃતાર્થ કરવા માટે અને વેશ્યાજીવનના શાપથી મુક્ત થવા માટે મીરાંની પહેલાં જ સત્યાગ્રહી બની હતી.

આપણા ધર્મ અને સંસ્કૃતિ ઉપર એવો કયો શાપ છે કે આપણે આપણા આધ્યાત્મિક, સામાજિક અને રાજનૈતિક સત્યાગ્રહી વીરોની કદર કરીએ છીએ, ભક્તિ અને પૂજા કરીએ છીએ પણ એમના ધર્મતેજથી પ્રભાવિત થઈને સમાજસુધારણા કે ધર્મસુધારણા કરવા કેમ તૈયાર નથી થતા? શું આપણાં હૃદયો મરેલા ચામડાનાં બનેલાં હશે?

કાન્હોપાત્રાનાં પચીસ–ત્રીસ ભજનો જ અત્યારે મળી શકે છે. પણ તેમાં હૃદયની વેદના, ભગવાનની કરુણા અને ભક્તિનું આત્મસમર્પણ છલોછલ ભરેલું છે. મહારાષ્ટ્રની અને ખાસ કરીને પંઢરપુરની સંતમાળામાં ગણિકા-કન્યા કાન્હોપાત્રાનું સ્થાન ઊંચું અને સ્થાયી છે. સારાયે ભારતનાં સંતોમાં પણ એને સ્થાન મળે એ જરૂરી છે અને એનું ચરિત્ર સાંભળીને લોકો પોતાના હૃદયને પાવન કરે.





સાને ગુરુજી

# સડો શમે શી રીત ?

આખા સમાજમાં એટલો બધો વ્યાપક સડો પેસી ગયો છે કે એને કોઈ રીતે અટકાવી શકાય તેમ નથી ત્રણેક દાયકા જેટલું જૂનું આ લખાણ આજેય કેટલું બધું આપણા સમાજને સ્પર્શે છે! વાતોમાં તો આપણે ઘણા સુધારા કરીએ છીએ...

વસંત : કચરાના પેલા પીપ આગળ પેલી ઝાડુવાળી બાઈ શું કરે છે ?

વેદપુરુષ : નિશાળો–કોલેજો બંધ થઈ છે. કોલેજમાં ભણતા વિદ્યાર્થીઓ ઘેર ગયા છે. તેમની ઓરડીઓમાંથી સ્ટેશનરી એ પીપમાં પડી છે તે ઝાડુવાળી ભેગી કરે છે.

વસંત: પેલુ તો પુસ્તક દેખાય છે ઉકરડા ઉપર ચોપડી ?

વેદપુરુષ : આ પુસ્તકો પરીક્ષા પૂરનાં જ હોય છે ! વિદ્યાર્થીઓને મળેલા શિક્ષણ માટે કેટલો પ્રેમ હોય છે, આ પુસ્તકોને તે કેટલાં કિંમતી ગણે છે તે આ ઉપરથી સમજાઈ આવશે અને પેલું પડેલું પુસ્તક છે ને, એવા પુસ્તકને પાક્ષિક પુસ્તકો કહે છે, પરીક્ષા પહેલા પંદર દિવસે આવાં ગરમાગરમ પુસ્તકો તૈયાર થાય છે.

વસંત : પરીક્ષા માટે નોટ્સ ખરું ને ?

વેદપુરુષ : વિદ્યાર્થીઓ પાસેથી પૈસાની નોટો ધડાધડ લઈને આ પંદર દિવસ ચાલનારી નોટો તેમને આપવામાં આવે છે ! એકાદ અમર થઈ જાય તેવો ગ્રંથ લખીને ભારતનું નામ દિગંતમાં ગજવીશ એવું આ આચાર્યોને નથી થતું. તેમને જ્ઞાનેશ્વરની જરૂર નથી. તેમને વિત્તેશ્વરની જરૂર છે. પરીક્ષા પતી એટલે છોકરાઓ એ નોટો લખનારનાં નામ ઠઠ્ઠા મશ્કરી કરીને બોલતાં બોલતાં આ નોટોનાં પુસ્તકો ગટરમાં ફેંકે છે અને બોલે છે : 'જાઓ, બચ્ચા, ઉકરડા ઉપર !'

વસંત : પેલી બાઈએ કચરામાંથી કેટલો બધો સામાન કાઢયો તે જુઓ ! બાટલીઓ છે, ડબ્બાઓ છે, છાપાંની પસ્તી છે, હજામત કરવાની બ્લેડો છે, ટાંચણ કરેલાં કાગળિયાંઓ છે, નોટો છે. આ શું, એ બાઈ ગભરાઈ કેમ ગઈ ?

વેદપુરુષ : પેલો મુકાદમ આવે છે. હાથમાં લાકડી લઈને હુકમ ચલાવનાર આવે છે.

વસંત : ઘણું કરીને એ તેને વઢશે.

વેદપુરુષ : ચાલ જોઈએ શું થાય છે તે.

મુકાદમ : અહીં શું ભેગું કરવા બેઠી છે ! પેલી બાજુની રાયબહાદુરની ગલી હજુ બાકી રહી છે ને ? તને દંડ કરવો પડશે અને આ કચરો પાછો ભેગો કર્યો ?

બાઈ : રહેવા દો સાહેબ.

મુકાદમ : કચરો ભેગો નથી કરવાનો ? ઉકરડા ઉપરની આ પસ્તી તમે ચેવડાવાળાને જઈને વેચો છો, મીઠાઈવાળાને વેચો છો, દાળ–મમરાવાળાને વેચો છો. ગામમાં રોગો ફેલાવો છો. અગાઉ દંડ થયો છે એય તમને યાદ નથી રહેતું ? ફેંકી દે તે પસ્તી. બધું ફેંકી દે ઠામ ઉપરથી છૂટી કરી દઈશ ફેંકે છે કે નહિ બધું ? ઊઠ ઊભી થા !

બાઈ : આનો અર્ધો આનો મળશે સાહેબ. રહેવા દો ને. આ પસ્તી તો સારી છે જરાય ગંદી નથી. સારાં છાપાંની છે

મુકાદમ : ના પાડું છું ને ? મને ઉપરથી ઠપકો મળે છે.

બાઈ : દસ રૂપિયા પણ પગાર નથી—પછી શું કરવું સાહેબ ? છોકરાંના પેટ શી રીતે ભરવાં ?

મુકાદમ : બીજે નોકરી કરવા જા, જ્યાં પંદર રૂપિયા મળે ત્યાં જા. દસ રૂપિયા તો અહીં મળે છે બીજી મ્યુનિસિપાલિટીમા તો સ્ત્રીઓને સાત રૂપિયા મળે છે, સાત ! તમને વધુ સગવડ આપી એટલે ફાટયાં ! ફેંકી દે તે કાગળ જા, પેલી ગલી પહેલાં સાફ કરી નાખ.

વસંત : મ્યુનિસિપાલિટીને ગળે આ નથી ઊતરતું

કે આ બાઈઓ કાગળ શા માટે ભેગા કરે છે? પગાર ઓછો, પેટ ભરાતું નથી એટલે કુકડાંઓ જેમ આ ગરીબ લોકો ઉકરડા વીંખે છે! પગાર થોડો વધારે તો આ ઉકરડા ચૂંથવાની શું તેમને હોંશ હોય છે!

વેદપુરુષ : આ જ બધી મૂર્ખાઈ છે ને! પરિસ્થિતિના મૂળમાં કોઈ જતું નથી. બંગાળમાં અત્યાચાર થાય છે એટલે યુવાનોને ઘરમાં જ પુરાઈ રહેવાનું! બહેનનો ભાઈ, પત્નીનો પતિ, મા-બાપનો, પુત્ર—બધાને લઈને પૂર્યા એક ઓરડીમાં! એથી શું અત્યાચાર બંધ થશે! આપઘાત કરવો એ ગુનો મનાય છે. પણ લોકો આપઘાત શા માટે કરે છે એ કોઈ જોતું નથી. બેકાર માણસો આપઘાત કરે છે. છોકરાંનું પોષણ નથી કરી શકતાં એ માટે કોઈ વળી આપઘાત કરે છે. સામાજિક દગાનું ભોગ બનીને કોઈ વળી આપઘાત કરે છે! આપઘાત કરનાર દોષિત નથી, આપઘાત કરાવવા પ્રેરનાર સમાજ દોષિત છે. આપઘાતો થતા હોવા છતાં સંસ્કૃતિની મોટી મોટી વાતો કરનાર ગુનેગાર છે. પણ આપઘાત કરનાર મળે તો તેને આ વાતડાહી દુનિયા ગાંડું કહીને સંબોધે છે અને જેલમાં ધકેલે છે. આબરૂભેર મરવા દેતું નથી.

વસંત : પેલાં નાનાં છોકરાંઓ આ ઉકરડામાંથી સડેલી કેરીઓ ખાય છે!

વેદપુરુષ : કેરીઓ ઘરમાં સડી જાય તો ચાલે, પણ ગરીબોને તે કોઈ નહિ આપે. પોતાથી ખવાતું નથી, બીજાને અપાતું નથી. કેવી છે આ સંસ્કૃતિ!

વસંત : આ કોનો વંડો? કેવો ભવ્ય છે?

વેદપુરુષ : એક સંસ્કૃતિરક્ષકનો છે. सर्वे सुखिनः सन्तु, सर्वे सन्तु निरामयः એવું જમતી વખતે બોલ્યા વિના ભોજનનો એક કોળિયો પણ તેમના ગળા નીચે ઊતરતો નથી! કેવો ધર્મપ્રેમ! આખું કપાળ ભરાઈ જાય તેટલી ભસ્મ લગાડે છે. તેમના ગળામાં રૂદ્રાક્ષની માળા છે. કાનમાં સોનેથી મઢેલી રૂદ્રાક્ષની વાળીઓ છે. તેનું પીતાંબર ઝરીથી ભરપૂર જોઈએ તો આપણને તેની સંસ્કૃતિની બહુમૂલ્યતાનો ખ્યાલ તરત આવે.

વસંત : આ છોકરાંઓ ઉકરડા ઉપર ફેંકેલી સડેલી કેરીઓ ખાય છે એ તેમને નથી દેખાતું?

વેદપુરુષ : તેમની નજર હજુ તો સાબૂત છે. કાર્યરત પુરુષની એ તેજવાળી નજર છે. જો પણે દીવાનખાનામાં મહિમ્ન સ્તોત્ર બોલતાં બોલતાં વચ્ચે વચ્ચે બારીમાંથી એ પેલાં છોકરાંઓ તરફ જુએ છે અને ધીમું મલકે છે.

વસંત : મહિમ્ન સ્તોત્ર તો શંકરનું ને?

વેદપુરુષ : હા, દુનિયાનું કલ્યાણ થાય એ માટે હળાહળ પી જનાર શંકરનો મહિમા આ સ્તોત્રમાં છે.

વસંત : અને તેના ઉપાસક બગડેલી કેરીઓ ગરીબોનાં છોકરાંનાં મોંમાં જતી જોઈને હસે છે!

વેદપુરુષ : આને જ સનાતન ધર્મની જય કહેવાય છે! મોંમાં શંકરનો મહિમા અને પેટમાં સ્વાર્થનો મહિમા! આને સંસાર અને પરમાર્થ બન્નેને સાધવાનું કહેવાય છે! આને જ કહે છે મહાન માણસોનો, સંસ્કૃતિસંરક્ષકોનો સુંદર વ્યવહાર!

વસંત : આવી બગડેલી કેરીઓ ખાઈને, આ ઉકરડા ઉપરના ટુકડા ખાઈને આ છોકરાં માંદાં નહિ પડે?

વેદપુરુષ : કૂતરાં ઉકરડામાંથી સરસ રીતે પોષણ મેળવે છે કૂતરાંને ઘરમાંની ચોખ્ખી રોટલી નથી ભાવતી. કૂતરાંને ઉકરડા ઉપર ફેંકેલું ધાન વધારે ભાવે છે! પોતે ફેંકેલી સડેલી કેરીઓ સાર્થક નીવડી છે એવું મનને લાગવાથી આ મહિમ્ન સ્તોત્ર બોલતા પુરુષને કેવી કૃતકૃત્યતા લાગે છે! આજે પોતાના નામ ઉપર ચિત્રગુપ્તના ચોપડામાં દાનધર્મનું પુણ્ય લખાઈ જશે એમ તે માને છે!

વસંત : આમ ગરીબ-ગુરબાંનાં, ભિખારીઓનાં છોકરાંઓ કેટલાંય માંદાં પડતાં હશે, રસ્તામાં મરતાં



હશે ! દુનિયાને તેની ખબર હશે ખરી ?

વેદપુરુષ : મરેલાની નોંધ રાખવી પડે છે. આમ રસ્તા ઉપર મરણતોલ થયેલાને સાર્વજનિક દવાખાનામાં ખસેડવામા આવે છે. ત્યા તે પૂરેપૂરાં મરી જાય એટલે તેમના મડદાઓ ધનિક વિદ્યાર્થીઓને શારીરિક વિજ્ઞાન મેળવવાના ઉપયોગમાં આવે છે

વસંત : ગરીબ લોકો જીવે છે ત્યા સુધી તો સમાજ માટે ઝઝૂમે જ છે પણ તેનો મૃતદેહ પણ સમાજને જ્ઞાન મેળવવા માટે કામમા આવે છે

વેદપુરુષ : ગરીબો માટે દવાખાનાઓમા કેવી વ્યવસ્થા રખાય છે, કેવી સુદર વ્યવસ્થા રાખવામા આવે છે તે તેં જોઈ છે ખરી !

વસંત : મેં કવાંથી જોઈ હોય ?

વેદપુરુષ : ચાલ, પેલા વિશાળ દવાખાનામા જઈએ. એ દવાખાનુ ખૂબ પ્રખ્યાત છે. લાખો રૂપિયાનું ફંડ પણ છે.

વસંત : કેવડું મોટું મકાન, કેવડો મોટો બાગ અને કમ્પાઉન્ડ ! રોગીઓને ફૂલો આપતા હશે, તેમનાં મન ખુશ રખાતા હશે ખરું ને ?

વેદપુરુષ : ફૂલો આ દવાખાનામાં જે મોટા મોટા દાક્તરો છે તેમના ટેબલ ઉપર મૂકવામા આવે છે. તેમને ઘેર તેમના કુટુમ્બની સ્ત્રીઓના સુંદર કેશ-કલાપમા ગૂથવા માટે મોકલવામા આવતાં હોય છે. રોગીઓને ફૂલો ! ગાંડો છે તું તો. આ ધર્માદા દવાખાનું છે. અહી રોગીઓને ગાળો મળતી હશે ગાળો !

વસંત : પણ કેટલાક દરદીઓની ખાસ સગવડ સચવાતી નહિ હોય ?

વેદપુરુષ : સમાજનું ભૂષણ થનારા, સંસ્થાઓ-વાળા, જમીનદારો, શ્રીમંત વેપારીઓ વગેરેની ખૂબ કાળજી અહીં રાખવામા આવે છે અધિકાર પ્રમાણે માન આપવું જોઈએ વ્યવસ્થા કરવી જોઈએ ને ! ધનિકના કૂતરાને બેસવા ગાદી આપવી પડે પણ ભિખારીને તો બારણામા જ ઊભો રાખવાનો હોય !

વસંત : ત્યા રડારોળ થઈ રહી લાગે છે દવાખાનું એટલે રડારોળ જ.

વેદપુરુષ : આખા ભારત દેશમા બધે જ રડા-રોળ છે રેડિયોના ગીતોમા તે ગમે તેટલી દાબી દેવામા આવે તો ય તેનો અવાજ આકાશ સુધી પહોચ્યા વિના રહેવાનો નથી.

વસંત : આ કોણ, બધા દાક્તરો છે ? બધા દરદીઓની નાડી જુએ છે બધા દરદીઓની જીભ તપાસે છે, બધા દરદીની આખ ઉઘડાવે છે, છાતી ઉપર ટકોરા મારે છે, પેટ દાબી જુએ છે, ઊંધા સુવડાવીને શ્વાસ લેવડાવે છે, શ્વાસ મુકાવે છે, પગ ઊંચા કરાવે છે—બધા ફારસ જ કરે છે ને શું ! આ બધુ શુ છે ?

વેદપુરુષ આ જ્ઞાનોપાસના છે ! આ બધા આવતી કાલની ભારતભૂમિનાં આંસુ લૂછનારા ભાવિ દાક્તરો ! કાલ ઊડીને કોલેરા ફાટી નીકળશે ત્યા ફરજ ઉપર હાજર થશે, મેલેરિયાનો રોગચાળો અટકાવવા ગામડાઓમા જશે અને ગરીબ ખેડૂતોની દુવા મેળવશે ભારતમાતાના આ સેવકો તૈયાર થાય છે

વસંત : બિચારો દરદી આ કસરત કરીને અધમૂઓ થઈ જતો હશે

વેદપુરુષ : એ છોકરાઓની ચર્ચા સાભળ.

એક : દવા બદલી નાખવી જોઈએ.

બીજો : પેલા ઇન્જેકશનનો અખતરો કરી જોઈએ

ત્રીજો : અને કઈ જુદું જ પરિણામ આવે તો ?

બીજો : આપણને ચીરવા મળશે કાનની બધી નસો બરોબર સમજાશે આનો કાન જરા લાબો છે!

ત્રીજો : જો, આ ડૉકટર આવ્યા.

ડૉકટર : ગુડ મૉર્નિંગ ! આમને તપાસ્યા ?

બીજો · પેશાબ તપાસવાનો જ બાકી છે.

ડૉકટર : કેમ, શુ લાગે છે ?

દરદી : આખા શરીરમાં અગન બળે છે.

ડૉક્ટર : એ તો થવાનું જ. અત્યારે ઉનાળો છે.

છોકરાઓ હસે છે ! ડૉક્ટર પણ ધીમું સ્મિત કરે છે ! તેમને લાગ્યું કે કેવો મોટો વિનોદ કર્યો !

એક છોકરો : પેલી નવી દવા આપી જોઈએ.

ડૉક્ટર : પેલી ટીકડીઓ ?

તે છોકરો : હા.

ડૉક્ટર : કંઈ વાંધો નથી. આપી જોઈએ. પ્રયોગ તો થશે.

બીજો છોકરો : પેલું ઇન્જેક્શન આપીએ તો ?

ડૉક્ટર : હમણાં તે નહિ. પછી જોઈશું.

વસંત : ગરીબ દરદીઓ એટલે જ્ઞાનના પ્રકાશ માટેનાં સાધનો લાગે છે !

વેદપુરુષ : પહેલાં કૂતરાં, સસલાં, ઊંદર, ગાય, દેડકાં, ઘોડા વગેરે ઉપર અખતરા કરવામાં આવે છે. તેમને દવાઓ અપાય છે, નિરીક્ષણ કરાય છે, પ્રયોગો કરાય છે. એ પ્રયોગો સફળ થાય એટલે પછી ભગવાનને પ્રિય એવી માનવજાત ઉપર તેમના પ્રયોગો શરૂ થાય છે. પણ માનવજાતમાંયે પહેલાં ગરીબ, ભીખારી, કેદી, મજૂર વગેરે ઉપર શરૂ થાય છે. અને એ રીતે આ દવા સફળ થાય છે એટલે છેવટે મેડી–મહેલાતો–બંગલાઓમાં જાય છે.

વસંત : દરદીઓ માટે ખાવાનું આવ્યું. શું છે એ વાટકાઓમાં ?

વેદપુરુષ : એ સાબુદાણા છે. કેવા લચકા જેવા છે !

વસંત : આવા કેમ લાગે છે ? તેમાં દૂધ નથી લાગતું !

વેદપુરુષ : પાણીમાં જ તેને બાફે છે. દૂધ તો નામનું જ થોડુંક નાખે છે.

વસંત : સાર્વજનિક સંસ્થા શ્રીમંત નથી હોતી ?

વેદપુરુષ : અહીં એવું નથી. આ સંસ્થા પાસે મોટું ફંડ છે. અહીં પુષ્કળ દૂધ આવે છે. પણ એ દરદીઓ પાસે જવાને બદલે રોગીઓને સારા કરનારા ભગવાન પાસે જાય છે. આમેય આ ભિખારીઓને તો ઘી–દૂધની સગવડ ક્યાંય છે જ ક્યાં ? સૂકા અને લૂખા રોટલાની જ એમને ટેવ હોય છે, તેમને પાણીમાં બાફેલા આ મીઠા સાબુદાણા એટલે અમૃત.

વસંત : બધાં પાસે જતાં વધેલું દૂધ આ દરદીઓ માટે પૂરતું થઈ પડે છે ! હિસાબે તો એ મણબંધ આવતું હોય છે. દરદીઓ માટે કેટલું બધું દૂધ લખાતું હશે. પણ ફક્ત હોઠને જ એ અડતું નથી, પેટમાં પડતું નથી.

વેદપુરુષ : બધે આવું જ છે. જેલમાં કેદીઓને શાક માટે આટલી વસ્તુ આપવી એવું નક્કી કરેલું હોય છે. પણ શાક બધું કેદીઓના ભગવાન પાસે જાય છે અને વધેલાં પાંદડાં, વાસી થયેલા ભીંડા, પીળા પડેલાં રીંગણાં, સડવા લાગેલાં કાંદા કેદીઓની થાળીમાં આવે છે.

વસંત : આ માટે લડવું જોઈએ. તકરાર કરવી જોઈએ.

વેદપુરુષ : ફરિયાદ કોને કરવી ? પેલા રશિયન લેખક પુશ્કિને લખેલી 'નાના' વાર્તાની તને ખબર છે ?

વસંત : કઈ ? કોણ લેખક, પુશ્કિન ને ?

વેદપુરુષ : હા. મોટો લેખક થઈ ગયો. અર્વાચીન રશિયન સાહિત્યનો તે પિતા છે. તેણે એક સુંદર વાર્તા લખી છે. ઉનાળામાં સુકાઈ જતો એક વહેળો ચોમાસામાં ખૂબ ભરાઈ ગયો. તેને અભિમાન આવ્યું. આસપાસનાં ખેતરો તેણે ધોઈ નાખ્યાં. ખેતરનાં લીલાંછમ કપડાં બધાં તેણે ખેંચી લીધાં. ખેતરો આ વસ્ત્રાહરણથી ગુસ્સે થયાં. એટલે બધાં ખેતરો ફરિયાદ કરવા માટે નદી પાસે ગયાં ! નદી તો એકદમ બેફામ બનીને વહેતી હતી ] ગામનાં ગામ તે ધોઈ નાખતી હતી ! ગર્જનાઓ કરતી હતી. ખેતરો તો બિચારાં કંઈ પણ બોલ્યા વિના પોતાને ઘેર પાછાં ફર્યાં. !



વમત . કેવી સરસ વત ? નાનાં મોટેની ફરિયાદ મોટા પાસે કરીએ. પણ મોટા તો વળી મોટા લૂંટારા, વધારે પીસનારા નાનાના પાચ રૂપિયા તો મોટાના દશ રૂપિયા !

વેદપુરુષ : બધી રકમ નક્કી જ કરેલી હોય છે. કોણે કેટલી લેવી તેના લખ્યા વિનાના કાયદા હોય છે. રૂઢિ પડી ગયેલી હોય છે, પવિત્ર પરંપરા દરેક ક્ષેત્રમા સ્થપાયેલી હોય છે !

વસત : પેલો રોગી કંઈક જૂની વાતો કહેતો લાગે છે !

વસંત : ચાલો આપણે તેની વાતો સાંભળીએ.

એક દરદી : શુ કહું ભાઈ તને ? એ મહા-રોગની તો કલ્પના કરતાંય રૂવે રૂવા ખડા થઈ જાય છે જો ! પૂનામાં જ રોજના અઢીસો માણસો મરતા

બીજો દરદી અને મુબઈમા તો રોજના હજાર તો મરતા જ હશે

પહેલો : એ મહારોગમા ઘણાને ખૂબ ફાયદો થયો દાકતર, રસોયા, લાકડાની વખારવાળા અને કાગડાની મોસમ જોરમાં ચાલુ હતી અમારી પાડોશમા એક માણસ રહેતો હતો. છાપખાનામાં એ કામ કરતો અઢાર રૂપિયા પગાર હતો. એની બૈરી એ મહારોગમા ઝડપાઈ ગઈ

બીજો : સગર્ભા સ્ત્રીઓ મહારોગમા ગભરાઈને તરત મરી જતી એ કંઈ બહુ સારુ ન કહેવાય.

પહેલો . એ માણસ એક મોટા દાકતર પાસે ગયો મોટા દાકતર હતા ગાડી લઈને તે ગયો હતો. દાકતરે દશ રૂપિયા લઈશ એમ કહ્યું એ માણસ કબૂલ થયો દાકતર ગાડીમા બેસતા હતા એટલામા જ ત્યા સાયકલ આવી સાયકલવાળાએ કહ્યું કે 'દાક્તરસાહેબ, અત્યારે જ તમને બોલાવ્યા છે' પહેલો માણસ બોલ્યો : 'મારી પત્ની મરવા પડી છે ચાલો.' બીજો માણસ બોલ્યો 'પહેલા તમને બોલાવે છે' છેવટે દાકતર બોલ્યા : 'જે પચીસ રૂપિયા આપશે તેની સાથે હું આવુ.' બીજો માણસ બોલ્યો : 'પચાસ લેજો પણ ચાલો' છેવટે દાક્તર પચાસવાળા તરફ ખુશ થઈને એની સાથે ગયો

બીજો : અને પેલી સ્ત્રી ?

પહેલો : તડફડીને મરી અમારી ઉઘાડી આંખે આ બધુ જોયું છે. એ મહારોગમા તો કેટલા બધા દાકતરોએ મોટરો લઈ લીધી છે તેની તે શી વાત કરું તને !

બીજો અરે પેલા લત્તામા એક વેપારી છે ને ! એને તો મોટો બંગલો છે એના કૂતરાનો પગ દુઃખતો હતો રોજ મોટરમા કૂતરાને લાવવામાં આવતો. એનુ ડ્રેસીંગ કરવામા આવતું. પણ એને ઘેર કામ કરનારી એક બાઈ હતી. તેનો છોકરો માંદો હતો એટલે એક દિવસ એ કામ ઉપર ન જઈ શકી એટલે ફરી તેને કામ પર રાખી જ નહિ !

પહેલો બેકાર માણસો કેટલા લથા રખડે છે ! શા માટે એને કામ પર ફરી રાખે ?

ચપરાશી : હવે બધા ચૂપ થઈ જાવ મોટી નર્સ આવે છે બરોબર ઓઢીને સૂઈ જાવ. ખાટલા પાસે નર્સ આવે ત્યારે ઉધરસ ન ખાશો. પડેલા બધા ગળફા સાફ કરી નાખો.

વસત આ વળી કેવો વિચિત્ર હુકમ ?

વેદપુરુષ . એ ઉધરસમાંથી કદાચ થૂંકના છાંટા ઊડે અને તેમાથી રોગના ઝીણા જતુઓથી રોગીઓની સેવા કરનાર નર્સ જ કદાચ બિમાર પડે તો ! નર્સ બિમાર પડે તો દવાખાનું બંધ કરવાનો વખત આવે ! સંભાળવું જોઈએ એટલે આવો હુકમ હશે

વસંત : જુઓ પેલી નર્સ આવે છે.

વેદપુરુષ . નાક ઉપર રૂમાલ દાબી રાખ્યો છે

વસંત : બની શકે એટલી સ્વચ્છતાની સાવચેતી રાખવી જ જોઈએ

વૈદપુરુષ : જો પેલો દરદી ઉધરસ અંદર ને અંદર દબાવી દેવા કેટલી બધી મહેનત કરી રહ્યો છે ?

વસંત : અને પેલી બાજુના ખાટલા ઉપરનો દરદી તો બેવડ વળીને ઉધરસ ખાઈ રહ્યો છે.

ચપરાસી : બંધ કર હવે, ઉધરસ ન ખા.

વૈદવેરુષ : આ દોડતું કોણ આવે છે ?

વસંત : ભયંકર બાતમીઓ લાવ્યો લાગે છે !

વૈદપુરુષ : કોઈ દરદી મરી ગયો. ત્યાં હવે ક્યાંક મૂકી રાખ્યો હશે. ચાલ આપણે જઈએ.

વસંત : પણ તરત જ ખબર કેમ ન પડી ?

વૈદપુરુષ : અહીં સેંકડો દરદીઓ છે. સૂતો છે એમ જ લાગે એટલે મરેલાનો ખ્યાલ ક્યાંથી આવે ?

વસંત : પણ એ નિદ્રા છેલ્લી ઠરે છે.

વૈદપુરુષ : આનું કોઈ નથી ? અનાથ હશે.

વસંત : આને અગ્નિ કોણ ચાંપશે ?

વૈદપુરુષ : બધાની માબાપ મ્યુનિસિપાલિટી.

વસંત : નહિતર વિદ્યાર્થીઓને શરીરશાસ્ત્ર શીખવામાં ઉપયોગી થશે.

વૈદપુરુષ : મરતી વેળા એની પાસે કોઈ નહોતું.

વસંત : અરે રે ! છેવટનું પાણી કોણે આપ્યું હશે ? તેની પાસે ભગવાનનું નામ કોણે લીધું હશે ?

વૈદપુરુષ : પંખીઓએ મીઠો શબ્દ સંભળાવ્યો હશે. પવને બરોબર સંભાળ રાખી હશે.

વસંત : મરતી વખતે આપણા માટે કોઈ રડે એવો વિચાર મનમાં આવતો નહિ હોય ? પોતે માંદો પડ્યો છે એટલે મારી ખબર કાઢવા કોઈ આવશે, મારા વાળ ઉપર, મારા કપાળ ઉપર પ્રેમથી કોઈ હાથ ફેરવે એવું મનમાં થતું હશે. મરતી વખતે મરેલાના મોંમાં પાણી મૂકે છે, પણ શરીરમાંથી ચાલ્યા જનારા જીવને આંખના આંસુનાં બે ટીપાંની તરસ હોય છે. બીજું પાણી તેને ગમતું નથી.

વૈદપુરુષ : ભીષ્મને મરણશય્યા ઉપર પાતાળગંગાનું પાણી જોઈતું હતું. દુર્યોધનની ભરેલી પાણીની ઝારીઓ તેમણે પાછી મોકલી. હૃદયનું પાણી એટલે પાતાળગંગાનું પાણી.

વસંત : આ હૃદય-પાતાળમાંથી પાણી આંખના નળ વાટે બહાર આવવાથી જીવને શાંતિ થાય છે !

વૈદપુરુષ : પણ આવા વારસ વિનાના લોકો માટે કોણ રડે ?

વસંત : જુઓ, થોડા વિદ્યાર્થીઓ અને ડૉક્ટર આવે છે.

ડૉક્ટર : મરી ગયો લાગે છે.

વિદ્યાર્થી : છૂટ્યો બિચારો !

ડૉક્ટર : પેલું ઇંજેક્શન ન આપ્યું હોત તો સારું.

વૈદપુરુષ : હિંદના મૃત્યુદેવ એ જ સાચા રાજા છે. વસંત ! દેશનો બધી બાજુથી અધઃપાત થયેલો છે. કોઈ પણ સંસ્થા લો. બધે લાગવગ, ગરીબ, શ્રીમંત રંક અને રાય એ ભેદ છે બધા માટે એક ફરજ છે જ નહિ. બધે ભેદ છે જ. ગંદકી છે, દુર્ગંધ પણ છે. તમારે યુવાનોએ જાગીને આ ગંદકી બાળવી જોઈએ. બધે માંગલ્ય, સમતા અને આનંદ પેદા કરવા માટે જાગવું જોઈએ. એ તમારો મહાન ધર્મ છે.*

*મરાઠીમાંથી ટૂંકાવીને અનુવાદક : શ્રી જયન્ત પરમાર



વિધિને પણ કોઈ માણસની જિંદગી આખી એની પાછળ જ પડ્યા કરવામાં શો આનંદ આવતો હશે ? કેટલાક માણસોનો એવો સ્વભાવ જ હોય છે કે તેને બીજાને હેરાન કર્યા વિના ચેન પડે જ નહિ ! જાણે અન્યનાં દુઃખો-માંથી જ એમને સુખો ન મળતાં હોય ! વિધિ પણ આવું વિકૃત માનસ ધરાવતો હશે શું ?

—વિ. સ. ખાંડેકર



પન્નાલાલ પટેલ

# મુક્તિ

જીવનધોરણ ઊંચું લાવવા માટે જે પ્રયત્નો ચાલી રહ્યા છે તે સમાજવાદી સમાજ રચના માટે જરૂરી પણ છે પણ ઊંચા જીવનધોરણની અસર શ્રીમંત અને ઉપલા વર્ગને એવી થવાની છે કે પછી કોઈ પણ પ્રકારનું હલકું કામ પણ હાથે કરવામાં નાનમ ન લાગે તો જ સમાજનો મોભો ગણાય એવી આ પ્રસંગકથા છે

'એ'ન આપણે તો પુરી જોઈશે ભાખરી મને નહિ ફાવે' સાંજે જમવા બેઠેલા નવા નોકરના આ શબ્દોએ હંસાબહેનને એવાં તો અવાક કરી દીધા! બીજા લોકને ઘરધણીના આવા અનુભવ થતા હશે કે કેમ એ સવાલ છે પણ હંસાબહેન તો આવા આવા અનુભવથી હવે ગળા સુધી ભરાઈ ગયા હતા આ પુરી જમનાર નોકર પહેલાના નોકરે જ્યારે અડધી બાંયનું ખમીસ ન પહેરતા પોતાનું માપ આપી બુશશર્ટ શીવડાવવાની માગણી કરી ને તેમાય રોજ પહેરવાના બે જોડ કપડા ઉપરાંત પાટલૂન તથા બુશકોટ બહાર જવા માટે સીવડાવવાનું કહ્યુ ત્યારેય એ આગના બધાં આકરા તો નોતા જ થઈ ઊઠ્યાં

તો એ પહેલાનો નોકર તો વળી આ બેનેય ટપી જાય એવો હતો વહેલી સવારમાં દૂધ લેવાની વાત આવતા હંસાબહેનને કહે છે 'મારાથી વહેલું નહિ ઉઠાય બેન!'

હંસાબહેને બે વાતો કરી એની ફરજનું ભાન કરાવ્યું ત્યારે વળી મહેરબાની કરતો હોય તેમ સંમત થયો પણ તેય આ રીતે 'તમે મને ઉઠાડજો ત્યારે!'

બિચારા હંસાબહેન! પાછની દાઢ ઉપર દાઢ ચડાવતાં બોલી ઊઠ્યા મર મુવા! તને ઉઠાડવા ઉપરથી હું નીચે આવીશ ધાંટા પાડીને તને જગાડીશ ત્યારે એના કરતા બારણું ઉઘાડી દૂધવાળાને તપેલી આપતા મને શી વાર લાગવાની છે—

આ સિવાય ત્રીસનો પગાર દરરોજ એક આનો બીડીનો અઠવાડિયે અડધો રૂપિયો હજામતનો તો પખવાડિયાનો દોઢ રૂપિયો સિનેમાનો—હારતો ત્રીજા વર્ગની ટિકિટ માટે દસ આના ઉપરાંત અડધા દિવસની રજા આપવી પડે એના કરતા બે કલાક મોડો છૂટો કરી બીજા વર્ગની ટિકિટના પૈસા આપવા શું ખોટા!

વળી છોકરા માટે મોસમી ભજીયું ચવાણું કે ચીભડું જે કંઈ લેતાં એમાં નોકરનો ભાગ તો હોય જ હોય—

ને તો ય—રડ્યા કંઈક ને કંઈક વાંકું પાડીને મહિનો પૂરો ભરાતાય નથી ને નીકળી જાય છે! આ એમની ફરિયાદ કાયમ સરખી બની રહી હતી—એટલે જ તો એ નવો નોકર રાખતી વખતે પતિને બદલે પોતે જ પોતાની જાતથી હવે પાકું કરી લેતા હતા જો હંસા હવેથી તો નોકર જોડે કામની બાબતમાં ન તો ઝાઝી કચકચ કરવી કે ન તારે બીડી–સિનેમાના પૈસા આપતા કે કપડા સીવડાવતાં કચવાટ કરવો નોકર જતો રહે છે ત્યારે આમેય તું કપડા વાસણ સિવાય બધું હાથે જ કરે છે ને? તો બસ ત્યારે બરાબર ન કરે તો આપણે એટલું જ ઠીક કરી લેવું—

તેમાય આ છેલ્લી વખતે તો એમણે—કાગળ ઉપર એક અક્ષર નો'તા પાડ્યા એટલું જ બાકી પોતાની જાતથી પાકો કરાર કરી લીધો હતો ને તે પણ પતિની સાક્ષીમાં વાંક હોય તો પણ—બોલવું કહેવું તો મોઢાથી નહિ તો જાતે કરી લેવું!

પણ ત્યાં તો આ ચમીવાળાની જાતે એવી ફરિયાદ કરી કે—આવી ફરિયાદ તો એમના પતિએય ભાગ્યે જ કદી કરી હશે!

ને આ જાતના વિચાર સાથે હંસાબહેન અંગેઅંગ એવા આગ થઈ ઊઠ્યા કે બરાડ્યા તે પણ—પેલી આગને જોરે જાણે બોમ્બ ફાટ્યો! ઊઠ રડ્યા ભાખરી

ગળે ન ઊતરતી હોય તો, નીકળ મારા બંગલામાંથી.'– ધૂંધવાટમાં ને ધૂંધવાટમાં સામાન એનો ફેંકી આપ્યો ને પગાર પણ ચૂકવી દીધો : 'હેંડતો થા અબ ઘડી.'

અરે, ક્લબમાં ગયેલા પતિને આવવાની હવે ઝાઝી વાર ન હતી પણ તો ય એમની વાટ ન જોતાં એમના માટે જમવાનું ઢાંકી, પાડોશમાં રહેતી છૂટક કામવાળીનેય ન બોલાવતાં મંડી પડ્યાં પોતે જ વાસણ ઘસવા ને ચોકડી ધોવા 'ત્યારે શું તો, આપતે પૈસે ઓશિયાળાં!'–

એટલું જ નહિ, પતિના જમ્યા પછી એમને પણ એમણે જાણે સંભળાવી દીધું : 'નોકર તમારે રાખવો હોય તો રાખજો બાકી આપણે તો આજથી નોકરનું નામ નહિ.'

'પછી માંદાં પડશો તો?' પતિએ લાલબત્તી દેખાડતા હોય તેમ પ્રશ્ન કર્યો.

'કામ કર્યે કોઈ માંદું નથી પડતું! ને મારે શું એવડા ઉજાગરા કરવાના છે? કે નથી એવી હાડમજૂરી. વાસણ કપડાં પેલી બાઈ કરશે પછી મારે તો જ્યાં ત્યાં પૂંજો પોતું ને પથારી જ ને?'

'હા પણ એટલું એટલુંય આ પીસ્તાળીસની ઉંમરમાં કેટલા દિવસ કર્યું છે?'

'એનો જ તો મને આજે પચ્છતાવો થઈ રહ્યો છે!' કહી હંસાબહેને ઉમેર્યું : 'ખરી વાત કહું છું! આ નોકરોની જેટલી મને ફાળ રે' છે એટલી તો તમારીય નથી રે'તી! એટલે જ તો પછી એ રોયાઓની કાળજી મારે આ બે છોકરાંના જેટલી લેવી પડે છે ને?–'

એ તો હું પણ કહું છું. પણ કાળજી સાથે તમારી જીભ અમી 'ખબરે'ય લીધા કરતી હતી ને?' 'લો! તમેય તે! કામ બરાબર ન કરે તો પછી'–

'એટલે જ હું કહું છું કે તમે આ જેમ આખુંય કામ કરવા તૈયાર થયાં છો એના સાટે નોકરનાથી જે જે બરાબર ન થાય એટલું જ તમે—નોકરને ન ટોકતાં જાતે ઠીક કરી લેશો તો તમારો આ આખોય પ્રશ્ન કાયમ માટે ઉકલી જશે.'

'ના ભાઈસા'બ ના. આપણે તો એવું હવે કરવું જ નથી. એ વળી નોકરને કંઈ કહેવાય નહિ ને એના પાછળ પાછળ મારે કામ સુધારતા ફરવું પડે ત્યારે એના કરતાં તો હું જાતે જ બધું નહિ કરી લઉં કે એના ભાગની અડધા જેટલી રસોઈ કરવી ટળી ને એટલી કપાળે સૂંઠ ચોપડવી મટી!'

પતિને હતું કે આ વૈરાગ, હમણાં નવો ભેખ છે ત્યાં સુધી. ને ટૂંકમાં જ પતાવ્યું : 'જુઓ જો ફાવે તો, બાકી માંદા પડવા જેવું ન કરશો.'

ને પછી આજ થાકે કાલ થાકે એમ કરતાં કરતાં એક તરફ એ કોઈ સારા નોકરની તપાસમાં રહ્યા તો બીજી તરફ પત્નીના થાકવાની પણ પ્રતીક્ષા કરતા હતા. હાસ્તો એ આ છેલ્લા ઉપાયમાં થાકે ને નોકર માટે સામેથી માગણી કરે તો જ તો આ નવો સંઘ કંઈકેય કાશીએ પહોંચે ને?

પણ એમને શી ખબર કે હંસાબહેન તો થાકવાને બદલે દિવસે દિવસે ઊલટાનાં કસાતાં જતાં હતાં? એટલું જ નહિ, પહેલાં જે પેટમાં ગૅસ થવાની ફરિયાદ કર્યા કરતાં હતાં એ પણ કામની આડે જાણે ભૂલી જ ન ગયાં હોય!

બે માસ વીતતાં તો પતિનેય ખાતરી થઈ ગઈ કે એ નોકર રાખવાનાં જ નથી.

આ સાથે જ આ હજાર રૂપિયાના પગારદાર અમલદારને 'પ્રેસ્ટીજ'(આબરૂ)નો સવાલ હાઉની જેમ સામે આવી ઊભો. ને એ સમજાવવાનો હંસાબહેન આગળ પ્રયત્ન પણ કરી જોયો.

પણ હંસાબહેન તો—સાચે જ આ પુંજોપોતું ને પથારીઓનું કામ પેલી કાળ કાળજી ને અડધા ભાગની રસોઈના બદલામાં એવું તો ફાયદાકારક નીવડ્યું હતું કે, પતિની વાત પૂરી સાંભળવાય ન રહેતાં બોલી ઊઠયાં : 'તમે આબરૂનું ફરો છો પણ



જયન્તિકા જયન્ત

# બાળક અને તમે

વધતી જતી વસ્તીના નિયંત્રણ જેટલી જ બાળઉછેર માટેની માહિતી માતાઓને આપવાની જરૂર છે બાળક તરફની બેપરવાઈ જ આપણી ભાવિ પેઢીને મોટી હાનિ કરે છે એ અંગે થોડી માનસશાસ્ત્રીય છણાવટ અહીં જોવા મળે છે

'આ મારી પન્ના ખૂબ તોફાની છે, એને જ્યારે ચડે ત્યારે એ કોઈનીય નથી રહેતી. અને ધમાલ ધમાલ કરી મૂકે છે જે હાથમાં આવ્યું તે લઈને ઘા કરે છે. મારાં બાળકોમાં આ એક જ આવી પાકી ભણવામાં પણ ઠોઠ, બિલકુલ દિલ પરોવે જ નહિ આખો દિવસ રખડવાનું. ને કાંઈ કહેવાય જ નહિ.'

આમ પન્ના વિષે એક પછી એક ફરિયાદ જ્યારે ને ત્યારે ચાલુ જ હોય પણ ઘરમાથી કોઈએ એનુ કારણ શોધવા પ્રયાસ કર્યો નહોતો. સંજોગોવશાત બીજાં બાળકો કરતા તેનો ઉછેર જુદી રીતે જ થયો હતો, તેના તરફ જોઈએ તેટલું ધ્યાન અપાયું નહોતું માતાનો પ્રેમ તેણે મેળવ્યો નહોતો. એટલેથી જ બસ નહોતુ પણ તેના તોફાની સ્વભાવને કારણે બીજા ભાંડુઓ પાસેથી પણ તે તિરસ્કાર મેળવતી વાતવાતમાં સૌ એને ઉતારી પાડતા વિચાર ન કરતા. પન્નાનું સ્વમાન ઘવાતુ તેમ તેનામાં તિરસ્કાર, વેર નફરત વગેરે ભાવો વધુ ને વધુ ઉત્પન્ન થવા લાગ્યા અને તેને મનગમતી વસ્તુઓ—ખાવાપીવાથી માંડીને રમતોને તે પ્રાધાન્ય આપવા લાગી ઘરમા પોતાની ગણના નથી, ન જોઈતું બાળક છે એમ અનુભવવાથી તે વધુ ને વધુ બહાર રહેવા લાગી.

બાળક પ્રેમનું ભૂખ્યું છે પ્રેમ જ એને ઉષ્મા આપી શકે છે, તેના જીવનને સમૃદ્ધ બનાવી શકે છે. વારવાર તેને ઉતારી પાડવાથી, તેના પ્રત્યે તિરસ્કાર સેવવાથી, પ્રેમપૂર્વક પાસે આવે ત્યારે તેને હડધૂત કરી હડસેલી મૂકવાથી તે નારાજ થાય છે, દુ:ખી થાય છે મા–બાપનો પ્રેમ મેળવવા, તેમને ગમતું બધુ જ કરવા પ્રયત્ન કરે છે મને વઢશે તો..!— એવી બીક પેસી જાય છે આવા બાળકો નિર્માલ્ય વ્યક્તિત્ત્વવાળાં બની બેસે છે અને મોટા થતાં અજાણતા પણ એ જ માબાપ સામે હઠપૂર્વક બદલો લે છે

વધુપડતી સંભાળ લેવાથી પણ બાળક બગડે છે ખૂબ લાડકોડથી ઊછેરવા, પડી જશે તેમ માની રમવા ન જવા દેવા, વાતવાતમા તેનું ખોટું ધ્યાન રાખવું, બિલકુલ પોતાની જાતે કંઈ નહિ કરવા દેવાથી સત્ત્વ વિનાના, આત્મશ્રદ્ધા વિનાનાં સ્વતંત્ર બુદ્ધિથી વિચારવાને અશક્ત બની જાય છે. જીવનમાં મુશીબત સહી શકતા નથી, તેનો સામનો કરવાને અશક્ત બને છે

શરૂઆતમા પાંચેક વર્ષ સુધી બાળક ઘરમા જ કુટુંબીજનોથી અને પડોશીઓથી વીંટળાયેલું રહે છે ભણવાનું શરૂ કરે છે ત્યારથી ઘર બહારની પરિસ્થિતિથી તે ઘેરાય છે બહારની દુનિયામા શિક્ષક, મિત્રો વગેરે તેના વ્યક્તિત્ત્વના વિકાસમાં મહત્ત્વનો ભાગ ભજવે છે છથી દસ વર્ષની વચ્ચેની આ ઉમ્મરમાં

---

જોતા નથી મને ગૅસ મટી ગયો ને ઊંઘ કેવી હવે પથારીમાં પડતા જ ઘસઘસાટ આવી જાય છે!'— ને પતિએ પણ જોયું તો નોકરની લપમાથી નીકળી ગયેલા હંસાબહેન હવે એવા તો પ્રસન્નવદને રહે છે કે—

એટલું જ નહિ જેમ કોઈ કવિની અનુભૂતિ કાવ્યમા ઊતરી આવે છે એ રીતે પરાવલંબનમાથી હંસાબહેનને મળેલી આ મુક્તિ એમણે ઉમેરેલી પેલી ઉક્તિમા ઊતરી આવેલી દેખાઈ આવે છે—પ્રસંગ મળતા જ્યાં ત્યા એ કહ્યા કરે છે: 'આપ મૂઆ વગર સ્વર્ગે જવાય નહિ ને જાત ઘસ્યા વગર જીવન મણાય નહિ!'



બાળક ધાંધલિયું, ભાંગફોડની પ્રવૃત્તિવાળું, ટોળાંટી-પ્રવૃત્તિવાળું અને સ્વજાતીય ભાવનાવાળું હોય છે. તેનામાં રહેલી જિજ્ઞાસા અને અનુકરણવૃત્તિ પણ પ્રબળ હોય છે.

આ સમયની પ્રવૃત્તિઓથી મા–બાપ કંટાળે છે, તેને ધમકાવે છે અને શાંત રહેવા કહે છે. પણ એમ કરવાથી તે શાંત થતું નથી. આ સમયે સમજુ મા-બાપે ધીરજ અને શાંતિથી કામ લેવું. બાળકનું મન એવી રમતો તરફ વાળવું જોઈએ કે જેથી તેનું મન પ્રવૃત્તિમય બને. એવી રમતોમાં કાગળકામ, લાકડાના ટુકડા સાથે હથોડી–ખીલી વગેરે આપી તેને નવું નવું બનાવતાં શીખવવું જોઈએ. જેથી એને સંતોષ મળશે, એક બાજુ બેસીને આનંદથી જુદી જુદી રમતોમાં રસ લેશે તેની જૂથભાવનાને સંતોષે તેવી રમતોમાં સાતતાળી, હુતુતુતુ, ખો–ખો, કવાયત વગેરે શાળામાં અને સમૂહમાં રમાડવામાં આવે તો પણ તેનું સાહસ તે તરફ વળશે.

બાળકને પોતાની જાતે પોતાનું કામ કરવું વધુ ગમે છે. દાખલા તરીકે નહાવું, જમવું, કપડાં પહેરવાં વગેરે. એમ નહિ કરવા દેવાથી અને વધુપડતી ટાપટીપમય રાખવાથી ક્યારેક એકલું હોય છે ત્યારે અને પારકે ઘેર જ્યાં એને કોઈ વઢે તેવું હોતું નથી ત્યાં તે ધૂળમાં અને કાદવમાં છૂટથી રમી કપડાં બગાડીને, જાતે જમવાનો વગેરે આનંદ લે છે.

ઘણીવાર બાળકની વાતોમાં આપણે રસ ધરાવી શકતાં નથી. કોઈ મળવા આવ્યું હોત ત્યારે તેની તરફ બેદરકારી સેવીએ છીએ, 'હમણાં નહિ' તેમ કહી એને દૂર હડસેલીએ છીએ, તેની વાત વચ્ચેથી કાપી નાખીએ છીએ એ બરાબર નથી. બાળકની જિજ્ઞાસાવૃત્તિને વચ્ચેથી કાપી નાખતાં વિકૃતિ ધારણ કરે છે. તેના પ્રત્યે એક વખત પ્રેમ દાખવવો, થોડી વાર પછી ગુસ્સો બતાવવો, માબાપ પોતાના સ્વાર્થ માટે જૂઠું બોલી તેની હામાં હા મિલાવે છે. પોતાનું કામ કઢાવવું હોય અથવા ડખલગીરી ન કરે એટલે અગાઉ ના કહેલી વસ્તુ આપવી, લાલચ આપી કોઈપણ કામ કરાવવું તે સાચું નથી. જે વસ્તુ ન આપી શકીએ તેમ હોઈએ તે વસ્તુ આપવાનું ખોટું વચન ન આપવું. કારણ એ ન આપી શકવા માટે ખોટાં બહાનાં કાઢવાં પડે છે જેથી બાળક અંતે નિરાશ થાય છે અને માબાપ પ્રત્યેની શ્રદ્ધા ગુમાવી બેસે છે.

પહેલા બાળક વખતે માબાપ તેના પ્રત્યે ખૂબ વધારે પડતું ધ્યાન રાખે છે. તેને જોઈતી વસ્તુ લાવી આપે છે. પણ બીજા બાળકના આગમન પછી તેના પ્રત્યે અજાણતાં પણ બેદરકાર બને છે. પિતા બહારથી આવતાં તેને માટે કંઈક લઈ આવતા, તેને વહાલ કરતા અને હવે જ કેમ નહિ? પોતાનાં જ ભાંડુ તરફ તેને ઈર્ષા ઉત્પન્ન થાય છે. એના મનમાં ભરાયેલ ક્રોધ, ભય, ચિંતા ઈર્ષાના ભાવો તેને વિચિત્ર વર્તણુક તરફ પ્રેરે છે. માબાપની વસ્તુઓ બગાડે છે, ફેંકી દે છે. આ પણ અતેની અસહાય પરિસ્થિતિનું મૂળ છે.

બાળકને પણ તેનું પોતાનું સ્વતંત્ર વ્યક્તિત્વ છે. તેના વ્યક્તિત્વનો વિકાસ તેને જાતે જ કરવા દેવો જોઈએ. બાળકને રસ હોય તે કામમાં માબાપે રસ લઈને મદદ કરવી જોઈએ. દરેક કામ કરવા વાતાવરણ અને પ્રેરણા મહત્ત્વનો ભાગ ભજવે છે. બાળકોમાં કામ કરવાનાં પ્રેરક બળો ઇચ્છાશક્તિ, ઉત્સાહ, મહત્ત્વાકાંક્ષા અને રસવૃત્તિને જાગૃત રાખવાં જોઈએ. બાળક સાથે વાતચીત કરતાં એ ન ભૂલવું જોઈએ કે તેનામાં પણ સ્વમાન છે.

ઘણાં માબાપો એમ કહે છે કે 'મારાં છોકરાંઓ તો એટલાં તોફાની છે કે કોઈના ઘેર લઈ જવાં પાલવે જ નહિ.' પરંતુ એ વડીલોએ ક્યારેય એ વિચાર્યું છે. ખરું કે એ તોફાનની પાછળ કયું રહસ્ય છૂપાયેલું છે? બાળક તોફાન કરે છે ત્યારે તેને ધમકાવવાથી કે મારવાથી તેનું તોફાન અટકતું નથી પણ તેનામાં નવા ગ્રંજ ઊભા થાય છે. જ્યારે એ તોફાન કયા પ્રકારનું છે, તે જાણવાથી બાળકને સાચે



રસ્તે દોરી શકાય છે તેનો એક દાખલો આપું.

સીતાબહેનનો બે વર્ષનો કમલ ખૂબ તોફાની. તોફાની એવો કે જે હાથમાં આવે તે ભાંગફોડ પણ કરે. સીતાબહેન એની આ ભાંગફોડવૃત્તિને તોફાનીવૃત્તિમાં ગણીને હમેશા ધમકાવતા, ક્યારેક મારતા પણ ખરાં. પછી તો સીતાબહેનને એવી ટેવ પડી ગઈ કે કમલ કાંઈપણ કરતો હોય તો તેને તરત ટોકે, ધમકાવે. ક્યાં તો એના હાથમાંથી રમતની વસ્તુ ઝૂંટવીને લઈ લે. આમ કમલના વિકાસમાં મોટો અવરોધ ઊભો થાય છે તેવો તેમને ખ્યાલ પણ નહોતો રહેતો.

જ્યારે કમલ કોઈ બીજાને ઘેર હોય ત્યારે તેની બાળસહજ તોફાની વૃત્તિને મોકળાશ મળતી. ત્યાં એને કોઈ ટોકનાર, ધમકાવનાર નહોતું. એક વખત ઓરડામાં કોઈ હતું નહિ. કમલે ટેબલ ઉપર ચઢીને ટાંકણી અને કાચનું પેપરવેઇટ લીધું. ટેબલ ઉપર ટાંકણી રાખીને કાચના પેપરવેઇટથી ઠોકવા મંડી

ત્યાં જ હું ઓરડામાં દાખલ થઈ. મને જોઈએ જરા અચકાયો. પણ એની આ પ્રવૃત્તિ રોકવાનું મને ન ગમ્યું. તરત જ એક નાની હથોડી, ખીલી અને પોચા લાકડાનો ટુકડો ઘરમાંથી લાવી તેને આપ્યો. એટલે તે એક બાજુએ બેસી ગયો.

સીતાબહેનને કમલની આ પ્રવૃત્તિનો મેં ખ્યાલ આપ્યો પણ સીતાબહેનને એ ન ગમ્યું. અત્યારથી ખીલીઓ ઠોકવાનું કામ શા માટે શીખવાડવું? મેં એમને કહ્યું કે તમે આવા ખોટી દહેશત ન રાખો. આવી પ્રવૃત્તિથી તો બાળકની એકાગ્રતા, નિશાન તાકવાની વૃત્તિ વગેરે કેળવાય છે. આવી નાની ગણાતી બાબતો બાળકની પ્રવૃત્તિપરાયણતામાં મોટો ભાગ ભજવે છે. કમલ ઇજનેર કે દાંતનો ડૉક્ટર થઈને આવી એકાગ્રતાને કામયાબ બનાવી શકે. બાળક જ્યારે જ્યારે કુદરતપ્રેરિત કાર્યોમાં રોકાય ત્યારે આપણે તેને રોકવું ન જોઈએ. ઊલટું તેની જરૂરિયાતને વેગ મળે તેવી અનુકૂળતા કરી આપવી જોઈએ.

★

નાના બાળકોના મનનો વિકાસ કેવી રીતે થાય છે એ જોતી વખતે પહેલી મહત્ત્વની વાત આપણે એ ધ્યાનમાં રાખવી જોઈએ કે તેમને કેટલીક નૈસર્ગિક પ્રેરણાઓ અથવા સહજવૃત્તિઓ (instinct) હોય છે. તેઓ હમેશા શરીરથી તેમજ મનથી હિલચાલ (actvity) કરતા હોય છે. આ હિલચાલના અને બધી સહજ પ્રવૃત્તિઓના હેતુઓ વ્યક્તિનું પોષણ અને સંરક્ષણ હોવાથી તેમને અટકાવવી એટલે બાળકોની પ્રગતિને રૂંધવા જેવું થાય છે. હિલચાલ એટલે જ જીવન છે અને તે બંધ કરવા કહેવું એટલે બાળકને મરવા જેવું જ છે. નાના બાળકની હિલચાલ મોટા માણસને નિરર્થક લાગે તો પણ બાળકની દૃષ્ટિથી તે અર્થ અને હેતુયુક્ત હોય છે. વળી કોઈ હિલચાલ બાળકની દૃષ્ટિએ પણ નિરર્થક અને નિરુપયોગી લાગે તો પણ તેને સમૂળી બંધ કરેં નહિ. ત્યાં તેનું શુદ્ધિકરણ અને ઉદાત્તીકરણ (sublimation) કરી તેને ઉપયોગી બનાવી લેવી જોઈએ. બાળકની માનસિક પ્રવૃત્તિને જ આપણે જિજ્ઞાસા કહીએ છીએ. જેમ બાળકો શરીરે છાનામાના નહિ બેસે તેમ મનથી પણ તે બેસવાના નથી. તેમની સહજ પ્રવૃત્તિ તેમના શરીરને જીવનરસ આપે છે અને આ જિજ્ઞાસા તેમના મનને ખોરાક પૂરો પાડે છે.

—ના. મ. પટવર્ધન [ 'અમારી ઇન્દુનું શિક્ષણ'માં ]

નાનુભાઈ દવે

# જરા ઊંડા ઊતરીએ

થોભવાની, થોભીને વિચાર કરવાની શક્તિ જ જાણે આજે હણાઈ ગઈ છે. એવું તો કેટલુંય વગરવિચાર્યું આપણે કર્યે જઈએ છીએ, આચરીએ છીએ. પણ આપણી બુદ્ધિને આમ બૂઠી બનતી રોકીએ તો?....

'કેટલી ટિકિટો લેશો? પંદરવાળી કે દસવાળી?' દેશના કોઈ સંકટગ્રસ્ત વિસ્તારની મદદે ચઢેલો ચોપડી વીંઝી રહ્યો હતો; ખાસ ખેલની રતો.

'તમને આ કાર્યમાં રસ છે, એટલે સંભારીને ખાસ અહીં આવ્યો છું.' હનુમાનજીના મંદિરનો જીર્ણોદ્ધાર કરવા ફાળો, અને ફાળા માટે ગોઠવેલો ખાસ ફિલ્મ શો, ફિલ્મ પણ ધાર્મિક જ રાખી હતી.

'પણ આ અમારી કોલેજનો વાર્ષિક મેળાવડો છે, ટિકિટો તો તમારે લેવી જ પડશે.' એની પાછળ કોઈ નાટકનો તખ્તો તરત દેખાતો હતો 'જે કાંઈ બચશે તે બધી રકમ અનાથાશ્રમમાં જવાની છે,' આવાં પ્રલોભનો આગળ કહેવાનું શું હોય?

'સ્વામીજી આવ્યા છે; ઠેઠ હિમાલયમાં વૈદિક પાઠશાળા માટે મકાન બાંધવાના છે. ઠીક છે, ફૂલ નહિ તો ફૂલની પાંખડી—જે કાંઈ એકઠું થાય તે. છોકરાંઓએ ગરબા–નૃત્ય–પ્રહસન–જાદુ–કસરત વગેરેનો કાર્યક્રમ ગોઠવાવ્યો છે. બે ઘડી ગમ્મત પણ ખરી અને કામ પણ ઉકલે.' એમની વાત કલાકેક તો જરૂર ચાલે છે.

આમ જુઓ તો આપણી રંગભૂમિના દીદાર સાવ ફીકા છે. ફિલ્મવાળા એવો શુંભમેળો કરી આપે છે કે એમાં સર્વ રસ અને આર્ય સંસ્કૃતિનું આકરું રસાયણ આપણને મળી જાય. આ બધું પૈસા ખરચી જોનારો વર્ગ તો એ છે કે જે વાંચતો નથી, સમજતો નથી અને આવતી કાલનો વિચાર કરતો નથી. અને છતાં ખાસ ખેલો નાખી ફંડફાળા ઉઘરાવવા સહેલું ગણાય તે શાથી? એમ તો નહિ હોય કે દાન ધર્મ કરતી વેળાએ પણ કંઈક તાત્કાલિક બદલાનું મળી રહેવું જોઈએ એવી ભાવનાને આપણે આવકારીએ છીએ.

આ ખાસ ખેલ ભજવતી કે ગોઠવતી વખતે કેટલોક ખર્ચ તો થાય જ છે, જે આશય માટે ફાળો જોઈએ તેને અનુરૂપ ખરચ થાય છે એવું તો કોઈ નહિ માને. ચા–ચવાણાં, વાહનખર્ચ, વેપભૂષા, પાછળથી ફોટા પાડવાના, સુંદર ને આકર્ષક છપામણીવાળાં કાર્ડ ને કાર્યક્રમ, એવું બધું જોવા બેસીએ તો પેલો સંકટગ્રસ્ત વિસ્તાર કે પેલું અનાથાશ્રમ ક્યાંય બંધબેસતું આવે નહિ.

કેવી ઉપરછલ્લી નજર થઈ ગઈ છે આપણી? દિલ તો કહે છે કે ગરીબોનું, અનાથોનું, વિદ્યાર્થીઓનું, આપદ્ગ્રસ્તોનું, દુઃખીઓનું કલ્યાણ કરવું જોઈએ. પરંતુ એને મદદ કરતી વેળાએ પણ આપણને હસવાનું નૃત્ય જોવાનું ને છૂટથી થયેલા ખર્ચ કે જાહેરાતમાંથી કશું જ ખટકતું નથી. આપણી નજરથી આ બધું બહાર શાથી રહે છે? કઈ વૃત્તિથી આપણે સહાય કરીએ છીએ? જે થવું જોઈએ તેની ખાતર કે પછી ખરચ કરેલાં નાણાંમાંથી સદુપયોગ થવાનો સંભવ છે માટે? નાણાંનો કસ કાઢી લીધા પછી એના કૂચાય કોઈને ખપ લાગતા હોય, પરમાર્થ થયો હોય, તો શું કામ ના કરી લેવો, એમ જ ને?

તમે કહેશો કે એવું હોય તો નહિ આપીએ; આપીનેય પછી આરોપ ઓઢી લેવો—એ તો બેવડું નુકશાન! અને ખરે જ, જે કાર્યમાં પોતે તદ્રૂપ નથી, સંવેદનશીલ નથી, પોતે ઉપેક્ષા રાખનાર છે તે સહાય કરીનેય બેવડો આરોપ કરનાર રહે છે. કારણ કે આખા સમાજમાં એ જૂઠો આત્મસંતોષ ફેલાવે છે. *



'કાંઈ ગમતુ નથી ' ખુરશીથી ખાટને હેરફેર કરતા એક ભાઈની આ રોજની ફરિયાદ હતી

'મન ઊડુ ઊતરી જાય છે, ઉદાસીનતા છઈ ગઈ છે ' પત્રમાં એક ભાઈ પોતાની સ્થિતિ ચીતરી રહ્યા હતા

ઊઘી જાઉ ત્યારે પણ જાણે જાગતો જ હોઉ એમ વિચારોની ઘમ્માગ ચાલ્યા કરે છે અને એનો થાક પણ અનુભવુ છુ છુ મિત્ર આગળ સહાનુભૂતિ માગતા એક જુવાન કહી રહ્યા હતા

આ સ્થિતિ દિવસે દિવસે વધતી જાય છે આ કાઈ દર્દ થોડુ જ છે કે ટીકડી ગળીને પાણી પીતુ કે મટી જાય અને તેમ છતા કયા સુધી નિભાવી લેવાય ? કોઈને કોઈ આગળ મન ઠાલવવુ જોઈએ, તે સિવાય ચેન પડે નહિ પરન્તુ સામેથીયે જ્યારે સભળાય કે 'શુ કરીએ ભાઈ, મને તો એવુ થાય છે કે આ બધુ છોડીને ક્યાક ચાલ્યો જાઉ,' ત્યારે ઘડીક નિરાત ભને લાગે પણ એવી હમદર્દીથી ઉકેલ આવતો નથી

મનમા વિચારોના ઝીણા તાર કાઢવાની જાણે ટેવ પડી ગઈ છે જરા જરામા વિમાસણ થઈ આવે છે આખી દુનિયાની ફિકર પડી છે સયમ અને નીતિનીયે ઝખના થાય છે લોકકલ્યાણની ધગશ ચઢી છે પરતુ આ બોજો વહન કરવા માટે મજબૂત મન કે શરીર મળ્યા નથી તાલીમ નથી લીધી એટલે બધે જ ક્યાશ દેખાય છે, માર્ગ જડતો નથી સિદ્ધિ સાંપડતી નથી શ્રદ્ધા જાગે છે પણ આળીપાતળી મિત્રભાઉ અને સશયોથી ખદબતી વિચારો તો છૂટે છે ઉપરાઉપરી પરતુ પાટે ખીચડો થઈ જાય છે, સાવાવાળા ગાડીઓને રવાના થવા દેતા નથી, ડબ્બા ઉપરાઉપરી ચઢી જાય છે ને પછી ઉદાસીનતાની વેરણ છેરણ વ્યાપી રહે છે

આપણે શુ જોઈએ છે ? આટલો અમ તોલ શાથી જાગ્યો છે ? કોનો વાક ખોળી ન્યાય કરવા નીકળી પડીએ છીએ ? કેમ બીજાની વર્તણુકથી નારાજ અને દુખી થઈ જઈએ છીએ ? એવુ શાથી લાગ્યા કરે છે કે પોતાને સહુ અન્યાય કરી રહ્યા છે— ઘરમા, મિત્રોમા, સમાજમા, દેશમા શાથી એવુ માની બેઠા છીએ કે આપણી 'સાચી વાત બીજા કાન ઉપર ધરતા નથી, આપણને સૂઝેલુ સત્ય બીજા સ્વીકારતા નથી અભિનદતા નથી ?

ઘણુ વધારે માની બેઠા છીએ આપણે ગજાની ઉપરવટ અહમનુ પિત્ત વારવાર ચઢી વાગે છે, ફૂગી નીકળે છે ઘણાનુ ધ્યાન અને સેવા પામવાના અભરખા થાય છે ચિત્તચોર' થઈ બેસવાના કીર્તિના કળશ સતત ઢળતા રહેવાના, પ્રારબ્ધનુ પાદડુ ખૂબ ઊચે ઉરાડવાના આપણે ભારે મનસુબા કરી લઈએ છીએ

અને એટલે નથી સતોષ ને નથી શાતિ

*

'અમે એક વાર ગિરનારને પાછલે રસ્તે ઊતરતા ભૂલા પડયા ને અધારુ થઈ ગયુ પછી તો જોઈ લો મજા ' રોમાચક કથા શરૂ થતી હતી અને બાળકો સાભળવામા તલ્લીન થઈ જતા હતા

દિલ્હીની કોન્ગ્રેસમા ગયેલો—૧૯૩૨મા રસ્તો પહેલે જ ધડાકે વધામણી મળી કે પકડાયા તે મિનિસ્ટરીને સોપી દેવાના હુકમો છૂટયા છ બીજે દિવસે ઘટાઘર આગળ જોયુ તો જાણે લડાઈનુ મેદાન નવ ને પાચ મિનિટ થઈ હશે ત્યા તો ચાર ઘોડેસ્વાર સિપાઈઓ અમારા ઉપર ધસી આવ્યા પાછળ હટાય એવુ હતુ જ નહિ ..' બીજો કિસ્સો સાભળતા શ્વાસ અદર રહી ગયા હતા

'નિશાળમાથી નીકળી ગયા સીધા નદીના વાંઘા તરફ કોઈક જગામાં દફતર પાળી સતાડી એ ધાણી રાખી પછી જાબુડાના ઝાડ ઉપર સૌ ચઢી ગયા એમા એક જણની ડાળી તૂટી ને પડ્યો નીચે વળી પાછુ 'અરે'નો છાનો પણ સામટો અવાજ આ યે।

આમ તો તમેય નદીએ નહાવા જતા તણાવા કે ડૂબવા માડયુ હશે, પહાડ ચઢતા પગ લપસી

ગયો ને ગબડયા હશો, ગામડેથી પાછાં ફરતાં ભુકાની બાંધેલાં ને ધારીઆંથી સજ્જ એવા બે ચાર જણનો ભેટા થઈ ગયો હશે, ઓરડામાં કાઠી પાછળ નાગ સંતાયાની બૂમ પડયે સફાળા દોડયા હશો, સવારના પાંચને બદલે રાતના ત્રણ વાગે ભૂલથી ફરવા નીકળી જતાં સ્મશાનનાં બળતાં મડદાંથી ચોંકી ઊઠયા હશો; પરન્તુ વર્ષો પછી આ બધું યાદ કરતાં, એ પ્રસંગોનું નવી પેઢીને વર્ણન કરતાં કેવો અપાર આનન્દ આવે છે ? એમ લાગે છે કે એ પ્રસંગો ના હોત તો જિંદગીમાં બીજું યાદ કરવાનું કશું રહેત ખરું ?

પરન્તુ પેલાં બાળકોનો ય વિચાર કરીએ ત્યારે થોડી ચિંતા રહે છે. એમનેય શું આવા સંભારણાં મળી રહેતાં હશે ? એમનાયે લોહીમાં અભયની શાંતિ, સાહસનો થનગનાટ, રઝળપાટની ખુમારી, સંકટ સમયની ધીરજ કે તરતબુદ્ધિ, એ બધું મળી રહેતું હશે ? કે પછી આપણે ટમેટાંનું વિટામિન જ ગોખ્યા કરીએ છીએ ?

આપણે સામાજિક નીતિના નિયમો ધારદાર બનાવ્યા છે, કાયદાને તેજ કર્યા છે, સંસ્થાઓના ધારાધોરણો ને શિસ્તને કડક બનાવ્યાં છે. આપણે જીવનના વ્યવહારને ગાડીના પાટે રાખવા ઇચ્છીએ છીએ જેથી આડફંટા ફંટાય નહિ, ખાડાખબચા આવે નહિ, સરખી ગતિએ ઢાળટેકરા પસાર થતા રહે. જીવનની ગતિ શું એવી છે ખરી ?

અગવડો, મુશીબત, સંકટો, દુઃખ એમને નોતરવાની પણ કળા છે. એમના આવી પડવા સુધી રાહ જોવાની જરૂર નથી, તે વખતે બરદાસ કરવા જતાં સંભવ છે કે બિનતૈયારીથી સોસવું પડે. અને જીવનની ઘટમાળામાં જે હિસ્સો આપણે ભાગે આવવાનો છે તે પહેલેથી ચાખી જોવાનોય એક લહાવો શું કામ જતો કરવો જોઈએ ? પાછળથી એનાં સંભારણાં તો મીઠાં મધ બની રહે છે એય એક લાભ તો ખરો જ ને !

*

'પણ એમાં શું, એ તો જાજરૂનો લોટો છે !' કાળાશ કમી કરવાની સૂચનાને ઘરમાંથી જ નકારવામાં આવી.

'એમાં શું, એ ઘેર રહેશે !' મેળામાં જતી વેળા માંદી દીકરી સંબંધી બોલાયલા એ શબ્દો હતા.

'એમાં શું, બે વેણ કહ્યાં એમાં આટલું બધું...' કો'કનો રોપ ઉતારવાનો યત્ન ચાલતો હતો કે પછી એને ભોંઠો પાડવાની વાત થતી હતી ?

'અરે જે હશે તે આપો ને. અહીંથી જાય એટલે પત્યું'. મજલા ઉપરથી વસ્ત્રદાન કરતી વેળા કેટલું ફાટયું છે તેની તપાસ રોકવા ઉચ્ચારેલું વાકય દિલના ખૂણાઓ ભરીને કઈ બાબતો આવી બેઠી છે ? જીવનની હરેક ક્ષણે પ્રવૃત્તિઓમાં શેનું પ્રદર્શન વારંવાર આપણે કરાવતા જોઈએ છીએ—શું જાહેરમાં કે શું ખાનગીમાં.

'ચલાવી લો', 'ચાલશે', 'એમાં શું'—આ પ્રયોગો આપણે મોટા ભાગે તો બીજાની અગવડ કે એના અપમાન કરવાની ખાતર શોખથી કરી રહ્યા છીએ. તેમ ઘણું જાતેય નભાવી લઈએ છીએ. પરંતુ પોતાની વાતમાં નર્યું આળસ ભરેલું હોય છે, સુરુચિનો સદંતર અભાવ નજરે પડે છે. નહિ તો ચાલશે શા માટે ? સંન્યાસની કે વૈરાગ્યની લગની એમાં થોડી જ છે !

બાળકની ફાટેલી ચડી, નોકરની નામની પથારી, પત્નીની તૂટેલી ચંપલ, પોતાને પગે થયેલું ગૂમડું, કોટનું ખરી ગયેલું બોરીઉં, બારણા પાછળ લાગેલું જાળું—આવી નાની વાતોથી માંડીને તે પરલોકની તૈયારી જેવી ગહનગંભીર વાતોમાં આપણે જાણે કોઈને છેતરી રહ્યા છીએ. ઘણું મુલતવી રાખીએ છીએ, તો ઘણું બરદાસ કરી લઈએ છીએ એ તો ઠીક, પરન્તુ બીજા પરત્વે જે તુચ્છતા બતાવીએ છીએ એ તો ક્ષમ્ય ગણાય એવું નથી.

આર્થિક ગરીબી પાછળ દેશમાં દિલની અનુદારતા આવી ગઈ છે, હાથ પગ હલાવવાની સુસ્તી આવી ગઈ છે, 'ચાલશે'વાળો હલકો સંતોષ આવી ગયો



ઈશ્વર પેટલીકર

# કરમાતી કુસુમકળી

ડોશી કુંવારી ન મરે—એવી માન્યતા જુનવાણીમાં ખપે છે એ વાત સાચી પણ ઉંમરે પહોંચેલી કેટલીય કુમારિકાઓ અંદર ને અંદર સોસવાય છે. વડીલો મોટી કુમારિકાઓના લગ્નોની જવાબદારીમાંથી મુક્ત બને એ હવે જરૂરી નથી? .

દર વર્ષે લગ્નગાળો પૂરો થતાં કુસુમની દયા આવે છે—અરે, આ વર્ષેય કુસુમનું લગ્ન ના ગોઠવાયું! બધાંની કંકોત્રી આવી પણ એની ના આવી! એની કંકોત્રી આવી હોત તો સૌથી વિશેષ આનંદ થાત. એનું લગ્ન થઈ જાય તો સારું. એમ એને ઓળખતાં બધાં ઇચ્છે છે સરખેસરખાં તો એની મજાક પણ કરે છે—હવે તારા લગનમા ક્યારે બોલાવે છે? એ જવાબ દે છે—હું તો પરણવાની જ નથી!

એની દયા ખાઈને કોઈ કુસુમ સાથે વાદવિવાદમાં નથી ઊતરતું. કારણ સૌ સમજે છે કે એને પરણવું હોય તો પણ ઉમર જેમ જેમ વધે છે તેમ તેમ મુશ્કેલ બનતું જાય છે. આ વર્ષે એને પાંત્રીસમું વર્ષ બેઠું, એ પચ્ચીસમે વર્ષે એવી લાગતી હતી કે એને ગમે તેટલાં વર્ષ થશે પણ જુવાન જ દેખાશે. એ એકવડિયા કાઠાની અને પાંચ ફૂટની ઊંચાઈવાળી નમણી, નાજુક અને લોકસાહિત્યની ભાષામાં કહેવું હોય તો નમણી નાગરવેલ જેવી હતી. એની બહેનપણીઓમાં એ સૌથી સુંદર હતી. સહેજ ઊંચાઈ વધારે હોત તો સંપૂર્ણ સુંદરતાનો નમૂનો બની રહેત તેમ બહેનપણીઓ માનતી હતી. ભણવામાં એ તેજસ્વી હતી, હસમુખી અને વાચાળ હતી સારી ઊંચાઈવાળો યુવક પણ એના પરિચયમાં આવતાં એની નીચાઈની ખામી જતી કરીને પરણવાની હા પાડયા વિના ન રહે વળી એના બાપ જાણીતા વકીલ હતા. નામથી એમને ના ઓળખનાર શહેરીએ શરમાવું પડે અને તે એની અજ્ઞાનતાને લીધે ન શરમાય તો પણ એને જાણનાર એની દયા ખાધા વિના ન રહે. કુસુમની સાથે સામે ચાલીને કૉલેજમાં જેમણે બહેનપણાં કરેલાં તે એના પિતાના નામની ખ્યાતિને લીધે. એમને ઘેર એ બહેનપણીઓ જતી આવતી થઈ અને અસીલોની ફોજ એ નજરે જોવા લાગી એટલે એ કેવા મોટા વકીલ હતા તેનો પૂરેપૂરો ખ્યાલ આવ્યો હતો.

આ ઉપરથી એ બધી બહેનપણીઓ કુસુમનું ભાવિ પોતાના સૌ કરતાં વધુ ઉજ્જવળ છે તેમ સહેજે અનુમાન કરતી હતી. સુંદર છોકરી, અભ્યાસમાં તેજસ્વી અને પિતા આર્થિક સ્થિતિએ સદ્ધર અને સામાજિક મોભાવાળા, એના જમાઈ થવાની તક કોણ જતી કરે? બહેનપણીઓ વિવાહની વાત નીકળતી ત્યારે કહેતી પણ ખરી: કુસુમનું તો સામેથી માગું આવશે એના બાપુજીને સૌની જેમ મુરતિયો શોધવા નહિ જવું પડે!

એ કુસુમને આજે પાંત્રીસમું વર્ષ બેઠું છે. એની બધી બહેનપણીઓ પરણી ગઈ છે અને જેનું ભાગ્ય એ સૌ વધુ ઉજ્જવળ માનતી હતી તે હજુ કુંવારી છે! કુસુમને નહોતું પરણવું શું! ના, ના એવું જ હોત તો એ મેટ્રિક પાસ થઈ અને કૉલેજમાં જવા વખત આવ્યો ત્યારે આર્ટ્સ ને બદલે સાયન્સમાં ગઈ હોત. એને એક વિચાર ડૉક્ટર થવાનો આવ્યો હતો. એના બાપુજી સમક્ષ એણે એ

છે. જેમની સ્થિતિ સારી બની છે તેમનેય—બલ્કે વિશેષ માત્રામાં—આ જ રોગ વળગી રહે છે. માનસિક દારિદ્ર્ય ઠેરઠેર વ્યાપી રહ્યું છે.

બીજાની સાથેના આપણા વર્તાવમાં આપણે ખાનદાની જાળવવી જોઈએ એ જેટલું જરૂરનું છે તેટલું જ પોતા પરત્વે 'એમાં ચાલશે'વાળી વૃત્તિ દબાવી દેવાની પણ એટલી જ જરૂર છે. શરીર અને આત્મા બન્નેને પામર કરનારી આ વૃત્તિ છે, અને તે કોઈ રીતે ઉપકારક નથી.







વ્યક્ત પણ કર્યો હતો. પરંતુ બાપુજીએ જ એને સલાહ આપી હતી કે, સ્ત્રીએ આદર્શ ગૃહિણી થવું એ જ સારામાં સારી કારકિર્દી છે. જે પુરુષો સારું કમાતા હોય તે ઘરમાં સ્ત્રીઓને કમાવવાની જરૂર નથી. હું ઓછો તને કોઈ કારકૂન કે મહેતાજી સાથે પરણાવવાનો છું કે કમાવાની જરૂર પડે? આટલું જાણે પૂરતું ન હોય તેમ બાપુજીએ તે પછી એમના અંતરમાં પડેલો જૂનો સંસ્કાર પણ વ્યક્ત કર્યો હતો—સ્ત્રીઓ બહારના ક્ષેત્રે કામ કરવા નીકળી તે ઉપર ઉપરથી ભલે ચળકાટવાળું દેખાતું હોય પણ બહાર જેટલો ચળકાટ તેટલો અંદર કાટ ચડેલો હોય છે. ઘર, કુટુંબ, દંપતીભાવ જેવું એમાં કંઈ ખાસ રહેતું નથી. એ બધાં સુખી છે તેમ મોંએ તમાચો મારીને ગાલ લાલ રાખે છે એટલું જ, અંદરથી તો દુઃખે ધખતાં હોય છે.

કુસુમ ડૉક્ટર થવા ખાસ ઇંતેજાર ન હતી કે બાપુજીએ તેના એ વિચાર ઉપર ઠંડુ પાણી રેડ્યું તેથી એને ખૂન્નારી વછૂટે. ગૃહિણી થવાના એનેય કોડ હતા. વળી બાપુજીને પ્રતાપે સદ્ધર સાસરું મળશે તેય એ સમજતી હતી. આર્ટ્સમાં એ ગઈ અને એની તેજસ્વિતાને લીધે સ્કૉલરશીપ દર વર્ષે લેતી રહી. આવાં કુટુંબોમાં ગ્રેજ્યુએટ દીકરી થાય ત્યાં સુધી વિવાહની વાત શરૂ થતી નથી. છતાં માનો જીવ છે, એણે જુનિયર પૂરું કર્યું કે બાપનું ધ્યાન ખેંચ્યું: કુસુમનું હવે કંઈ જોતા રહેજો.

બાપુજીએ મજાક કરતાં કહ્યું — કેમ કંઈ કોઈની સાથે ભાગી જવાની બીક છે?

માએ છાછિયું કર્યું: તમે તે કેવા બાપ છો! દીકરીની આબરૂય તમને વહાલી નથી?

બાપુજી—તો પછી ઉતાવળ શી છે? એ ગ્રેજ્યુએટ થાય પછી લગન ગોઠવવું તેમ તો એની રૂબરૂ કાયમ વાત કરી છે.

મા—ગ્રેજ્યુએટ થવાનું હવે દૂર છે? વચ્ચે આડા નવ મહિના રહ્યા કે બીજું? આજથી શોધવા માંડો તો ત્યાં સુધી ઠેકાણું પડે. આગ લાગે ત્યારે કૂવો ખોદવા નીકળો તેનો શો અર્થ છે?

બાપુજી હસીને—કુસુમને આવવા દે. એને કહીશ કે લોક દીકરીને સાપનો ભારે સમજે છે. પણ તારી મા તને આગ સમજે છે. એને વેળાસર હોલવી નાખો નહિ તો ઘર બાળી મૂકશે!

કુસુમે સીનિયરની પરીક્ષા આપી દીધી. પાસ થવા ન થવાનો સવાલ ન હતો. એ વખતે જ લગનગાળો ચાલતો હતો. માએ યાદ દેવડાવ્યું—મારું માન્યું હોત તો આ લગનગાળામાં પતી જાત ને!

બાપુજી—તને લગન વિના બીજો વિચાર જ આવતો નથી. કુસુમની ઉંમરની છોકરીઓ હજુ ઈન્ટરમાં છે. એ હોશિયાર એટલે ૧૯મે વર્ષે ગ્રેજ્યુએટ થઈ. બાકી ૨૧મે વર્ષે સૌ થાય છે. એ રીતે હજુ બે વર્ષની વાર છે.

ગ્રેજ્યુએટ થઈ ગયા પછી કુસુમ ઘેર બેસી રહીને શું કરે? એણે એમ. એ.ની ટર્મ ભરવાની શરૂ કરી. હવે મા વાત કાઢતી તો બાપુજી એને એમ. એ.નું પૂરું કરી લેવા દે તેમ જ દલીલ કરતા. મા એના સ્વભાવ પ્રમાણે બેસી રહે તેમ ન હતી. જે સગાંઓ સ્નેહીઓ આવતાં તેમને કુસુમને લાયક હોય તો જણાવવા ભલામણ કરતી હતી. કોઈ કોઈ એમને યોગ્ય લાગે તેવા યુવક અંગે પત્ર લખતા હતા. એ પત્રો બાપુજી વાંચીને ભાગ્યે જ એની ઘરમાં જાણ કરતા હતા. પરંતુ એક પત્ર વાંચી એ એવા ધૂંઆં પૂંઆં થઈ ગયા કે પત્ની ઉપર મિજાજ ગુમાવ્યા વિના ન રહ્યા: 'તને વ્યવહારનું ડહાપણ કરવાનું કોણે કહ્યું છે? દીકરીની ચિંતા તને છે અને મને નથી એમ? કુસુમ હાલી-મવાલીની દીકરી છે કે તમે હાલીમવાલીને એની ભાળવણી સોંપો છો?' અને એ રોષમાં ને રોષમાં ટપાલમાં આવેલું પતું એમણે પત્ની ઉપર ફેંક્યું! કુસુમની માસીનો દીકરો ગામડે રહેતો હતો. તેણે લખ્યું હતું: અમારા ગામના ચંદુલાલનો દીકરો



બી. કામ થઈને આ સાલ સરકારી બેંકમાં કારકૂન થયો છે. પગાર સવાસો અને મોંઘવારી જુદી. એનો બાપ છોકરાના પગારની આશા રાખે તેવો નથી. ગામમાં એની હોટેલ સારી ચાલે છે. બે પૈસા કમાયેલો છે. છોકરામાં કંઈ ખોડ નથી, સહેજ પાકે રંગે છે પણ નાતમાં ચારે છેડે સરખું તો ક્યાંથી મળવાનું હતું ? મારી નજરે આ સારામાં સારું છે. એના બાપને મેં કહી રાખ્યું છે કે મને પૂછ્યા વિના બીજા કોઈને હા ના પાડતા. તો વહેલામાં વહેલો જવાબ આપજો. લખશો તો હું એ છોકરાને અને એના બાપને લઈને ત્યાં આવી જઈશ.

બાપુજી ગાજ્યા—આ તારી બહેનનો દીકરો તને અને મને શું એના જેવા હાલીમવાલી સમજે છે ? હોટેલવાળાનો છોકરો ! કારકૂન ને પાછો કાળો ! લખી દેજે એને કે આપણી વાતમાં દોઢડહાપણ ન કરે !

મા જાણે મોટા ગુનામાં આવી ગઈ હોય તેમ એ પછી એક વરસ સુધી કુસુમના લગ્નની વાત ઉચ્ચારવાની એની હિંમત ન ચાલી. પતિની ગેરહાજરીમાં એ વાત કાઢતી તો કુસુમ એને વારતી : તુંય બા શું ગામડાની સ્ત્રી પેઠે એનો મનમાં ધખારો રાખે છે. હું કંઈ એવી મોટી થઈ ગઈ છું કે તારે નાહક ચિંતા કરવી પડે ? મારી મોટા ભાગની બહેનપણીઓ હજુ કુંવારી છે.

બાપુજીના મનમાં હવે તે પ્રશ્ન પાકો થયો હોય તેમ એ એમના સ્નેહી–મિત્રોને કહેતા હતા—કુસુમને લાયક કોઈ યુવક હોય તો કહેજો. બને ત્યાં સુધી નાતમાં કરવું છે, પણ એ નહિ બને અને સારું હશે તો બીજી નાતમાં કરવામાં વાંધો નથી. ઉચ્ચ નાત હોવી જોઈએ એટલું ખરું.

બાપુજીના ફોઈના દીકરા એક ડૉક્ટર થયેલ યુવકની ભાળ લઈને આવ્યા હતા. એમ. બી. બી. એસ. થયો ત્યારથી માગાં શરૂ થયાં હતાં. પરંતુ એમ. એસ. થયા વિના એ ના પાડતો હતો. યુવક દેખાવમાં પણ કુસુમથી ૧૦–૧૫ ટકા ચડે તેવો હતો, બા એ સાંભળીને રાજી રાજી થઈ ગઈ. પતિને ના પાડવા જેવું એમાં કંઈ નથી તેમ વસી ગયું. બાપુજી સાંજે કોર્ટમાંથી છૂટીને બારોબાર કલબમાં જતા હતા. માએ ઉત્સાહમાં ને ઉત્સાહમાં ઓફિસમાં કારકૂનને ફોન કર્યો : 'મનહરભાઈ આવ્યા છે અને વિવાહનું કામ લઈને આવ્યા છે. માટે એમને બંગલે વહેલા આવી જવાનું કહી દેજો.' પરંતુ એ એમના નિયમ પ્રમાણે રોજની માફક રાત્રે દસ વાગ્યે જ ઘેર આવ્યા ! અને આવીને એ ટેબલ ઉપર જમતાં જમતાં કોઈ અસીલની વાત વકીલ તરીકે તટસ્થ ભાવે સાંભળતા હોય તેમ મૂંગા રહ્યા. નિરાંતે જમી લીધા પછી કેસની ગુણવત્તાની કસોટી કરતા હોય તેમ એમણે પૂછપરછ શરૂ કરી મિલકતમાં શું ? ખાસ ન ગણાય. ગામમાં સામાન્ય ઘર અને ચાર વીઘાં જમીન છે. ત્રણ ભાઈઓ અને ત્રણ બહેનો છે એટલે એ મિલકતમાંથી કંઈ ભાગ ન આવે તેમ માનીને ચાલવાનું છે. છોકરાની લાયકી જોઈને જ કરવાનું છે. કેટલા ભાઈઓ અને બહેનો પરણેલાં અને ધંધે વળગેલાં ? બધાં એનાથી નાનાં છે એટલે કુંવારા છે ?

તે પછી એમણે એ અંગે કંઈ પોતાના પક્ષેથી અભિપ્રાય ન ઉચ્ચાર્યો એટલે માએ સૂતી વખતે પૂછ્યું—તમને આ કેવું લાગ્યું છે ?

બાપુજી—કુસુમ કંઈ ખાટી છાશ નથી કે હું ઉકરડે ઢોળી દેવા તૈયાર થાઉં. ડૉક્ટર થયો એટલે શું જગ જીતી ગયો ? બાપ નથી અને છ ભાઈ–બહેનોની જવાબદારી. એ જિંદગીમાં ક્યારે ઊંચો આવવાનો ? અને પરણનાર છોકરીએ બીજાની ઊઠબેસ કરવાની કે બીજું ?

બાપુજી સામે ચાલીને કુસુમ માટે મુરતિયો શોધવા ગયા નથી, પણ જે જે સ્નેહી એમના પ્રત્યેની લાગણીને વશ થઈ કંઈ ભાળ લાવ્યા હતા તે

દરેકમાં દૂધમાં પોરા જુએ તેમ વકીલની ગુનો જોવાની નજરે કંઈ ને કંઈ ખામી કાઢીને તેના ઉપર ચોકડી મૂકવાનું કામ કર્યું છે. બિચારી કુસુમને એક પણ યુવકની મુલાકાત કરાવીને હા ના ની પસંદગી કરવાની તક જ આપી નથી. કુસુમને ગ્રેજ્યુએટ થયે પાંચ વર્ષ વહી ગયાં અને એની બહેનપણીમાંથી કોઈ કુંવારું ન રહ્યું. શરૂઆતમાં સ્નેહભાવે કુસુમ અંગે માગું લઈને આવનારનો પણ ઉત્સાહ મંદ પડી ગયો અને કોઈ એના ઉત્સાહમાં હોય તો ના જ પાડશે તેમ જણાવી તેવા અનુભવી એનો ઉત્સાહ પણ મંદ પાડી દેતાં હતાં.

બીજી બાજુ કુસુમનો ભાઈ પરણવા જેવો થઈ ગયો હતો એટલે એનાં માગાં શરૂ થયાં હતાં. બાની ઇચ્છા દીકરીને પરણાવ્યા વિના દીકરાને પરણાવવાની ન હતી. પરંતુ માગું નાખનાર લોકો વ્યવહારિક વાત કરતા હતા કે દીકરો પરણાવશે તો એક સગો વધશે અને તે તમને મદદ કરશે. કુસુમનો ભાઈ એન્જિનિયરીંગ કોલેજના છેલ્લા વર્ષમાં હતો અને છેવટે તેનો વિવાહ થઈ ગયો. બાપુજી શોધતા હતા તેવો વેવાઇ સંબંધ હતો. એમના કરતાં વધુ સદ્ધર અને કરોડોનો કોન્ટ્રાકટ કરતી એન્જિનિયરીંગ પેઢીનો ભાગીદાર. છોકરી ગ્રેજ્યુએટ અને સુંદર. બીજા દીકરાને વકીલ બનાવી એ પોતાના ધંધામાં નાખવા ફરતા હતા અને મોટા દીકરાને સસરો જ ઠેકાણે પાડશે માની એ સગાઈ સ્વીકારાઈ ગઈ. લગ્ન થયું. પરંતુ એ વેવાઈને એવી કઇ નવરાશ હતી કે દીકરીની નણંદનો વિવાહ શોધવા નીકળે? વળી એને કાને વાત પહોંચી હતી કે કોઇની દરખાસ્ત એ સ્વીકારતા નથી એટલે પોતે ના સાંભળવા શું કામ જાય?

બીજો દીકરો વકીલ થયો કે એનું પણ એવા જ સારા ઘેર લગ્ન થઇ ગયું. એ વેવાઈ સર્જન ડૉકટર હતો. ટેક્ષચોરીના પૈસા એટલા હતા કે દીકરીને એણે હીરાએ મઢી દીધી હતી. બાપુજી ધારે તો એવા પૈસાથી કુસુમને પણ હીરાએ મઢી શકે તેમ હતા, પરંતુ ખાટલે મોટી ખોડ કે બાપુજીની આંખ ઠરે તેવો મુરતિયો જડતો ન હતો! કુસુમ એવી કામગરી હતી કે બાપુજીની ઇચ્છા વિરૂદ્ધ પરણી જાય તેમ ન હતી. વળી એનામાં લગ્નની ઉત્કંઠા વધી ત્યારે કોઈના પરિચયમાં હોય તો પરણી જવાનો વિચાર આવી જતો હતો. પરંતુ ત્રીસ વર્ષે એ કોઈના પ્રેમમાં પડે તેવા એને સંજોગો જ દેખાતા ન હતા. પાંત્રીસ વર્ષ પછી હવે તો એણે લગ્નની આશા જ છોડી દીધી હતી!

મા-બાપ છોકરીને વહેલામાં વહેલી પરણાવી દઈ પારકી થાપણ સુયોગ્યને સોંપી જવાબદારીમાંથી મુક્ત થવાનાં માનસવાળાં હતાં, અને આજે પણ છે. પરંતુ એ બાબતમાં બેતમા રહી અમુક માબાપ દીકરીનો લગ્નપ્રશ્ન ઉકેલી શકતાં નથી. એથી એક ડગલું આગળ વધી અપવાદરૂપ બાપ, કુસુમના નસીબમાં જોવા મળે છે તેવાય નજરે પડે છે! કુસુમના બાપ હજુ દીકરી ઉપર નસીબનો દોષ ઢોળતા નથી એટલે સારા છે, પણ એવા બાપનેય હું જાણું છું કે જે પોતે પ્રયત્ન કરતા નથી બીજા દરખાસ્ત લાવે તો ધુત્કારી કાઢે છે તમને આ બધી ભાંજગડ કરવાનું કોણે કહ્યું છે? અને છોકરીના વિવાહનો પ્રશ્ન પોતાના વિચિત્ર વર્તનને લીધે નથી ઉકલતો તેમ માનવાને બદલે ઉપરથી દીકરી ઉપર નામોશી ઢોળે છે—એનું નસીબ જ વાંકું છે કે વિવાહ ગોઠવાતો નથી!

આમ છોકરીઓને પરણાવવાની વિવાહ ગોઠવવાની જવાબદારી મા-બાપની નથી તેવી ઉપેક્ષા વધતી જવાની છે તે આ બધાં ચિહ્નો ઉપરથી લાગે છે. જે છોકરીઓનું નસીબ આવું હોય તેમણે કુસુમની જેમ ઉંમર ચાલી જાય તે પહેલાં પોતાનાં બીજાં સગાં સ્નેહીઓ મારફત વિવાહ કરવાની હિંમત કેળવવી જોઈશે.



'વિશ્વમિત્ર'

# વાયરે લાયા મેઘ.....

માણસ રવડી રખડીને ઠેકાણે આવે છે ત્યારે પોતાના જીવનનો પસ્તાવો થાય છે. શું સ્ત્રી કે શું પુરુષ—આવા સાચા દિલના પસ્તાવાને ભગવાન પણ જાણે તરત જ માફ કરી દે છે અને એને મોકળો માર્ગ કરી દે છે એવા શુભ આશયની આ વાર્તા છે....

વાલડી ને રામજી પરણી ગયાં, માબાપને પૂછ્યાગાછ્યા વગર જ. વાલડીનો બાપ તેને બીજે પરણાવવા ધારતો હતો. ખાસા સાતસો રૂપિયા પેલો સામાવાળો માંડવે ગણે તેમ હતો. પણ વાલડી તો સાદા સીધા ને ભોળા દેખાતા રામજીને જ પરણી બેઠી.

વાલડી ગામમાં રૂપરૂપનો કટકો હતી. અલમસ્ત અને મનમોજી. એ જે ધારે તેમાં કોઈ આડું આવી શકે નહિ. એનાં માબાપને ગનારે નહિ. આ એવું જ કર્યું ને માબાપ ઉપરવટ થઈ રામજીને જ પરણી બેઠી. માબાપ બીજું તો શું કરે, પણ એના નામનું નાહી નાખ્યું. સંભળાવી દીધું કે તું અમારી દીકરી નહિ ને અમે તારાં માવતર નહિ. વાલડીએ કહ્યું: 'ભલે ભલે, હું તમારા બાયણામાં પગ જ નઈ મેલું ને!'

વાલડી કોઈને પણ નહિ ને રામજીને પરણી બેઠી એમાં જરા નવાઈ જેવું તો હતું જ. વાલડી માથાની ફરેલ સ્વતંત્ર મગજની અલમસ્ત ને મનમોજી, ત્યારે રામજી દેખાવડો તો ખરો જ, પણ સાવ સાદો, સીધો ને સરળ માનવી. થોડું ઘણું ભણેલો ખરો એટલે ચોપડિયું વાંચ્યા કરે, ભજનમંડળીમાંય જાય ને મેળેમેળે ય જાય—પણ બધાંથી અતડો ફર્યા કરે. કોઈ જુવાન કે જુવાનડી કોઈનો સાથ તેને ન ગમે. લૂગડાંની ટાપટીપે સાવ સાદો.

એક દિવસ મેળામાં જ વાલડીએ તેને બનાવવાસ્તો હસતાં હસતાં મશ્કરી કરી: 'અલ્યા રામજી, એકલો એકલો કાં ફરે છે?'

'તો કેનો સાથ કરું?' તે હસી, બોલ્યો.

'ચમ'લ્યા, કોઈ નથી મળતી તને? તો હેંડય મારી સાથે!' તે હસી. તેની સાથેની બે ચાર છોકરીઓ પણ ખિલખિલાટ હસી પડી.

'ભલે, મારી ક્યાં ના છે? હેંડય તારી સાથે.' રામજી ખૂબ જ શાંતિથી બોલ્યો.

વાલડી ફેક કરતી હસી પડીને બોલી: 'હ્યો આ તો એદ્દારકાં! જા ભઈ જા, હું કાંઈ એવી વધારાની નથી તો!'

'તો હુંય ક્યાં વધારાનો છું! પરાણે તારી કેડે નથી આવતો—મોખ હોય તો આવજે ને!'

આ વખતે પહેલવહેલું જ ચગડોળ ઉપર ચઢીને રામજીએ વાંસળીમાં ગીત ગાયું:

'વાયરો વાયો વાયરો અલ્યા,
વાયરે લાયા મેઘ,
હોવે હોવે વાયરે લાયા મેઘ.
ઉગમણી ને આથમણી,
દશ દિશાના આવે મેઘ
એવા કારમા આવે મેઘ,
હોવે હોવે કારમા આવે મેઘ—
વીજ ઝગી ને વાયરો જાગ્યો,
ગાજિયો આખો દેશ
હોવે 'લ્યા ગાજિયો આખો દેશ,
વાયરો વા'યો વાયરો અલ્યા, ગાજીઓ—"

ચગડોળ નીચે ઘણી છોકરીઓ ઊભી હતી ને સાથે વાલડી પણ. વાલડી તો કેનીય નજરથી તેની સામે તાકી રહી હતી. તે નીચે ઊતર્યો ત્યારે પોતાના જ ગામના એક જુવાને હસીને કહ્યું: 'ભગત, ભક્તિ છોડવા માંડી કે શું?'

એક છોકરી હસીને ધીમે રહી બોલી: 'એમનેય રંગ લાગતો જાય છે.'

એક ભાભી થતી હતી તે હસીને બોલી: 'પણ ભઈ, આવું રુડું ગાણું એકલા ગાતા નથી સારા લાગતા.'

રામજીએ એક ક્ષણ વાલડી સામે જોઈ લેતાં કહ્યું: 'તે ભઈ, મારી ક્યાં ના છે? એકલો છું તે કોઈને

દયા આવતી હોય તો આવી જાય ને મારી સાથે !'

ભાભી થતી હતી તે હસીને ફરી બોલી :

'ભઈ, તમે તો બોલતાંય નવું શીખ્યા લાગો છ !'

'અબઘડી જ શીખ્યો—આંઈ મેળામાં આવીને જ.' હસીને તે બોલ્યો.

આ પછી બે મહિનાની અંદર જ તે બન્ને—રામજી ને વાલડી પરણી ગયાં. મેળા પછી તેઓ સાત વખત મળ્યાં હતાં. છેલ્લે વાલડીએ જ ધડાકો કર્યો : 'હેંડય 'લ્યા, આપણે બેય પરણી જાઈ !' આ વખતે પળવાર જ—રામજીએ તેની સામે અત્યંત તીવ્ર નજરથી જોયું—પણ એ પળવાર જ, તરત જ એ ખૂબ જ સરળ સ્વરે બોલ્યો : 'ભલે મારી ચ્યાં ના છે ?'

પણ પરણ્યા પછી બાર મહિના થતાં થતામાં તો વાલડીનો મૂળ સ્વભાવ પાછો ઊછળી આવ્યો. રામજી તેને 'ભગતડો' જ દેખાવા લગ્યો. પેલી વાંસળી પણ હવે કોઈ દિવસ વગાડતો નહિ, મેળામાં વાલડી સાથે જતો નહિ. એક દિવસ વાલડી રીસે બળતી બોલી : 'એય તું તો ભગતડો થતો જાય છે !'

રામજી હસ્યો, બોલ્યો : 'ચમ, ભગતડો એ તો તારી નજરમાં મનેખ જ નથી, નંઈ ?'

પાછી તેની પાછળ જુવાનીઆની ટોળી ફરવા લાગી. તે વગડે ખેતર પાધર જાય ત્યારે એકાદ તો તેની પાછળ ફરતો જ હોય. રામજીથી આ કાંઈ છાનું નહોતું, પણ કોણ જાણે કેમ, તે કાંઈ બોલતો નહિ. બોલે તો વાલડી કાંઈ ગાંજી જાય તેવી નહોતી. તે કોઈથી ડરે તેવી નહોતી. ધડ દઈને સંભળાવી જ દે ! પેલો મેળો આવ્યો. મેળે જવા બની ઠનીને તે તૈયાર થઈ. રામજી બોલ્યો : 'હું આવું કે ?'

મોઢું બગાડીને તે બોલી : 'હવે ભઈ, બેસ ને ઘરે. ભગતને વળી મેળા શા ?'

રામજી બોલ્યો : 'ભલે ત્યારે, જાવ !'

મેળાના બીજા દિવસે જ પોતાના એક સંબન્ધીએ આ સમાચાર આપ્યા. રામજીએ પેલાના ગયા પછી પૂછ્યું : 'કે'છે કે તું વિરમા જોડે ચગડોળમાં બેસીને ગાણું ગાતી 'તી ?'

વાલડી જેનું નામ, રામજીની આવી ચાંપલાશ સાંખે કદી ? જરાય ડર્યા વગર તેણે કહ્યું : 'હોવે તે વળી ! તે એમાં આટલો કતરાય છે શાનો ?'

રામજી જરાય હેબતાયો નહિ. એવા જ સીધાસાદા સ્વરે તેણે કહ્યું : 'એ સારું ન દેખાય ! મારા કે તારા—કોઈના માટે !'

'તે હું કાંઈ તારા જેવી ભગતાણી નથી તો ! મારે તો મેળાય મા'લવા જો'શે ને લે'ર કરવા જો'શે ! તને ન પોષાતું હોય તો...' તે પૂરું વાક્ય તો ન બોલી, પણ રામજીને સમજતાં જરાય મુશ્કેલી ન પડી. તે ચૂપ ન રહ્યો. બોલ્યો : 'ભલે ત્યારે એમ કર. મારી ચ્યાં ના છે ?'

આ પ્રસંગ પછી તો વાલડીને જાણે ચાનક જ ચડી. આસપાસ ભરાતા બધાય મેળા તે કરે—ઘેરથી રામજીને પૂછ્યાગાછ્યા વગર જ મેળે જાય ને સાંજે પાછા આવે ત્યારે પાર વગરની વસ્તુઓ ઉપાડતી આવે. કુમતાં, કંઠીઓ, બંગડીઓ, સૂરમા એવું એવું તો ઘણુંય. રામજી પાસેથી એક પણ પૈસો માગતી નહિ છતાંય આ બધું આવતું હતું. ને બીજે દિવસે રામજી પાસે સમાચાર પણ આવતા : 'આજે તો પેલા કરમસીડાના ગળામાં હાથ નાખીને મેળામાં ઉઘાડે છોગે ફરતી 'તી—'

રામજીથી પાછી ટકોર કર્યા સિવાય રહેવાયું નહિ. તેણે કહ્યું : 'તું હદ વટાવતી જાય છે, હોં ! જરા માણસાઈ રાખ ! તારે આબરૂ નહિ હોય, પણ મારે તો છે જ, ને તારાં માવતર પણ બિચારાં બધા મલકમાં વંચાય છે !'

વાલડી જાણે વાટ જ જોઈ રહી હતી. તેણે ધડાક લઇને કહ્યું : 'તને ન ગમતું હોય તો છેડો ફાડી આલ ! હું મારા માર્ગે જઈશ. તારા જેવા ભગતડાના ઘરમાં મારા જેવી હોયે ચ્યાંથી ? કુણ જાણે મનેય ચેવી કમત સૂઝી તે તારા ઘરમાં હું આવી.'



રામજીએ આ વખતેય તેની સામે પળવાર—તીવ્ર નજરથી જોયું, પણ તે પળવાર જ. પછી તરત જ તે દિવસના જેવા જ સરળ સ્વરે તે બોલ્યો : 'ભલે મારી ચ્યાં ના છે ? છેડો ફાડી આલું, જો તું એમ કરતાંય સુખી થતી હોય તો.' ને તેણે છેડો ફાડી આલીને કહ્યું: 'જા, તું આ ભવમાં ને પેલા ભવમાય છૂટી.'

વાલડી એ જ પગલે ઘર છોડીને નીકળી પડી. તેને તો હૈયે હામ હતી—પેલો વિરમો બિચારો કે'દાડાનોય રગતો હતો. કે'તો'તો કે' હેંડી આવ્ય ! તને ફૂલે પૂજીશ. એ ભગતડાના ઘરમાં શું સુખ તું માણ-વાની હતી ! આવી તારા જેવી 'પરી' તો મરદના ઘરમાં શોભે, એવા ભગતડાના ઘરમાં નહિ. હેંડી આવ્ય; વાલડી મારું કીધું માન ! ને એ ભગત-ડાનું કાળું કરી—'

વાલડી ત્યાંથી સીધી વિરમાના ઘરમાં જઈને બેઠી. વિરમાના આનંદનો પાર રહ્યો નહિ. તે તો અર્ધો અર્ધો થઈ ગયો વિરમો જોડેના ગામમાં જ રહેતો હતો. તેણે આખું ગામ ભેગું કર્યું ને આખા ગામને ચા-કસુંબો પણ પાયો. ગામવાળાએ પણ તેને શાબાશી આપી કે ખરો મર્દ, વગર ખર્ચે વહુ લાવ્યો—અને વહુયે કેવી અપસરા જેવી !

વિરમાને વાલડી ગમતી હતી જ્યારે તે પારકાની વહુ હતી ત્યારે—ત્યારે તો તેની હિંમતને તે વખાણતો. ધણીને જરાય ગાંઠતી નથી ને પોતાની સાથે મેળામાં ઉઘાડે છોગે હાથમાં હાથ નાખીને ફરે છે ત્યારે તેની બહાદુરી તેને ઘણી જ ગમતી પણ હવે તો તે પોતાની બૈરી થઈ હતી, હવે જરાય આડુ અવળુ તાકે કે વર્તે તો એ ઘણું જ ખરાબ કહેવાય હવે તો ગામની વહુવારૂઓની જેમ વહુવારૂ થઈને રહેવું પડે—પોતાના સિવાય બીજા સાથે હસી બોલીને વાત પણ ન કરાય : એવું પોતાને જરાય ન ગમે ! જો કે સારી રીતે રહે તો, પોતે એને જરાય દુઃખી ન કરે, કહેતો હતો તેમ ફૂલે પૂજે—

પણ વાલડી જેવું નામ આવું બધું તેને ગમે જ કેમ ? મહિના બે મહિના પછી જ્યારે તે ખેતરે જવા નીકળતી ત્યારે કોઈ ને કોઈ સાથે હસીને વાત કરતી હોય—મેળો આવ્યો તો મેળે જવા પણ તૈયાર થઈ ગઈ. મેળે ગઈ ત્યારે વિરમો સાથે હતો તો ય તેની નજર કયાંયતી કયાંય ભટકવા લાગી.

બે મહિના પછી બીજો મેળો આવ્યો ત્યારે કાંઈ કામસર વિરમો નહોતો જઈ શકે એમ એટલે તેણે તેને પણ જવાની ના પાડી. વાલડી આ સાંખે કદી! તેણે ધડ દઈને કહી દીધું : હું તો જવાની! તારે ના આવવું હોય તો બેસી રે' !

વિરમો ઘરે બેસી રહ્યો પણ બીજે દિવસે તો એક સંબંધીએ સમાચાર આપ્યા તેથી તે બળી જ ઊઠયો : 'પેલા શંકરીઆ સાથે ચગડોળે બેસી ગાણું ગાતી 'તી ને આખા મેળામાં તેનો હાથ ઝાલીને ફરતી 'તી !'

વિરમો આવી વાતો સાંભળ્યા પછીથી તેને ફૂલે પૂજી શકે તેમ હતો જ નહિ, તેણે તરત જ ધોકાની પૂજા આદરી. વાલડી પ્રથમ તો હેબતાઈ જ ગઈ, પણ પછી હુંકાર કરીને બોલી ઊઠી : 'પીટવા, આટલા કાજે લાયો 'તો કે ? રોયા !'

'તો હું શું તને આવાં કામાં કરવા લાયો 'તો ! સમજે છે શું ? જાનથી જ મારી નાખીશ !'

'નખોદિયા, પે'લાં બોલતો 'તો સું તું ?'

'બોલતો 'તો એટલે ? આવુ કરવાનું તને કીધું 'તું ?'

'હું પારકા ઘરની બાયડી હતી ત્યારે તો તું શાબાશી આલતો 'તો ! હવે ચમ નથી ગમતું ?'

'તે દા'ડે તું પારકી હતી, હવે મારી છે. મારેય આબરુ હોય કે નઈ ? તારા જેવો થોડો હું લાજ વગરનો છું ?'

'તો ફાડી આલ છેડો—મારાથી તારા ઘરમાં નઈ રે'વાય !'

વિરમો દાંત કચકચાવીને બોલ્યો : 'એમ છેડો ફાડી નઈ અલાય—છેડો માગતાં તો જીભ જ ખેંચી કાઢીશ!'

'એમ કે રોયા! તારા ઘરમાં હું રઈશ ને મારા હાથના રોટલા તું ખઈશ નઈ?'

એ જ દિવસે તે અધીં રાતે છાનીમાની ઊઠીને ઘરબહાર નીકળી ગઈ. વિરમો તો એમ જ સૂતો રહ્યો ને જોડેના ગામ શંકરીઆના ઘરે જઈ ઊભી રહી. પોતાનાં માવતરનું ઘર તો તેના માટે બંધ જ હતું—ને હવે તો આખા ચોખળામાં એટલી ચાવી થઈ હતી કે માબાપ તેનું મોઢુંય જુવે તેમ નહોતાં. અધીં રાતે શંકરીઆને જગાડયો ત્યારે તો પેલો નવાઈ પામી ગયો. એય તેને તોરા તો ક્યારનોય કરતો હતો પણ આમ એકાએક આવી ઊભી રહેશે ને તેય મધરાતે—એવું તો એણે ધારેલું જ નહિ. વાલડીએ બધો જ ફોડ પાડયો કે પોતે ધણીનું ઘર છોડીને આવી હતી ને હવે તારે ત્યાં રહેવાની હતી. શંકરિયાને આ મનભાવતું જ હતું. તેની આગલી ઓરત મરી ગઈ હતી ને હજુ પરણ્યા વગરનો હતો. તે બોલી ઊઠયો : 'ભલે ભલે, હું તો તને કે'તો જ હતો કે વિરમો તને નઈ ફાવે ને આ શંકરીઆ જેવો આખા ચોખળામાં ખોળ્યો નઈ મળે!'

'પણ-' વાલડીએ ફોડ પાડયો : 'હું તારી બાયડી થઈને તો નથી જ રે'વાની—એમ ને એમ રાખવી હોય તો રાખ. તું મારો ધણી નઈ ને હું તારી બાયડી નઈ! મારા આડો તું ક્યાંય ન આવી શકે. મારે મન ફાવે તેમ કરું તો ય તારાથી કાંઈ ન કે'વાય. તારું ધણીપણું મારા ઉપર જરાય નઈ!'

શંકરીઓ નવાઈ તો પામ્યો, પણ તેની મક્કમતા જોઈ તેણે હસીને કહ્યું : 'ભલે એમ તો એમ! મારે તો રોટલાનું કામ, ટપ ટપનું કામ નથી.'

મહિના બે મહિના પછી શંકરીઆને વસમું પડવા લાગ્યું. ખાવા અને લૂગડાં પોતે પૂરે છે, તો ય પોતાને છોડી ગામના બીજા જુવાનીઆઓ જોડે ઠઠ્ઠા મશ્કરી આદરે, ખેતરે કામ માટે જાય ત્યારે કોઈ કોઈ જુવાનીઆ ત્યાં પાછળ પણ પહોંચી જાય. આ બધું સરળતાથી તો જીરવી શકાય તેમ હતું જ નહિ. ભલે એ પોતાની ઓરત ન રહી. પણ ઓરત થવામાં બાકીય શું હતું? પોતે રાત દહાડો ઘરમાં રાખતો હતો, ખાવા લૂગડાં ને બધું જ પૂરતો હતો, ને ઓરત જેવો જ સંબંધ પણ ચાલતો હતો—પેલા વિરમાથી પણ વેર બંધાયું હતું, તો ય—તેણે એક દિવસ સહેજ ટકોર કરી : 'આ બધું વધારે પડતું થાય છે હોં વાલડી–'

'શાનું? શું?'

'આ તું બીજા પાછળ ભટકે છે–'

'તે તને એમાં શું? હું તારી બાયડી થોડી જ છું કે તને ચાનક ચડે છે? આટલા સારૂં તો પરથમથી જ મેં ચોખવટ કરી હતી?'

'ચોખવટ તો ભલે કરી—પણ તેથી શું? મારી બાયડી થવામાં બાકીય શું છે હવે? રોટલા મારા ખાય છે, લૂગડાં મારાં ફાડે છે, રહે છે મારા ઘરે ને મારી જ નજર સામે તું પારકાથી–'

આ વખતે વાલડી ગુસ્સે ન થઈ ઊઠી. સમસમીને બેસી રહી. જાણે ખૂબ જ ઊંડા વિચારમાં પડી ગઈ. આ પળે જ જાણે તેના મનમાં કારમું સત્ય જાગી ઊઠયું. એક કારમી યાદે જાણે આ પળે જ તેના હૃદયને ભેદી નાખ્યું. શંકરીઓ ને વિરમો ને બીજા બધા તેના પાછળ ભટકતા હતા તે બધાય—શું સરખા હતા?

તેણે પેટ પર હાથ ફેરવ્યો. 'પેટમાં કાંઈ સળવળતું હતું, નહિ?' હા, વાલડીને સમજાયું નહોતું તે અત્યારે જ—આ પળે જ સમજાયું, પેટમાં જીવ હતો, જીવ સળવળતો હતો– 'ઓહ!' મૂંગી ચીસ તે પાડી ઊઠી. 'છોકરું!' કયાંથી આવ્યું હતું? એનો બાપ કોણ હતો? વિરમો, શંકરીઓ કે કોઈ બીજો જ—

બીજે દિવસે ઘણા વિચાર પછી શંકરીઓ ઘણો જ કડક થયો : 'જો સાંભળ, મારા ઘરમાં રહેવું હશે તો



કાંઈ એવડેલ નહિ ચાલે મારા જ રોટલા ખાવા ને મને મૂરખ બનાવવો હોય તો—સમજે છે ને ? આ જરાય નહિ ચાલે !'

વાલડી ગઈ કાલથી ઘણી જ નરમ પડી ગઈ હતી—પેલું ભાન થયું કે પોતાના પેટમાં—પણ તો ય આ ન સાંખી શકી. એકદમ ઊભી થઈને બોલી : 'તો લે ને, આ તારું ઘર પડ્યું !'

આમ કહી તે ઘર બહાર નીકળી ગઈ ને ચાલવા લાગી. ગામ બહાર પાદરમાં આવી ત્યારે જ તેને ભાન આવ્યું, ને ચમકીને ઊભી રહી. પોતે ક્યાં જતી હતી ? તે ઊભી રહી ગઈ, સૂનમૂન ! જો કે જવાની જગાઓ તો ઘણી જ હતી. પેલો કરમસીડો, પેલો રામલો, ને એવા તો ઘણાય. કોઈ તેને ના પાડે તેમ નહોતું. પણ—

બધાય આવા ને આવા જ. વિરમા અને શંકરીઆ જેવા જ. બધા એ માટીપગા ! બધાને જ ધણી-પણું જોઈતું હતું, જો ધણી જ કરવો હોય તો—

તે ઘણીવાર સુધી એમ જ ઊભી રહી. ને એકાએક જાણે કાંઈ સૂઝ્યું હોય તેમ ચાલવા લાગી. જે રસ્તે ચાલી એ રસ્તો પોતાના ગામ ભણી જતો હતો—જ્યાં પોતાનાં માવતર રહેતાં હતાં, ને જ્યાં રામજી રહેતો હતો.

પણ ગામમાં પેસતાં જ તેના પગ ધ્રૂજવા લાગ્યા. પોતે ક્યાં જતી હતી ? શા માટે જતી હતી ? પોતાના માવતર તો તેને ઉંબરામાંય પગ મૂકવા દે તેમ નહોતાં—ને રામજી, સીધો સાદો માનવી, ત્યાં શા મોઢે જાય ? એણે તો પોતાને કોઈ દિવસ કાંઈ પણ કહ્યું નથી. માત્ર શિખામણ જ આપી છે. હવે જ સમજાય છે કે પોતાની પાછળ તે પાગલ જ હતો—તે દિવસે મેળામાં એ કેવું બોલ્યો હતો ? ને કોઈ દિવસ નહિ ને તે દિવસે જ ચગડોળ ઉપર ચઢી પોતાને સંભળાવવા એણે કેવું ગીત ગાયું હતું ? તે દિવસે તો પોતે બધું જ સમજી શકી હતી—ગીતમાં એ કહેતો હતો કે ઉગમણી ને આથ-મણી બધી દિશામાંથી મેઘ આવે છે—કારમો વાયરો એ લાવ્યો છે—અને એટલે જ પોતે એના ઉપર મોહી પડી હતી ને ! પણ પછી તો—પછી તો—

વાલડી ગામમાં પેસતાં જ થંભી ગઈ. એકાએક હૃદય ભરાઈ આવ્યું ને કારમા આંસુ ઝરવા લાગ્યાં. દિવસ આથમવાની તૈયારીમાં જ હતો. ગામનું ધણ ગામમાં પ્રવેશતું હતું. ધણની રજોટી આખા ગામને આવરી લેતી હતી. ગામમાં પ્રવેશવાનો આ જ ખરો મોકો હતો. ધૂંધળી શેરીઓમાં પોતાને કોઈ ઓળખી શકે તેમ નહોતું. તેણે પગ ઉપાડ્યો ને સામે જોયું. સામે બે શેરીઓ ફંટાતી હતી—એક પોતાનાં માવ-તરના ઘર ભણી જતી હતી, બીજી, રામજીના ઘર ભણી. તેણે પ્રચંડ બળ આણી પગ ઉપાડ્યો. ને તેના મનમાં પ્રબળ નિશ્ચય જાગૃત થયો.

તે રામજીના ઘરમાં જઈને જ ઊભી રહી. એટલે આવતાં તેનો શ્વાસ પણ મા'તો નહોતો. પરસાળમાં જ રામજી ખાટલો ઢાળી બેઠો હતો. તે આવીને સામે ઊભી રહેલી વાલડી સામે તાકી રહ્યો. તેની આંખોમાં આશ્ચર્ય હતું, ઉત્તેજના હતી—

વાલડી હાંફતી હાંફતી બોલી : 'ચમ બોલતા નથી, બોલો તો ખરા !'

રામજી એક પણ અક્ષર ન બોલ્યો, એવી જ નજરથી સામે તાકી રહ્યો. તે ફરી આવેગપૂર્વક બોલી : 'હું તો પાછી આવી છું ! પાછી–''

રામજી જાણે ચમક્યો, ને તે દિવસની જ માફક તીવ્ર નજર તેના ઉપર માંડી, પણ પળવાર જ—આવી રીતે તેણે જીવનમાં બે વખત જ તેની સામે તીવ્ર નજરથી જોયું હતું, એક વખત લગ્ન કરવાની હા પાડતાં, ને બીજી વખતે તેણે છેડો ફાડી આપવાનું કહ્યું ત્યારે ને ત્રીજી વખતે હવે. આ વખતે તે એવા જ સરળ સ્વાભાવિક સ્વરે બોલ્યો :

'ભલે, મારી ચ્યાં ના છે ? ઘર ઉઘાડું છે ને તારી રાહ જ જોવે છે !'





વાલડી આંખો ફાડી સામે તાકીને ચિત્કાર કરતી બોલી ઊઠી : ‘ પણ જાણે છે અલ્યા, મારા પેટમાં છોકરું છે. અને કેનું છે એય હું જાણતી નથી ! બોલ હજુય હા પાડે છે ?’

‘હારતો !’ તે ધીમું હસીને બોલ્યો : ‘ અમે તો ભગતડા ! અમને એવો જરાય સોસ ન હોય ! એ તો અવતરશે ને થાશે મોટું–મારું કે તારું થોડું જ કંઈ લઈ જવાનું છે ?’

વાલડીને લાગ્યું કે જાણે આખી ધરતી ફરે છે. તે રામજીના પગમાં જ ફસડાઈ પડી ને ખરતાં આંસુ સાથે એવા જ સાદે ચિત્કારી ઊઠી : ‘ તું તે મનેખ છે કે દેવતા ! તારા મોઢામાં કોઈ દા’ડો શાનીયે ના જ ન સાંભળી ? કે પછી પથરો જ છે તું કે જેથી તને સારા નરસાની ગતાગમ જ નથી ?’

તેને ઊભી કરતાં તે બોલ્યો : ‘ જો સાંભળ, હું દેવ-તાય નથી કે પથરોય નથી, તારા જેવો હુંય મનેખ છું ને સારા નરસાની બધી જ ગતાગમ છે મને ! ગતાગમ છે એટલે જ તને બાયણે આવેલીને પાછી વાળતો નથી ને ?’

વાલડીની આંખમાં હજુ આંસુ હતાં. પણ હવે તે પલટાઈને હર્ષનાં આંસુ બની ગયા હતાં.

બીજે દિવસે ખેતરના માળા ઉપર વાલડીએ રામજીને કહ્યું : ‘ યાદ છે પેલા મેળામાં ચગડોળ ઉપર તમે ગાણું ગાયું હતું તે ? એ મને એક જેવું યાદ છે ! સાંભળો લો, મારી છાતી તેને સંઘરી શકે તેમ નથી. ’ ને તેણે એ મીઠી હલકમાં ગાણું ગાયું :

“ વાયરો વાયો વાયરો અલ્યા,
વાયરે લાયા મેઘ
હોવે હોવે વાયરે લાયા મેઘ...
ઉગમણી ને આથમણી
દશ દિશના આવે મેઘ...
એવા કારમા આવે મેઘ...
હોવે હોવે કારમા આવે મેઘ...

ને રામજીના ગળે વળગી પડતાં તેણે છેલ્લી કડી ગાઈ :

“વીજ જાગી ને વાયરો જાગ્યો,
વીજ જાગી ને વાયરો જાગ્યો-
ગાજિયો આખો દેશ...
હોવે ’લ્યા ગાજીઓ આખો દેશ...
વાયરો વાયો વાયરો અલ્યા,
ગાજિયો આખો દેશ...”

રામજી તેના ગાલ ઉપર મીઠી ટપલી મારતાં બોલ્યો : ‘ છેવટે ગાજિયો ખરો ! તો તો -બસ ! હવે તું ક્યાંય જઈ શકવાની નથી. ’



નકામા પડતા મગફળીના છોતરાંમાંથી ફર્નિચર, ઘરના ખંડોમાં ભાગ પાડવાનાં પાર્ટિશનો, મકાનની છતો વગેરે થઈ શકે તેવાં ઊંચી જાતનાં પાટિયાં બનાવવાને લગતું ઉપયોગી સંશોધન બ્રિટનમાં કરવામાં આવ્યું છે. ગરમ પ્રદેશોની બનાવટો અંગેની લંડનની સંશોધન સંસ્થાએ આ સંબંધી ઉત્પાદન પ્રયોગો પૂરા કર્યા છે અને હવે તે પરિણામોનું વિગતવાર પૃથક્કરણ કરી રહી છે. ભારતમાં મગફળીનાં છોતરાં સારા પ્રમાણમાં મળતાં હોવાથી તે શોધ ઉપયોગી થઈ પડવાની ધારણા છે.

છોતરાને ગરમી આપ્યા પછી તેના પર રસાયણ છાંટવામાં આવે છે અને દબાણથી પાટિયાં બનાવવામાં આવે છે. એનું કારખાનું ઊભું કરવાનો પણ બહુ ખર્ચ આવતો નથી તેમજ તેનો ખર્ચ લાકડાનાં પાટિયાં કરતાં અડધોઅડધ ઓછો આવે છે.

લંડનની ગરમ પ્રદેશોની બનાવટોની સંશોધન માટેની સંસ્થા ગરમ પ્રદેશોની નકામી વસ્તુઓનો કેવો ઉપયોગ થઇ શકે તેમ છે એ અંગે સંશોધન કરી રહી છે. નકામી વસ્તુઓમાં શેરડીના કૂચા, કોફીના છોતરાં, કપાસીયા તથા મગફળીનો ખોળ વગેરેનો સમાવેશ થાય છે. ચોખાની કુશકીમાંથી પતરાં અને ટાઇલ્સ બનાવવાનું સંશોધન એ તેનું એક છેલ્લામાં છેલ્લું છે.

જયન્ત પરમાર

# કર્તવ્યકેડીનાં પ્રવાસી

મહારાષ્ટ્રનાં એક કાર્યશીલ સન્નારી અને મરાઠી સાહિત્યનાં લેખિકા તરીકે જાણીતાં થયેલાં શ્રીમતી ઇન્દુ સાકીકરના જીવન અને સાહિત્યનો ગુજરાતી વાચકોને પણ પરિચય થાય એવા હેતુવાળો આ લેખ વાચકો આવકારશે જ. ચાળીસ વરસની જિંદગીનું આવું કર્તવ્યનિષ્ઠ સરવૈયું ભાગ્યે જ મળે...

ચાળીસીથી તો જિંદગીની શરૂઆત થાય છે એવી માન્યતા પશ્ચિમની પ્રજા ધરાવે છે એટલે આપણે જીવનનાં ચાળીસ વરસ ક્યાં ચાલ્યાં જાય છે તેની ખબર પણ રાખતાં નથી. પણ એથી ઊલટું જીવનની ચાળીસી પૂરી કરવાને વીસેક દિવસ જ બાકી હતા ત્યાં જ જે કાર્યશીલ સન્નારીની કર્તવ્યજ્યોત બુઝાઈ ગઈ એવાં શ્રીમતી ઇન્દુ સાકીકરના જીવન અને કાર્યક્ષેત્રનો પરિચય કરવા જેવો છે. બહુ ઓછી સ્ત્રીઓ જુવાનીનાં કીમતી વરસો આવી કર્તવ્યનિષ્ઠા પાછળ વિતાવે છે – આપણા દેશમાં તો જવલ્લે જ. હરવા ફરવા પહેરવા ઓઢવા, એશ–આરામ અને 'જોબનિયું' માણી લેવા'નાં વરસો આ નિષ્ઠાવાન નારીએ ધ્યેય-પૂર્તિ અર્થે ત્યાગસાધનામાં અને ઝૂંપડાંઓ, મજૂર સ્ત્રીઓ અને ગરીબ ભાડૂઆતો માટે અવિરત ઝૂમવામાં ગાળ્યાં છે: ચાળીસીએ પહોંચ્યાં પહેલાં.

૧૯૨૩ની સાલમાં પૂનામાં નવેમ્બરની ૧૪ મી તારીખે ઇન્દુબહેનનો જન્મ થયો. વિદ્યાર્થી અવસ્થામાંથી જ દેશસ્વાતંત્ર્યની ભાવનાથી રંગાયેલાં એટલે પૂનામાં સક્રિય વિદ્યાર્થી કાર્યકર તરીકે જાણીતાં થયાં. ગાંધીજીની હાકલને સ્વીકારીને અભ્યાસને તિલાંજલી આપી અને ૧૯૪૧ની વ્યક્તિગત સત્યાગ્રહની લડતમાં એક વરસની કારાવાસની સજા ભોગવી. તે પછી 'ભારત છોડો'ની '૪૨ની ચળવળમાં તો અનેક વાર કારાવાસમાં જઈ આવ્યાં.

૧૯૪૪થી મુંબઈને કાર્યક્ષેત્ર બનાવીને ઇન્દુબહેન શરૂઆતમાં મુંબઈની મહિલા કૉંગ્રેસ સમિતિ સાથે સંકળાયાં. શરૂઆતમાં કૉંગ્રેસ સમાજવાદી પક્ષનાં એ સભ્ય હતાં. ૧૯૪૮થી '૫૧ સુધીનાં ત્રણ વરસ દિલ્હીમાં અપહૃતા સ્ત્રીઓનાં સંરક્ષણ અને પુનર્વસવાટ ખાતામાં કામ કર્યું. ૧૯૫૨માં મુંબઈ પાછાં ફરીને ઇન્દુબહેને ગરીબ ભાડૂઆતોની ચળવળમાં અગત્યનો ભાગ ભજવ્યો. ઉપરાંત સ્ત્રીઓની પ્રવૃત્તિઓ અને સમાજવાદી ચળવળમાં પણ એટલાં જ ખૂંપી ગયાં.

મુંબઈમાં કોલાબા વિસ્તારમાં રહેતાં હોવાથી કોલાબામાં ભાડૂઆત સંઘ અને ઝૂંપડી સંઘની સ્થાપના કરી. ગોવા મુક્તિ સમિતિમાં ૧૯૫૫માં અને સંયુક્ત મહારાષ્ટ્રની દક્ષિણ મુંબઈની મહિલા પરિષદની ચળવળનાં સંચાલકોમાંનાં એક તરીકે ઇન્દુબહેને કામ કર્યું. આ લડતના મુંબઈ અને દિલ્હીના સત્યાગ્રહમાં ભાગ લેવા બદલ ફરી કારાવાસ મળ્યો. ૧૯૫૭ની સામાન્ય ચૂંટણીમાં ઇન્દુબહેન સમાજવાદી ઉમેદવાર તરીકે ઊભાં રહ્યાં હતાં. ચીની આક્રમણ વખતે રાષ્ટ્રીય કટોકટી જાહેર થઈ ત્યારે શહેરીઓની સંરક્ષણ સમિતિઓ ઠેરઠેર રચવામાં આવેલી. ઇન્દુબહેને કોલાબાની આવી સમિતિનાં મંત્રી તરીકે પણ કામગીરી બજાવી. શ્રીમતી ઇન્દુ સાકીકરનું એ જ છેલ્લું સાર્વજનિક કાર્ય ગણાયું.

રાજકારણ અને દેશપ્રેમની આ અવિરત ધગશ વચ્ચે પણ ઇન્દુબહેને સંગીત પ્રત્યેનો એક સાધક શો નાતો જાળવી રાખ્યો. સંગીત તો એમનું જીવનધ્યેય હતું. એટલે બીજી બધી પ્રવૃત્તિઓને મુખ્ય મહત્ત્વ આપવા છતાં સંગીતનું ગૌરવ ઓછું થવા ન દીધું. પણ સંયુક્ત મહારાષ્ટ્રની ચળવળ વખતે ઉઠાવેલા અથાક પરિશ્રમથી અને ૧૯૫૭ની ચૂંટણી વેળાના કપરા અનુભવોને લીધે ઇન્દુબહેન અલ્સરનો ભોગ બન્યાં. આ વેદનાના ભાર નીચે એટલાં બધાં એ દબાઈ ગયાં કે એમનાથી ગાઈ શકાતું પણ નહિ. અને સંગીત પ્રત્યેનો એ અદમ્ય પ્રેમ પ્રગટ કરવા માટેનું બીજું માધ્યમ તેમણે સ્વીકારી લીધું—તે હતું સાહિત્યનું. ૧૯૫૮થી તે અવસાનની તારીખ ૨૬ ઑક્ટોબર,

૧૯૬૩ સુધીનો સમય ઇન્દુબહેનના જીવનનો આખરી તબક્કો બનીને સર્જનનો ધોધ વહેવડાવતો ગયો. સર્જનની મુખ્ય વાહક બની ટૂંકી વાર્તા. ખૂબ જ મિતાક્ષરી શબ્દોમાં લખાયેલી હોવાથી તેમની બધી વાર્તાઓ સાચા અર્થમાં 'ટૂંકી' બની છે. સો ઉપરાંત વાર્તાઓ અને એકાંકીઓ, નિબંધો અને ટીકાત્મક લખાણો જુદાંજુદાં મરાઠી સામયિકોમાં પ્રગટ થયાં છે અને ખૂબ ખ્યાતિ પામ્યાં છે.



કર્તવ્યકેડીનાં પ્રવાસી શ્રીમતી ઇન્દુ સાકીકર

શ્રમજીવીઓ વચ્ચે કાર્યરત રહેનાર ઇન્દુબહેને એશિયન આર્ટ્સ ઍન્ડ કલ્ચરલ તેમ જ ઇન્ડો જાપાનીઝ એસોસિયેશન જેવી સાંસ્કૃતિક સંસ્થાઓનાં કામોમાં પણ એટલા જ ઉત્સાહથી ભાગ લીધો. પરિણામે ૧૯૬૨માં જાપાન અને દક્ષિણ એશિયન દેશોની મુલાકાત લેવાનું થયું. આ સાંસ્કૃતિક પ્રવાસનું સુંદર અને માર્મિક વર્ણન વિખ્યાત મરાઠી માસિક 'સ્ત્રી'માં ક્રમશઃ પ્રગટ થયું હતું. આ હૃદયંગમ અને મર્મસ્પર્શી પ્રવાસવર્ણન પણ હવે પુસ્તકરૂપે પ્રગટ થવાની તૈયારીમાં છે. ઉપરાંત ત્રણ વિશિષ્ટ પ્રયોગનાં એકાંકીઓનો સંગ્રહ પણ હવે પછી પ્રગટ થશે.

શ્રીમતી ઇન્દુ સાકીકરના અવસાન પછી તેમની વાર્તાઓમાંથી ચૂંટાયેલી વાર્તાઓના ત્રણ સંગ્રહો પ્રગટ થયા છે. 'નિળાઈ' (માર્ચ '૬૪) 'અપૂર્તિ' (સપ્ટેમ્બર '૬૪) અને 'મોહોર' (૨૪ ઑક્ટોબર, '૬૪). વિખ્યાત મરાઠી સાક્ષર શ્રી 'વિષ્ણુશાસ્ત્રી ચિપળુણકરના કુટુંબમાં જન્મેલાએ સાહિત્ય-સેવા કરવી જ જોઇએ' એવું અભિમાનપૂર્વક અવારનવાર ઇન્દુબહેન કહેતાં. તેમના પિતા શ્રી કૃ. મ. ચિપળુણકર પણ વાર્તાઓ લખતા જેમાંની કેટલીક સુંદર વાર્તાઓ એ વખતનાં જાણીતાં સામયિકોમાં પ્રગટ પણ થઈ હતી. ઇન્દુબહેનનો પહેલો વાર્તાસંગ્રહ 'નિળાઈ' પ્રગટ થયો તે દિવસ પણ 'વિષ્ણુશાસ્ત્રી ચિપળુણકર દિન' હતો એ કેવો સુંદરજોગાનુજોગ! એ સંગ્રહની પ્રથમ વાર્તા 'નિળાઈ' (ગુજરાતી અર્થ : નાળિયેરી) વિષે જાણીતા મરાઠી સાહિત્યકાર આચાર્ય શ્રી અત્રે કહે છે: 'સામાજિક હેતુવાળી 'નિળાઈ' જેવી કલાત્મક વાર્તા આજ સુધી મારા વાંચવામાં બીજી કોઈ આવી નથી.'

સામાજિક વિષમતાઓનો ભારોભાર અનુભવ ઇન્દુબહેન વાર્તાઓમાં વાસ્તવિક રીતે રજૂ કરી શક્યાં છે. તેમનું જીવન રાજકીય પ્રવૃત્તિઓ સાથે સંકળાયેલું હતું છતાં તેમનો આત્મા સાહિત્યમાંથી ઉગમ પામેલો હતો. સર્જનનો આટલો વિપુલ ફાલ હોવા છતાં



ગ્રંથબદ્ધ થયેલું તેમનું સાહિત્ય તેમની હયાતીમાં તે ન જોઈ શક્યાં. અવસાનોત્તર ખૂબ ઝડપથી પ્રગટ થવા લાગેલા તેમના વાર્તાસંગ્રહો જાણે તેમની વાર્તાકળાને પારખવા માટે અને મરાઠીભાષી વાચકોનું ઇન્દુબહેન તરફનું ઋણ ફેડવા માટે જ હોય તેમ લાગે છે. સ્ત્રીજીવનની સઘળી વ્યથાઓ સમજપૂર્વક વાર્તાઓમાં ઇન્દુબહેન રજૂ કરે છે અને સામાજિક વિષમતા તો જાણે ઘોળીને પી ગયાં હોય તેમ તેમની મોટા ભાગની વાર્તાઓમાં તાદૃશ રજૂ થાય છે

સમાજના નીચલા અને છેક ઉપરના થરનાં ઘર્ષણ, ઇંગ્લંડ જઈ આવેલી વૃદ્ધામાં પ્રવેશેલું નાટકીપણું અને એના બાળકની સરળતા જેવો વિરોધાભાસ, જીવનમાં 'બિઝનેસ' સિવાય કશું ન નીરખનાર માણસની સભ્યાસભ્યતાની કલ્પના અને તેની માણસાઈ કેટલી હલકટ હોય છે તે અને ગરીબ પરિસ્થિતિમાં કુટુંબવત્સલ બેકાર બનેલા કારકુને રિક્શા ફેરવવી શરૂ કરી પણ તેમાંય બરકત ન મળતાં વેશ્યાગૃહો તરફ પુરુષોને દોરી જવાનો શ્રમહીન છતાં પૈસા આપતો ધંધો સ્વીકાર્યો તેવી વાર્તાઓમા તો આપણી સામાજિક વિષમતાઓ પૂરેપૂરી સચોટ રીતે રજૂ થાય છે.

'નિળાઈ' નામના પહેલા વાર્તા-સંગ્રહની સોળ વાર્તા પૈકીની સામાજિક કહી શકાય તેવી ૭ વાર્તાઓનાં વસ્તુનો આ ખ્યાલ ઇન્દુબહેનની બીજી ઘણીખરી વાર્તાઓમાંથી જુદી જુદી રીતે મળી આવે છે. નાનાં બાળકોનાં માનસને અચ્છી રીતે ચીતરતી બાળમાનસની વાર્તાઓ પણ એમની કલમનો નવતર પરિચય આપે છે. બીજા વાર્તાસંગ્રહ 'અપૂર્તિ'માં આવેલી અગિયાર વાર્તાઓ પૈકીની છેલ્લી વાર્તા 'સરિતા' અને ત્રીજા વાર્તાસંગ્રહ 'મોહોર'ની પંદર વાર્તાઓ પૈકીની છેલ્લી પાંચ વાર્તાઓ કોઈ પણ સહૃદય અને લાગણીપ્રધાન વાચકને બાળકોની દુનિયા ભણી ખેંચી જાય છે. બાળકોની કલ્પનાઓ અને વડીલોનાં વર્તનની બાળકો ઉપર પડતી છાપ સુંદર રીતે રજૂ કરતી આ ૭ વાર્તાઓ જેવી વાર્તાઓ બહુ ઓછાં લેખકો આપી શક્યાં હશે. ત્રણેય સંગ્રહોની વાર્તાઓમાંથી આ ૭ વાર્તાઓ જુદી જ ભાત પાડે છે.

પ્રા. શ્રી રા. ભિ. જોશી શ્રીમતી ઇન્દુ સાકીકરની વાર્તાકળા વિષે 'નિળાઈ'ની પ્રસ્તાવનામાં લખે છે તેમાંથી થોડુંક ટાંકવાથી તેમની સાહિત્યક દૃષ્ટિની વધુ સ્પષ્ટતા થશે

'ઇન્દુબહેનનું અવલોકન સૂક્ષ્મ અને સર્વવ્યાપી છે. સંવેદનશીલ દિલનાં હોવા છતાં ખડતલ પણ છે. ભાવનાઓની સૂક્ષ્મતા જાણવા છતાં ભાવનાવશ નથી થતાં. સ્ત્રીઓની નબળાઈ તેમને દેખાય છે પણ તેની ફરિયાદ કરતાં નથી, બડાઈ હાંકતાં નથી કે તેને ધિક્કારતાંય નથી. મોટા ભાગની વાર્તાઓ સ્ત્રીજીવનને સ્પર્શે તેવી છે. પ્રેમ, લગ્ન અને સંસાર એ ત્રણમાંથી એકાદ વિષય તેમાં હોય છે અને એનો પક્ષ એમાં લેવાય છે.

'છેલ્લાં દસ પંદર વરસની મોટાભાગની મરાઠી લેખિકાઓ માટે એમ કહી શકાય કે પૂર્વની લેખિકાઓમાં સ્ત્રીઓ માટેની વકીલાત, પુરુષો અને સમાજ વિરુદ્ધનું બંડ કે સ્ત્રીઓની ફરિયાદ દેખાય છે. આજની લેખિકામાં આ વૃત્તિઓ વધારે સમતોલ અને નિરોપ છે. સ્ત્રીઓનાં જીવન તરફ તેમનાં સુખદુઃખના અનુભવો તરફ વાર્તાનો વિષય મેળવવા પૂરતાં વળે છે અને કલાત્મક અલિપ્તતાથી એ વિષય છણે છે. એથી અત્યારની સારી લેખિકાઓની વાર્તાઓમાં ઊંચી કોટિની કલાત્મક ગુણવત્તા વરતાઈ આવે છે. મરાઠી વાર્તાને આ ગુણવત્તા આપનાર લેખિકાઓમાં ઇન્દુબહેનનું પણ સ્થાન છે.

'બીજી લેખિકાઓમાં અને ઇન્દુબહેનમાં ફક્ત એક ફરક છે. બીજી મોટા ભાગની લેખિકાઓની વાર્તાઓમાં જે સહજ નથી દેખાતો તે વિચારપૂર્વકનો સામાજિક દૃષ્ટિકોણ ઇન્દુબહેનની વાર્તાઓમાં છે. વિશિષ્ટ પદ્ધતિથી અને વિશિષ્ટ પ્રકારની સામાજિક ક્રાન્તિ કરવા ઇચ્છનારાંઓને સમાજના વિવિધ થરોમાં, વર્ગોમાં અને જૂથોમાં કેટલાક ખાસ ગુણ-

દોષ દેખાય છે. એ હંમેશના અને સહુના સહિયારા સમજી લેવામાં આવે છે. એ ઉપરથી તારણ કાઢવાથી એ અંગેના વિચારોમાં સાંકેતિકતા આવવા સંભવ છે. મોટે ભાગે આમ થાય છે એટલે જ અગાઉ સિદ્ધિ પામેલા સામાજિક દૃષ્ટિકોણથી મોટા ભાગનું લલિત સાહિત્ય કૃત્રિમ, સાંકેતિક, પ્રચારાત્મક અને મોટે ભાગે પ્રત્યય વિનાનું હોય છે. સદ્‌ભાગ્યે ઇન્દુબહેનની વાર્તાઓમાં આવું નથી દેખાતું. પ્રચાર અને લલિત લેખન વચ્ચેનું અંતર એ જાણે છે. અથવા તો એમ કહી શકાય કે સામાજિક દૃષ્ટિકોણને લીધે તેમનાં લખાણોમાં જરૂરી ખડતલ પણું આવ્યું છે.

'વાર્તા લખવાની ઇન્દુબહેનની પદ્ધતિ પણ ધ્યાનમાં લેવા જેવી છે. તેમની ઘણી વાર્તાઓમાં ઉત્કટતાની પળ લગભગ તદ્દન છેલ્લે આવે છે. અને તે પછી થોડીક પંક્તિઓમાં જ વાર્તા પૂરી થાય છે. શરૂઆતથી જ પ્રસંગો વડે બહેલાવી-બહેલાવી વ્યક્તિના સ્વભાવની વિશિષ્ટતા પ્રગટ કરવી કે સૂચિત કરવી અને છેલ્લે એકાદ પ્રસંગથી કે પ્રતીકવાળા વર્ણનથી વાર્તાવસ્તુનો અંતરંગ અને જેની વાત કહેવામાં આવી હોય તે વ્યક્તિની જીવનવ્યથા ઉપર એકાએક પ્રકાશ ફેંકવાની તેમની પદ્ધતિ છે. તેમની વાર્તાઓના અંત આથી ભપકાવાળા અને અસરકારક બને છે.

'ઉપમા, ઉત્પ્રેક્ષા વગેરે અલંકારો અને પ્રતીકો ઇન્દુબહેન ખૂબ અસરકારક રીતે વાપરે છે. એમાંની ભાવના કે મનોદશા ખૂબ સરસ રીતે સૂચવે છે. ઇન્દુબહેનની કલમની બીજી વિશેષતા ટૂંકાણ અને સફાઈ છે. ભાષાની કરકસરને પરિણામે સાધેલી આ સિદ્ધિ કહેવાય. તેમની શબ્દરચનામાં નિશ્ચિતતા છે. અત્યારનાં ઘણાંય લેખકો અર્થ ન સમજાય એ રીતે શબ્દો ગોઠવે છે. એથી સચોટતા આવતી નથી. ઇન્દુબહેન આવું થવા દેતાં નથી.'

શ્રીમતી ઇન્દુ સાકીકરનાં સાહિત્યની આટલી તાદૃશ સ્પષ્ટતા કર્યા પછી આપણે અનુકરણ કરવા જેવી એક વાત આવે છે. ગુજરાતમાં ધનિકો છે એમ કહેવાય છે. પણ ગુજરાતની અસ્મિતા જાળવનાર કેટલાંય જ્યોતિર્ધરો વિલાઈ ગયાં છે, વિલાઈ રહ્યાં છે. તેમના અક્ષરદેહ સિવાય તેમનું અસ્તિત્વ ક્યાંય દેખાતું નથી. ગુજરાતની આગવી સંસ્કૃતિનો લોપ થઈ રહ્યો છે તેમાં ગુજરાતની આ મોટામાં મોટી ખામીએ મહત્ત્વનો ભાગ ભજવ્યો છે. વિદ્યાવ્યાસંગી અને કળાપારખુ મહારાષ્ટ્ર એમાં એક ડગલું આગળ છે. દૂર દૂરનાંનું અનુકરણ સહેલાઈથી કરી શકનાર ગુજરાતી એના શાખપાડોશીનું આટલુંય અનુકરણ કરવાનું નહિ જ શીખે ? અનુકરણીય કહી શકાય તેવી 'ઇન્દુ સાકીકર સ્મારક યોજના'ની થોડીક મહત્ત્વની વિગતો અહીં આપવી અસ્થાને નહિ ગણાય.

રાજકીય, સામાજિક અને સાંસ્કૃતિક ક્ષેત્રોનાં ઇન્દુબહેનનાં કાર્યો પ્રત્યેનો આદર વ્યક્ત થાય એ હેતુથી તૈયાર કરાયેલી યોજનાનું સ્વરૂપ આવું છે :

(૧) **જનતા કેન્દ્ર**—કોલાબા વિભાગમાં સતત બાર વરસ સુધીના ઇન્દુબહેનના અવિરત કામના સ્મારક રૂપે આ કેન્દ્ર પ્રાથમિક ઉપચારો, કાયદાની સલાહ, વાચનાલય, રમતગમતનાં સાધનો અને કથામાળા વગેરે સાંસ્કૃતિક પ્રવૃત્તિઓ ચલાવશે.

(૨) **ઇન્દુ સાકીકર સાહિત્ય પારિતોષિક**—નવોદિત મરાઠી વાર્તા-લેખિકાઓને ઉત્તેજન મળે એ માટે આ પારિતોષિકની સ્થાપના થઈ છે. દર વરસે વાર્તા હરીફાઈમાં પહેલી ત્રણ આવેલી વાર્તાઓની લેખિકાઓને પારિતોષિકો આપવામાં આવશે અને બીજી સાત વાર્તાઓને પુરસ્કાર અપાશે.

(૩) **ઇન્દુ સાકીકર વિશ્રામધામ**— મુંબઈનાં મકાનોનો ત્રાસ ઇન્દુબહેને જાતે અનુભવેલો. એટલે થોડા વખત માટે એનાથી દૂર થવા મુંબઈ આસપાસ સુંદર કુદરતવાળા સ્થળે આ ધામ કરવું. ખૂબ ઓછો અને નામનો જ ખર્ચ લઈ મજૂર વર્ગ અને નીચલા મધ્યમ વર્ગને એમાં સ્થાન આપવું. આ



ધામમાં પચીસથી પચાસ સ્વતંત્ર નાનાંનાનાં મકાનો, એક બાગ, બાળકો અને મોટેરાંઓને રમવાની જગ્યા વગેરે સગવડ હશે. ખંડાલા, લોનાવલા અથવા વિલ્સન ડૅમ આસપાસ આ વિશ્રામધામ માટે જમીન મેળવવાનો પ્રયત્ન ચાલુ છે. આ યોજના બીજી બધી કરતાં ભારે ખર્ચવાળી છે, આશરે પાંચ લાખ જેટલી રકમ એકઠી કરવાનો અંદાજ છે.

**(૪) ઇન્દુ સાકીકર સંગીત પારિતોષિક—** ઇન્દુબહેનનો શાસ્ત્રીય સંગીત પ્રત્યેનો અમાપ પ્રેમ અને સંગીતની સાધના માટેની વિષમ પરિસ્થિતિમાં પણ પ્રયત્નો ચાલુ રાખેલા એ ધ્યાનમાં લઈને આ પારિતોષિક સ્મારક યોજનામાં સમાવવામાં આવ્યું છે.

સ્મારક યોજનાનાં આ ચાર સ્વરૂપોને જાહેર કરીને વધારામાં સ્મારક સમિતિ કહે છે કે આ યોજના એક વ્યક્તિનું નહિ પણ સમાજ માટે, દેશ માટે સર્વસ્વ સમર્પણ કરનાર જે અસંખ્ય મહિલાઓ મહારાષ્ટ્રમાં થઈ ગઈ એ બધી અનામી મહિલાઓનું આ સ્મારક છે અને તેની પાછળની આ જ ભાવના છે.

પોતાનો સંસાર તેમજ સાર્વજનિક કામ અને સાહિત્યલેખનનો સંકલ્પ અધવચ્ચે છોડીને ઇન્દુબહેન આ દુનિયામાંથી ચાલ્યાં ગયાં છે. તેમના સમગ્ર જીવનમાં એક વાત ચોખ્ખી દેખાઈ આવે છે. અને તે છે જીદ, સ્વાભિમાન અને પકડેલે રસ્તે હસતે મોંએ ચાલ્યા જવાની વૃત્તિ.

ઇન્દુબહેનના જીવનમાં આવી જીદ હતી અને એટલે જ બધાં કરતાં જુદે માર્ગે જીવન લઈ જવાનું તેમણે નક્કી કર્યું હતું. નિર્દય કાળે તેમના આ નિર્ણયને અધવચ્ચે જ તોડી નાખ્યો એ ઘટના અસહ્ય છે. દેશને સ્વાતંત્ર્ય મળ્યા પછી પણ સ્વાતંત્ર્યની શીળી છાંયડીમાં સુખચેન અને સરળતાથી રહેવાને બદલે દબાયેલાં પિસાયેલાને પણ સ્વરાજ્યની હૂંફ મળે એ માટે જે થોડાંક કાર્યકરો ઝૂઝતાં હતાં તેમાં ઇન્દુબહેન પણ ભળ્યાં. મુંબઈના કોલાબા વિસ્તારની એક નાની ઓરડીમાં રહીને તેમની બધી પ્રવૃત્તિઓનું સંચાલન કરતાં. ઇન્દુબહેન સમાજવાદી કાર્યકર હતાં. ચૂંટણીમાં એ સફળ ન નીવડયાં; પણ એ વિભાગની શ્રમજીવી જનતાની નિષ્ઠાવાન સેવિકા તરીકેનું સ્થાન ચૂંટણી પછી પણ જનતાનાં હૈયામાં કાયમનું રહ્યું.

દેશની આઝાદી માટેની લડતથી સાર્વજનિક જીવનની શરૂઆત થવી અને ચાળીસમે વરસે દેશના સરંક્ષણનું કામ કરતાં કરતાં જ જીવનનો અંત આવવો એ પણ એક મહત્વનો જોગાનુજોગ ગણાય. શ્રીમતી ઇન્દુ સાકીકરનું જીવન તો મહત્વનું હતું જ, પણ આ યોગ તો એથીય મહત્ત્વનો ગણી શકાય.×

× 'રુચિ'માંથી સાભાર



ચર્ચગેટના છેલ્લા વળાંક ઉપરથી ગાડી મરીન ડ્રાઇવ આવી હતી. કાળું ઘોર અંધારું સાગર ઉપર છવાયેલું ચોપાસ ફરી વળ્યું હતું. રાખોડી રંગના પટ્ટા ક્યારેક ચમકી જતા. અંધારું હોવા છતાં હવામાં ઊંચે ઊછળનારા મોજાંનો આકાર જાણે દેખાતો હતો. એ સર્વત્ર વ્યાપેલો અંધકાર અને બધી દિશાઓમાં દેખાતો એ ધૂઘવાટ...! બન્ને સરખા જ! એ અંધારામાં ઊછળતાં એ મોજાં કેવી અજાણ આકૃતિઓ સરજતાં હતાં. થોડીવાર અદૃશ્ય બની જતાં. કાંઠા ઉપર છંટકાવ કરતી એની વિશાળ છાલક જાણે પોતાના જ ગર્વમાં મસ્ત એવી ભવ્ય ઇમારતોના રવા-અને ગળી જવા માટે આવતી ન હોય! જગતને તુચ્છકારીને હસી કાઢતા દીવા આજે એમાં ઝબકતા નહોતા. પંખા ફરતા નહોતા, બધી બારીઓ સજ્જડ વાસેલી હતી. નખરાળી વેલોથી વીંટાયેલી અગાસીઓ ઉજ્જડ હતી. એની વિલાયતી સુગંધ વરસાદના પાણી સાથે વહી જતી હતી.

—શ્રીમતી ઇન્દુ સાકીકર ['માહેર'માં]





મોહનભાઈ પટેલ

# લાગ્યો કસુંબીનો રંગ

અનુકરણ જ્યારે સમજ્યા વિનાનું હોય છે ત્યારે એમાં બારોબાર હતાશા જ જણાય છે. એક આવા જ ભોળાભલા ગ્રામવાસીને શહેરી જનનું અનુકરણ કરવા એનું મન ઉશ્કેરે છે ત્યારે જે અંત આવવો જોઈએ તે જ અંત આ વાર્તા લાવે છે—સચોટ પણ એટલો જ...

કાનાના શેઠનો જુવાન પુત્ર મદનલાલ એની પત્ની સાથે આજે મુંબઈથી આવ્યો હતો. કાનાએ મદનલાલને તો ઘણીવાર જોયો હતો પણ પત્ની તો એણે આજે જ જોઈ. એણે કામ કરતાં કરતાં ચોરીછૂપીથી કેટલીય વાર એ જુવાન સ્ત્રી તરફ નજર કરી લીધી, કાનાનું મન પ્રમાણિકપણે કબૂલ કરતું કે આવી રૂપાળી અને ચંચળ સ્ત્રી પોતે આજ પહેલાં ક્યાંય જોઈ નથી.

કાનાનું મન કાંઈ ખોટી કબૂલાત આપતું નહોતું. મદનલાલ મુંબઈની એક કોલેજમાંથી જ પોતાની સહાધ્યાયિની સાથે પરણ્યો હતો. એના અંગસૌષ્ઠવ માટે કોલેજમાં બે મત હતા જ નહીં. અને શરીરનો વર્ણ જેવો ગુલાબી હતો એવી એ અંગોમાં સૌંદર્યની તાજગી હતી. એથી જ કાનાનું લોભામણું મન વળી વળી એના તરફ જોયા કરતું હતું જીવનમાં પહેલીવાર જ આજ એને આ સુખી લોકોની ઈર્ષા થઈ, પહેલીવાર જ એ બબડ્યો: પૈસાની તો કંઈ હાય હાય નથી, સૂકો રોટલો મળે ન મળે તો ય કંઈ ચિંતા નથી; પણ શ્રીમંત હોઈએ તો આવું બૈરું તો મળે! સાત જન્મારા સુધી એ સુખની ફોરમ રહી જાય!!' અને આટલું વિચારતાં તો એ બિચારાનું મન ખૂબ નિરાશ થઈ ગયું. આજ સુધી વીતેલા એના ખારાપાટ જેવા જીવન તરફ નજર કરતાં એનું અંતર દુઃખથી દબાઈ રહ્યું.

બપોરે મદનલાલની પત્નીએ કાનાને ઉદ્દેશીને કહ્યું: 'અરે એય! કાનો કે તારું નામ?'

કાનો ધન્ય ધન્ય થઈ ગયો. હર્ષઘેલી સુખમુદ્રાએ નવી શેઠાણી સામે જોઈ રહ્યો. જીવનમાં આજ પહેલીવાર આવા રાતા હોઠ વચ્ચેથી પોતાનું નામ નીકળ્યું હતું! એની આંખો તો ચમક ચમક હસી રહી. આ ગમાર નોકરના ચહેરાનું કૌતુક જોઈ શેઠાણીની આંખો મલકાઈ પડી. એણે કહ્યું: 'જા મદનને કહે, મારા ખંડમાં આવે!' 'મદનને કહે!—વાહ! કેવા લાડ અને કેવા કોડ! આવા એક બોલ માટે મનખો અખો ગુલામ થઈ જઈએ તો ય શું?'

કહેતો કાનો ગયો મદનલાલના ખંડમાં. આજ એના પગમાં નવા જ પ્રકારનો જોમ આવ્યો હતો. એણે ત્યાં જઈને મદનલાલને સંદેશો આપ્યો. વળી મદનલાલે કંઈક નવું જ કહ્યું: 'જા, એ શાહજાદીને જઈને કહે કે ગરજ હોય તો એ જાતે આવે.'

કાનાએ જ્યારે આ ફરજ બજાવી ત્યારે મદનની પત્નીના મુખ ઉપરનો ગુલાબી વર્ણ રાતો થઈ ગયો અને અર્ધું હસતાં અને અર્ધું કૃત્રિમ રોષમાં બોલતાં કહ્યું: 'હવે તો એની કાનપટ્ટી પકડીને જ ખેંચી લાવવો પડશે!'

રોષભરી અપ્સરાને ત્યાં ઝડપથી મદનલાલના ખંડ તરફ જતી કાનો જોઈ જ રહ્યો. નિતંબપ્રદેશના લાવણ્યે એને જાણે મોહાંધ જ બનાવી મૂક્યો.

એ સ્ત્રી મદનને ખરેખર કાનપટ્ટી પકડીને જ ખેંચી લાવી. કાનો લોબીમાંથી ખસી ગયો અને બારણા ઓથે રહીને જોવા લાગ્યો.

સાંજ સુધીમાં તો કાનાએ આવું આવું ઘણું જોયું અને ઝણઝણાટી અનુભવી.

રાત્રે એ પોતાના ઘર તરફ જવા નીકળ્યો ત્યારે કોઈ પેટીમાંથી એક પછી એક કીમતી વસ્ત્રો કાઢતો હોય એમ આખા દિવસ દરમ્યાન કાળજીથી ઝડપી લીધેલાં પ્રસંગચિત્રો મનમાંથી એક પછી એક કાઢીને ધારી ધારીને—ઉખેળી ઉખેળીને જોવા લાગ્યો. જોતો હતો અને બોલતો હતો: ધન્ય છે એ મનખો અને ધન્ય છે એ અવતાર! આવું બૈરું મળતું હોય તો હુંયે ભવોભવ અવતાર માગું!...



વળી પાછો પોતાના ચાનુ અત્તાર તરફ વળ્યો અને જરા ગમગીન પણ બન્યો ચાળીસ તો અર્ધા આખો જન્મારો ઊંઘ અને અંધારામા ગયો જુવાનીનાં દીછતા તો કદીય બોલ્યાં હસ્યા કે એકબીજાની સામે જોયુય નહી ! અને રાતેય? એકબીજાના મોંઢાં જોવા પૂરતાય અજવાળા ન કર્યા ! અંધારી રાતના ભૂત જાણે! એને તો લોકલાજ નડતી 'તી લાજની મારી મરી જતી 'તી!!

આ ઉદ્વેગ તો એના મનમાં ક્ષણભર જ રહ્યો વળી પાછી મદનની પત્ની નજર આગળ આવી રહી ધીરે ધીરે એ કોઈ વાસનાની ભૂડમા સપડાતો જતો હતો એની સ્થિતિ, જળમા મત્સ્ય મૈથુન જોઈને કામાસક્ત થયેલા પેલા સૌભ્રી ઋષિ જેવી થઈ હતી અને ઓછામા પૂરા બેસતા ફાગણની મદીલી હવાએ એના શરીર સાથે ગેલ કરવા માંડ્યુ હતુ આજ ઘણા વખતે એના ચિત્તમા પ્રમગ ભરતી ચઢતી હતી એથી આજે એને સમજાતુ હતુ કે પોતે જુવાનીની વેડફી મારી હતી!

એણે નિર્ણય કર્યો મનખાને એમ છટકી તો ના જ જવા દેવો!

તરગોના ધીંગાણા વચ્ચે ઠેલાતો ઠેલાતો, ઘડીમાં જોશમા આવી જતો તો ઘડીમા ધવાતો એ ઘેર આવ્યો કલ્પનામા તો અત્યારે એણે પત્નીને અનેક સ્વરૂપે જોઈ લીધી હતી પણ ઘેર તો પત્ની આખા દિવસના કામના થાકથી સૂઈ ગઈ હતી અને ઘરમા અંધારુ હતુ

ઘરમા જઈને એણે દીવો પેટાવ્યો એક તૂટમૂટ ખાટલામાં એની પત્ની સૂતી હતી દીવાનો પ્રકાશ તો એના મુખ ઉપર પૂરો પડતો નહોતો પણ આછા ઉજાસમા એના માસહીન ચહેરાનાં હાડકાં છાના રહેતા નહોતાં એક બાળક કરમાઈ ગયેલા સ્તનમા ધાવણ ચૂસવા વ્યર્થ પ્રયત્ન કરી રહ્યુ હતુ અને બીજુ એક એના ખાટલાની પાંગતે જ ઊંઘી ગયુ હતુ

વાડીમાં ફળ ચોરવા ઘૂસેલાં છોકરા માળીને આવતો જોઈ ભાગી જાય એમ કાનાના મનમાં પેઠેલા પેલા તરગો એકદમ છટકી ગયા એના વહેતા લોહીનો વેગ થોડો ઓછો થઈ ગયો

એણે પત્નીને જગાડવા બેત્રણ બૂમ મારી આખરે અર્ધી ઊંઘમા જ એણે જવાબ આપ્યો 'આજે જમ્યા વિના જ આવ્યા છો કે શુ?'

કાનો રોજ શેરીને ત્યાંથી જમી પરવારીને જ ઘેર આવતો એટલે ઘણખરુ એ પત્નીને જગાડ્યા વિના જ એના ખાટલામાં સૂઈ જતો આજે રોજના ક્રમમા થોડો ફેરફાર થતા પત્નીએ આ પ્રશ્ન પૂછ્યો કાનાની ભાવના ઉપર થોડો આઘાત થયો અને એના પરિણામે ઉદ્‌ગાર કાઢ્યો 'અત્યારથી સૂઈ ગઈ?'

પાસુ ફેરવતા જ પત્નીએ કહ્યુ 'અત્યારથી શેનુ છે? હજુ તો નવ વાગ્યા છે!

'તમારે ઠીક છે પત્નીએ છણકો કર્યો 'આખા દિવસના થાક્યા પાક્યા ક્યા સુધી બેસી રે?'

'તારી આ રીત મને પસદ નથી' કાનાએ કહ્યું

'લહેકા કર્યા વગર ઊંઘવા દેશો, ભલા થઈને? પત્નીએ કહ્યુ

કાનો નિરાશ થયો આ સજોગોમાં પત્નીનો મિજાજ સાચવવો અને પોતાની ઊર્મિઓનુ જતન કરવુ એ ઘણુ અઘરુ હતુ અત્યારે પેનુ બપોરે કલ્લોલ કરતુ જોડુ એને સાભરી આવ્યુ એણે એક નિશ્વાસ મૂક્યો શુ કરવુ એ ન સૂઝતાં થોડીવાર એ ત્યાંજ ઊભો રહ્યો વાતાવરણ ધીરે ધીરે શાંત થતુ હતુ મહોલ્લા વચ્ચે એકની ભજનમડળીમાંથી ગીધા ભગતનો અવાજ સભળાતો હતો.

ઊંડા જળમા શીદ ઘસે ફરો, ચૂકીને ઓવારો રે
હા રે ભાઈ
ભજન સમો વહી ચા ગો

આ ભજનના સૂરે એને ખ્યાલ આવ્યો કે બહાર



લોક જંપવા માંડયું હતું અને રાત્રીએ વેગ પકડવા માંડયો હતો.

કાનાના હૃદયના કોઈક ખૂણામાં બેઠેલી રીસ અણધારી બહાર ધસી આવી. એણે દીવો હોલવી નાખ્યો અને બહાર પરસાળમાં આવીને પોતાના ખાટલામાં આળોટવા લાગ્યો.

અત્યારે એના મનની સ્થિતિ ખરાબ હતી. હજુ મદનની પત્ની નજર આગળથી હઠતી નહોતી, નસોમાં જાગી ઊઠેલો મદન શમતો નહોતો. એના મનના ઉમળકાને જરાય પોષે એવું વાતાવરણ અહીં નહોતું. એણે ક્યાંય સુધી પાસાં ઘસ્યા કર્યાં.

એને લાગ્યું કે પોતે સર્વસ્વ હારતો હતો. પણ જીવનના રસનું પૂર્ણવિરામ અત્યારથી જ આવી જાય એ એને પસંદ નહોતું. એનું મન થોડું હઠે ચડયું. એ ફરીથી અંદર ગયો. એણે ફરીથી દીવો સળગાવ્યો.

ધૂળમાંથી તેલ મેળવવાના પુરુષાર્થની જેમ સ્તનમાંથી દૂધ પામવાનો હજુય પ્રયત્ન કરતું પેલું અર્ધજાગતું બાળક આ પ્રકાશનું બહાનું પકડી લઈને રડવા લાગ્યું. એ બાળકના આવા ત્રાસથી મા તો કંટાળી જ હતી. ચામડી ઉપર આંગળાં ઊઠે એવી રીતે એણે એને ત્રણ ચાર થપાટો લગાવી દીધી અને કંટાળો દર્શાવ્યો : 'મરતોય નથી! આખી રાત તે દૂધ ક્યાંથી આવે?' અને એક આંચકે એને પડખે નાખ્યું. બાળક વધારે મોટેથી ઘાંટો તાણીને રડવા લાગ્યું.

દીવા આગળ ઊભેલા કાનાને સંબોધીને પત્ની બોલી : 'અને તમેય શું માંડયું છે? જોઈતું હોય તે લઈને નીકળો ને ઝટ, સુખે ઊંઘ તો આવે!'

પત્નીના કર્કશ અવાજ અને એની ભયાનક આકૃતિથી કાનાના રહ્યા સહ્યા ઉત્સાહ ઉપર પાણી ફરી વળ્યું. હારેલા કૂતરાની માફક બે પળમાં તો એ પોતાના ખાટલા પાસે આવી પહોંચ્યો.

થોડીવારમાં તો એનું મન, આખા દિવસમાં ગોઠવેલાં પેલાં પ્રસંગચિત્રોને ફેંદી રહ્યું હતું. એ વખતે ગીધા ભગત ઊંચા સાદે ગાઈ રહ્યા હતા :

હાવાં તો હરિને ભજો રે મન,
હાવાં તો હરિને ભજો,
આવીને ફૂચો કર્યો તેં સંસારસુખ
હાવાં એમાં નથી મઝો રે;
મઝો રે મન! હાવાં તો હરિને ભજો રે'...

☆

(૨૧૨ મા પાનાથી પૂરું)

થઈ એટલું જ નહિ, પણ જોવા બેઠેલા એક સજ્જન—' એણે ફરીથી એના વર સામે જોયું તો એ કૈંક નારાજ ને કૈંક ગુસ્સે દેખાયો. શું એને એ વાત નહિ ગમી હોય? એણે મનમાં પૂછ્યું.

એ પછી પેલાં બધાં તો હસી ખુશીથી વિદાય થયાં, પણ એનો વર ચોપડીમાં મોં ઘાલી બેસી રહ્યો. એની વહુએ પાછાં આવી એને લાડથી પૂછ્યું: 'ફરીથી તું જોજે, પેલી છત્રી, પેલો કોસ્ટયુમ, જોજે પાછો સિસોટી વગાડતો નહિ, હોં કે.'

'પણ એ બધું શા માટે?' એણે કંઈક કંટાળાથી ચોપડી પછાડતાં કહ્યું. 'તારે વળી આ ઉપાધિ શી? અને તેમાંયે પાછું આ—!'

'કેમ આ? આ સારું નથી? આ ખોટું છે? આ તમને નથી ગમતું?' એણે ચકિત બનતાં પૂછ્યું.

'ના, ના નહિ જ તે દિવસ તો હું હતો, આજે કોઈ બીજો સિસોટી નહિ વગાડે તેની ખાતરી શી?' કહેતાં કહેતાં એ ઊભો થઈ ગયો.

'પણ ધારો કે વગાડે તો—તો એમાં થઈ શું ગયું!' પેલી પૂછતી હતી.

'તો? તો હું શું કરું, કહું? ગોવિંદશેઠની માફક પડદો પાડી નંખાવું નહિ, હું તો ઊઠીને પેલાના મોં ઉપર ચાર તમાચા ખેંચી કાઢું, એની બો ભૂલાવી દઉં; ને તને—'

પણ એ શું આગળ બોલે! વહુ ત્યાં હતી જ નહિ અને ભાંગી ગયેલા ભ્રમ જેવા ફૂલદાનીના ટુકડા આમ તેમ પડેલા નોકર છાનોમાનો વીણતો હતો.

☆

ઈગોર વ્લાદીમીરોવ

# એરંડાનો અભિનવ ઉપયોગ

રેશમ જેવું મુલાયમ રબર જેવું સ્થિતિસ્થાપક, વજનમાં હલકું અને ગરમ તથા શુભ્ર સિન્થેટીક કાપડ હવે એરંડામાંથી ઉત્પન્ન થશે એ શોધથી એરંડાનું ઉત્પાદન જ્યાં વધુ થાય છે એવા ભારત જેવા ગરમ દેશો વધુ આબાદી સાધશે

મોસ્કો ખાતે યોજાયેલા ફ્રેન્ચ રાષ્ટ્રીય પ્રદર્શનના એક સ્ટૉલ પાસે સ્ત્રીઓની ઠઠ જામી હતી, આગળ વધવાનું તેમને મન થતું ન હતું

સ્ટૉલમાં રીનસાન નામના સિન્થેટીક કાપડમાંથી બનાવેલી ચીજ વસ્તુઓ પ્રદર્શિત કરવામાં આવી હતી પ્રદર્શન દાખવનાર મોમિયો કહે : ‘આ રીનસાન ફ્રેંચ રસાયણશાસ્ત્ર વિશેષજ્ઞોની એક અદ્યતન સિદ્ધિ છે યુરોપ આખાનું આ સૌથી ફેશનેબલ કાપડ છે’

કાપડ ખરેખર ઘણું જ સરસ હતું વજનમાં સાવ હલકું, પાતળું તેમજ સ્થિતિસ્થાપક પણ ખરું જરાય શુષ્ક નહીં ક્રેપ્રોન તથા નાયલોનમાં અમુક ખરબચડાપણું લાગે છે પણ આ કાપડને સ્પર્શ કરીએ તો રેશમ જેવું મુલાયમ લાગે છે

પ્રદર્શન જોવા આવનારાઓ આ કાપડનો ભાવ પૂછતા જવાબ એનો એમ મળતો કે, ‘કમનસીબે, હજી આ કાપડનો ભાવ ઊંચો જ છે કારણ એનું ઉત્પાદન પાક ઉપર આધાર રાખે છે એટલે પાક ઉપર ભાવનો આધાર રહે છે ’

રીનસાન માટેનું કાચું દ્રવ્ય એરંડામાંથી તૈયાર કરવામાં આવે છે એરંડા ગરમ પ્રદેશમાં ઊગે છે અમારા દેશના દક્ષિણ વિસ્તારમાં પણ તેનો પાક થાય છે પરંતુ એના પાકનું ઠેકાણું હોતું નથી એટલે ફ્રેન્ચ લોકોએ આ નવી જાતના કાપડ બનાવવાની રીત વેચાતી લેવા સોવિયેત સંઘને સૂચવ્યું ત્યારે અમારા પ્રતિનિધિઓએ ના પાડી હવામાન તથા પાક પર આધાર રાખતી, રીનસાન બનાવવાની અટપટી રાસાયણિક પદ્ધતિ ખરીદવામાં ધંધાકીય જોખમ સમાયેલું હતું, એટલે સોવિયેત રસાયણશાસ્ત્ર-વિશારદોને સિન્થેટિક પ્રકારનું રીનસાન તૈયાર કરવાની કામગીરી સોંપવામાં આવી

રસાયણશાસ્ત્રીઓ તથા અન્ય સંસ્થાઓના કર્મચારીઓ સાથે મળીને, બે વર્ષના સંશોધન બાદ, નવી જાતનું કાપડ બનાવવા માટેના અસાધારણ પાતળા સિન્થેટીક તાર શોધી કાઢ્યા કાપડની સ્થિતિસ્થાપકતાનો આધાર તાંતણાની જાડાઈ પર છે નવા શોધવામાં આવેલા આ વસ્ત્ર દોદેકાનનું નામ તે જે કાચા દ્રવ્ય—દોદેકોલા કટમ—માંથી બને છે તે પરથી રાખવામાં આવેલું છે

દોદેકાનમાં સ્થિતિસ્થાપકતા ઉપરાંત બીજા પણ કેટલાક ગુણો છે કેપ્રોન બનાવવામાં મૂળ કેપ્રોલેકટમ નામનું દ્રવ્ય વપરાય છે જે અમુક અંશે કેપ્રોનમાં રહી જાય છે જ્યારે આ દોદેકાન વિશુદ્ધ પોલીમર છે એના લીધે દોદેકાન બીજા સખ્યાબંધ સિન્થેટીક દ્રવ્ય કરતાં વધુ ટકે છે

પાણી, એસિડ—અમ્લ—તેમજ આલ્કલીની અસર દોદેકાન પર ભાગ્યે જ થાય છે તેના આ બહુમૂલ્ય ગુણના કારણે જહાજ બાંધવાના તથા મત્સ્ય ઉદ્યોગોમાં—પ્રોપેલરો તથા માછીની જાળ બનાવવામાં—તે ઉપયોગમાં લઈ શકાય એમ છે હજુ પ્રોપેલરો પ્લાસ્ટિકમાંથી બનાવવામાં આવે છે પણ તે બહુ ટકતા નથી કેપ્રોનની જાળ પણ લાંબો વખત કામ આપતી નથી પાણી સાથે સંસર્ગમાં આવતા તે ફૂલી જાય છે ખાદ્યપદાર્થો સંસર્ગમાં આવતા તે ફૂલી જાય છે ખાદ્યપદાર્થો માટેના ઉદ્યોગમાં દોદેકાનનો ખાદ્યસામગ્રી ભરવા માટે ઉપયોગ થઈ શકે એમ છે કારણ પોલીથીનના પાતળા પડમાંથી બનાવેલા બારદાન ટકાઉ હોતા નથી આ નવા દ્રવ્યમાં કોઈ પણ પ્રકારનું વિષ હોતું નથી પાઈપો પમ્પ તથા દૂધના સેપરેટરો બનાવવામાં પણ આ દ્રવ્યનો ઉપયોગ થઈ શકે એમ છે પરંતુ મોટા ભાગે તે હળવા ઉપયોગમાં વિશેષ વપરાશમાં લેવાશે

જલેસ્લાવ

# રહેઠાણનો પ્રશ્ન

*દુનિયા આખીમાં આજે રહેઠાણોની તંગી વરતાઇ રહી છે. પણ એ તંગી નિવારવામાં ચેકોસ્લોવાકિયાની સરકાર દર વરસે ૬૬ કરોડ રૂપિયાની ખોટ ખમીને પ્રજાને સલવત આપવા કોશિષ કરે છે તેની અનુકરણીય વિગતો આ લેખમાંથી મળે છે.*

મૂડીવાદી દેશોમાં સામાન્ય નાગરિકને તેના વેતનનો મોટો ભાગ ઘરભાડા પાછળ ખરચવો પડે છે. એક કુટુંબના વડાના વેતનના પચીસ ટકાથી પાંત્રીસ ટકા ઘરભાડામાં જ ચાલ્યા જાય છે અને બાકી રકમ બચે તેમાંથી ચારથી પાંચ માણસોના આખા કુટુમ્બનો તેને નિભાવ કરવો પડે છે.

મોટાં શહેરોમાં કેટલાક ધનાઢ્યો માત્ર મકાનો ભાડે આપવાનો જ ધંધો લઇને બેઠા હોય છે. કામદારો અને નાના નોકરિયાતોના વસવાટની ગરજનો લાભ લે છે. એટલે જ મોટાં શહેરોમાં જમીનોની સટ્ટાખોરી વધે છે. મકાનોનાં ભાડાં વધતાં જ જાય છે. મૂડીવાદી દેશોના અનેક મોટાં શહેરોમાં, એક ધનાઢ્ય વ્યક્તિ સેંકડો અને હજારો મકાનોની માલિકી ધરાવતી હોય તેવાં ઉદાહરણો છે. સમાજવાદી દેશોમાં આવા મકાન-માલિકો નથી. વ્યક્તિગત મકાનો છે, પરંતુ ઘરભાડાની બેઠી આવકમાંથી તાગડધિન્ના કરતા મકાન-માલિકો વસ્તી ધરાવતા નથી.

ચેકોસ્લોવાકિયામાં ત્રણ પ્રકારનાં મકાનો છે. રાજ્યે બાંધેલાં, સહકારી મંડળીઓએ બાંધેલાં અને વ્યક્તિગત માલિકીનાં. વસ્તીના ૬૭ ટકા લોકો તેમની વ્યક્તિગત માલિકીનાં ઘરોમાં રહે છે. હવે બાકી રહી ૩૩ ટકા વસ્તી. આ વસ્તી માટે રહેઠાણની સગવડ છે અને તેમને કેટલું ઘરભાડું આપવું પડે છે તે હકીકત જાણવા જેવી છે.

૧૯૩૦ની સાલમાં પાટનગર પ્રાગમાં બે ઓરડાઓ અને રસોડાની સગવડવાળાં રહેઠાણોનું ભાડું ૨૭૦ રૂપિયાથી માંડીને ૪૦૦ રૂપિયા હતું અને જો તેને વીજળીથી ગરમ કરવાની સગવડ હોય તો તેનું ભાડું મહિને ૧૦૦૦ રૂપિયા થતું. આવું મોંઘુંદાટ ઘરભાડું રાખવા છતાંય પ્રાગમાં મકાનો મળતાં નહીં.

યુદ્ધોત્તર વર્ષોમાં ચેકોસ્લોવાકિયાએ સમાજવાદી રાહ અપનાવ્યો ત્યારે, નાગરિકોની ભોજનગૃહોની કપડાંની અને બીજી જરૂરિયાતો પણ પ્રમાણમાં સંતોષી શકાઈ હોત પરંતુ રહેઠાણોનો પ્રશ્ન એટલો સહેલો નહોતો કે તે રાતોરાત હલ કરી શકાય.

નાગરિકોની વ્યક્તિગત ભૌતિક જરૂરિયાતો સંતોષવામાં તેનું ધ્યાન યુરોપ અને વિશ્વમાં પહેલું છે. આમ છતાં રહેઠાણની બાબતમાં તેનું ધોરણ યુરોપીય સરેરાશ કરતાં નીચું છે અને જે ધોરણ સુધારવા માટે જલદ ઉપાયો યોજવા માંડ્યા છે.

---

તેલને પ્રોસેસ કરતા બાકી વધેલા નકામા દ્રવ્યમાંથી દેદેકાન બનાવવામાં આવે છે. દેદેકાન ફ્રેન્ચ વૈજ્ઞાનિકોએ બનાવેલા રીલસાન કરતાં ઠીક ઠીક સસ્તું છે. બન્નેના રાસાયણિક બંધારણમાં પણ ફરક છે. રીલસાનમાં કાર્બનના ૧૧ અણુ હોય છે જ્યારે દેદેકાનમાં કાર્બનનાં ૧૨ અણુ હોય છે. આ એક અણુ વધારે હોવાના કારણે રીલસાન કરતાં દેદેકાન વિશેષ સ્થિતિસ્થાપક અને વજનમાં હલકું હોય છે ભેજના કારણે કેટલાંક દ્રવ્યોનું ટકાઉપણું ઘટે છે તેનું પ્રમાણ આ રીતનું છે: કેપ્રોનનું–૧૫; નાયલોનનું–૧૩, રીલસાનનું–૫ જ્યારે દેદેકાનનું ટકાઉપણું ભીંજાવાના કારણે જરા પણ ઘટતું નથી.

અત્યારે તો દેદેકાન પાતળા, ચમકદાર શુભ્ર તારના સ્વરૂપે અસ્તિત્વ ધરાવે છે પણ હવે કાપડ તરીકે આપણા રોજંદા જીવનમાં તે પોતાનું સ્થાન ટૂંક સમયમાં જ પ્રાપ્ત કરી લેશે.

ઈગોર વ્લાદીમીરોવ

# એરંડાનો અભિનવ ઉપયોગ

રેશમ જેવું મુલાયમ, રબર જેવું સ્થિતિસ્થાપક, વજનમાં હલકું અને અત્યંત શુભ્ર સિંથેટીક કાપડ હવે એરંડામાંથી ઉત્પન્ન થશે એ શોધથી એરંડાનું ઉત્પાદન જ્યાં વધુ થાય છે એવા ભારત જેવા ગરમ દેશો વધુ આબાદી સાધશે ..

મોસ્કો ખાતે યોજાયેલા ફ્રેન્ચ રાષ્ટ્રીય પ્રદર્શનના એક સ્ટોલ પાસે સ્ત્રીઓની ઠઠ જામી હતી, આગળ વધવાનું તેમને મન થતું ન હતું.

સ્ટોલમાં રીલસાન નામના સિન્થેટીક કાપડમાંથી બનાવેલી ચીજ વસ્તુઓ પ્રદર્શિત કરવામાં આવી હતી. પ્રદર્શન દાખવનાર મોન્સિયે કહે : 'આ રીલસાન ફ્રેન્ચ રસાયણશાસ્ત્ર-વિશેષજ્ઞોની એક અદ્યતન સિદ્ધિ છે. યુરોપ આખાનું આ સૌથી ફેશનેબલ કાપડ છે'

કાપડ ખરેખર ઘણું જ સરસ હતું. વજનમાં સાવ હલકું, પાતળું તેમજ સ્થિતિસ્થાપક પણ ખરૂ. જરાય શુષ્ક નહીં. ક્રેપ્રોન તથા નાયલોનમાં અમુક ખરબચડાપણું લાગે છે પણ આ કાપડને સ્પર્શ કરીએ તો રેશમ જેવું મુલાયમ લાગે છે.

પ્રદર્શન જોવા આવનારાઓ આ કાપડનો ભાવ પૂછતાં. જવાબ એનો એમ મળતો કે, 'કમનસીબે, હજી આ કાપડનો ભાવ ઊંચો જ છે. કારણ, એનું ઉત્પાદન પાક ઉપર આધાર રાખે છે. એટલે પાક ઉપર ભાવનો આધાર રહે છે.'

રીલસાન માટેનું કાચું દ્રવ્ય એરંડામાંથી તૈયાર કરવામાં આવે છે. એરંડા ગરમ પ્રદેશમાં ઊગે છે. અમારા દેશના દક્ષિણ વિસ્તારમાં પણ તેનો પાક થાય છે પરંતુ એના પાકનું ઠેકાણું હોતું નથી એટલે ફ્રેન્ચ લોકોએ આ નવી જાતના કાપડ બનાવવાની રીત વેચાતી લેવા સોવિયેત સંઘને સૂચવ્યું ત્યારે અમારા પ્રતિનિધિઓએ ના પાડી હવામાન તથા પાક પર આધાર રાખતી, રીલસાન બનાવવાની અટપટી રાસાયણિક પદ્ધતિ ખરીદવામાં ધંધાકીય જોખમ સમાયેલું હતું, એટલે સોવિયેત રસાયણશાસ્ત્ર-વિશેષજ્ઞોને સિન્થેટિક પ્રકારનું રીલસાન તૈયાર કરવાની કામગીરી સોંપવામાં આવી.

રસાયણશાસ્ત્રીઓ તથા અન્ય સંસ્થાઓના કર્મચારીઓ સાથે મળીને, બે વર્ષના સંશોધન બાદ, નવી જાતનું કાપડ બનાવવા માટેના અસાધારણ પાતળા સિન્થેટીક તાર શોધી કાઢ્યા. કાપડની સ્થિતિસ્થાપકતાનો આધાર તાંતણાની જાડાઈ પર છે. નવા શોધવામાં આવેલા આ વસ્ત્ર દોદેકાનનું નામ તે જે કાચા દ્રવ્ય–દોદેકોલા કટમ–માંથી બને છે તે પરથી રાખવામાં આવેલું છે

દોદેકાનમા સ્થિતિસ્થાપકતા ઉપરાંત બીજા પણ કેટલાક ગુણો છે ક્રેપ્રોન બનાવવામાં મૂળ ક્રેપ્રોલેક્ટમ નામનુ દ્રવ્ય વપરાય છે જે અમુક અંશે ક્રેપ્રોનમાં રહી જાય છે જ્યારે આ દોદેકાન વિશુદ્ધ પોલીમર છે. એના લીધે દોદેકાન બીજા સંખ્યાબંધ સિન્થેટીક દ્રવ્ય કરતાં વધુ ટકે છે.

પાણી, એસિડ—અમ્લ—તેમજ આલ્કલીની અસર દોદેકાન પર ભાગ્યે જ થાય છે. તેના આ બહુમૂલ્ય ગુણના કારણે જહાજ બાંધવાના તથા મત્સ્ય ઉદ્યોગોમા—પ્રોપેલરો તથા માછીની જાળ બનાવવામાં—તે ઉપયોગમાં લઈ શકાય એમ છે. સ્ક્રૂ પ્રોપેલરો પ્લાસ્ટિકમાંથી બનાવવામાં આવે છે પણ તે બહુ ટકતાં નથી. ક્રેપ્રોનની જાળ પણ લાંબો વખત કામ આપતી નથી. પાણી સાથે સંસર્ગમા આવતા તે ફૂલી જાય છે. ખાદ્યપદાર્થો સંસર્ગમાં આવતા તે ફૂલી જાય છે. ખાદ્યપદાર્થો માટેના ઉદ્યોગમાં દોદેકાનનો ખાદ્યસામગ્રી ભરવા માટે ઉપયોગ થઈ શકે એમ છે કારણ પોલીથીનના પાતાળ પડમાંથી બનાવેલાં બારદાન ટકાઉ હોતાં નથી. આ નવા દ્રવ્યમાં કોઈ પણ પ્રકારનું વિષદ્રવ્ય હોતું નથી. પાઈપો, પમ્પ તથા દૂધના સેપરેટરો બનાવવામાં પણ આ દ્રવ્યનો ઉપયોગ થઈ શકે એમ છે પરંતુ મોટા ભાગે તે હળવા ઉપયોગમાં વિશેષ વપરાશમાં લેવાશે.

જલેસ્રાવ

# રહેઠાણનો પ્રશ્ન

દુનિયા આખીમાં આજે રહેઠાણોની તંગી વરતાઇ રહી છે. પણ એ તંગી નિવારવામાં ચેકોસ્લોવાકિયાની સરકાર દર વરસે ૬૬ કરોડ રૂપિયાની ખોટ ખમીને પ્રજાને સલવત આપવા કોશિષ કરે છે તેની અનુકરણીય વિગતો આ લેખમાંથી મળે છે.

મૂડીવાદી દેશોમાં સામાન્ય નાગરિકને તેના વેતનનો મોટો ભાગ ઘરભાડા પાછળ ખરચવો પડે છે. એક કુટુંબના વડાના વેતનના પચીસ ટકાથી પાંત્રીસ ટકા ઘરભાડામાં જ ચાલ્યા જાય છે અને બાકી રકમ બધે તેમાંથી ચારથી પાંચ માણસોના આખા કુટુમ્બનો તેને નિભાવ કરવો પડે છે.

મોટાં શહેરોમાં કેટલાક ધનાઢ્યો માત્ર મકાનો ભાડે આપવાનો જ ધંધો લઈને બેઠા હોય છે. કામદારો અને નાના નોકરિયાતોના વસવાટની ગરજનો લાભ લે છે. એટલે જ મોટાં શહેરોમાં જમીનોની સટ્ટાખોરી વધે છે. મકાનોનાં ભાડાં વધતાં જ જાય છે. મૂડીવાદી દેશોના અનેક મોટાં શહેરોમાં, એક ધનાઢ્ય વ્યક્તિ સેંકડો અને હજારો મકાનોની માલિકી ધરાવતી હોય તેવાં ઉદાહરણો છે. સમાજવાદી દેશોમાં આવા મકાન-માલિકો નથી. વ્યક્તિગત મકાનો છે, પરંતુ ઘરભાડાની બેઠી આવકમાંથી તાગડધિન્ના કરતા મકાન–માલિકો વસ્તી ધરાવતા નથી.

ચેકોસ્લોવાકિયામાં ત્રણ પ્રકારનાં મકાનો છે. રાજ્યે બાંધેલાં, સહકારી મંડળીઓએ બાંધેલાં અને વ્યક્તિગત માલિકીનાં. વસ્તીના ૬૭ ટકા લોકો તેમની વ્યક્તિગત માલિકીનાં ઘરોમાં રહે છે. હવે બાકી રહી ૩૩ ટકા વસ્તી. આ વસ્તી માટે રહેઠાણની સગવડ છે અને તેમને કેટલું ઘરભાડુ આપવું પડે છે તે હકીકત જાણવા જેવી છે.

૧૯૩૦ની સાલમાં પાટનગર પ્રાગમાં બે ઓરડાઓ અને રસોડાની સગવડવાળાં રહેઠાણોનું ભાડુ ૨૭૦ રૂપિયાથી માંડીને ૪૦૦ રૂપિયા હતું અને જો તેને વીજળીથી ગરમ કરવાની સગવડ હોય તો તેનું ભાડુ મહિને ૧૦૦૦ રૂપિયા થતું. આવું મોંઘુંદાટ ઘરભાડુ રાખવા છતાંય પ્રાગમાં મકાનો મળતાં નહીં.

યુદ્ધોત્તર વર્ષોમાં ચેકોસ્લોવાકિયાએ સમાજવાદી રાહ અપનાવ્યો ત્યારે, નાગરિકોની ભોજનગૃહોની કપડાંની અને એવી બીજી જરૂરિયાતો પણ પ્રમાણમાં સંતોષી શકાઈ હોત પરંતુ રહેઠાણોનો પ્રશ્ન એટલો સહેલો નહોતો કે તે રાતોરાત હલ કરી શકાય.

નાગરિકોની વ્યક્તિગત ભૌતિક જરૂરિયાતો સંતોષવામાં તેનું ધ્યાન યુરોપ અને વિશ્વમાં પહેલું છે. આમ છતાં રહેઠાણની બાબતમાં તેનું ધોરણ યુરોપીય સરેરાશ કરતાં નીચું છે અને જે ધોરણ સુધારવા માટે જલદ ઉપાયો યોજવા માંડ્યા છે.

---

તેલને પ્રોસેસ કરતા બાકી વધેલા નકામા દ્રવ્યમાંથી દોદેકાન બનાવવામાં આવે છે. દોદેકાન ફ્રેન્ચ વૈજ્ઞાનિકોએ બનાવેલા રીલસાન કરતાં ઠીક ઠીક સસ્તું છે. બન્નેના રાસાયણિક બંધારણમાં પણ ફરક છે. રીલસાનમાં કાર્બનના ૧૧ અણુ હોય છે જ્યારે દોદેકાનમાં કાર્બનનાં ૧૨ અણુ હોય છે. આ એક અણુ વધારે હોવાના કારણે રીલસાન કરતાં દોદેકાન વિશેષ સ્થિતિસ્થાપક અને વજનમાં હલકું હોય છે ભેજના કારણે કેટલાંક દ્રવ્યોનું ટકાઉપણું ઘટે છે તેનું પ્રમાણ આ રીતનું છે : કેપ્રોનનું–૧૫; નાયલોનનું–૧૩, રીલસાનનું–૫ જ્યારે દોદેકાનનું ટકાઉપણું ભીંજાવાના કારણે જરા પણ ઘટતું નથી.

અત્યારે તો દોદેકાન પાતળા, ચમકદાર શુભ્ર તારના સ્વરૂપે અસ્તિત્વ ધરાવે છે પણ હવે કાપડ તરીકે આપણા રોજંદા જીવનમાં તે પોતાનું સ્થાન ટૂંક સમયમાં જ પ્રાપ્ત કરી લેશે.

૧૯૪૫મા યુદ્ધ પહેલાના વર્ષોના આભી ચા ભાડાઓ ઘગાડવામાં આવ્યા મૂળ ભાડાના ૨૦ ટકા જ લેવાનુ ઠરાવવમા આવ્યુ  આમ છતા માગ અને પુરવઠાના સિદ્ધાન્તનો અમલ ચાલુ જ રહ્યો મકાનો ભાડે આપવામાં પણ લાગવગશાહી  સગાવાદ વગેરે તેનો ભાગ ભજવવા લાગ્યા મૂડીવાદી સમાજના આ દૂષણો થોડેઘણે અંશે ચાલુ રહ્યા  એક જાતની સગવડવાળા મકાનોનાં ભાડામાં પણ ફરક હતો  આમ મકાનભાડાની અનેકવિધ અસમાનતાઓ દૂર કરવા માટે ૧૬૦ વખત સુધારા કરવા પડયા

કુલ મકાનોના ત્રીજા ભાગના મકાનોના ભાડાં ખૂબ જ ઓછા છે

ખરૂ પૂછો તો, ઘરભાડાંમાંથી રાજ્યને મકાનોનો નિભાવ કરવા જેટલી રકમ પણ મળતી નથી તેના નાગરિકોને રહેવા માટે સારૂ રહેઠાણ પૂરુ પાડવાની સમાજવાદી રાજ્યની ફરજ છે એ ફરજ પાલનમા માત્ર મળતરની ગણતરી હોઈ શકે જ નહિ  રાજ્ય માલિકીના ભાડે અપાયેલા ઘરોની આવક ઓછી અને તેના નિભાવનુ ખર્ચ વધારે છે  પ્રતિ વર્ષ રાજ્યને ૬૬ કરોડ રૂપિયાની (એક અબજ ક્રાઉન) ખોટ ખમવી પડે છે

ઘરભાડુ લેવાની પદ્ધતિમા એક અગત્યનો ફેરફાર કર્યો છે રહેઠાણોના વિસ્તાર અને સગવડ મુજબ ચાર પ્રકારો પાડવામા આવ્યા છે

પહેલા પ્રકારના રહેઠાણોમાં મકાન ગરમ રાખવાની કેંદ્રિય સગવડ હોય છે  તે સ્વયસપૂર્ણ હોય છે  બીજા પ્રકારના રહેઠાણોમા મકાનને ગરમ રાખવાની સગવડ નથી હોતી  ત્રીજા પ્રકારના રહેઠાણોમા થોડી ઓછી  ચોથા પ્રકારના રહેઠાણોમા, બીજી સગવડો સહિયારી હોય છે

પહેલા પ્રકારના રહેઠાણ માટે એક ચોરસ મીટર જગ્યા માટે, વાર્ષિક ભાડુ ૧૭ રૂપિયા [૨૬ ક્રાઉન] છે બીજા પ્રકાર માટે ૧૨ રૂપિયા  ત્રીજા પ્રકાર માટે ૯ રૂપિયા અને ચોથા પ્રકાર માટે ૭ રૂપિયા ભાડુ છે

આ ભાડુ તો ઘણી સારી સગવડો ધરાવતા રહેઠાણનુ છે સામાન્ય કક્ષાના રહેઠાણોનુ ભાડુ હજુ પણ ઓછુ છે  એમાય ભોયતળિયે રહેનારાઓના ભાડામા ૧૦ ટકા ઘટાડો  જ્યાં વીજળીથી ચાલતી લિફ્ટની સગવડ ન હોય અને દાદરા ચડવા પડતા હોય તેવા મકાનોના ચોથા માળ અને તેથી વધુ માળ દીઠ પથી ૧૦ ટકાનો ઘટાડો કરવામાં આવે છે

કુટુંબમા બાળકો વધે તેમ ઘરભાડામા ઘટાડો થતો જાય છે  પચીસ વર્ષની વય નીચેનાં બાળકો જે કંઈ કમાતા ન હોય ત્યા સુધી અથવા કાયમી નોકરીમાથી તેમની સરેરાશ માસિક આવક ૧૩૫ રૂપિયા [૨૦૦ ક્રાઉન] ન હોય ત્યા સુધી આ ભાડાઘટાડો આપવામા આવે છે  એક સતાન હોય તો પાંચ ટકા બે હોય તો પદર ટકા અને ત્રણ હોય તો ત્રીસ ટકા અને ત્રણ સતાનોથી વધુ હોય તો પચાસ ટકા સુધીનો ઘરભાડામા ઘટાડો કરવામાં આવે છે

કુટુબના દરેક સભ્યદીઠ બાર ચોરસ મીટર જગ્યા નિયત કરવામા આવી છે  એક ઘરમા જો બે જણ રહેતા હોય તો ૭ ચોરસ મીટર વધુ જગ્યા ઉમેરવામા આવે છે  ત્રણ જણાના કુટુબ માટે ૩૬ વત્તા ૬ એમ ૪૨ ચોરસ મીટર જગ્યા ફાળવવામા આવે છે

ઘરભાડામા આવા ઘરખમ ઘટાડાને લીધે અનેક સતાનોવાળા કુટુબો માટે મોટા રહેઠાણોમા રહેવાનુ સહેલુ બન્યુ છે  ઘરભાડામાં આ ઘટાડો રાજ્યમાલિકીના મકાનો પૂરતો જ છે સહકારી મડળીઓના કે વ્યક્તિગત માલિકીના મકાનો સાથે તેને કશી નિસ્બત નથી

તાજેતરમા ઘરભાડાઓના ક્રમ અને પ્રકારમાં કરેલો ઘટાડો ચોક્કસ સામાજિક સ્વરૂપનો છે  ઓછી આવકવાળા, વધુ સતાનોવાળા કુટુબો ઓછા ભાડે આરામથી રહી શકે તેવી સગવડ કરવામા આવી છે

વિક્ટર કોમારોવ

# ચંદ્ર પર જીવાણુઓ છે ?

ચંદ્ર પર પહોંચવા આજે વિજ્ઞાન અને માનવ સફળ થવા કોશિષ કરી રહ્યાં છે ત્યારે ચંદ્ર પર જીવાણુઓ છે કે કેમ તે વિષે સોવિયત વિજ્ઞાન અકાદમીની ખગોળ અને ભૂતળ વિષયક સંસ્થાના સભ્ય અહીં પ્રકાશ પાથરે છે...

જ્યારે ચંદ્ર પર સંશોધન માટે કોઈ રોકેટોને મોકલવામાં આવે છે ત્યારે તેનાં સાધનો તથા આખાયે સંશોધનમથકને ચંદ્ર પર પૃથ્વીનો એક પણ જીવાણુ પહોંચવો ન જોઈએ.

આ સાવચેતી લેવાનું પ્રથમ નજરે કદાચ બિનજરૂરી લાગશે કેમકે ચંદ્ર અને આપણા ગ્રહની ભૌતિક પરિસ્થિતિઓમાં ઘણો ફરક છે.

ચંદ્રનું ગુરૂત્વ પૃથ્વીના છઠ્ઠા ભાગનું હોઈ તેના પર વાતાવરણનો લગભગ અભાવ જ છે. અને તેના પરનું ઉષ્ણતામાન પણ જીવનને અનુકૂળ નથી.

ચંદ્ર પર વાતાવરણ નહિ હોવાથી તેના દિવસ અને રાતનાં ઉષ્ણતામાનો વચ્ચે ભારે ફરક છે. રાતે ચંદ્રની સપાટીનું ઉષ્ણતામાન શૂન્યની નીચે ૧૫૦ અંશ સેન્ટીગ્રેડ સુધી નીચે જાય છે અને દિવસે એ શૂન્યની ઉપર ૧૩૦ અંશ સેન્ટીગ્રેડ સુધી વધે છે.

પરંતુ આવી અત્યંત વિષમ પરિસ્થિતિમાં પણ સૂક્ષ્મ જીવાણુઓ જીવી શકે છે. ઘણા જીવાણુઓ એવા છે જે ઓક્સીજન વગર, કિરણોત્સર્ગમાં તેમજ ખૂબ ઊંચા અને નીચા ઉષ્ણતામાનોમાં જીવી શકે છે. ઉકળતા પાણીમાં વૃધ્ધિ પામતા બેકટેરિયા પણ છે. કેટલાક બેકટેરિયા કિરણોત્સર્ગી ખનિજમાં ફૂલેફાલે છે.

સૂક્ષ્મ જીવાણુઓ બદલાતી પરિસ્થિતિને અનુકૂળ થવાની પછી ભલે એ પરિવર્તનો મૂળગામી હોય તો પણ, અદ્‌ભુત શક્તિ ધરાવે છે. આનું કારણ એ છે કે એમની વંશવૃધ્ધિ ઝડપથી થાય છે. જેથી નવી પેઢી નવી પરિસ્થિતિને અનુકૂળ થવાનાં નવાં લક્ષણો ધરાવે છે.

એન્ટીબાયોટિક્સ ઔષધોના વ્યાપક ઉપયોગને પરિણામે પેનિસીલીનનો સામનો કરી શકે તેવા જીવાણુઓનો વંશ પણ પેદા થયો છે.

તાજેતરમાં ફ્રેન્ચ પદાર્થવૈજ્ઞાનિકોએ અણુકલ્પી જગ્યાએ અણુભઠ્ઠીની નજીક જ્યાં કિરણોત્સર્ગનું પ્રમાણ અત્યંત વિશેષ હોય છે ત્યાં જીવાણુઓનો રાફડો જોયો હતો.

આ બધા ઉપરથી સમજી શકાશે કે ચંદ્ર પર સંશોધનમથકો મોકલતા પહેલાં તેમનાં સાધનો અને દરેકે દરેક વસ્તુને જીવાણુમુક્ત કરવાની ખાસ જરૂર છે નહિ તો પૃથ્વીના જીવાણુઓ ચંદ્ર પર જતાં ત્યાંની પરિસ્થિતિને અનુકૂળ થઈ જશે અને પછી એ મૂળ ચંદ્રનાં છે કે પૃથ્વી પરથી આવેલા છે એ શોધવું અત્યંત મુશ્કેલ બનશે. થોડા જ વખતમાં એમની ઓલાદ ચંદ્ર પર ફેલાઈ જશે.

બીજી બાજુ ચંદ્રના એનાં પોતાનાં જીવાણુઓ અસંભવિત નથી. વૈજ્ઞાનિકોએ ઘણા લાંબા વખતથી ચંદ્રના અમુક વિસ્તારોના રંગમાં થતાં પલટા જોયા છે જે કોઈ વનસ્પતિજન્ય પ્રક્રિયાઓ સાથે સંકળાયેલા હોઈ શકે.

ઉદાહરણ તરીકે, પૂર્ણિમાને દિવસે 'સી ઓફ સિરિનીટી'નો વચલો ભાગે લીલો-ભૂરો બને છે. અલબત્ત, એ રંગ ઘણો આછો અને ધૂંધળો છે.

પરંતુ એરિસ્ટાર્કસ અને હેરોડોટ્સના બે વલયાકાર

---

ચેકોસ્લોવાકિયામાં ઘરભાડું આખા જગતમાં ઓછામાં ઓછું છે; અને હવે તેનું સામાજીકરણ કરવામાં આવ્યું છે. વહીવટકર્તાઓ માને છે કે રહેઠાણની તંગીથી જન્મપ્રમાણ પર માઠી અસર થતી હતી. આ તંગી દૂર થતાં, સરતે ભાડે સારા રહેઠાણની ખાત્રી મળતા, જન્મપ્રમાણ વધશે તેવી અપેક્ષા રાખવામાં આવે છે.





પર્વતોની ધ્રશાને પૂર્ણિમાને દિવસે પીળાશપડતો લીલો રગ દેખાય છે, જે ઠીક ઠીક સ્પષ્ટ છે, ધૂંધળો લાગતો નથી.

શુદ એકમથી સાતમ સુધીમાં અને વદ આઠમથી અમાસ સુધીમા ચંદ્રની થાળીની વચ્ચોવચ્ચ એક મોટો ડાઘો દેખાય છે. પડછાયાની જેમ તે કેટલીક કરાડોને પણ આવરી લે છે, જેથી એનાં શિખરો ભાગ્યે જ કળી શકાય છે. પરંતુ દેખીતી રીતે જ એ પડછાયો નથી

આ ડાઘાથી થોડે દૂર ઉત્તરમાં એક બીજો ડાઘ દેખાય છે, જે પણ પીળાશપડતો લીલો છે.

આ બધી ઘટનાઓમાં ચંદ્રના રંગો તેની કળાની સાથો સાથ બદલાય છે, એથી, એ સાવ શક્ય છે કે રંગોના આ ફેરફારો સૂર્યના તડકાને લીધે પણ હોઈ શકે.

ખગોળશાસ્ત્રી પ્રો. નિકોલાઈ બારાબાશોવે એવો મત વ્યક્ત કર્યો છે કે ચંદ્રની સપાટી પર દેખાતા ડાઘાઓ એક પ્રકારની ઝાકળ છે.

આમ છતાં ચંદ્રની વિષમ પરિસ્થિતિમા કેટલાક નીચલી કક્ષાના જીવાણુઓ ત્યાં અસ્તિત્વ ધરાવી શકે એ બિલ્કુલ શક્ય છે.

વૈજ્ઞાનિક નિકોલાઈ કોઝિરાવે ચંદ્રની માટીમાંથી કાર્બન ડાયોકસાઈડ અને હાઈડ્રોજન નીકળતા હોવાનું શોધી કાઢ્યું છે.

ગોર્કી શહેરના ખગોળશાસ્ત્રીઓએ કરેલા તાજેતરના નિરીક્ષણોએ બતાવ્યું છે કે જેમ ઊંડે જઈએ તેમ તેમ ચંદ્રની માટીનું ઉષ્ણતામાન વધે છે. આ વસ્તુ પણ ચંદ્રના પોતાના સૂક્ષ્મ જીવાણુઓ માટે ત્યાંની લાંબી અને ઠંડી રાત્રિઓમા જીવવાનુ શક્ય બનાવે છે.



## સાભાર પ્રાપ્તિ–સ્વીકાર

**વંધ્યત્વની સમસ્યા** ડૉ ભાનુ ર. શાહ પાનાં ૩૨ પૈસા–/૫૦. **ભારતની શિલ્પ સમૃદ્ધિ.** ઉમાકાન્ત શાહ. પાનાં ૩૨. પૈસા–/૫૦.—બન્નેના પ્રકા. પરિચય ટ્રસ્ટ, મુંબઈ ૧. **ગીત આલાપ :** લે.પ્ર. મહેન્દ્રકુમાર જોશી પાના ૫૬. રૂ.૧/–. વડવા, ભાવનગર. **સ્વાભાવિક નિત્યકર્મ :** લે.પ્ર. લ'નુભાઈ બકોરભાઈ પટેલ, દેસાઈ બિલ્ડીંગ, આણંદ. પાનાં ૭૨. **ઊર્મિના દીવડા :** રમણલાલ વ. દેસાઈ. પાનાં ૨૩૨. ૩ ૪/૫૦. **કહુત કથીર ધમાલકો :** ગુણવંતરાય આચાર્ય. પાનાં ૨૭૬.રૂ.૫/૨૫. **લાક્ષાગૃહ :** ઈશ્વર પેટલીકર. પાનાં ૬૪૮. રૂ.૧૨/–. **સાહેબ બીબી ગુલામ ૧-૨ :** બિમલ મિત્ર. અનુ રમણિક મેઘાણી પાનાં ૩૮૨+૪૧૧. રૂ.૧૫/૫૦. —ચારેયના પ્રકા. આર. આર. શેઠની કંપની, મુંબઈ ૨.



'રાજહંસ'

# ગમ્યું તે મારું

આત્મવંચના અને ખોટી ડંફાસ માનવીને કેટલી હદ સુધી વળગેલાં હોય છે તે આ પ્રસંગની સચોટતા દર્શાવે છે. ચાવવાના અને દેખાડવાના દાંત હાથી જુદા રાખે છે. પણ માનવીયે આવી જુદાઈ આચરે છે ત્યારે...

શરદપૂર્ણિમાનો ઉત્સવ હતો.

આજે કૈં અવનવું જોવા મળશે એવા વિશ્વાસથી ગોવિંદશેઠના આમંત્રણને સ્વીકારી જે કુટુંબો આવ્યાં હતાં એમની આતુરતા વધી ગઈ હતી. કશાક કારણથી ઢીલ થતી, પણ ચોક્કસ કારણ વરતાતું ન હતું. બંગલાના પાછલા ભાગમાં, બગીચાની હરિયાળી ઉપર જેમ જેને ફાવે તેમ બધાં બેઠાં હતાં. ક્યાંકથી ધીરું સંગીત પણ આવતું હતું. નોકર ચાકરો મહેમાનોની આગતાસ્વાગતામાં હાજર હતા. પરંતુ જે કાર્યક્રમની સહુને ઉત્કંઠા હતી એ શરૂ થતો ન હતો એથી આશ્ચર્ય અને ગૂસપૂસ વધી ગયાં હતાં.

ગોવિંદશેઠ બે વાર અંદર જઈ આવ્યા અને બે વાર બહાર આવ્યા, પણ એમના મોં ઉપરના ભાવ હજુ સ્વસ્થ થયા ન હતા. બહુ ઉદાર મન ધરાવતા ગોવિંદશેઠ પોતાના આખા પરિવારને કળા વિજ્ઞાન અને બીજા વિષયોમાં સરસ તાલીમ આપતા અને એમના તરફથી કોઈ કાર્યક્રમ ગોઠવાતો તો સહુને કબૂલ કરવું પડતું કે ભાઈ, આવું તો પહેલી વાર જોયું—સાંભળ્યું. નવી જ વસ્ત્રભૂષા, ખાસ યોજેલું સંગીત, સિદ્ધહસ્ત લેખકોની નવી નાટિકાઓ, ને સમયને અનુકૂળ એવી સજાવટ, અનોખાં નૃત્યો વગેરે રજૂઆત થતી તેમાં બીજાં કુટુંબોનાં સભ્યો પણ ભાગ લેતાં, અને એમની તૈયારીઓ ચાલતી ત્યારે કોઈની પત્ની, કોઈનો પુત્ર, કોઈની બહેન એ ભૂલી જઈ સહુ પોતપોતાની ભૂમિકામાં તદ્રુપ થઈ જતાં. એ બધાં શું કરવાનાં છે એની કોઈને ખબર પણ પડતી નહિ. એટલે પડદો ઊપડે ત્યાંસુધી નવીનતા બરાબર જળવાતી. અને એકવાર શરૂઆત થઈ એટલે પૂર્ણાહુતિ સુધી બધાં મંત્રમુગ્ધ બની રહેતાં.

એટલામાં ગોંગનો અવાજ આવ્યો અને બધાં તૈયાર થઈ ગોઠવાઈ ગયાં. અશોકના સમયમાં વનવિહાર કરવા નીકળી પડેલી યુવતીઓનું ગીત-નૃત્ય જોઈ એમ જ લાગ્યું કે પાકિસ્તાનના હત્યાકાંડ કે કોરિયાની લડાઈ જેવું દુનિયામાં છે જ ક્યાં! પાનીથી વેંત ઊંચાં રહેતાં વસ્ત્રો ઉપર જે સુશોભનો હતાં, જે સળ પાડેલા હતાં, જે ફૂમતાં મૂકેલાં હતાં, જે ઘૂઘરીઓ જડેલી હતી—પગલે પગલે એમાં જ નજર અટવાઈ જતી. પરન્તુ ઉપર જોતાં તો હેં થઈ જતું. કંચુકીની જગ્યાએ વસ્ત્ર બાંધેલાં હતાં તે ફરફર ઊડતાં ને નૃત્યમાં સાથ દેતાં. હાથ ઉપર ફૂલો હતાં, રેશમનાં અને સુવર્ણના આભૂષણો હતાં. માથે જુદી જ ઢબે કેશ ગૂંથ્યા હતા, એમાંયે મોતી ને ફૂલોની રચના કરી હતી. એ બધામાંથી પરવારી દેહના ખુલ્લા ભાગ ઉપર નજર જતી ત્યારે–

એ પછી તો બીજાં કૈંક દૃશ્યો આવી ગયાં. દરેક પ્રસંગને અનુરૂપ ખૂબ વિગતપૂર્વક યોજના કરી હતી. વ્યક્તિઓ ઓળખાતી પણ નહિ, એમનું પાત્ર એટલું સચોટ ઊપસી આવતું. ચીન દેશની પરીકથા, અરબી સમુદ્રના ખલાસી, સ્પેઇન દેશનો દ્રાક્ષોત્સવ, કેલિફોર્નિયાનો સાગરકાંઠો...

અને એમણે જોઈ એક તરુણી, રંગબેરંગી છત્રી નીચે બેસીને પોતાના રૂપનું અભિમાનપૂર્વક અરીસામાં પાન કરતી, પસાર થતા જુવાનોનું ધ્યાન ખેંચતી. એણે પહેર્યાં હતાં એને વસ્ત્રો તે કેમ કહેવાય? કુસ્તીબાજ મલ્લ પહેરે છે એવો લંગોટ અને ઉપર પટી જેટલું બ્લાઉઝ. કેમ જાણે આટલુંયે પહેરી એ બીજા ઉપર ઉપકાર કરતી હતી! પછી એ ઊભી થઈને આળસ મરડ્યું. કોઈ જુવાનની સિસોટી સંભળાઈ. એના તરફ એણે જોયું ને હસી. પેલો પાસે આવ્યો ને દીવા બુઝાઈ ગયા. બીજી જ ક્ષણે દીવા ચેત્યા ત્યારે એ જુવાન ત્યાં ન હતો અને પેલી યુવતી ગુસ્સે થઈ હતી.

પહેલી જ વાર જોનારાઓએ એક બીજા સામે જોયું. ગોવિંદશેઠ કૈંક અકળાયેલા દેખાયા, પણ લાઈલાજ હોય એમ મો ઢળેલું હતું, સ્ત્રીઓ ચકિત થઈ ગઈ હતી. પુરુષો હરખાઈ ગયા હતા. જોનારાઓમાંથી કોઈકે સીસોટી વગાડી, તદ્દન ધીરી. ને હોજમાં તરવા પડતી હોય એમ ઊભેલી પેલી તરુણી ઉપર પડદો પડી ગયો. કારણ કે ગોવિંદ શેઠ ઊભા થઈ ગયા હતા.

*

લગ્ન થઈ ગયા પછી જ્યારે વરે વહુને કહ્યું,—'એ સિસોટી વગાડનાર હું' ત્યારે પેલી બી ગઈ. 'એમ?' એણે આંખો રાખીને પૂછ્યું : 'તમને ખરેખર ગમ્યું ?'

'શું ગમ્યું પૂછે છે ? સ્ટેજ ઉપર સીધો આવ્યો નહિ એટલું જ કહે ને.' પેલાએ ઉમંગમાં આવી જઈ કહ્યું : 'એક ક્ષણમાં તેં બતાવી આપ્યું કે મુક્તિ શામાં છે.'

'શામાં ?' પેલીએ હજુયે ચોંકેલી અવસ્થામાં પૂછ્યું. 'પરદેશી સત્તા, આર્થિક અમૂઝણ, અજ્ઞાનનો અંધકાર, માંદગીની પરવશતા એ બધાંને કાઢી આપણી પાસે રહે છે તે. તાજું ને તંદુરસ્ત યૌવન, સંતોષ ને સાફલ્યથી છલકાતું જીગર, મુક્ત કદમ, રંગીન નજર, ઊર્મિનો આવેગ, કુદરતમાંથી આવકાર પામતી ગતિ–મરતી, અરે શું શું ગણાવું ?'

'બસ આટલું જ ?' પેલી જરા હિંમતપૂર્વક ટીખળભર્યું હસી. 'આ તો જાણે કોઈ વાર્તાનો પ્રસંગ, કોઈ ચિત્ર, કોઈ શિલ્પ જોઈ તમે કહો તેવું લાગે છે.'

'અરે એમ તે હોય ? એ બધામાં તું ના હોત તો એનું આકર્ષણ જ ક્યાં રહેત ? બસ, એ ઘડીએ તને જોઈ અને મારી મનની અભિલાષાઓ જાગી ઊઠી—પરણું તો આને જ, આવી નીડર, આવી કલાયુક્ત, આવી...'

'બસ બસ, બહુ કહેશો તો હું છાપરે ચઢી બેસીશ. ખબર છે કાંઈ ?'

'તેની કોણે ના પાડી! તને ફાવે તેમ કહે ને! હું જોઉં તો ખરો ! મારે તો તને એ જ કહેવું છે—કોઈ બંધન નહિ, કોઈ ચિંતા નહિ. સદૈવ ઉમંગ ભરી દેજે, જીગરનું પ્યાલું છલકાવી દેજે—નિર્બંધ જીવનથી.'

*

શહેરમાંથી ખસી તેઓ પહાડોની ટોચ ઉપર સીમલા આવ્યા હતાં. અહીં ને તહીં ફરતાં ઘણા મંડળોમાં ભળતાં ખૂબ આવકાર પામતાં વખણાતાં. જાણે સીઝન એમને લીધે જ ખીલી ઊઠી હતી.

જે મહેફિલમાં આ બે ના હોય તે ફીકી લાગતી. જે સાંજે એ ફરવા ના નીકળતાં તે રસ્તો સૂનો લાગતો. જે દુકાનમાં જતાં ત્યાં ભીડ થઈ જતી, આધુનિક કોઈ પણ બાબતથી તેઓ પછાત રહેતાં નહિ. તેવામાં એક નિમંત્રણ આવ્યું—ટપાલથી નહિ, મંડળનાં બેચાર કાર્યકર્તાઓ રૂબરૂ લઈને આવ્યા.

'બીજી આઈટેમોનું ખર્ચ ફોડી લઈશું. તમારી જ જણાવો.' મુદ્દો આટલો જ હતો. જાણે એકએ જ આઈટમ ઉપર મંડળ ટકે તૂટે એવી વાત હતી.

'એમાં શું, મેં તો પહેલાં એક આઈટમ અમારે ત્યાં કરેલી તે અહીં કરીશ—કશી તૈયારી નહિ કરવાની એટલે છૂટી ને છૂટી.' પેલીએ હસીને વાત વધાવી લીધી.

'પણ એમાં બીજાં પાત્રો, વેશભુષા, સંગીત, સંવાદો એ બધું—'

'તે બધાનીયે ફિકર ના કરશો. એ હું ગોઠવી લઈશ. બહુ સહેલું છે. અને છતાં યે એટલુ દિલચસ્પ કે—' કહેતા કહેતાં એની નજર એના વર તરફ ગઈ પછી એને જ જોતાં ઉમેર્યું: 'મોટામાં મોટું ઈનામ મને એમાં જ મળ્યું છે.'

અને અચાનક એના વરની નજર બદલાઈ ગઈ. એ શું પેલી શરદપૂર્ણિમાએ જોઈ હતી એવી—અને ખરે વાત, એ જ હતી એ કહેતી હતી : 'અમારા મંડળના ગોવિંદશેઠ આમ તો બહુ ઉદાર, પણ એમને ખબર પડી એટલે વાંધો. બહુ વિવેકથી પણ એમણે કહ્યું કે આવું તો કેમ થઈ શકે ? અને છતાં અમે મક્કમ રહ્યાં અને મારી એ આઈટેમ થઈ.

(અનુસંધાન માટે જુઓ પાનું ૨૦૫)

છ વરસનું સામટું લવાજમ : રૂ. ૩૬,૫૦ પરદેશમાં : શિ. ૭૫

અમદાવાદમાં રૂબરૂ લવાજમ ભરવાનું અને મ. ઑ. થી મોકલવાનું મુખ્ય સ્થળ :

# ઊર્મિ-નવરચના કાર્યાલય

રતી સાહિત્ય સંઘ પ્રાયવેટ લિમિટેડ • ૬૮, ફર્નાન્ડીઝ બ્રિજ • ગાંધીરોડ • અમદાવાદ, ૧

—: આ ઉપરાંત નીચેનાં સ્થળોએ પણ લવાજમ ભરી શકાય છે :—

૧. એન. એમ. ત્રિપાઠી પ્રા. લિ., પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ, ૨.
૨. આર. આર. શેઠની કંપની, કેશવબાગ, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ, ૨.
૩. એન. એમ. ઠક્કરની કંપની, ૧૪૦ પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ, ૨.
૪. આરોગ્યધામ, અરુણ મેન્શન, વિન્સેન્ટ રોડ, માટુંગા, મુંબઈ, ૧૯.
૫. વિજય સ્ટોર્સ, ૩૮૧/એ, કાલબાદેવી રોડ, ત્રીજે માળે, નરોતમવાડી, મુંબઈ, ૨
૬. ઈન્ટરનેશનલ બુક હાઉસ, ૯ એશ લેન. મ. ગાંધીરોડ, મુંબઈ, ૧.
૭. નિર્મલ એજન્સીઝ, ૧૦૮ શેખ મેમણ સ્ટ્રીટ, બીજે માળે, મુંબઈ, ૨.
૮. લોક મિલાપ કાર્યાલય, જિલ્લા કોર્ટ રસ્તો, ભાવનગર, ૧.
૯. સાહિત્ય ભંડાર, ૧૪, અમરત્તલ્લા સ્ટ્રીટ, કલકત્તા, ૧.
૧૦. ગુજરાત પુસ્તકાલય સ. સ. મંડળ, રાવપુરા, વડોદરા.
૧૧. ગુજરાત પુસ્તકાલય સ. સ. મંડળ, કોંગ્રેસ ભવન, રાજમહેલ રોડ, મહેસાણા
૧૨. ગાંડીવ સાહિત્ય મંદિર. હવાડિયા ચકલા, સુરત.
૧૩. બાબુભાઈ પ્રેમશંકર ત્રિવેદી, ગંજ બજાર, પાટણ.
૧૪. વિજય સ્ટોર્સ. સ્ટેશન રોડ, આણંદ.
૧૫. નવયુગ પુસ્તક ભંડાર, રાજકોટ.
૧૬. સાહિત્ય મિલાપ, ડૉ. યાજ્ઞિક રસ્તો, રાજકોટ, ૧.
૧૭. પોપ્યુલર બુક સપ્લાય, પો. બો. નં. ૭૬૯, કંપાલા. ( યુગાન્ડા-પૂ. આફ્રિકા )
૧૮. જનરલ બુક સેલર્સ, પો. બો. નં. ૧૨૭૮, દારે સલામ ( ટી. ટી -પૂ. આફ્રિકા )
૧૯ યુનાઈટેડ જનરલ સ્ટોર્સ લિ. પો. બો. ૮૦૮, કિસુમુ ( કેન્યા-પૂ. આફ્રિકા )
૨૦. કે. શ્રી. આચાર્ય એન્ડ સન્સ, પો. બો. નં. ૨૪૬, જિન્જા ( યુગાન્ડા પૂ. આફ્રિકા )
૨૧. મુલ્લા સલેમાનજી મુલ્લા હેબતુલ્લાભાઈ, પો. બો. નં. ૧૩૭૭, મોંબાસા (કેન્યા-પૂ. આ.)
૨૨. નેશનલ બુક શોપ. પો. બો. નં. ૧૯૬૮, મોંબાસા ( કેન્યા પૂ. આફ્રિકા )
૨૩ એમ. ટી. જાની, પો. બો. નં. ૧૦૩. લીમ્બાયર (ન્યાસાલેન્ડ-મધ્ય આફ્રિકા )

મુદ્રક • દીપક પ્રિન્ટરી • અમદાવાદ

# ઊર્મિ નવરચના

તંત્રીઃ ઈશ્વરલાલ મો. દવે સંપાઃ જયંત પરમાર



રાધાકૃષ્ણ
અનુકૃતિકાર :
શ્રી ઉષાબહેન પરીખ



ચિત્ર શ્રી વ્રજલાલ ત્રિવેદી

સોનાવરણી સીમ બની,
મેહુલિયે કીધી મહેર રે
ભાઈ!

મોસમ આવી મહેનતની
નદિયુના જલ નીતર્યા
લોકોમા લીલા લ્હેર રે
ભાઈ!૦

લીલો કચન બાજરો
ને ઊજળો દૂધ કપાસ રે
ભાઈ!૦

જુવાર લોથે લૂમેઝૂમે
ને હૈયામા ઉલ્લાસ રે
ભાઈ!૦

ઉપર ઊજળા આભમા
કુજડિયુના કિલ્લોલ રે
ભાઈ!૦

વાતા મીઠા વાયરા
ને લેતા મોલ હિલોળા રે
ભાઈ!૦

લિયો પછેડી દાતરડા
આજ સીમ કરે છે સાદ રે
ભાઈ!૦

રગે સગે કામ કરીએ
થાએ મલક આબાદ રે
ભાઈ!૦

લીંપી ગૂપી ખળા કરો
લાવો ઢગલે ઢગલા ધાન રે
ભાઈ!૦

રળનારા તે માનવી
ને દેનારો ભગવાન રે
ભાઈ!૦

[શ્રી નાથાલાલ દવેકૃત 'મહેનતના ગીતો'માથી]

અંક ૯: સપ્ટેમ્બર '૬૫
સળંગ અંક : ૪૨૬
સમાજમાં સંસ્કાર અને



'ઊર્મિ' : વર્ષ ૩૬
'નવરચના' : વર્ષ ૩૦
સાહિત્ય પ્રેરતું સામયિક

## ક્રમ





## સૂચના


* લવાજમ વરસનું : સાડાસાત રૂપિયા, વિદેશમાં દશ રૂપિયા ( શિ. ૧૫ ).
* દર માસની ૧લી તારીખે નિયમિત પ્રગટ થાય છે.
* વરસમાં એપ્રિલ, જુલાઈ, ઑક્ટોબર અને જાન્યુઆરી એ ચારમાંથી કોઈ-પણ માસથી ગ્રાહક થઈ શકાય છે.
* વી.પી.થી લવાજમ વસૂલ કરવામાં જે વધારાનો ખર્ચ થાય છે એ ગ્રાહકે જ ભોગવવાનો હોય છે એટલે લવાજમ પુરું થયાની નોટિસ મળે ત્યારે ગ્રા.નં. અને પૂરા સરનામા સાથે મનીઑર્ડરથી જ લવાજમ મોકલી આપવું.
* નમૂનાનો અંક મંગાવતી વખતે ૭૫ પૈસાની ટિકિટો બીડવી જરૂરી છે. મફત અંક કોઈને મોકલાતો નથી
* ગ્રાહકોએ દરેક જાતના પત્રવ્યવહારમાં ગ્રા. નં લખવો ખાસ જરૂરી છે.
* અસ્વીકૃત લખાણ પાછું મેળવવા જોઈતી ટિકિટો બીડવી જરૂરી છે. એ સિવાયનાં અસ્વીકૃત લખાણો પંદર દિવસ પછી રદ કરાય છે.
* જાહેરખબર માટેનું, લવાજમ મોકલવાનું, લખાણો મોકલવાનું અને બીજા દરેક જાતના પત્રવ્યવહારનું સરનામું:–

'ઊર્મિ–નવરચના'
ભારતી સાહિત્ય સંઘ પ્રાયવેટ લિ.,
૬૪, ફર્નાન્ડીઝ બ્રિજ : ગાંધીરોડ
અમદાવાદ ૧


પ્રકાશક: ઈશ્વરલાલ મો દવેએ અને મુદ્રક : કાન્તિલાલ ડાહ્યાભાઈ પટેલે : માલિક : ભારતી સાહિત્ય સંઘ પ્રાયવેટ લિમિટેડ વતી ૬૪, ફર્નાન્ડીઝ બ્રિજ, ગાંધીરોડ, અમદાવાદથી પ્રસિદ્ધ કર્યું અને મંગલ મુદ્રણાલય, રતનપોળ, અમદાવાદમાં છાપ્યું.
તંત્રી : ઈશ્વરલાલ મો૦ દવે અને સંપાદક : જયન્ત પરમાર.



અક્કલ તો માનવમાત્રને હોય છે, પણ ગરજ-વાનની અક્કલ જરા આડફંટાઈ ગઈ હોય છે. માણસને ગરજ હોવી એક વાત છે; પણ એ ગરજને માટે સ્વાર્થ સાધી જવો એ ભારે હાનિકારક ગણાય. ગરજ હોય ત્યાં સ્વાર્થ આવી જવાનો એ જાણે કાનૂન જ ગણી શકાય એટલું એકમેકથી સંકળાયેલું છે.



સ્વાર્થી અને ગરજુ માણસ એટલી બધી હીન કોટિએ પહોંચી ચૂકે છે કે એને સારા-માઠાનું તો ઠીક પણ કોઈનું સુધરતું હોય એ બગાડવાનું જ સૂઝે છે. માણસ કોઈનું સારું ન કરી શકે તો ભલે, પણ કોઈનું સારું થતું જોઈને દાઝીને એ બગાડવા પ્રેરાય ત્યારે જે હલકટવૃત્તિ માણસમાં આવી જાય છે તે જ માણસને સ્વાર્થી—પરાયાનો વિચાર સુદ્ધાં નહિ કર-વાની હદ જેટલો સ્વાર્થી બનાવી મૂકે છે. ત્યારે જ એની રહી સહી અક્કલ નેવે મુકાઈ જાય છે. અને નેવનાં પાણી તો નીચે જ પડે, મોભ તરફ ક્યારેય ન વળી શકે. માનવજીવનની એ અધોગતિની શરૂ-આત આ પળથી થઈ ગણાય.



માનવજીવનમાં આસક્તિ હોવી એક વાત છે અને એ સાથે મન સૂકીને ભળી જવું બીજી વાત છે. આસક્ત માણસ હજુય વાળ્યો વળી શકે, પણ સ્વાર્થ અને ગરજ સાથેની આસક્તિ કરુણ અંત સુધી પણ માણસને ખેંચી જાય છે. આ કરુણતા અસીમ હોય છે. એનો કોઈ તાગ મેળવી શકતું નથી કે કોઈ એને આડો હાથ દઈ શકતું નથી.

એટલે જ માણસના સુખની કલ્પનામાંથી જે દુઃખના પહાડો ઊભા થઈ જાય છે એ વધુ ને વધુ મોટા દેખાય છે. સુખને અને સ્વાર્થને જેમ મેળ નથી બેસતો એમ ગરજ પણ દુઃખનું મૂળ ગણાય. અને સ્વાર્થવાળી ગરજ તો બધાંનો દાટ વાળી નાખે છે



★

'મધુરમ્'

## સંધ્યાનું આ ટાણું

સંધ્યાનું આ ટાણું
સુંદર આજ સજેલી કુદરત શું ઈશનું નજરાણું
સંધ્યાનું આ ટાણું.
કુમકુમ ઢોળ્યું આભ તો જાણે શરમીંદી કો નારી
તારક આંખે વિભુ નિહાળે સુષમા તણી સવારી
હરણાં ઝરણાં શું દોડીને જગવે સંગીત લ્હાણી
શું પ્રગટે અદ્‌ભુત ! આણું
સંધ્યાનું આ ટાણું.
સમીરણ શીતળ હળુહળુ આવે શું નીંદર આંખ
સમાણી
ઝાલર મંદિર ઢોલ બજે શું આપે દિવ્ય ગવાહી
પંખી કલરવ ગાયે જાણે પ્રીત પરમની વાણી
શું પ્રગટે અદ્‌ભુત ગાણું
સંધ્યાનું આ ટાણું.
સરિતા સવિતા સંગર સરજે શી મરોદની
સરવાણી
મીઠી માદક ગાનની મર્મર, મધમધ શી ઉરવાડી
શું ન્યારું ને પ્યારું ભાથું જીવનભરની લ્હાણી
શું અદ્‌ભુત જીવન નાણું
હૈયામાં પરમાણું
સંધ્યાનું આ ટાણું.

☆

'મીનપિયાસી'

## રૈ' ગયું

બાંધ્યાં બિસ્તર પોટલાં, સહુ પછી,
પહોંચી ગયાં સ્ટેશને,
ટિકિટો લઈ ટ્રેનમાં ચડી અને,
બેઠાં જગા મેળવી.
ત્યાં આવેલ વળાવવા સ્વજન તે,
પૂછી રહ્યા એમ કે
'જો જો ભૂલી જતાં નથી કશુંય ને?
સામાન સંભાળજો'
દાગીના ગણિયા અને કહ્યું પછી,
જે ના જડયું તે વિષે
કે 'હા, હા, રહી છે ગયું તમ કને,
એ રાખજો કાળજું.'

☆

દેવજી રા મોઢા

## શેનાં આ અજવાળાં?

ના સૂરજ, ના ચાંદો, આભે
ના એકેયે તારા;
શાના ઊડી તોય રહ્યા આ
ચોગમ જ્યોત-ફુવારા?
અહોહો! શેના આ અજવાળાં?
ના વર્ષા, ના વાદળ, નભથી
વરસે ના જળધારા;
તોય કહીંથી વીજળી પેલી
કરી રહી ચમકારા?
અહોહો! શેનાં આ અજવાળાં?
ગુરુજી જોગી જટાળા.
ધ્યાન મહીંથી જાગી હાળે
આ મમ નેત્ર કૃપાળા!
અહોહો! એનાં આ અજવાળાં?
અહોહો! શેનાં આ અજવાળાં?

☆




### ગ્રામદાનનું 'તુફાન'

સર્વોદય સંઘની બેઠકમાં જયપ્રકાશે 'તુફાન' મચાવવાની વાત જાહેર કરી. કહી દીધું કે બિહારમાંથી દસ હજાર ગામોનું ગ્રામદાન કરાવીશું ને તુફાન મચાવી દઈશું. આ વાત ઉપર વિનોબા વારી ગયા અને એમના અધ્યાત્મનું પોટલું વાળી દઈ યાત્રાએ નીકળી પડ્યા. એકલા બિહારમાંથી જે. પી. દસ હજાર ગામ આપી દે તો, પછી વિલંબ શેનો!

મિથિલાની કન્યા સીતાએ અયોધ્યાના રામની સંગાથે વનવાસમાં જતાં ગંગા ઓળંગી ત્યારે સ્તુતિ કરતાં ગંગાને એણે કહી દીધું કે પાછા ફરતાં ગંગા ઓળંગીશ ત્યારે હજાર ગાયો દાનમાં આપીશ. એ પ્રદેશમાં દાન હજારની સંખ્યાથી થતાં આવ્યાં છે. દશ હજારનો આંકડો કાંઈ મોટો ના ગણાય. ગયા ઉનાળે ત્યાંના છાપામાં સમાચાર હતા કે બિહારનાં ત્રીસ હજાર ગામોમાં પીવાના પાણી માટે બંદોબસ્ત નથી. ત્યાંનાં ખેતરોમાં ગાડાવાટ નથી. વાડ નથી, ગામ પણ થોડાંક છાપરાંનું હોય છે. ગંગા પ્રદેશનાં આ ગામોમાં કંઈ વધતું હોય તો વસ્તી, અજ્ઞાન, ને ગરીબી છે. એવાં દશેક હજાર ગામની ઝોળી જયપ્રકાશ વિનોબાને ભરી આપવાના છે.

દુઃખની વાર્તા છે કે ઋષિ જેવા વિનોબા પાંચ આંકડાવાળા સરવાળાનાં મોહમાં પડ્યા છે. એમણે કહ્યું હોત કે દશ હજાર નહીં પરંતુ દશ જ ગામ એવાં આપો કે દેશને તેમ જ પરદેશને હું ધરી શકું, એ જોઈને રાચી શકું, તો ઘણાંને ગ્રામદાનમાં વિશ્વાસ ઉપજત. આ તો જગત આખાને પ્રેરણા આપી શકશે એમ મનાવનારો કાર્યક્રમ આંકડાની શોભામાં અને ભાવનાશાળી પણ તાલીમ વિનાના કાર્યકરોની જરી પુરાણી મૂંઝવણમાં અટવાય છે.

'તુફાનો' જોવાં હોય તેમને છ મહિના સુધી રાહ જોવી પડે એમ નથી કે છસો માઈલ છેટે જવું પડે એમ નથી. ઠેર ઠેર તુફાનો થતાં જ રહે છે. એને ઠારવા કોઈ શાંતિ-સૈનિક નીકળ્યા નથી, એમના સેનાપતિ જયપ્રકાશ પણ નીકળ્યા નથી. 'હિંસક' તોફાનો વિષે અહિંસક સેનાને શું કહેવાનું છે? સરકારનો દોષ જોવો અને વણમાગી સલાહ પીરસવી એ કામ સહેલું છે, જયપ્રકાશને ફાવી ગયું છે. પરંતુ એ સલાહ વાજબી હતી એવું પાછળથી જણાયું હોય એવો આ દેશનો અનુભવ નથી.

'પ૭માં 'સત આવન'ની ક્રાંતિની ઝાંખી જોનાર આ સંઘ '૬પમાં 'તુફાન'થી સંતોષ માનશે ને બીજાં આઠ વર્ષ પછી મૌન દ્વારા આંદોલનો ફેલાવશે. અને તે પણ ગાંધીજીના પ્રભાવથી કે ઋષિશૈલીના જાદુથી ઘણાંને એમનું આકર્ષણ રહેવાનું—કોંગ્રેસના માણસો તો એમને ઢાલ બનાવીને ફરતા રાખવાના ને મોરારજી જેવા એ રીતે મોભો મેળવવાના.

### 'દાન'નો વિચાર ફરી તપાસીએ

આ જમાનામાં દાનનો મહિમા પહેલાં જેવો કાયમ રહ્યો છે એવું ના મનાય. કંઈક પ્રકારનાં દાનમાં મૂઢતા જણાય છે, સાર્વજનિક નુકસાન દેખાય છે. ભૂદાન હવે ગ્રામદાનમાં વિસ્તાર પામી વિલીન થયેલું મનાય છે. એમ ગ્રામદાન પણ જ્ઞાનદાનમાં વિલીન થવાનું. સર્વોદય સંઘ સરકારની સહાય મેળવીને પણ



જે સાચવી નહી શકે તે સરકારના તત્રમા સોપી-બેસીને ધર્મ પાળ્યાનો સતોષ મેળવશે

એ પછી આ દેશમા દાન માટે કોઈ નવુ શિખર જડવાનુ નથી એ કેડી જ સરરતીના પ્રવાહમા દફ ગુપ્ત થઈ જશે એવો વધ સર્વોદયના સધને ગાઠે બાધવો હોય તો એમા ઝાઝો વિલ બ નહી લાગે કોઈ વ્યક્તિએ પરિવારહિતમાથી મુક્તિ અપાવીને સમૂહહિતના સાગરમા જવુ હોય તો હિદુઓએ એની વ્યવસ્થા વિચારી છે પગથિયા બાધ્યા છે, શરતો મૂકી છે આ પ્રશ્ન જીવનવ્યવસ્થાનો છે ગમે એવો રૂડો લાગે તો પણ છેલ્લે પાટને એકદમ બેસી જવાનુ નથી અને આદર્શો હાથ વેતમા છે એવી ભ્રમણામા રહી શકાતુ નથી આદર્શને વ્યવહારનુ સ્વરૂપ કેમ આપી શકાય એ ગાધીજીની કુનેહ હતી તાલાવેલી હતી આપણે હવે કબૂલ કરવુ જોઈએ કે વિનોબા એવી સૂઝ કેળવવા માગતા જ નથી એમને શરતો મૂકવી નથી, શિસ્તનો આગ્રહ કરવો નથી, આગળના પગલાનુ વિચારવુ નથી એમને તો પોતાને સૂઝેલા દાન' માટેની ઉતાવળ છે એ માટે તુફાન'ની કલ્પના એમને ઉત્તેજીત કરે છે જે પીની પ્રોફેસરી વાક્છટાથી મુગ્ધ બની એમને એથી વિશેષ કંઈ કહેવાનુ રહેતુ નથી ગ્રામદાનનુ મ્હોરુ પહેરી રાખી વ્યક્તિવાદને છૂટ આપનારા પણ એ જ જણાશે

## નૂતન સમાજ માટે શરતો જોઈએ

જાહેર છે કે ગામડાને દેશથી વિખૂટા નહી પાડી શકાય શહેરો સ્વાર્થી કે એકલપેટા થતા જ રહે તો પણ દેશને ગ્રામ-શહેર એવા વિભાગોમા નહીં વહેચી શકાય ગામડુ સ્વાવલબી બનીને રહે એ વિચાર દૂકો છે, અવ્યવહારુ છે ગામડાના હિતમાં પણ નથી અને હવે તો ઝપાટાબધ ગામડાંનુ શહેરીકરણ થઈ રહ્યુ છે આ સૈકાને છેડે કદાચ ગામડા જ નહી હોય

દેશદેશનુ અર્થતત્ર જગતના પ્રવાહોથી દોરવાય છે પાચ-પદર વર્ષ પછીની વ્યવસ્થા વિષે કશુ ચોક્કસ સમજવુ મુશ્કેલ છે વિજ્ઞાનની શોધખોળો સામે આડે હાથ દેવા તે શક્ય નથી અવનવુ જે આવતુ જ રહેશે એમા સાધનો બધુ ખરાં ને પદ્ધતિઓ પણ ખરા એમા બધુ સારુ જ નહી હોય તેમ બધુ જ દોષયુક્ત પણ નહી હોય એને મૂલવવાની તાકાત ઊભી કરવી એ આજનુ કામ છે જે મૂલ્યોને ઊંચા-સાચા માનવા જોઈએ તેને દૃઢતાથી વળગી રહેવા જેટલુ બળ ઉત્પન્ન કરવુ તે આજનુ કામ છે ને ગ્રામદાન કબૂલ કરાવવાથી એ કામ પાર પડશે એવુ જણાતુ નથી

જીવનમા સાત્વિક અનુકપા આવે સુખવાદ તરફ ઢળી ના પડાય પ્રમાદ ના રહે વૈજ્ઞાનિક વિચાર-પદ્ધતિ ઉપર પર્દદા ના પડે, સાહસ ટકે અને જોખમો ઉઠાવવાનુ મન રહે પરસ્પર સહકારથી કામ ઉકેલવાનુ સૂઝે અને સમાજમા ગમે તેવા દોષ પ્રચલિત થાય તો પણ સ્વધર્મનુ પાલન કરવાનો આગ્રહ રહે—આવા જીવનધર્મોની રક્ષા બાજુ ઉપર મૂકી ગ્રામદાનની અધૂરી કલ્પના પાછળ દેશને ખેચી જવા મથવુ તે વાજબી નથી કે નહી તો કસમયનુ છે જ એ પ્રયોગ જ્યારે પ્રજાનુ પેટ ભરેલુ હોય શાસન સ્થિર હોય પરદેશના આક્રમણોની ચિંતા ટળી હોય, જ્ઞાન ફેલાયુ હોય—ત્યારે પણ શિસ્તના નિયમોની વાડ નાખીને કરવો જોઈએ

## જાહેર જીવનની નાલેશી

દેશમા અદરના તોફાનો વધ્યા છે ને વધતા જશે કેમકે જેમ ચૂટણીઓ પાસે આવતી જાય છે તેમ દરેક પક્ષને પોતાની જાહેરાતોથી હસ્તી જણાવવી પડશે, વિરોધ કરીને શક્તિ બતાવવી પડશે, કષ્ટ વેઠીને ધ્યેયભક્તિ જણાવવી જોઈશે

કોઈ શહેરને બધ કરી આપે તેવી ગુરુચાવી બહાર પડી ગઈ છે ને સારી પેઠે વપરાય છે ટ્રામ-બસ બાળવાનુ સુગમ બન્યુ છે સભાગૃહોના સામાન્ય નિયમો તોડીને વિરોધપક્ષો જોર બતાવે છે અને વિનોબાને પગલે પજાબના ફતેસિંગ ઉપવાસ ઉપર

જવાની ધમકી આપે છે. સામ્યવાદીઓ પણ ઉપવાસનો ડંડો ઝીંકે છે.

આવું ચાલવાનું કારણ એમની હતાશા જ નથી, સજ્જન પુરુષોની ભીરુતા છે. દુનિયાભરમાં સંસ્કારી લોકો અનિષ્ટનો સામનો કરતાં ડરે છે, એને પારકી પંચાત માને છે, અને સરકાર પણ ઘણી બધી જવાબદારીઓ માથે લઈને લોકોને એમની ફરજનો ખ્યાલ રાખતાં ભુલાવે છે.

અનિષ્ટોથી બચીને—જાળવીને રહેવા જતાં એમનો ઉછેર વધે છે એટલું સમજાતું નથી પછી એનો સામનો કરવા જેટલું બળ ક્યાંથી આવે !

બીજું કૈં નહીં તો નાગરિકોએ ઠેર ઠેર સભા ભરીને જ્યાં જ્યાં તોફાનો થયાં તેનો વિરોધ કે અણગમો જાહેર કર્યો હોત. એમ નથી થતું તે આપણા જાહેર જીવનની નાલેશી છે, તોફાનો કરતાંયે આ સ્મશાનશાંતિથી વધારે અકળાવું જોઈએ. એની વિપરિત અસર એવી થાય છે કે તોફાનો વાજબી ઠરે છે, એનો આનંદ લેવાય છે.

કજીયાની કાયર થયેલી પ્રજાના આગેવાનો પણ લાંબી ગણતરીએ ચઢીને શાંતિ કે સમાધાનોની ઇચ્છાવાળા બને છે. એમને દેશનાં તોફાનો કોઠે પડે છે અને પરદેશનાં આક્રમણો સાંખી લેવાય છે. નાગ–લોકો, પાકિસ્તાનીઓ, ચીનાઓ જે વાત પામી ગયા છે તેનો ચેપ બીજાને કેમ જાણ્યું નહીં લાગે ?

### ગુજરાતમાં આગામી ચૂંટણીઓ

આવતી ચૂંટણીઓમાં બીજાં રાજ્યો( પ્રદેશો )નું જે થશે તે, પરંતુ ગુજરાતનું કોકડું વધારે ગૂંચવાશે એમાં શક નથી.

અમદાવાદમાં મ્યુનિસિપાલિટી ખોઈ નાખીને કોંગ્રેસે પોતાની કમજોરીનું ઢોલ ગુજરાતમાં પીટ્યું છે. ભાષાના પ્રશ્ન ઉપર જીદ કરવા માટે આવું બલિદાન આપવાની કશી જરૂર નહોતી. પરંતુ મોરારજી-ભાઈ–ઠાકોરભાઈ–મગનભાઈની ત્રિપુટી હિતશત્રુની ગરજ સારે છે. કોન્ગ્રેસની ચૂંટણીઓનો દોર આ ત્રિપુટીમાંથી કોઈની પાસે રહેશે તો બધું છિન્ન-ભિન્ન કરી નાખશે.

ગુજરાતની કોન્ગ્રેસમાં નવું લોહી ઉમેરાતું નથી, જે આવ્યા છે તે પણ જૂના મોભાનો આશરો રાખી રહ્યા છે. એમ જ ચાલ્યું તો ગુજરાતની કોન્ગ્રેસને તાળું દેવું પડશે, એવી પરિસ્થિતિમાંથી બચવાનો એક જ ઉપાય છે —ઓછા જાણીતા પણ જૂની ખટપટોથી પર રહેલા એવા નવા આગેવાનો દોર સંભાળી લે.

દુઃખની વાત છે કે ગુજરાતી જેવી શાણી પ્રજા-માંથી પણ દેશને નમૂનારૂપ બને એવો વિરોધ–પક્ષ ના મળ્યો. જે કોઈ આવ્યા તે તકવાદી જણાયા, ધ્યેયવાદી ના થઈ શક્યા. આજના ઉહાપોહના બદલામાં એમણે પક્ષની આવતી કાલ વિસારી દીધી, અયોગ્ય જોડાણો કર્યાં ને યોગ્ય આંદોલનો દ્વારા પોતાની કસોટી કે પ્રજાની કેળવણીનું કામ છોડી દીધું. એમનામાં દોરવણીની તાકાત જણાઈ નથી, પછી કોણ એમને સત્તા સોંપી શકે ?

### નવી યુનિવર્સિટીઓ કે કારખાનાં ?

સ્વરાજ પછી દેશમાં યુનિવર્સિટીઓ સ્થપાઈ. ચાગલા ભલે ના પાડે પરંતુ ચોથી યોજનામાંથી બીજી નવી યુનિવર્સિટીઓ સ્થપાશે. એનો ફાલ દેશનું હિત કરશે કે અહિત કરશે તે તપાસવું જોઈએ.

જ્યારે કોઈ નવી કૉલેજ ઊઘડે છે ત્યારે એમાંથી માત્ર નોકરીયાતો નહીં નીપજે એવી ખાતરી આપવામાં આવે છે. કોઈ ચારિત્ર્ય ખીલવવાની વાતો કરે છે તો કોઈ દેશને ઉપયોગી નીવડે એવા તાલીમ–બાજો પૂરા પાડવાનું વચન આપે છે. એ વચનો જ થોડા વખતમાં મિથ્યા ઠરે છે.

આપણાં વિદ્યાધામોમાં આવાં હડહડતાં જૂઠાણાં હાંકવામાં આવે એનું દુઃખ થવું જોઈએ. એ લોકો વિદ્યાર્થીને નીચોવવા જ બહાર પડ્યા છે. કાં તો વિદ્યાર્થીને દાખલ કરતી વેળા 'ગરજ'નાં ડોનેશનો માગીને પડાવે છે, કાં તો છાત્રાલયને રસોડે વિદ્યાર્થીને



અપથ્ય ને વિલાસી ભોજન પીરસી એમાંથી કમાણી કરે છે, અને ક્યાં તો વિદ્યાર્થીને સસ્તું વાહન આપવાને બદલે એમની પાસેથી મોંઘા દરનાં વાહનભાડાંમાંથી કમાણી ચાલે છે. ઊંચો ગ્રેડ લેવો હોય તો પણ પૈસા માગે છે, અને ગ્રેસના માર્ક ઉમેરતી વેળા પણ માગે છે. કૉલેજો અને યુનિઓનું ધ્યેય ઊતરી પડતું દેખાય. એમાં પક્ષાપક્ષીનું કે કોમ અથવા નાતનું વર્ચસ્વ વધતું જણાય. એમાં ષષ્ઠીપૂર્તિ કે પંચોતેરપૂર્તિ ઊજવવા શિક્ષકવર્ગ અને વિદ્યાર્થીઓ ઉપર દબાણ લાવવામાં આવતું હોય તે શોકજનક ગણાય આવી કેળવણી સંસ્થાઓ બેકારોની—ગુલામીનાં કારખાનાં કરતાંયે કનિષ્ઠ ગણવી જોઈએ. નીચોવવા માટે એમને બીજા કોઈ નહીં અને વિદ્યાર્થીઓ જ જડ્યા !

### ક્રિકેટને રૂખસદ આપીએ

ક્રિકેટની ટૂર માટે પરદેશનું હુંડિયામણ રોકવાની વાત આવી ત્યારે ઘણાને દુઃખ થયું. એ તો પરદેશની ટુકડી અહીં આવીને રમતાં રમતાં નાણાં ઉપાડીને જાય તે રોકવાની વાત હતી, પરંતુ અહીંથી રમતો માટે પરદેશ જઈને નાણાં ખર્ચે અને રકાસ કરે તેમનેય નાણાં અપાતાં બંધ થવાં જોઈએ.

રમતો સ્વાસ્થ્ય માટે હોય, પછી આનંદ માટે પરદેશો જોડે હરીફાઈઓ કરવા રમતોની જરૂર નથી, નાણાં ખર્ચવાની તો મુદ્દલ જરૂર નથી એથી પરદેશો જોડે લોકસંબંધ કેળવાય છે અથવા શુભ લાગણી વધે છે એ વાતો વાહિયાત છે રશિયનો અહીં ફૂટબોલ નહીં રમે તો પણ એમને વિષે જે છાપ છે તે બદલાવાની નથી પરદેશીઓ જોડે રમતોના મોંઘા તમાશા કરવાની હમણાં કશી જરૂર નથી—પછી એ રમતો વિજય અપાવનારી હોકીની હોય કે હાર અપાવનારી કુસ્તીની હોય

દેશમાંથી ક્રિકેટ ધીરે ધીરે વિલીન થાય એ જ યોગ્ય છે કે નહીં તોયે એના રમનારા બેકાર રસીયાઓની ધીંગામસ્તી ઉપર કાબૂ લાવવા માટે એ રમત જવી જોઈએ ક્રિકેટનો દમામ રહેશે ત્યાં લગી બીજી સાહસિક રમતો તરફ ધ્યાન જવાનું નથી

### શોભાનાં પુસ્તકાલયો

પુસ્તકાલયોમાં કેટલો વધારો થયો એ જાણવાનું મન થાય તેના કરતાં વાચનારાની સંખ્યા કેટલી વધી તે જાણવું વધારે જરૂરી છે હશે, પુસ્તકોની ને પુસ્તકાલયોની સંખ્યા વધી હશે પરંતુ એમાં અભ્યાસની ખાતર વાચનારાની સંખ્યા ભાગ્યે જ વધવા પામી હશે

એ તો પુસ્તકાલયોમાં વ્યવસ્થા વધી છે, વાચવાની સગવડો વધી છે પરંતુ સારાં પુસ્તકો હોંશથી વંચાય એવા ગ્રંથપાલો કેટલા ? વાચકની રુચિ પારખે, એની લાયકાત પિછાણે, એને ઉપયોગી નીવડે એવું પુસ્તક સામે ધરે, વંચાઈ રહે ત્યારે એમનો અભિપ્રાય મેળવે એવા ગ્રંથપાલો હોય તો પુસ્તકાલય કેવું સાર્થક થાય ! ને નહીં તો એ પણ પુસ્તકોનું 'મ્યુઝિયમ' જ બની રહેવાનું કેટલાય શ્રીમંત કુટુંબોમાં ચોપડીઓ વસાવીને ઘરનો મોભો વધારવાનો શોખ હોય છે એવા શોખના આપણાં પુસ્તકાલયો ભોગ બને તે ઠીક નથી, ખાસ કરીને કૉલેજો અને યુનિવર્સિટીઓમાં.



પ્રાણીમાત્રમાં મૂકેલી વસ્તુ—વાસના એ પાપ શી રીતે હોઈ શકે ? અને જીવનના દરેક વ્યવહારમાં સંયમની જરૂર તો છે જ પશુમાં અને મનુષ્યમાં એ જ મોટો ફરક છે, માણસ બુદ્ધિથી વિચાર કરી એની કિંમત આંકી શકે છે, પણ સંયમ અને સમૂળગા ત્યાગ વચ્ચે જમીન આસમાનનો ફેર છે, સમૂળગા ત્યાગથી અનેક વિકૃતિઓ પેદા થાય છે એ સૌ સમજુ માણસો જાણે છે, તો પછી બ્રહ્મચર્યને ' સાચો માર્ગ ' કહેવાનું છોડી દઈએ કારણ એ વાક્યનું ઉચ્ચારણ કરતા રહીશું ત્યાં સુધી જનતામાં એવી જ છાપ પડશે કે કુટુંબ આયોજન એ અનિષ્ટ વસ્તુ છે અને એને લઈ એ અતિ જરૂરી આચારનો આશ્રય લેતા અચકાશે

—સરોજિની મહેતા ('ઉત્સવ' માં)





સાને ગુરુજી

# વર્ણ

સાને ગુરુજીના બહુમૂલ્ય ચિંતનગ્રંથ 'ભારતીય સંસ્કૃતિ'નું આ પણ એક વિચારણીય પ્રકરણ છે. શ્રી **નટવરલાલ દવેએ** ગુજરાતીમાં અનુવાદ કરેલું આ પ્રકરણ મહત્ત્વનું બનેલું છે. આપણે આજે જ્ઞાતિ અને કોમને નાબૂદ કરવાની વાતો કરીએ છીએ પણ એને ઊંડેથી સમજવા કોશિશ થાય તો......

વર્ણાશ્રમ ધર્મ એ શબ્દસમુચ્ચય આપણે અનેક વેળા સાંભળીએ છીએ. વર્ણાશ્રમસ્વરાજ્યસંઘ વગેરે સંઘ પણ અસ્તિત્વમાં આવ્યા છે. પરંતુ વર્ણ એટલે શું, આશ્રમ એટલે શું, આ સંબંધી ગંભીર વિચાર બહુ કરેલો હોય એમ જણાતું નથી. વર્ણ એટલે શું તે સંબંધી થોડુંક વિવેચન અહીં કરીશું.

પોતપોતાના વર્ણ પ્રમાણે દરેકે વર્તવું એવું આપણને કહેવામાં આવે છે. પરંતુ વર્ણ પ્રમાણે વર્તન એટલે શું ? બ્રાહ્મણે બ્રાહ્મણ ધર્મ પ્રમાણે વર્તવું. ક્ષત્રિયે ક્ષત્રિય ધર્મ પ્રમાણે વર્તવું, વૈશ્યે વૈશ્ય ધર્માનુસાર અને શૂદ્રે શૂદ્રવૃત્તિ પ્રમાણે વર્તવું, એમ આનું સ્પષ્ટીકરણ કરી શકાય.

આ સહુ કહેવામાં એક વસ્તુ માની લીધેલી હોય છે કે માબાપના બધાય ગુણધર્મ બાળકમાં દેખા દે છે. પરંતુ પ્રત્યક્ષ સંસારમાં તો એવો અનુભવ થતો નથી. માબાપને જે કંઈ ગમતું કે ના ગમતું હોય તે તેમના બાળકમાં ઊતરેલું હોય એમ નથી, માબાપનાથી અત્યંત જુદી વૃત્તિનાં બાળકો આપણને દેખાય છે. હિરણ્યકશ્યપૂને પેટે પ્રહ્લાદ અવતરે છે.

પરંતુ માબાપના ગુણધર્મ ઊતરતા ના હોય, તો પણ બાળક નાનપણમાં જે ચારે બાજુ જુએ છે તેની જ છાપ તેના જીવનમાં દેખાયા સિવાય રહેનાર નથી, તે વાતાવરણનું તેના મન ઉપર પરિણામ થશે. કીર્તનકારનો છોકરો નાનપણથી ઘરમાં કવિતા, આખ્યાનો વગેરે સાંભળશે. ગાનારાનો છોકરો ગાયન, તંબૂરો, તબલાં, હાર્મોનિયમ વગેરેની સગતમાં મોટો થશે. વણકરનો છોકરો હાથશાળ, કાંજી, તાણોવાણો, એનાથી પરિચિત હશે. ખેડૂતના છોકરાને હળ, ઓરણી, વાવણી, નીંદવું, ખરપવું, કોસ ને તેની નાડી, એની હથોટી હશે. લશ્કરમાં ઘોડેસ્વારના ઉપરીનો છોકરો ઘોડા ઉપર બેસશે, ભાલો ચલાવશે, તલવાર ખેલશે. વાણીઆનો છોકરો ત્રાજવાં વડે જોખશે, માલનો ભાવ કહેશે, બરાબર પડીકું બાંધી આપશે, જમાખર્ચ રાખશે. ચિત્રકારનો છોકરો રંગોની સાથે રમશે. ચામડીઆનો છોકરો ચામડા સાથે રમશે. આ રીતે જે તે બાળકની ચારે બાજુ જે વાતાવરણ હશે, તે વાતાવરણનો તે બનશે.

મનુષ્ય ફક્ત પરિસ્થિતિનો બનેલો છે **શું** ? ચારેય બાજુના વાતાવરણનું પરિણામ થાય છે એ ખરું. પરંતુ બાળકમાં પોતાનું કંઈ હશે તો જ તેના ઉપર પરિણામ થશે. બીજ જ ના હોય તો કેટલુંય પાણી રેડીએ એટલે અંકુર ઉપર આવશે કે ? બાળકમાં બીજ હોવું જોઈએ. જન્મતાં જ અંદર કંઈક હોવું જોઈએ.

માબાપના ગુણ બાળકમાં આવે છે, વાતાવરણ વડે માબાપનો જ વર્ણ બાળકના જીવનમાં આવવો એ શક્ય અને સંભવનીય લાગે છે, એમ પ્રાચીન કાળમાં માનવામાં આવતું. પરંતુ તે સમયના પ્રયોગ પ્રમાણે અને સંશોધન પ્રમાણે એમ ઠરાવવામાં આવેલું એટલે આજ પણ તે જ માનવું જોઈએ એમ નથી. આજે શાસ્ત્ર વધ્યાં છે. વધુ શાસ્ત્રીય દૃષ્ટિથી વર્ણચિકિત્સા કરવાનું આજે શક્ય બન્યું છે.

જેણે તેણે પોતાના વર્ણ પ્રમાણે વર્તવું એ સિદ્ધાન્ત ત્રિકાલાબાધિત છે. આપણે ચાર વર્ણ કલ્પ્યા. પરંતુ એ બહુ વ્યાપક રીતે કલ્પ્યા. જ્ઞાનની ઉપાસના કરનારો બ્રાહ્મણવર્ણ. પરંતુ જ્ઞાન સેંકડો પ્રકારનું છે. અનંત વેદ છે. વધતા જતા કાળ પ્રમાણે જ્ઞાન પણ વધે છે. માનસશાસ્ત્ર, નીતિશાસ્ત્ર, અધ્યાત્મશાસ્ત્ર, પુનઃજન્મશાસ્ત્ર, જ્યોતિષશાસ્ત્ર, રસાયનશાસ્ત્ર, વાતાવરણશાસ્ત્ર, વિદ્યુચ્છાસ્ત્ર,



જાત અને હરણ ને પક્ષીઓ મારી લાવત અને તેનું માંસ સ્વાદભેર ખાત. અર્જુનની ફજેતી થઇ હોત વૃત્તિએ, વૈરાગ્યથી ખરી સંન્યાસભૂમિકા સિદ્ધ થયા વિના કેવળ લહેર આવી એટલે સંન્યાસી થવું તેમા દંભ આવ્યો હોત

જે વૃત્તિ હજી સુધી આપણા આત્માની બની નથી, તેનો એકદમ અંગીકાર કરવો એ ભયાવહ છે અંદર આસક્તિ ભરેલી હોય અને તે વ્યક્તિ સંન્યાસ લે તો તેમા પોતાનો તથા સમાજનો અધઃપાત છે. મનમા શિક્ષણ વિષે આસ્થા ન હોય તેને શાળામાં શિક્ષણ આપવુ એમા પોતાનુંય સમાધાન નથી અને રાષ્ટ્રની ભાવિ પેઢીનુ પણ અપરંપાર નુકસાન સમાયેલું છે આપણો વર્ણ સમાજમા નીચો સમજવામા આવે તો પણ વર્ણને અનુરૂપ સમાજની સેવા કર્યા કરવી એમાં જ વિકાસ સમાયેલો છે પાણી કરતા દૂધ વધારે કિંમતી છે પરંતુ માછલાં તો પાણીમાં જ ઉછરશે, દૂધમાં જીવનાર નથી.

'જેનું જીવન છે જલમાં, બચશે શું તે મીન દૂધમા !' જેણે તેણે પોતાના ધર્મ પ્રમાણે વર્તવું એટલે પોતાના વર્ણધર્મ પ્રમાણે વર્તવું. પોતાના ગુણધર્મ પ્રમાણે વર્તવું અને સમાજની સેવા કરવી.

સંસ્કૃતમાં ન્યાયશાસ્ત્રમા વપરાતા ધર્મ શબ્દની વ્યાખ્યા વિશિષ્ટ અર્થથી કરવામા આવે છે. જે સિવાય પદાર્થ હોઈ શકતો જ નથી, તે ધર્મ દાખલા તરીકે, બાળવું એ અગ્નિનો ધર્મ—ગરમી સિવાય અગ્નિ હોઈ શકે જ નહિ. શીતળતા સિવાય પાણી સંભવી શકે નહિ. પ્રકાશ્યા સિવાય સૂર્યનો અર્થ નથી આપણે સૂર્યને જો કહીએ કે 'તમે તપશો નહિ' તો એ કહેશે, 'મારે ન તપવુ એટલે કે મારે મરવું રહ્યું.' આપણે પવનને જો કહીએ કે 'તું વાતો નહિ', તો તે કહેશે : હું જો ના વાઉં તો શું કરું ? વાતા રહેવું એ જ મારું જીવન છે ' ધર્મ શબ્દનો આ અર્થ છે.

જેના સિવાય આપણે જીવી શકીએ નહિ, જેના માટે જીવવું અને મરવું એમ લાગે, તે આપણો વર્ણ-ધર્મ કહેવાય ખેડૂતને કહો, 'તું ખેતર વાવીશ નહિ, હળ ખેડીશ નહિ.' તેને કંટાળો આવશે શિક્ષકને --ખરા શિક્ષકને—બે મહિનાની રજાઓ કંટાળો આપનારી લાગે છે. શિક્ષણ આપવું એ જ તેનો પરમ આનંદ હોય છે વાણીઆને કહો, 'દુકાને ના બેસશો, ભાવ શું છે એની ચોકસાઈ ના કરશો' તો તેને જીવનમા આનંદ આવનાર નથી. આપણને ગમતું સેવાનું કર્મ એટલે પોતાનો પ્રાણ, તેને માટે જીવવું કે મરવું એમ થાય.

આવો જે પોતાનો વર્ણ, આવો પોતાનો સેવાધર્મ તેને માટે આપણો બધો ઉદ્યોગ હોવો જોઈએ. તે વર્ણનો, તે રંગનો આપણે રાત દહાડો પ્રયત્ન કરીને વિકાસ કરવો અને મરણ બાદ દેવની પાસે જઈને કહેવાનું: 'ભગવાન ! આ મૂડી તેં મને આપી હતી તેનો આ પ્રમાણે મેં વિકાસ કર્યો છે. તે મૂડીને વધારીને મેં સમાજને સુખી કર્યો. સમાજ-પુરુષની મેં સેવા કરી.' દેવ સંતોષ પામશે અને તમને છાતીએ લગાવશે



## આ અંકનું પૂંઠા-ચિત્ર

માનવજીવનના આત્મૈક્યનું પ્રબળ ભાવદર્શન કરાવતું યુગદૃષ્ટા શ્રી કૃષ્ણનું જીવનદર્શન આ અંકના પૂંઠા ઉપરના ચિત્રમા સુંદર આલેખાયેલું દેખાય છે. ભારતની પુરાણી ચિત્રકલાશૈલી અજંટા, મુગલ, રાજસ્થાન, પહાડી અને કાંગરા શૈલીના અભ્યાસના પરિપાકરૂપે કરેલી રંગ અને રેખાની અનુકૃતિઓ પૈકીની કાગરા શૈલીની આ પણ એક જીવંત રેખાઓવાળી અનુકૃતિ છે. આવી સફળ અનુકૃતિઓથી પ્રેરાઈને કળાકાર શ્રી ઉષાબહેન અતુલભાઈ પરીખ હવે સ્વતંત્ર ચિત્રસંયોજન માટે શ્રીમદ્ ભાગવત, મહાભારત અને સંસ્કૃત સાહિત્યમાંથી ચિત્રસર્જન કરી રહ્યાં છે.





ડૉ. શિવપ્રસાદ ત્રિવેદી

# બહિષ્કૃત કુષ્ઠરોગી માટે આશા

કુષ્ઠરોગ કેટલો બધો વ્યાપક અને અસ્પૃશ્ય છે એ તો એ રોગીઓને નજરે નિહાળ્યા હોય તે જ કલ્પી શકે. જાણીતા દાક્તર-લેખકે એ વિષે અહીં આપેલો સુંદર ચીતાર વાચકો આવકારશે......

માનવીને પીડના અનેક દારૂણ રોગોમાંનો એક કુષ્ઠરોગ છે. કુષ્ઠરોગ મારક તો નથી પણ એનાથી સરજાતી શરીરની ખાનાખરાબી દારૂણ છે. હાથ પગનાં ખરતાં આંગળાં, ચહેરા ઉપરનાં ઢીમણાં, બેસી જતું નાક અને સૂગ ચડે એવાં ઘા ને ઘારાંથી રોગી એટલો તો બિહામણો ને તિરસ્કૃત બને છે કે તે સમાજ ને કુટુમ્બથી બહિષ્કૃત બની એકાકી ભટકે છે. આપણે ત્યાં ઠીક છે કે તે આપણી વચ્ચે ભીખ માગતો હરતો ફરતો રહી શકે છે પણ પશ્ચિમના દેશોમાં તો તે વિચ્છિન્ન દશાને પ્રાપ્ત થાય છે. કેટલાક દશકાઓ અગાઉ તેને માથાથી પગ સુધી માત્ર આંખો ખુલ્લી રહે એવો બુરખો ઓઢી, શેરીઓમાં ચાલતાં ઘંટ વગાડવાનો હતો, જે અવાજ સાંભળી લોકો ભયભીત બની નાસભાગ કરી સંતાઈ જતાં. રાત્રિના અંધારાના ઓળા ઊતરતાં રોગીઓ શિયાળવાંનાં ટોળાંની જેમ કેમ્પમાંથી બહાર નીકળી ગામને સીમાડે આવેલી ટેકરી ઉપર લોકોએ મૂકેલો ખોરાક લઈને તરત જ પાછા ફરી કેમ્પમાં ભરાઈ જતા, ગામમાં પ્રવેશવાની હદ જો ઓળંગાય તો તાત્કાલિક તેમનો વધ થતો. રોગનો ચેપ લાગવાની આટલી બધી ભડક હતી.

યુરોપીય નગરોમાં કુષ્ઠરોગીને આવું વિચ્છિન્ન જીવન જીવવાનું હતું. કાયદાની દૃષ્ટિએ તે મરેલો ગણાતો અને કુષ્ઠાશ્રમમાં ગયા બાદ તેની અવસાન બાદની પ્રાર્થનાઓ થતી, પત્ની બીજું ઘર માંડતી અને મિલ્કત વારસદારોમાં વહેંચાઈ જતી.

વખત વીતતાં ઉપરની સ્થિતિ જો કે બદલાઈ પણ એમાં કંઈ ધરખમ ફેરફારો થયા નથી. અડધી જેલ જેવાં કુષ્ઠાશ્રમો ઊભાં થયાં, તેને ફરતી કાંટાળા તારની વાડોથી રોગી દુનિયાથી અળગો પડતો. કોઈ રોગી તારની વાડમાંથી ભાગી છૂટતો તો તેને ભાગેડુ જાહેર કરવામાં આવતો, પોલીસ પકડી પાડી હાથે કડીઓ પહેરાવી કુષ્ઠવસાહતની 'જેલ' ભેગો કરવામાં આવતો હતો.

કુષ્ઠરોગ જૂના જમાનાનો રોગ છે. એશિયા આફ્રિકા ને દક્ષિણ અમેરિકામાં એના ધામા છે. યુરોપના છૂટા છવાયા દેશોમાં તેના રોગીઓ છે. અત્યાર સુધી તેની કોઈ ચોક્કસ દવા ન હતી. ચાલમુગ્રા તેલ મુખ્ય ઔષધ હતું, કૃત્રિમ તાવ, એન્થરેક્સ વેક્સીન, સર્પઝેર, ક્રીસ્ટલ વાયોલેટ ને બ્રિલિયન્ટ ગ્રીન વગેરે ઉપચારમાં વપરાતાં પણ કોઈ અસરકારક ઔષધ ન હતું. રખેને ચેપ લાગી જાય એ બીકથી રોગીની સમીપ જતાં બીક રહેતી. તેની સુશ્રૂષામાં ભય આશંકા ને વિરક્તિ સેવાતાં હતાં.

આશરે એક સૈકા અગાઉ રોગ થવાનું કોઈ કારણ જાણમાં ન હતું. પાપની શિક્ષારૂપે રોગ થતો હોવાનું મનાતું હતું. ઈ. સ. ૧૮૭૪માં નોર્વેના દાક્તર હેન્સને રોગનાં જીવાણુઓ શોધ્યાં આથી તે હેન્સન્સ ડિસીઝ પણ કહેવાય છે. આ જીવાણુઓ ક્ષયરોગના જીવાણુઓને ઘણાં મળતાં આવે છે. તે શરીરમાં શી રીતે પ્રવેશે છે તે હજુ સુધી અજાણ રહ્યું છે. માણસના શરીરમાં તે ઉછેરી શકાતાં નથી આથી તેની રોગનિવારક રસી બની શકી નથી.

લાંબા સમયના ગાઢા સંબંધથી રોગ લાગુ પડતો હોવાનું મનાય છે. આ રોગ લાગુ પડવા માટે કોઈ વારસાગત ગ્રહણશક્તિ હોવાનો પણ એક મત છે. નેવુ ટકા લોકો તો આ રોગ માટે રોગક્ષમતા ધરાવે છે, માત્ર એક ટકા લોકોને આ રોગ થવાની ઘણી સંભાવના છે અને બીજાઓ તો રોગી સામે લાંબા ગાળાના સંબંધથી રોગી બને છે. બધા ચેપી રોગોમાં કુષ્ઠરોગ ઓછામાં ઓછો ચેપી હોવાનું કહેવાય છે.



રોગથી ચામડી ને શરીરની સપાટી ઉપરના જ્ઞાનતંતુઓને માઠી અસરથી હાથપગ જુદા પડે છે રોગીને ગરમી ઠંડી કે વાગવાની કોઇ પીડા વરતાતી નથી આ કારણે તેને જાણ વગર દાઝવાની કે વાગવાની ઈજાઓ થાય છે આમાથી પડતા ચાંદાંથી આંગળાના હાડકાનું શોષણ થાય છે આને આપણે આગળા ખરી પડવાનું કહીએ છીએ રોગી હાથ પગના આગળા વિનાનો બને છે, પગના આગળા જવાથી તેની ચાલ ડગુમગુ બને છે

ઉપર જણાવ્યો તે કુષ્ઠરોગનો ન્યુરોલોજીકલ પ્રકાર છે હિંદના રોગીઓમાં આનું પંચાસી ટકા પ્રમાણ છે દવાથી ત્રણથી છ મહિનામાં રોગી જીવાણુમુક્ત બને છે, પછી તેમનાથી કોઈને ચેપ લાગતો નથી રોગનો બીજો પ્રકાર લેપ્રોમેટસ છે, જે દવાઓ થયા બાદ પણ દસ પંદર વર્ષ સુધી ચેપાળ રહે છે આ પ્રકારના પંદર ટકા રોગીઓ હોવાનું અનુમાન છે કુષ્ઠરોગથી ઢીમણાં થવાથી બનતો સિંહાકૃતિ ચહેરો, હાથ પગના આગળા ખરવાની વિકૃતિ, નાક બેસવું, સૂગ ચડે એવા ચાંદા પડવાં વગેરે ખાનાખરાબી થાય છે. દવાઓ શોધાયા અગાઉ રોગથી રોગી પડતો ન હતો, રોગ અમુક હદે વધીને સ્થિર થતો હતો આજની શોધાયેલી દવાઓથી હવે રોગ આટલી હદે વધતો નથી

નવી શોધાયેલી દવાનું નામ ડાય એમાઇનો ડાય ફિનાઈલ સલ્ફોન છે ટૂંકામા તે ડી ડી એસ કે સલ્ફોન કહેવાય છે આ દવા સલ્ફા ઔષધિઓમાં મૂળ શોધાયેલી સલ્ફોનિમાઈડમાથી શોધાઈ છે આ ઔષધ સૌ પ્રથમ વપરાયું અમેરિકાના કારવિલે કુષ્ઠાશ્રમના રોગીઓ ઉપર તેની સફળતાના આધારે કુષ્ઠરોગના ઉપચારમા મોટી ક્રાન્તિ સરજાઈ છે

૧૯૪૦માં કારવિલે કુષ્ઠાશ્રમના ડૉ ફાગેટે મેયો ક્લીનીકની પ્રયોગશાળામા ક્ષયરોગી પ્રાણીઓ ઉપર પ્રોમીન નામનું ઔષધ સફળ નીવડ્યાનું સાંભળ્યું ક્ષય અને કુષ્ઠના રોગજીવાણુઓ સરખા હોવાથી કુષ્ઠરોગ માટે આ સફળ કેમ ના નીવડે ? વોશિંગ્ટન યુનિવર્સિટીના ડૉ કાઉડ્રીએ કુષ્ઠરોગી ઊંદરોમાં તે અસરકારક નીવડ્યું હોવાનું જણાવ્યું ડૉ ફાગેટે આ ઔષધનો માનવરોગીઓ ઉપર અખતરો કરવા વિચાર્યું અખતરામા ખતરો હતો છ સ્વયંસેવક રોગીઓ તૈયાર થયા ૧૯૪૧ મા તેમને પ્રોમીનના ઇન્જેક્શન આપ્યા વૈદકીય ઇતિહાસમાં આ ઐતિહાસિક બનાવ હતો ઇન્જેક્શન ઉગ્ર વેદનાભર્યાં નીવડ્યા પછી તો બીજા સ્વયંસેવક રોગીઓને આ ઔષધિના નસમા ઇન્જેક્શન આપ્યા

કેટલાકને રક્તક્ષય થયો, તો બીજાને પેશાબમાં લોહી પડ્યું ને ચામડીના બગાડા થયા ડૉ ફાગેટે ઓછીવત્તી માત્રામાં ઔષધિના અખતરા કર્યા વિકૃતિ જાણવા રોગીઓના લોહી ને પેશાબની તપાસ થવા માંડી આ પછી તો વર્ષો વીતતા નવા શોધાયેલા સલ્ફોન ઔષધોના અખતરા થયા આમાનું એક એબોટ લેબોરેટરીએ બનાવેલું મોંવાટે લેવાતું ડાયેસોન હતું

છ વર્ષના ગાળામા કારવિલેના ઘણા રોગીઓ સલ્ફોન ઔષધો લેતા હતા પરિણામ અદ્ભુત અપૂર્વ ને આશ્ચર્યજનક હતા તાજા નિદાન થયેલા રોગીઓને છ મહિનામા સંપૂર્ણ આરામ થતો તો જૂના રોગીઓને ધીમો સુધારો હતો પણ ઘણા ખરાને ત્રણ વર્ષના ગાળામા રોગ આગળ વધતો અટકી ગયો

આશ્ચર્યજનક પરિણામ હોવા છતાંય કારવિલે કુષ્ઠાશ્રમ સિવાય બીજે કોઈ આ ઔષધ ન સ્વીકારાયું અરે, ૧૯૪૬મા ભરાયેલી કુષ્ઠરોગની પાન અમેરિકન કોન્ફરન્સમા ડૉ ફાગેટે સારવારના પરિણામોના છબિઓની રજૂઆત કરવા છતાંય જૂના જમાનાથી વપરાતા ચાલમુગ્રા તેલને પ્રમાણભૂત ઔષધની માન્યતા અપાઈ

આમ ડૉ ફાગેટનું કામ અણપ્રીછ્યું રહ્યું તેમના







રોગ અંગે સરજાતા અંગોના વિનાશમાં કુષ્ઠરોગની દારૂણતા રહેલી છે. રોગ જો કે મારક તો નથી પણ હાથ–પગનાં આંગળાં જવાં, ચહેરો સિંહાકૃતિ બનવો, અંધાપો ને સૂગ ચડે એવાં નીગળતાં ઘારાં વગેરેથી રોગી હડધૂત ને બહિષ્કૃત બની રોગની દારૂણતા પ્રદર્શિત કરતો લાંબા સમય પર્યંત એકાકી ભટકે છે. હમણાં શોધાયેલી સલ્ફોન ઔષધથી રોગીને હવે અંગોનો વિનાશ અને ઘારામાંથી મુક્તિ મળી છે અને સમાજમાં માનભેર જીવવાની આશા બંધાઈ છે.

અખતરાઓથી રોગીઓમાં આશાનો સંચાર થયો એ ૧૯૪૭માં અવસાન પામેલા ડૉ. ફાગેટના સ્મૃતિરૂપે નીવડયું. જો કે તેમના પછી આવેલા દાક્તરે સલ્ફોન ઉપચારને પ્રાધાન્ય આપ્યું અને એ વર્ષ બાદ પાંચમી આંતરરાષ્ટ્રીય કુષ્ઠરોગની કોન્ફરન્સે પણ સલ્ફોન ઔષધને પ્રમાણભૂત ગણાવ્યું. કારવિલે કુષ્ઠાશ્રમમાંથી એક અંધ રોગી દ્વારા સંપાદિત થતા સ્ટાર દ્વિમાસિક દ્વારા આ ઔષધની માહિતી જગતના ખૂણે ખૂણે પ્રસરી.

કુષ્ઠરોગ માટે સલ્ફોન ઔષધિએ સરજેલી ક્રાન્તિ સાથોસાથ પશ્ચિમના રોગીઓ માટે પણ સામાજિક ક્રાન્તિ સધાઈ છે. પશ્ચિમના દેશોમાં હડધૂત પતીત અને જીવતા છતાં મરેલા જેવી જિંદગી જીવતા રોગીને બીજાઓ પાસેથી માનવીય વર્તનના હક્ક પ્રાપ્ત થયા છે, કુષ્ઠાશ્રમની કાંટાળી વાડ દૂર હઠી છે, રોગીઓનાં એકાંતવાસ ને બેડીઓ દૂર હઠયાં છે, કુષ્ઠાશ્રમમાં મુલાકાતીઓ આવતાં થયા છે. અલગ રહેવું પડે એવા ચેપી રોગોની યાદીમાંથી કુષ્ઠ રોગનું નામ અળગું થયું છે. રોગીઓને ઘેર જવાની એક મહિનાની રજા પણ મળી શકે છે.

સલ્ફોન ઔષધથી રોગ તો મટે છે પણ રોગે સરજેલા શરીરનાં અંગોના વિનાશનું શું ? આ માટે પ્લાસ્ટીક સર્જરીનો વિકાસ થયો છે. મુંબઈની જે. જે. હોસ્પિટલમાં આ શસ્ત્રક્રિયાથી હાથ ને પગની ક્રિયા પૂર્વવત થઈ શકે છે, બેસી ગયેલા નાકની અગાઉની જેમ પુનર્રચના થાય છે, નાશ પામેલાં ભવાં માટે માથા ઉપરની વાળવાળી ચામડી આંખ ઉપર ગોઠવાય છે, રોગના પરિણામે રોગી આંખનાં પોપચાં બંધ ન કરી શકવાથી આવી પડતો અંધાપો નિવારવા માંસપેશી ગોઠવી પોપચાં ઉઘાડવાસ થઈ શકે એવી શસ્ત્રક્રિયા થાય છે.

આમ રોગે સરજેલી શરીરની ખાનાખરાબીથી બહિષ્કૃત બનેલા કુષ્ઠરોગી માટે માનભેર જીવન જીવવાની આશા બંધાઈ છે.





નાનુભાઈ દવે

# રોજનાં ચિત્રો

આપણે રોજેરોજ કેટલું બધું આચરીએ છીએ નિહાળીએ છીએ આપીએ છીએ લઈએ છીએ એ—આ બધુ તટસ્થ રીતે વિચારીએ તો એમાથી નવી પેઢી કેટલુ બધુ શીખે ? પણ આ વૃત્તિ આપણામા આવતી જ નથી અહી આપેલા ચિત્રો આવી થોડી વાતો કહી જાય છે . .

'જો આ આઠ લીધા,' પાઘડી ને લોંગકોટ પહેરેલા એક જણે રસ્તા ઉપર દાતણ વેચનારી વાઘરણ આગળથી ઊભા થતા કહ્યુ

'લાવો જોઈએ શેઠ,' કહી વેચનારીએ દાતણ ગણી જોયા, એમા બે વધારાના હતા તે પાછા મૂકી બરાબર આઠ 'શેઠ'ને પાછા સોપ્યા, ત્યારે શેઠ હજુ ખિસ્સામાથી પૈસા કાઢી રહ્યા ન હતા

અહ હ હ ' કહેતાં કહેતાં શેઠે પાછાં આઠ દાતણ ઢગનામા ભેગા કરી દીધા અને પહેલાની પાચ મિનિટની શોધખોળ એળે જવા દીધી એમણે નવેસરથી દાતણની ચૂટણી કરવા માડી વાઘરણ સાવ તટસ્થ હતી ફરીથી શેઠ ઝૂડી એમ્ડી કરીને ઊભા થયા આ વખતેય એક દાતણ તો વવારે હતુ બીજા બધા ઘરાકોએ આ વાત બરાબર જોઈ, પણ કોઈ ના બોલ્યુ પેલી વાઘરણ પણ વાત ગળી ગઈ અને લહેકાથી દાતણ વેચવા લાગી પૈસા લઈ લીવા ને શેઠ બધાના સામુ જોઈ ખોખારો ખાતા નીકળ્યા ને 'ફાવ્યા નો સતોષ જાહેર કરતા ગયા

આપણે રોજ કકળીએ છીએ 'આ ગાડીવાળા, ઠરાવેનુ ભાડુ આપો તોય પજવ્યા વિના ના રહે' 'આ મજૂરો, ભાઈસા'બ તોબા એમનાથી છેવટે કનડીને પડાવે જ જપે' 'આ દૂધવાળા, શેર લઈએ કે અઢીશેર, ઉપર આટલીયે ધાર કરવાના જ નહિ 'આ મોચી, બે વરસથી ઓળખે છે, પણ રોકડા પૈસા, નહિ તો કહેશે કે કાને લઈ જજો, માલ બાધીને અલગ મૂકી રાખીશ' 'આ ગોર, બધુ જ ઠરાવેલુ આપીએ તો યે ગરીબડુ મોઢુ કરી ' 'આ કાછિયો, બસ જાણે ઘી જોખવા બેઠો, જરાકે નમતુ જોખવાની વાત નહિ '

આપણને કેમ સૂઝતુ નહિ હોય કે જે ઠરાવીએ તે આપીએ એમાં કોઈના ઉપર ઉપકાર કરતા નથી જે માલ તાળી આપે તે પૂરો આપે, છતાં વવારાની માગણી કરતા આપણે અચકાતા નથી જે રોકડ પૈસા માગે છે તે કોઈનુ અપમાન કરતો નથી પણ પાછળના અનેક વાયદા અને ટાપાઓ સાથે શરૂથી પતાવી લે છ અને જે કોઈ આપણુ કામ કરી મહેનતાણુ માગે છે તે કોઈ ઈનામની પણ આશા રાખે તો એમા તમારાથી જુદુ કરતોનથી

આપણી કુશળતાનાં માપ હવે બદલી નાખવા જોઈએ ઓછુ આપી કે વધારે ખેચી લઈ સારા સમાજની રચનાનામા મદદ ના થઈ શકે જે ચીજ-મહેનત લઈએ તેના પૂરા દામ ચૂકવીએ તો જ પરસ્પર ભાવ રહે નહિ તો થાય કડવાશ આમાયે સતોષની બક્ષિસ ભલે સાવ નાની સરખી હોય, કેટલુ બધુ કામ કરે ?

મફત મળેલુ ના લેવાય, એની આશાયે ના રખાય, દોસ્તીના દાવે મળ્યુ હોય તેય અધિકુ પાછુ વાળવુ જોઈએ અને એમા ઢીલ ના કરવી જોઈએ એવુ ઘણુ આપણે માટે નવુ નથી શુ ?

*

'આજે શુ કર્યુ છે ?'

'કેમ વળી ? જે રોજ જમીએ છીએ તે કોઈ મહેમાન આવવાના છે ?'

'ત્યારે તો મિષ્ટાન્ન શુ છે એમ પૂછવાનુ હોય રોજના ફેરફાર માટે એની જરૂર ખરી ?'

'તમે પહેલેથી કહ્યુ હોત કે આ બનાવજો કે તે કરજો તો તેમ કરતે '

'કહ્યા પછી તો હોટેલમાયે આવે ઘરમાં બને તો સ્વાભાવિક લાગે '

'રોજ રોજ શુ બનાવાય ! અને એમા વખત





પણ કેટલો જાય? આજે તો ચારગણા ભાવ આપતાંયે ચીજ વસ્તુ ક્યાં મળે છે? અને મળે તેય કેવી?'

'તે પહેલાંયે આપણે આમ જ ચલાવતાં ને!'

'આજે તમારે વાંક જ ખોળવા છે.'

અને આમ ચર્ચા અહીંથી અધૂરી રહી. જમતી વખતે વાતાવરણ ભારે લાગ્યું. બીજી વાત નીકળી પણ લાંબી ચાલી નહિ. બે ચાર દિવસે ફરી ચર્ચા ઊપડી પણ કાંઈ પરિણામ નીકળ્યું નહિ.

આમ મનમાં વસવસો રહી જાય છે. શો ફેરફાર થવો જોઈએ અને કોણે તે બતાવવો જોઈએ તે તરફ લક્ષ નથી જતું, માત્ર મનમાં જે હતું તે ના બન્યું તેનો નિરાશાભાવ મનને ઘેરી વળે છે. બીજી બાજુએ ક્યાં ક્યાં ઊણપ છે તે જ નથી સમજાતું.

કપડાંની પસંદગી વિષે પણ આવું બને છે. લોકો છો ને સ્વતંત્રતાની વાતો કરતા, પરન્તુ નિર્વિવાદ છે કે સ્ત્રીએ પહેલું એના પતિનું મન રંજન કરવાનું, નહિ તો પેલાનું મન ક્યાંક બીજે ભમવા લાગે. અને પસંદગી માટે સ્ત્રીઓને કેટલી સમજ કે લાયકાત હોય છે તે તો તેઓ પોતે સમજે છે પણ કબૂલ કરે ત્યારે ખરું. દેખાદેખી સિવાય કશું વધારે હોતું નથી.

પણ વધારે ના હોય તે કેમ ચાલે? જમવાનું, પહેરવાનું, ફરવાનું, મળવાનું એવાં ઘણા કામોમાં સ્ત્રી વિવિધતા ના દાખવે તો એ એની ઉપણ જ રહી. પુરુષ ભલે ઉદાર બને અને દરગુજર કરે, પરન્તુ સ્થિતિ જ્યાંની ત્યાં કેમ રાખી મુકાય? એણે કાં તો પોતે વખતોવખત ઠંડા ચિત્તે મદદે જવું જોઈએ અગર તો એવો સાથ મેળવી આપવો જોઈએ, અને એમ કરતાં ખરચ કરવો પડે તો એ સ્ત્રીનું આ પ્રકારનું શિક્ષણ મોંઘું ના લેખાવું જોઈએ.

સારું તો એ છે કે આજની માતાઓએ સમજીને પુત્રીને આવા અખતરા કરવાની છૂટ શું, ઉત્તેજન આપવું જોઈએ. વખત આવ્યે, એની જિજ્ઞાસા એટલી જાગ્રત થયેલી હોય કે પડોશમાંથી, પરગામના પ્રવાસમાંથી, કોઈની સૂચનામાંથી, પુસ્તકોમાંથી એ કંઈ ને કંઈ અવનવું ખોળી પોતાને ત્યાં અજમાવવું કે ચાલુ કરી દે.

*

'ભાઈ જરા પગ ઉઠાવો ને,' ત્રીજા વર્ગમાં મુસાફરી કરતાં એક સ્ત્રી એક પુરુષને કહે છે.

'કાંઈ જાણીને તો નહિ મૂકતા હઈએ, આટલી ગીરદીમાં કરીએ પણ શું?' કહી પેલા ભાઈ જરા ખસેડી પાછા પૂર્વવત્ લંબાવે છે.

બીડીનો ધુમાડો, એલફેલથી ભરપૂર ઘોંઘાટ, ભારે ગીરદીમાં રાતે બે વાગે ચઢાવાતા ચાના કોપ, પુષ્કળ સરસામાન, ઉઘાડી દાદાગીરી—એમ થાય છે કે મરતા હોય એને મરવા દો અને ઉધલતા હોય એમને ઉધલવા દો—આવી અસહ્ય સ્થિતિમાં મુસાફરી થઈ જ કેમ શકે!

કેમ જાણે લોકોને ઘણી જ ઉતાવળ આવી છે, કેમ જાણે લોકો શિષ્ટાચાર ભૂલી ગયા છે. મોટેરાઓ તરફની અદબ જતી રહી છે. સ્ત્રીઓ તરફની સુજનતા ખલાસ થઈ ગઈ છે. વાતવાતમાં ગુસ્સોગરમ થઈને મગજ ઉપર ચઢી જાય છે. વાણી તો ખૂબ જ ડહોળાઈ ગઈ છે.

શિક્ષણના નામ નીચે આપણા વિદ્યાર્થીઓ જેટલા પરવશ ને લાચાર બન્યા છે તેટલા જ વિવેકહીન અને જડ પણ બન્યા છે. કમજોર હોવાને કારણે ગુસ્સો બહુ છે અને સંયમના અભાવે શોખ—હલકા ને ચેપી—વધી ગયા છે.

ક્રિકેટની મૅચમાં ટોળું જમા થાય છે, ત્યાં સ્ત્રી નજરે પડી એટલે મૅચ રહી ઠેકાણે અને શરૂ થાય છે બીભત્સ દ્વિઅર્થી મશ્કરીઓ, ટ્રેઈનમાં તો એનો પાર નથી. દેવદર્શને જાવ તો દરવાજેથી બહાર નીકળવાની જ વાર. રાષ્ટ્રીય નેતાની સભામાં ગયા તો ઘેર આવ્યા ત્યારે ખરા—બાકી ઘો હડસેલાં, મંડો રગડવા. ગરીઓને પહેલું જ્ઞાન કેમ નથી આપતા? પહેલી શક્તિ કે સંયમ કેમ નથી આપતા? પહેલી લક્ષ્મી કેમ પહોંચાડીએ છીએ? પહેલા હકો કેમ આપી



દઈએ છીએ, જવાબદારીઓ કેમ નથી શીખવતા ? આ તો હાથે કરીને આપણે ડાળીઓ કાપી હેઠે પડવાની બાજી અજમાવી રહ્યા છીએ.

*

હવે તમે રસોઇઓ રાખો, આમ ક્યા સુધી રસોડામાં ભરાઇ રહેવું છે ' એક હિતેચ્છુએ શ્રીમતીને સલાહ આપી એમને ખબર મળ્યા કરતી હતી કે અમારી સ્થિતિ સારી રીતે સુધરતી જાય છે.

' એવુ ખરચ વધારવાની શી જરૂર ? ' શ્રીમતીએ જાણીતો ઇલાજ લીધો

' ખરચ ? તમેય શુ વાત કરતા હશો ? આપનારો બેઠો છે, પછી શુ ? અને એ ના પાડતા હોય તો મને કહો, હુ સમજાવી દઉં ' કેમ જાણે ઘરના માણસ કરતાયે એમનુ ચલણ વધારે હોય એવા વિશ્વાસથી એમણે કહ્યુ

' એમણે તો વીસ વખત કહ્યુ હશે, પણ હુ જ ના પાડુ છુ ' એમના ઉત્સાહને ઠડો પાડતો જવાબ મળ્યો અને તે પછી ચર્ચા શરૂ થઈ

એમણે કહ્યુ, ' પહેલા હુ જાતે જ બધુ કામ કરતી—વાસણ કપડા, દીવાબત્તી, ઝાડુ પથારી વગેરે તમામ ઘરકામ થતુ જેમ વખત બદલાતો ગયો તેમ કામ ઓછુ કરવા માડયુ અને જે નવરાશ મળી તેનો બીજો ઉપયોગ કર્યો. '

આ જગ્યાએ વળી એ અટકી ગયા, લાગ્યુ કે નવરાશનો ઉપયોગ કેવી રીતે કર્યો તેની યાદી મનમા તૈયાર કરી રહ્યા છે પરન્તુ, થોડી વાર પછી એ પ્રયત્ન છોડી દીધો અને વાત આગળ ચલાવી

' પણ મે જોયુ કે કામ કરતી વખતે મહેનત તો પડે છે પણ કેટલુંક કામ આપણુ કરેલુ હોય તે પસંદ આવે છે જેટલી કાળજી અને મમતા આપણે લઈએ, તે રોજી ખાતર એટલુ બીજુ કોણ લે ? જે કામ છોડી દીધા છે એ પણ કોઈવાર જાતે કરું છુ ત્યારે મને તો સતોષ લાગે જ છે પરન્તુ ઘરમાં બધાને હસતું જણાય છે મારે હાથે સાફ કરેલી, ગોઠવેલી, બનાવેલી ચીજો, મને લાગે છે પોતાનુ સઘળું રૂપ પ્રગટ કરી દે છે, પોતાનું હૃદય કાઢી આપે છે, જાણે અમને ખરેખરા સુખી કરવા ઇચ્છે છે બીજાની સેવા દ્વારા એવુ નથી લાગતું

' તે પછી મે મનમા નક્કી જ કરી લીધુ કે ભોજન એક એવું કામ છે જે મારે જાતે બનાવવુ મારાથી નહિ બને એવુ હશે તો ઘરના જ કોઈ માણસને શોધીશ પણ ભાડૂતી માણસો પાસે એ કામ નહિ જવા દઉ. મારે હાથે જે બનાવું તે કોણે કેવી રુચિથી લીધું તેનીય જાણ રાખુ, કોને શું ઓછું-વત્તુ જોઇએ તે ધ્યાનમા લઉ, એમા વિવિધતા લાવુ, તબિયતને અનુકૂળ આવે એવા ફેરફાર કરું, બધાની પ્રસન્નતામા એમ કૃતાર્થ થાઉ, પછી કહો શા રીતે રસોઇઓ રાખવાની હા પાડુ ? '

આપણા આરોગ્ય, આપણી રુચિ, આપણી પ્રસન્નતા પાછળ કુટુબમા કેવી કુણી લાગણીઓ હોય છે! અનાજ તો શુ, પણ પાટનો, પથારી, બારણુ, કડી, ભીતો એ સઘળા આપણી લાગણીઓનો સુદર જવાબ વાળે છે એ જાણી કોણ મુગ્ધ ના બને!

★

## સાભાર પ્રાપ્તિ–સ્વીકાર

**લિરિક અને લગરીક**: ચદ્રવદન ચી મહેતા પાનાં ૩૫૦. રૂ ૬/૫૦ **મીરા** ચદ્રકાન્ત બક્ષી પાના ૧૬૦ રૂ ૬/—**તૂટેલા ફરિશ્તા** આબિદ સુરતી પાના ૪૪૫ રૂ ૯/—ત્રણેના પ્રકા સ્વાતિ પ્રકાશન, મુંબઈ ૩ **સ્વાતંત્ર્યનો પ્રયોગ**: હરભાઇ ત્રિવેદી. પાના ૧૨૬. રૂ ૧/૫૦ —ઘરશાળા પ્રકાશન મંદિર, ભાવનગર





ડાહ્યાભાઈ પટેલ

# આહુતિ

સ્વાતંત્ર્ય માટે મરી ફીટવાની ધગશ જોવાની, એ યુગમાં જીવવાની જેને જેને મઝા માણી છે તેને તો આ નાટિકા ગમશે જ. પણ આજે અઢાર વર્ષ પછી નવી પેઢીને પણ એનો થોડોક આસ્વાદ મળે એ હેતુથી વાંચતી વખતે આ નાટિકા આપણી આંખ સામે ભજવાતી હોય તેટલી સરળ રીતે લખાઇ છે. આ આફ્રિકાવાસી બૅરિસ્ટર-લેખક હવે ગુજરાતને સુપરિચિત છે જ...

પાત્રો

જયંત : દેશભક્ત કૉલેજિયન યુવાન,

રમા : મીલમાં કારકુનની રાતપાલી નોકરી કરતા મહેશની પત્ની,

મહેશ : રમાનો પતિ

બે પોલીસ.

સ્થળ : અમદાવાદમાં આવેલી એક ઓરડી.

સમય : ૧૯૪૨ની સાલ, ૧૫મી ઑગસ્ટના રાતના બે વાગ્યાનો.

વસ્તુઓ : ઓરડીને એક બારણું છે. તેની સામી બાજુ બારી છે. બારીની નીચે ભીંતને અડીને પાથરેલો ખાટલો છે. ભીંત ઉપર ગાંધીજી, જવાહર અને સરદારની છબીઓ ટીંગાવેલી છે. એક ખૂણામાં રસોઈ કરવાનું રાચરચીલું છે.

પડદો ઊપડતાં રમા આળસ ખાઈ ઊભી થાય છે. ખૂણામાં પડેલી ઝીણી સળગતી ફાનસ તરફ જાય છે અને ફાનસની ધાર મોટી કરતા સ્વગત બબડે છે,)

રમા : આ રાતની નોકરીથી તો હું ય થાકી. રોજ અર્ધી રાતે ભર ઊંઘમાંથી ઊઠવાનું ને ચા બનાવવાની (સ્ટવ સળગાવવાની ચેષ્ટા કરતાં) પણ એય શું કરે, બીજી નોકરી ના મળે ત્યાં સુધી આ નોકરી કર્યે છૂટકો છે. ( પાછળથી બૂમો સંભળાય છે ' પકડો પકડો એ દોડે એ ભાગ્યો'. )

રમા : ( બારણા નજીક જઈ બારણું ખોલી જોતાં) અરે પેલા ભડકા શાના છે? આગ સળગી હશે, ચાલ જલદી ચા બનાવી દઉં. થોડા વખતમાં એ આવી પહોંચશે. (બારણું બંધ કરવા જાય છે ત્યાં તો જોરથી બારણું ખોલી જયંત પ્રવેશ કરે છે. જયંત હાંફી રહ્યો છે. તેના પહેરણ ઉપર કાળા બે ત્રણ ડાઘા છે. મોં ઉપર પણ બળવાનો ડાઘો પડ્યો છે. )

રમા : (ગભરાઈ) ચોર ચોર કોઈ બચાવો.........

જયંત : રમાના મોં ઉપર હાથ મૂકી રમાને ચીસ પાડતાં અટકાવતાં ) બેન હું ચોર નથી, હું હું, કૉલેજિયન...વિદ્યાર્થી છું.

રમા : ( ગુસ્સે થતાં ) તે અહીં મારા ઘરમાં આવી રાત્રે કેમ ઘૂસી આવ્યો છે ! ચોર નહિ તો બીજું શું !

જયંત : બેન મને બચાવી લો, સમય નથી. પોલીસ મારી પાછળ પડી છે.

રમા : પોલીસ અહીં આવે છે ? તો તો મારી ઓરડીમાંથી જલદી બહાર નીકળ.

જયંત : મેં ચોરી નથી કરી. અમે કૉલેજિયનોએ પોલીસ સ્ટેશન સળગાવી દીધું. અમે દેશભક્તોએ શિરને સાટે સ્વાતંત્ર્ય યુદ્ધમાં ઝંપલાવ્યું છે.

[પાછળથી અવાજ આવે છે ' આ બાજુ દોડતાં જોયો. આટલામાં જ છે. આ મકાનની આજુબાજુ ક્યાંક આવ્યો હશે. ']

જયંત : જોયું પોલીસ આવી પહોંચી છે. મને અહીં તમારા ઘરમાં સંતાડી દો

રમા : પણ મારા ઘરમાં સંતાવાની જગ્યા જ નથી.

જયંત : પોલીસ મને પકડી લેશે તો તો મને ફાંસીની સજા કરશે.

રમા : ફાંસીની સજા !

જયંત : હા ફાંસીની સજા.

રમા : પણ હું તને ભાઈ, ક્યાં સંતાડું, આ ઘરમાં ક્યાંય સંતાવા જેવી જગ્યા છે ?

જયંત : કાંઈક કરો, મને બચાવી લો.

રમા : (નિઃસહાય સ્વરે) શી રીતે બચાવું ? હમણાં નોકરી ઉપરથી મારા પતિ આવશે. તને અહીં જોતાં મારી જિંદગી જ રોળાઈ જશે. માટે તું ચાલ્યો જા.

[પાછળથી અવાજ આવે છે આજુબાજુનાં ઘર ખોલી



તપાસ કરો ચારેય બાજુ પહેરો છે આથી એ બચાવ ગયો નથી આટલામાં જ છે ']
જયંત બે'ન મને ત્યારે મૃત્યુના મુખમા ધકેલી જ દેવો છે?
રમા ભાઈ, તને ક્યા અને કેવી રીતે સંતાડું? આવી સગીર વયે તને આવુ પોલીસ સ્ટેશન બાળવાનું કામ
જયંત એમ ના બોલશો પરદેશી ધૂસરીનો નાશ કરવા બાપુનો આદેશ લઈ અમે નીકળ્યા છીએ કે કરેંગે યા મરેંગે
રમા એ ખરૂં પણ ફાંસીની સજા
જયંત: ફાંસીની સજાથી હું નથી ડરતો મારા સાથીતો પકડાઈ ગયા છે તેઓ ફાંસીને લાકડે ચઢી શહીદો થશે હું મૃત્યુ પામીશ તો અમારું ભૂગર્ભમાં રહી જે કાર્ય કરવાનું છે તે અધૂરું રહી જશે
રમા (જરા હસી) ભાઈ તું બહુ બહાદુર લાગે છે
જયંત બાપુ અને સરદારે તો મૃતપ્રાય પ્રજામા શૌર્ય સીંચી સર્વને શક્તિવાન બનાવ્યા છે કાયરની જિંદગીથી મૃત્યુ અમને વધારે પ્યારૂં છે
રમા વાહ કેવી ઉત્કટ દેશભક્તિ છે
જયંત દેશ માટે મરવામા અમને કૃતકૃત્યતા લાગે છે પણ કર્તવ્યને પૂર્ણ કરીને જ હું મરીશ મારે સ્વરાજ્ય જોવું છે
રમા હું શી રીતે તને બચાવુ તે નથી સૂઝતું થોડા સમયમાં મારા પતિ પણ નોકરી ઉપરથી આવી પહોંચશે
[બારણા ઉપર ટકોરા પડતા સંભળાય છે ખોલો ખોલો]
જયંત: પોલીસ આવી પહોંચી છે
રમા. હા પોલીસ જ લાગે છે
જયંત: મને બચાવી લો બે'ન બચાવી લો
રમા શી રીતે આ ઓરડીમા
[પોલીસ બારણું જોરથી ખખડાવે છે, 'બારણું ખોલો]
જયંત: તો તો જરૂર હું પકડાઈ જઈશ
રમા (એકાએક વિચાર કરતા) ઝટ આ પહેરણું કાઢી નાખ (જયંત પહેરણું કાઢી નાખે છે રમા પહેરણુંને ખાટલા ગાદલા નીચે સંતાડી દે છે) આ ખાટલા ઉપર સૂઈ જા (જયંત ખાટલા ઉપર સૂઈ જાય છે જયંતના મોઢા ઉપરના મેશના ડાઘા સાડીના પાલવથી લૂછતા અરે આ ડાઘા તો રહી જ જાત
પોલીસ બારણું ખોલો નહિ તો તોડી નાખીશુ
રમા (ઊંઘમાથી ઊઠી હોય તે રીતે બોલતા) અત્યારે અર્ધી રાતે કોણ છે?
પોલીસ પોલીસ છે જલદી બારણું ખોલો
(રમા બારણું ખોલે છે બે પોલીસ પ્રવેશે છે)
રમા: (જયંતને સંબોધી) અરે તમે શું ઘોરો છો? જુઓને આ પોલીસવાળા આ યા છે
જયંત (આળસ મરડી બેઠો થતા) હે પોલીસવાળા? પોલીસને શું કામ છે!
પહેલો પોલીસ. અહી કોઈ જુવાનિયો આવ્યો છે?
રમા કોણ આવ્યો છે!
બીજો પોલીસ પોલીસ સ્ટેશનમાં આગ મૂકી નાઠો છે
જયંત એમ?
પહેલો પોલીસ આ બાજુ જ આવ્યો છે
રમા અમે તો ઊંઘતા હતા
જયંત હા અમે તો કોઈને જોયો નથી હું તો ઘસઘસાટ ઊંઘતો હતો
પહેલો પોલીસ (ઓરડીમા આંટો મારી જોતા) ખબર નહિ કઈ બાજુ ભાગી ગયો
બીજો પોલીસ પણ એને આ બાજુ જ આવતાં જોયો હતો
પહેલો પોલીસ આપણને હાથતાળી દઈ નાસી છૂટયો લાગે છે
બીજો પોલીસ: જો જલદી જલદી આજુ બાજુ તપાસ કરીએ તો હજીય પકડાઈ જાય
પહેલો પોલીસ (જયંત અને રમાને સંબોધી) માફ કરજો તમને ઊંઘમાથી ઊઠાડયા





જયંત : કોઈ નહિ. પણ આ અમદાવાદની જિંદગી.
રમા : દિવસે નોકરી અને રાત્રે શાંતિ નહિ.
પહેલો પોલીસ: સાચી વાત છે. વળી તેમાં આ ચળવળિયા રાતે ધમાલ કરે છે.
[બંને પોલીસ જાય છે. રમા બારણું બંધ કરે છે.]
રમા : (હાંફળી હાંફળી થઈ) ભાઈ, લ્યો આ તમારું પહેરણ જલદી પહેરી હમણાંને હમણાં ચાલ્યા જાવ.
જયંતઃ (પહેરણ ઝડપથી પહેરતાં) હા આ ચાલ્યો જ બેન તમારો આભાર માનું તેટલો ઓછો છે.
રમા : એ વાગવા આવ્યા છે. મારા પતિ હમણાં જ આવશે. જલદી કરો.
જયંત : હા આ ચાલ્યો.
રમા : જરા થોભો, હું બારણું ખોલી જોઉં. પોલીસ ગયા કે નહિ. (બારણું ખોલી નજર કરે છે)
જયંત: પોલીસ ગયા લાગે છે.
રમા : (ભયભીત બની) હા પોલીસ ગઈ પણ મારા પતિ આવે છે. હવે શું થશે!
જયંતઃ (બારણા પાસે જતાં) હું ચાલ્યો જાઉં છું.
રમા : ના એ બારણાથી નહિ. એ જોઈ જશે.
જયંત: તો પછી.
રમા : આ બારીએથી ચાલ્યા જાવ.
જયંત: હા એ બરાબર છે.
[ખાટલા ઉપર ચઢી જયંત બારી ઉપર ચઢે છે તે જ સમયે મહેન્દ્ર પ્રવેશે છે. તેની નજર બારીમાંથી બહાર કૂદી પડતા જયંત ઉપર પડે છે.]
મહેશ : (સ્તબ્ધ બની જાણે ખંજર વાગ્યું હોય તેમ બોલે છે) રમા, આવી બેવફા મેં તને સ્વપ્ને પણ નહોતી કલ્પી. આટલી અધમ આવી દુષ્ટ......
રમા : મહેશ, હું એવી નથી, એવી નથી......
મહેશ : શું કહે છે તું એવી નથી.
રમા : ના હું એવી નથી; હું વફાદાર છું, શીલવંતી છું.
મહેશ : સ્ત્રીચરિત્ર સાગર જેવું ગહન અને કુટિલ છે. તે મેં આજે જ જાણ્યું.
રમા : હું ગહન પણ નથી અને કુટિલ પણ નથી. હું ભોળી ભલી...
મહેશ : (ગુસ્સે થઈને) રમા, મારી સાથે વધાં છેતરપીંડી રમવી છોડી દે મેં મારી સગી આંખે તારા પ્રેમીને....
રમા : (રડતાં) એ મારો પ્રેમી નથી. તમારી આંખે તમને દગો દીધો છે.
મહેશ :(ગુસ્સે થઈ) તારા ગુનાને તારા પાપને આ રીતે ઢાંકવા મિથ્યા પ્રયત્ન કરીશ તેથી શું વળશે!
રમા : હું ગુનેગાર નથી, પાપી નથી.
મહેશ : રમા, સાચું કહી નાખ. કોણ હતો એ? તારા પાપનો એકરાર કરી દે.
રમા : મેં પાપનો વિચાર સરખો પણ કર્યો નથી. જે માણસને તમે જોયો તે તો......
મહેશ : તે આ સમયે આ એકાંતમાં બીજો કોણ હોય? આટલું સમજવાની સર્વમાં શક્તિ છે.
રમા : ના એ તો પોલીસ સ્ટેશન બાળી પોલીસના હાથમાંથી બચવા નાસી છૂટેલો કૉલેજ-યુવાન હતો.
મહેશ : (ઝીણા પણ ક્રુદ્ધ સૂરે) તું એમ માને છો કે તારી આ બનાવટને હું સાચી માની બેસીશ. તું કહે છે તેવો જો તે દેશભક્ત હોય તો આ બારીમાંથી કૂદીને છાનોમાને નાસી શા માટે જાય?
રમા : તમારી બીકે.
મહેશ : એ સત્ય કહ્યું. મારી બીકે જ એ નાસી છૂટયો છે. પ્રભુ કેવી દુઃખદ દુનિયા. રાત્રિએ હું મજૂરી કરું અને મારી પત્ની જેને મેં પ્રાણથી પણ વધારે પ્યારી માની છે તે... પર પુરુષ સાથે...
રમા : (મક્કમ શબ્દોમાં) ખબરદાર આગળ એક શબ્દ પણ કહ્યો છે તો. હું નિર્દોષ છું. નિષ્કલંક છું.
મહેશ : તું નિષ્કલંક? રાત્રિએ પ્રેમીની સાથે રમત...
રમા : (કાન ઉપર હાથ દેતા) નહિ નહિ નહિ. એ દેશભક્ત હતો. તેને મેં પોલીસથી બચાવવા માટે સંતાડયો હતો.
મહેશ : તેં એને આ ઓરડીમાં સંતાડયો હતો? મને સંતાડવાની જગ્યા તો બતાવ.



રમા : (ખાટલા નજીક જઈને) અહીં આ ખાટલા ઉપર

મહેશ રમા હવે તારી બનાવટ બધ કર તારા દભની હવે હદ આવી ગઈ છે

રમા હુ જુઠી નથી, દભી નથી મહેશ હુ સીતા જેટલી પવિત્ર

મહેશ. ખબરદાર જો સીતાજીના પવિત્ર નામને તે તારા મોંથી ઉચ્ચાર્યું છે તો

રમા : (ક્રુદ્ધ થઈ) મહેશ તારા સંકુચિત માનસમા સીતાજીના મારા ચારિત્ર્યની વિશાળતા માપવાની શક્તિ જ કયા છે?

મહેશ શુ કહ્યુ?

રમા : હા, હુ સાચુ જ કહુ છુ તુ છીછરો અપૂર્ણ

મહેશ (ફરીથી ગુસ્સો કરતા) એક તો તારી આવી બેવફાઈ અને ઉપરથી મને .

રમા (ફરી કરગરતા) મહેશ હુ તને અત્યત ચાહુ છુ મે તારા સિવાય સ્વપ્ને પણ કોઈનો વિચાર સરખો પણ કર્યો નથી હુ સત્ય જ કહુ છું

મહેશ રમા, હવે તો હદ થાય છે સત્ય શબ્દને જીભ ઉપર ના લાવ.

રમા : (ગુસ્સામા આવી) તુ ખરેખર છીછરો વામણો શંકિત હૃદયથી

મહેશ : રમા, બધ કર તારું બોલવુ નહિતર

રમા નહિતર તમે શુ કરશો?

મહેશ. તુ મારી નજરથી દૂર થા

રમા હુ ઊભી છુ હું તસુ પણ ખસવાની નથી

મહેશ (જોરથી ધક્કો મારતા) કલકિની પાપિણી મારી નજર સામેથી દૂર જા

[રમા મહેશનો ધક્કો વાગતા ખાટલાની ઈસ ઉપર અથડાઈ બેભાન થઈ ગબડી પડે છે]

*

## પ્રવેશ બીજો

સ્થળ એ જ ઓરડો અને એ જ વસ્તુઓ

સમય : ૧૯૪૭ના ઑગસ્ટની તારીખ ૧૫મીની સાંજે ૭ વાગ્યાનો સુમાર

[પ્રવેશ પડદો પાડી બદલવો નહિ નહિ તો રસક્ષતિ થવાનો સભવ. અધારું કરી થોડી જ ક્ષણમા સંધી સાંજનું અજવાળુ કરી પ્રવેશ બદલવો અજવાળું થતા ઉધરસ ખાતી રમા ખાટલામાથી બેઠી થાય છે પાછળના પડદાની પાછળથી ફટાકડા ફૂટવાનો અને લોકોના આનદગીતો ગાવાનો અવાજ સાભળી ઉધરસ ખાતા ખાતા રમા બારણા નજીક આવી બહાર નજર કરતા બોલે છે]

રમા : આજનો આ સુવર્ણ અક્ષરે લખાયેલો ભારતવર્ષની તવારીખમાથી કદીય ના ભુલાય તેવો મગલ દિન—સ્વાતંત્ર્ય દિન (ઉધરસ ફરીથી ચઢતા ખાટના તરફથી બેસી જાય છે) આ લાખો ભારતનાં કેટલાય સ્ત્રી પુરુષોએ તેમના બલિદાન આપ્યા છે કેટલાય જુવાનોએ સ્વતત્રતાની યજ્ઞની વેદીમા તેમના શીશ હોમ્યા છે (ધીરેથી સ્વગત પેલો જુવાન પાચ વર્ષ પહેલા જેને મે બચાવ્યો હતો તે જીવતો હશે? એ માતાના ખપ્પરમા ખપી તો નહિ ગયો હોય!

(મહેશ પ્રવેશે છે)

મહેશ : અરે રમા, તારુ શરીર બહુ જ નરમ છે ડૉકટરે તને પથારીમાથી ઊઠવાનુ ના કહ્યું છે અને—

રમા : (હસીને) હવે ડૉક્ટરની શી જરૂર! મહેશ, આ શુભ દિન આ મગલ દિન જોવા હુ જીવતી રહી તે જ મારુ અહોભાગ્ય છે પ્યારા બાપુનુ ભારતને સ્વતંત્ર કરવાનુ સ્વપ્ન આજે સિદ્ધ થયુ

મહેશ રમા, તું આરામ કર તારી ઉધરસ... .

રમા . મારે આરામની જરૂર નથી મહેશ જોજો લોકોનો ઉત્સાહ સમાતો નથી સેકડો વર્ષના બધન પછી, પરદેશીઓના ધૂસરી નીચે કચડાયેલી આ ભોમ આજે વિમુક્ત બની છે!

મહેશ હા રમા, એ ખરુ છે. પણ તુ આવેશમય ના બન તારી તબિયતનો ખ્યાલ કર

રમા મહેશ, તબિયતને શુ થવાનુ છે? આજે મારા જખમ રૂઝાવા લાગ્યો છે મહેશ આ શુભ દિન માટે કેટ કેટલા જાણ્યે અજાણ્યે બલિદાન દેવાયા હશે!

મહેશ : અસંખ્ય.

રમા : મહેશ, તું પણ જુવાન છે પણ તને કેમ એમ ના થયું કે માના મુક્તિયુદ્ધમાં હું પણ લડવા જાઉં.

મહેશ : રમા, તું અશક્ત છે, તું સૂઇ જા.

રમા : ના રમેશ, હું આજેજ પાંચ વર્ષના ગાળા પછી સ્વસ્થ બની છું. પાંચ વર્ષથી હું જે યાતના અને પરિતાપ ભોગવી રહી છું તેનો આજે જ અંત આવ્યો છે

મહેશ : રમા, આજે તને શું થયું છે ?

રમા : મારા અંતરમા આનંદનું પૂર આવ્યું છે. જો લોકો કેવા આનંદથી ગાઇ રહ્યા છે. બાળકો કેવા ફટાકડા ફોડી રહ્યા છે. આખા નગરમાં કેવી રોશની ઝળહળી રહી છે !

મહેશ : આજે ભારત સ્વતંત્ર થયું એટલે લોકો ખુશ છે.

રમા : તો આપણે પણ ખુશી મનાવો. તોરણોથી દ્વાર સજાવો. દીપકમાળાથી ભવન ઝળહળાવો, ચેતનાના રાષ્ટ્રધ્વજ ફરકાવો.

મહેશ : રમા, તું શાન્ત થા.

રમા : મહેશ, હું શાન્તિથી થાકી છું. તું જા અને તોરણો મીણબત્તીઓ રાષ્ટ્રધ્વજો લઈ આવ. જો ને આપણાં બધાં પડોશીઓએ ઘર સજાવ્યાં છે.

મહેશ : હા હું જાઉં છું. પણ એ શરતે. જો તું આરામ કરે તો. તારે આરામની અત્યંત જરૂર છે.

રમા : આરામ તો કાલે જ કરીશ. આરામ કરવા માટે કાલ નિરવધિ છે પણ આનંદવા માટે આ સુવર્ણ દિન કદી નહીં આવે. માટે તું જા અને બધી સામગ્રી લઇ આવ.

મહેશ : હા, આ ચાલ્યો પણ.

રમા : (મહેશને બારણા ભણી દોરતા, પણ અને બણ, તું હમણાં જ જઇ બધું લઈ આવ.

મહેશ : (બારણામાં ઊભા રહેતાં) તુ આમ ગાંડાં ન કાઢ. તારી તબિયતનો ખ્યાલ કર

રમા : (હસી પડી) મારી તબિયત અરે, એકદમ સરસ થઈ ગઈ છે. મારી બિમારી ચાલી ગઈ. હું હવે સંપૂર્ણ તંદુરસ્ત થઇ ગઇ છું.

મહેશ : પણ તને ક્ષય–

રમા : અરે ક્ષય પણ ચાલ્યો ગયો અને રોગ પણ ચાલ્યો ગયો. તું જલદીથી જા. દેશના ખૂણે ખૂણે રોશની અને મારા ઘરમાં જ રોશની નહિ !

[મહેશ જાય છે.]

રમા : ( રાચરચીલું ગોઠવતાં ગાય છે) અબ હમ અમર ભયે ન મરેંગે... ( બારણા ઉપર ટકોરા પડે છે) કોણ ?

જયંત : ( બારણું ખોલી પ્રવેશતાં ) હું જયંત.

રમા : જયંત, કોણ જયંત ?

જયંત : બહેન, મને ના ઓળખ્યો ?

રમા : ના.

જયંત : ક્યાંથી ઓળખો ? પાંચ પાંચ વર્ષનાં વહાણાં વાયાં. હું ભૂગર્ભમાં રહી લડયો. આજે આ અણમોલ ટાણે તમારાં દર્શને આવ્યો છું.

રમા : મારાં દર્શને ? હું તો ક્યાં એવી દર્શનીય છું !

જયંત : છો, તમે જરૂર દર્શનીય છો, વંદ્ય છો.

[ મહેશ થેલી લઈ પ્રવેશે છે ]

રમા : ( મહેશને સંબોધતા ) મહેશ, આ યુવાન કહે છે હું વંદ્ય છું, દર્શનીય છું. આ મારા સ્વામીને પૂછો એ શું કહે છે !

મહેશ : (રમાને) આ કોણ છે ? મેં ના ઓળખ્યા.

રમા : મેં પણ ના ઓળખ્યા. પણ ક્યાંક જોયાં હોય તેમ ઝાંખું ઝાંખું યાદ આવે છે.

જયંત : એ રાત્રિએ મને તમે સંતાડ્યો હતો. આ પથારીમાં મા જેમ બાળકને ગોદમાં લઇ જુલ્મગારને પોતાના શરીર ઉપર ઝીલી લે તેમ પોલીસના પોલાદી પ્રહારમાંથી તમે મને ઉગારી લીધો હતો. યાદ આવે છે ? હું આજે તમારાં દર્શને આવ્યો છું.

મહેશ : તમે આજથી પાંચ વર્ષ પહેલાં......

જયંત : હા હું પાંચ વર્ષ પહેલાં પોલીસ સ્ટેશન સળગાવી ભાગ્યો હતો.



રમા : હા યાદ આવ્યું, આ એ યુવાન જેને મેં આ પથારીમાં સંતાડયો હતો. પોલીસના પંજામાંથી–

જયંત: બચાવ્યો હતો. નહિતર આજે હું જીવતો ના હોત. ક્યારનોય ફાંસીના લાકડે ચઢી ગયો હોત આજે જ્યારે સમસ્ત દેશનો આનંદ માતો નથી ત્યારે તમારા દર્શન માટે હું આવી પહોંચ્યો છું.

રમા : મહેશ આ જ એ યુવાન જેને મેં બચાવ્યો હતો જોયું ને હું નિર્દોષ નિષ્કલંક છું, (ઉધરસ ચઢે છે.)

મહેશ: રમા, રમા મને માફ કર, મેં તારે માથે આળ ચઢાવી મહાપાપ કર્યું છે. મેં તારા જીવનને રહેંસી નાખ્યું છે. (દુઃખથી ડૂસકાં ભરે છે.)

રમા : મહેશ ફીકર ના કર. હવે હું સાજી જ થઇ ગઈ છું આ જયંતને પ્રભુએ જ મોકલ્યો છે મેં એને જીવનદાન આપ્યું હતુ તો આજે મને એ જીવતદાન દેવા આવ્યો હવે તો રોગ કે બિમારી કે મૃત્યુને સ્થાન જ ક્યાં છે

જયંત (મહેશને) બે'ન આમ કેમ બોલે છે? બિમાર છે?

મહેશ: ભાઈ, તમને મારા ઓરડામાં જોઈ મેં તેને માથે આળ ચઢાવ્યું હતું. ત્યારથી એ બિમાર થઈ ગઈ છે ડોકટર કહે છે ક્ષય થયો છે.

જયંત: અરેરે આ શું થઇ ગયું. હું મારા પિતાજી ડાકટર ધનસુખલાલને બોલાવી લાવું. એ ક્ષયરોગના નિષ્ણાત છે.

રમા : ભાઈ જયંત, હવે જ્યાં અંતરનો રોગ નિર્મૂળ ત્યાં શરીરના રોગનો હિસાબ શો! મારા મહેશનું શંકાશીલ બનેલું હૃદય નિઃશંક બન્યું એટલે બસ

મહેશ: રમા, હું પાપી છું મેં તારી પ્રત્યે અક્ષમ્ય અન્યાય કર્યો છે.

રમા : (હસીને) મહેશ, એ પણ તારા અસીમ પ્યારનું જ પરિણામ હતું. એ હું માનું છું. (ઉધરસ ખાય છે.)

જયંત: બે'ન તમે આરામ કરો. હું હમણાં જ ડોકટરને બોલાવી લાવું છું, તમારી તબિયત બહુ જ લેવાઇ ગઇ છે!'

રમા : ના ભાઇ, તું ના જતો, તોપોની ગર્જના–ઓથી વાતાવરણ ગર્જી ઊઠ્યું છે બાળકોના આનંદ કલરવો ભારત માતાનું હૈયું ધબકી ઊઠ્યું છે હું પણ આ આનંદ ઉત્સવના સ્પન્દનથી સ્પન્દિત બની ગઈ છું, આજે તો પેલુ ગીત મારા તનમન આત્માને ભરી દે છે કે અબ હમ અમર ભયે ન મરેંગે.

[ઉધરસ ખાય છે]

જયંત: બે'ન, માતા તમે સ્વસ્થ થાવ

મહેશ: રમા, તું ધીરજ ધર

રમા : પાંચ પાચ વરસ સુધી ધીરજથી, હું આ દિવસની રાહ જોતી હતી. પણ ધીરજ કયાય ન રહે. આ દિવસ માટે કોણે કોણે બલિદાન નથી આપ્યાં. મે પણ આ સ્વાતંત્ર્યયજ્ઞમા મારી આહુતિ જ આપી છે. આજનો દિવસ મુક્તિનો છે હુંય આ કલુષિત શંકા કુશંકાઓથી મુક્ત બની. આ પળ કેવી ધન્યભાગ્યની છે

[રમા ફરીથી ઉધરસ ખાય છે]

મહેશ: રમા રમા...

જયંત: બે'ન બે'ન, તમે સ્વસ્થ થાવ.

રમા : (હસીને) હુ સ્વસ્થ જ છુ. (મહેશને ખભે હાથ મૂકી) મહેશ, અબ હમ અમર ભયે ન મરેંગે... ન મરેંગે.

[રમા મૃત્યુ પામે છે.]

જયંત: (રમાના પગ ચૂમી લેતાં) મા, મા, આ શું થઇ ગયું.

મહેશ: રમા, રમા, મેં જ તારું ખૂન કર્યું.

[દૂરથી ફટાકડા ફૂટવાનો અવાજ આવે છે]

[પડદો પડે છે]

★

ઈશ્વર પેટલીકર

# સવેળાનાં લગ્ન

લગ્નની વય વીતી જાય તે પહેલાં યોગ્ય સાથી. શોધી લેવાની ખૂબ જરૂર હોય છે. પછી એવી આંધળુકિયા વૃત્તિ આવી જતી હોય છે કે પાછલી વયમાં જ્યારે સાથીની ખૂબ જ જરૂર હોય છે ત્યારે જ એકાકી જેવું જીવતર જીવવું પડે છે. અહીં આ અંગે સચોટ માર્ગદર્શન મળશે......

બાળલગ્ન એ જેમ આવકારદાયક રિવાજ નથી તેમ વધુ પડતી મોટી ઉંમર સુધી યુવક યુવતી કુંવારાં રહે તે સ્થિતિ પણ ઇચ્છવાયોગ્ય નથી. બાળલગ્ન કોને કહેવાય તે કાયદાએ નક્કી કરેલું છે. ૧૫ અને ૧૮ વર્ષ જે છોકરી–છોકરાએ પૂરાં કર્યાં ન હોય અને તેમનું લગ્ન થાય તો કાયદો એને બાળ-લગ્ન કહે છે. આ ઉંમર ભવિષ્યમાં વધીને વધુમાં વધુ ૧૮ અને ૨૦ થાય તેમ અનુમાન કરી શકાય. પરંતુ એથી મોટી ઉંમર કાયદાથી થવાનો સંભવ કલ્પી શકાતો નથી. પરંતુ જેમ ઓછામાં ઓછી ઉંમરનો કાયદો થઈ શકે તેમ વધુમાં વધુ ઉંમરનો એવો કાયદો થઈ શકે નહિ કે અમુક ઉંમર પહેલાં સ્ત્રી–પુરુષે પરણી જવું જોઈએ.

અગાઉ પણ આવો કાયદો ન હતો, પરંતુ સમાજમાં રૂઢિ એવી પ્રબળ હતી કે ૧૨–૧૪ વર્ષની ઉંમર પહેલાં છોકરી પરણાવી દેવી પડે. ન પરણાવે તેની આબરૂ જાય. જો છોકરીને વહેલી પરણાવવી હોય તો સ્વાભાવિક છે કે છોકરાને પણ વહેલો પરણાવી દેવો જોઈએ. આથી છોકરો ઘોડિયામાંથી ઝડપાય એ કુળવાન ઘરનું લક્ષણ ગણાતું હતું. આથી એ કુળવાનપણું જાળવી રાખવા કે સાબિત કરવા છોકરાઓ પણ નાનો પરણાવતા હતા.

આજે સ્થિતિ ઊલટી છે. બાળલગ્નના કાયદાની યત્તાથી આગળ વધી મોટી ઉંમર સુધી છોકરા છોકરીને સ્વાભાવિક રીતે કુંવારા રહેવું પડે છે. છોકરાની માફક છોકરીના શિક્ષણનો સ્વીકાર થયો છે અને બંને કોલેજ સુધીનું ઉચ્ચ શિક્ષણ લેતાં થયાં છે એટલે અભ્યાસ પૂરો ન થાય ત્યાં સુધી લગ્નનો પ્રશ્ન દૂર ઠેલાયો છે અને તે વ્યાજબી છે. પરંતુ આ મોટી ઉંમરને લીધે લગ્નની પસંદગીમાં યુવક-યુવતીનું મહત્ત્વ વધ્યું છે. માબાપ વિવાહ ગોઠવે તો પણ સંતાનોની સંમતિ વિના આગળ વધતાં નથી. અમુક વખત એમની રુચિ-સમજ વ્યાજબી નથી તેમ માબાપને લાગતું હોય છે અને તે સાચું હોય છે તો પણ જો સમજાવવા છતાં સંતાન કબૂલ ન થાય તો એની ઉપર બળજબરી કરવામાં આવતી નથી. માબાપ બળજબરી ન કરે તે સારું લક્ષણ છે. પરંતુ મનવાંછિત વર કે કન્યા મેળવવા ૩૫–૪૦ વર્ષ સુધી કુંવારા રહેવું તે બાલિશતા છે.

કોઈ અમુક વિશિષ્ટ જીવનધ્યેયને વર્યું હોય અને તે માટે યોગ્ય જીવનસાથી ન મળે ત્યાં સુધી ન પરણે તે સમજી શકાય તેમ છે. પરંતુ આજે સમાજમાં મોટી ઉંમર સુધી જે કુંવારાં રહે છે તેમણે એમના જીવન-પંથે ચાલનાર સાથી શોધ્યો હોય તો એ ક્યારનોય મળી ગયો હોત. જે બધાં કુંવારાં હોય છે તેમનું જીવન જોઈએ છીએ તો એ કાંઈ કોઈ વિશિષ્ટ કાર્યને વરેલાં હોય તેવું જોવા મળતું નથી. એક ભાઈ ૪૦ વર્ષે પણ રૂપાળી વહુ માટે કુંવારા છે. એમણે પોતે કોઈ વિશિષ્ટ શક્તિ અભ્યાસમાં કે ધંધામાં બતાવી નથી. બાપના ધંધામાં એ કામ કરે છે. શ્રીમંતના દીકરા છે એ જ એમની લાયકાત અને ધનવાનોને જેમ ખુમારી હોય છે કે ધનને જોરે અમે ઇચ્છીએ તે સર્વ પ્રાપ્ત થવું જોઈએ, એવા માનસને વશ થઈ એ રૂપાળી કન્યાને પરણવાના સ્વપ્નમાંથી જાગ્યા નથી. શ્રીમંતાઈને બળે રૂપાળી કન્યાઓ શેઠિયાઓના ઘરમાં જોવા પણ મળે છે. પરંતુ આ ભાઈને એ તક મળી નથી અને એમણે આ ઉંમરે પણ સમાધાન કર્યું નથી.

એવી જ રીતે ૩૫ વર્ષનાં એક શ્રીમંત ઘરનાં દીકરી બાપ કરતાં સવાઈ શ્રીમંતાઈની સાસરી શોધનાં કુંવારાં છે. એ સુખી છે એટલે ગ્રેજ્યુએટ થયા પછી નોકરીમાં જોડાયેલાં નથી. જાહેર ક્ષેત્રે કામ કરવાનો



પ્રયત્ન કરી જોયો નેતાગીરી જતા વેત મળવી જોઇએ તેમ માનતા હતા એટલે હોદ્દા વિના કામ કરવામાં રસ લઈ ન શકયા અને બધા સેવાને બદલે પ્રતિષ્ઠા પાછળ પડયા છે તેવો આક્ષેપ કરીને ઘેર નિરસ જીવન ગાળે છે *

આમ ચોમેર નજર કરીશુ તો મોટે ભાગે કુવારા રહેતા લગ્નને એક રમકડુ માનતા હોય તેમ અમને અમારી ઝખનાનુ રૂપાળુ રમકડુ ન મળે ત્યાં સુધી કુવારા રહીશુ તેવુ માનસ જોવા મળે છે આ માનસ પુખ્ત વ્યક્તિનુ નથી, પરતુ બાળકનુ છે બાળકમા મનવાછના પ્રબળ હોય છે, અને વિવેક હોતો નથી એના હાથમા સારુ રમકડુ હોય અને બીજા બાળકના હાથમા હલકુ હોય તો પણ પ્રબળ વાછના તે લેવા લલચાય છે પરતુ બાળકમાંથી વ્યક્તિ પુખ્ત થતા સામાજિક અને બૌદ્ધિક વિકાસ થવો જોઈએ જો આ વિકાસ થાય તો એનામાં વિવેકની સમધારણા આવે છે અને મનવાછનાની આત્મકેન્દ્રિત તૃપ્તિ ઓછી થાય છે

જે પ્રબળ મનવાછનાવૃત્તિને વશ થઈને કુવારા છે તે શરીરે અને પુખ્ત થયાં પણ બૌદ્ધિક વિવેકની નજરે બાળક છે વળી જે આ દૃષ્ટિએ બાળક છે પણ મનવાછના ફળતા પરણી ગયા છે તેવા મનતુષ્ટિ મેળવવા પુરુષે સ્ત્રીના શરીરનો અને સ્ત્રી પુરુષના ધનનો વિલાસ તરીકે ઉપયોગ શરૂ કરી દેશે એ રમકડુ ગમે તેટલુ રૂપાળુ હશે તો પણ મનરજન કરવાની શક્તિ ખોઇ દેશે ત્યારે તેમને એમના કરતા બીજાના હાથમાનુ હલકુ રમકડુ રૂપાળુ લાગવા માડશે અને તેનુ આકર્ષણ શરૂ થશે

જે સ્ત્રીપુરુષ પુખ્ત ઉમર થવા છતાં બાળક રહેવા માગતા નથી તેમને માટે સામાન્ય રીતે ૨૫ અને ૩૦ વર્ષની ઉમર લગ્ન માટે વધુમાં વધુ કહી શકાય આર્યસસ્કૃતિએ કન્યાની ૧૬ અને પુરુષની ૨૫ વર્ષની ઉમર ઠરાવેલી છે તે હિસાબે નવી ઉમર છોકરીની બાબતમા ખાસ્સો દસકો વધારે છે વૈદ્યાચાર્ય સુશ્રુતે ૧૬ અને ૨૫ વર્ષ બન્ને શારીરિક દૃષ્ટિએ સરખા સામર્થ્યવાન છે તેમ આરોગ્યશાસ્ત્રને આધારે ઉમર પ્રતિપાદન કરેલી છે પરતુ આજે વૈદિક જમાનો નથી રહ્યો મધ્યમયુગનો જમાનો બેસી ગયો છે ઔદ્યોગિક યુગ જેમાં સ્ત્રી પુરુષની સમાનતા સ્વીકારાઈ છે ૧૬ વર્ષે છોકરી શારીરિક રીતે ૨૫ વર્ષના પુરુષ જેટલી સામર્થ્યવાન હોય તે સ્વીકારી લઈએ તો પણ માનસિક રીતે તો ન જ હોય એ ઉમરના લગ્નમા પુરુષને એના બૌદ્ધિક વિકાસની પૂરી તક મળે પણ સ્ત્રીને તે મળી ન ગણાય આજે એવી સ્થિતિથી નથી છોકરીને સતોષ, નથી યુવકને પણ જેનો માનસિક વિકાસ સમકક્ષ ન હોય તેને પસદ કરવા યુવક પણ તૈયાર નથી આ કારણે બને સરખો અભ્યાસ કરવા માગતા હોય તો મોટે ભાગે ૨૦ થી ૨૫ની અદર તે પૂરો થાય એમ કહી શકાય આથી છોકરીની લગ્ન ઉમર ૨૦ થી ૨૫ની થાય છે યુવકના માનસમાં જે આ યુગે પલટો આણ્યો છે તે અભ્યાસ પછી જીવનમા સ્થિર થઈને લગ્નની જવાબદારી ઉપાડવા ઇચ્છે છે એ કારણે વધુ પાચ વર્ષની મુદત લબાય તો ૨૫ થી ૩૦ વર્ષની ઉમર યુવકને માટે કહી શકાય આથી સામાન્ય રીતે છોકરીની વધુમાં વધુ ૨૫ વર્ષ અને યુવકની ૩૦ વર્ષ લક્ષમા લઈ તેમણે લગ્નપ્રશ્ન ઉકેલવાનુ માનસ કેળવવુ જોઈએ અને મનવાછના સાથે વિવેકપુર સરનુ સમાધાન શોધીને લગ્ન કરી લેવાની ઉત્સુકતા રાખવી જોઈએ

આવો જ વયનો બીજો પ્રશ્ન ઊભો થાય છે વર-કન્યાની ઉમરમા કેટલો તફાવત હોવો જોઈએ આ મે મહિનામાં મને એ અગે જે છેલ્લો પત્ર મળ્યો છે તે અહીં ટાકુ છુ 'હુ ૨૫ વર્ષનો યુવાન છુ બે વર્ષ ઈંગ્લેન્ડ જઈ ઉચ્ચ અભ્યાસ કરી આવ્યો છુ એક ગ્રેજ્યુએટ યુવતી સાથે દેશમા આવ્યા પછી મિત્રોને લીધે પરિચય થયો અને બનેની લગ્નજીવનથી જોડાવાની ઇચ્છા થઈ મારી અને યુવતીની જ્ઞાતિ જુદી છે અમારા બન્નેની પોતપોતાની જ્ઞાતિમા એવી સારી સ્થિતિ છે કે વડીલો દ્વારા સારા સાથી મળે તેમ છે પરતુ બને પક્ષના વડીલો આતરજ્ઞાતીય

લગ્નમાં માને છે એટલે તેમનો વિરોધ નથી. પરંતુ વિરોધનું એક કારણ મારા પિતા માને છે કે તે કન્યા મારા કરતાં બે વર્ષ મોટી છે તે. અમારા બંનેના દેખાવ, શારીરિક બાંધો વગેરે જોતાં કન્યા સહેજે બેએક વર્ષ મારા કરતાં નાની હોય તેમ દેખાય છે. મારા પિતાની દલીલ છે કે વર કરતાં કન્યા મોટી હોય એ ધાર્મિક વ્યવહારિક અને સામાજિક દૃષ્ટિએ અયોગ્ય ગણાય. ડૉકટરનો અભિપ્રાય એમાં કંઈ અયોગ્ય નથી તેમ મળ્યો છે પણ તેમને સંતોષ થયો નથી., તો મારા પિતાને એમની દલીલના મુદ્દા પ્રમાણે કઈ રીતે સમજાવી શકાય તે અંગે માર્ગદર્શન આપવા કૃપા કરશો. જો કે અમે બંનેએ લગ્ન કરવાનું નક્કી કર્યું છે અને મારા પિતા વાંધો લેશે તેવું પણ નથી, પરંતુ એમને સમજાવી શકાય અને એમના મનને સંતોષ થાય તો એમના અંતરમાં ખટકો ન રહે.'

આ અગાઉ મેડિકલ લાઇનમાં ભણતાં યુવક-યુવતી પરિચયથી લગ્ન કરવાના નિર્ણય ઉપર આવતાં હતાં પરંતુ ઉપર પ્રમાણે બે વર્ષ મોટી ઉંમરનો મુદ્દો યુવકને ખટકતો હોય તેમ એણે મારો અભિપ્રાય પુછાવ્યો હતો. મતલબ કે ઉપરના પત્રમાં ડૉકટરનો અભિપ્રાય સાનુકૂળ પડ્યો જણાવ્યું છે છતાં એ જ લાઈનમાં ભણતા યુવકનો તે મુદ્દો ગળે ઉતારવા મારા જેવાના ટેકાની જરૂર લાગે છે. આ અંગે બીજાઓ તરફથી પણ મને અવારનવાર પૃચ્છા કરતા પત્રો મળતા રહ્યા છે.

જે પિતા આંતરજ્ઞાતીય લગ્ન માન્ય રાખે છે તેમને ઉંમરનો બાધ ધાર્મિક અને સામાજિક રીતે લાગે છે. તેનું કારણ વર કરતાં કન્યા ઉંમરમાં નાની હોવી જોઈએ તે ચાલી આવતી પરંપરા છે. આર્ય સંસ્કૃતિએ ૧૬-૨૫ વર્ષનું પ્રમાણ મૂકી ખાસ્સો નવ વર્ષનો ફેર રાખ્યો છે. જવાહરલાલ નેહરુ અને કમલા નેહરુ વચ્ચે ૧૭-૨૬ જેટલું અંતર હતું. પરિણામે કમલા એમની સમાનકક્ષાએ વસી ન હતી; બીજી બાજુ ગઈ પેઢીમાં મોટી ઉંમરે વિધુર થયેલા પુરુષોને ૧૨ કે ૧૪ વર્ષની ગભરુ કન્યાને પરણતાં ક્ષોભ થયો નથી કે અરેરાટીને વશ થઈ લગ્ન કરવાનો વિચાર માંડી વાળ્યો નથી. ઘણી વખત આવાં કજોડાં લગ્નમાં વિધુરની દીકરી કરતાં નવી વહુ નાની હોય તેવા દાખલા બનતા હતા. આમ કેવળ નવ વર્ષનું જ અંતર નહિ પણ ૨૦ થી ૩૦ વર્ષ સુધીના અંતરનાં લગ્ન થયેલાં છે. એવા સમાજમાં નવા યુગમાં છોકરી બે વર્ષ પણ મોટી હોય તો વિચાર કરવા જેવું લાગે એમાં આશ્ચર્ય નથી.

પુરુષપ્રધાન સમાજમાં પુરુષનું પ્રાધાન્ય હોવું જોઈએ તેમ ધર્મથી અને વ્યવહારથી ચાલ્યું આવ્યું છે. જો એ પ્રાધાન્ય રાખવું હોય તો પુરુષ બધી રીતે મોટો હોવો જોઈએ તે સ્વાભાવિક છે. આથી પુરુષ ઉંમરમાં, ઊંચાઈમાં, અભ્યાસમાં, ધનમાં, આબરૂમાં કન્યા કે એના પિયર કરતાં ઊંચો હોવો જોઈએ તે પરંપરા ચાલી આવે છે. ઘરની જવાબદારી ઉપાડી શકે તેવો ન હોય તો કેમ ચાલે? વળી સ્ત્રીને ઉપરાઉપરી સુવાવડો આવતી તેથી એના શરીરને વધુ ઘસારો પડતો હતો. તેથી સરખી ઉંમરનાં સ્ત્રી પુરુષમાં સ્ત્રી દેખાવે વધુ ઘરડી દેખાતી અને આજે પણ જ્યાં એ સ્થિતિ છે ત્યાં એ ફેર જોવા મળે છે. આથી પાંચેક વર્ષ સ્ત્રી નાની હોય તો સારું એમ માનસ રહ્યું છે.

પરંતુ જ્ઞાતિ અંગેનું માનસ જેમ ધર્મનું બદલાયું છે અને જ્ઞાતિ બહાર પરણવાનું કાયદેસર બન્યું છે અને ધાર્મિક વિધિ પ્રમાણે આંતરજ્ઞાતીય લગ્ન થઈ શકે છે તેમ ઉંમરના તફાવત અંગે પણ ધાર્મિક દૃષ્ટિએ મહત્ત્વ રહેવું ન જોઈએ. સ્ત્રી પુરુષની સમાનતાના યુગમાં બન્ને વચ્ચે સરખી ઉંમર હોય કે એકાદ બે વરસ નાની મોટી હોય તે પુખ્ત ઉંમર પછી સ્વાભાવિક ગણાવું જોઈએ. ઘરની જવાબદારી પુરુષને ઉપાડવાની છે તે રીતે તે ઉપાડી શકે તેવો હોવો જોઈએ. આથી બે વર્ષ છોકરી નાની હોય તેને યોગ્ય ગણવામાં આવે છે તો કોઈ વખત બંને જણાં



બધી રીતે યોગ્ય હોય અને તે પરણવા માગતાં હોય તો છોકરી કેવળ એક બે વર્ષ મોટી છે તે ખોડ ગણાવી ન જોઈએ. આજે કટુંબનિયોજનને લીધે સ્ત્રીને બે ત્રણ સુવાવડથી વધુ ઘસારો પડવાનો નથી. એટલે જો એ બહારના ક્ષેત્રે સંઘર્ષભરી કામગીરીમાં નહિ હોય અગર કેવળ ગૃહિણીનું કાર્યક્ષેત્ર હશે તો પુરુષ કરતાં એને ઓછો ઘસારો પડશે અને સરખી ઉંમર હશે તો પણ પુરુષ કરતાં એ નાની દેખાશે.

અપવાદરૂપ સુખદ દાખલા એવા પણ છે કે બ્રિટનના સમાજવાદી આગેવાન સ્વ. પ્રો. હેરલ્ડ લાસ્કી કરતાં એમનાં પત્ની ૭ વર્ષે મોટાં હતાં. એમનું દામ્પત્ય સુખી હતુ અને તેમના પરિચયમાં આવેલા સ્નેહીઓ અને વિદ્યાર્થીઓ એની પ્રશંસા કરે છે. આથી પણ વધુ ઉંમરના તફાવતના દાખલા પણ બનેલા છે. આ દાખલાઓને અપવાદ ગણી શકાય. પરંતુ એમાથી તારવવાનું એ છે કે હવે મોટી ઉંમરનાં લગ્ન વધતાં જવાનાં છે ત્યારે એકાદ બે વર્ષ છોકરી મોટી હોય તેવા પ્રસંગો પણ બનવાના અને તેમા કંઈ અઘટિત નથી તેમ બંનેને લાગવું જોઈએ

એક કાળે ૪૫ વર્ષનો પુરુષ ૧૫ વર્ષની છોકરી સાથે લગ્ન કરવામાં અરેરાટી નહોતો અનુભવતો, પરંતુ આજે એ હાલત નથી. કન્યાના માબાપ તૈયાર નથી, ખુદ છોકરી ઇન્કાર કરે છે અને પરણનાર પુરુષમાં પણ નાની છોકરીનો ભવ ન બગાડવાની ભાવના જાગી છે. એ કારણે મોટી ઉમરે વિધુર થયેલા પુરુષો મોટી ઉંમરની વિધવા સાથે પુનર્લગ્નની ઇચ્છા બતાવતા હોય છે છતા જો એવા લગ્નો ન થઈ શકતાં હોય તો મોટી ઉંમરની વિધવા પુનર્લગ્ન માટે તૈયારી હોતી નથી, તે માટે સામાજિક પરિસ્થિતિ કારણભૂત છે.

આથી બન્ને વચ્ચે ઉંમરનો વધુમાં વધુ તફાવત કેટલો હોવો જોઈએ, તેનો આધાર કઈ ઉંમરે લગ્ન થાય છે તે ઉપર પણ રહે છે. બાળલગ્નની વય પ્રમાણે ૧૫ વર્ષ પૂરાં થયેલી કન્યાનું લગ્ન હોય તો એ જ રીતે ૧૮ વર્ષ પૂરા થયેલાં હોય તે છોકરાની કાયદાની ઉંમર હોય તો તે સૌથી વધુ યોગ્ય છે. ૨૦ વર્ષ છોકરાની ઉંમર હોય ત્યાં સુધી, પાંચ વર્ષનું અંતર વધુમાં વધુ હોય ત્યાં સુધી તે યોગ્ય ગણાય કન્યા ૧૫ વર્ષની સગીર ઉંમરમાં છે તો છોકરાની ૨૦ વર્ષની ઉંમર સગીરની ઉંમરથી વધુ પડતી દૂર નથી. આમ બન્ને વચ્ચે રુચિ, વિકાસમાં ઝાઝું અંતર હોવાનો સંભવ નથી ૨૦ વર્ષની છોકરી હોય ત્યાં સુધી આ અંતર પાંચ વર્ષનું વધુમાં વધુ યોગ્ય ગણી શકાય ૨૨ વર્ષની છોકરી હોય તો અંતર સાત આઠ વર્ષ સુધી લંબાય અને વર ૩૦ વર્ષનો હોય ત્યાં સુધી યોગ્ય ગણાય. બન્ને પુખ્ત વયના છે છોકરી પુખ્ત વયની ભરજુવાનીમાં પ્રવેશી છે. તો યુવક એ જુવાની વટાવી ગયો નથી. આ રીતે એ અંતરથી રુચિભેદની અસમાનતા આવી જવાનો સંભવ નથી. ૨૫–૨૭ વર્ષની ઉંમરે છોકરી પહોંચી હોય તો ખાસ્સા દસકાનું અંતર હોય ત્યાં સુધી એ વધુ ન ગણાય.

આ પસંદગી માટેનું સામાન્ય ધોરણ થયું, બાકી અસામાન્ય દાખલા પ્રેમલગ્નમાં બનવાના ખરા. '૪૧ની સાલમાં સાક્ષર રામનારાયણ વિ. પાઠકે ૫૬ વર્ષની ઉંમરે ૨૬ વર્ષનાં શ્રી હીરાબહેન મહેતા સાથે લગ્ન કર્યું હતું એમાં ખાસ્સું ત્રીસ વર્ષનું અંતર હતુ. પરંતુ આ લગ્ન હીરાબહેને પ્રેમને વશ થઈને કર્યું હતું અને એમનાં માબાપનો વિરોધ હોવાથી છાનુંમાનું કર્યું હતું. એ દામ્પત્ય એક દસકો ચાલ્યું. પાઠકસાહેબને સ્વર્ગસ્થ થયા આજે દસ વર્ષ થઈ ગયાં છતાં હીરાબહેન એ પ્રેમભક્તિમા વૈધવ્યકાળમાં પણ એવાં જ મસ્ત છે અને એ લગ્નનો એમને પસ્તાવો નથી પણ એને જીવનનો અનેરો લહાવો ગણે છે.

પરંતુ આવા અપવાદરૂપ દાખલાને નિયમ ન બનાવી શકાય કે એનો દાખલો લેવાની કોઈને સલાહ આપી ન શકાય. પસંદગીના પ્રશ્નમાં ઉપર ચર્ચા

બળવંત નાયક

# વરસાદની રાણી

દરેક પ્રજામાં વહેમ અને અજ્ઞાનતા ભય પડયાં હોય છે અર્ધ વિકસિત પ્રજામાં વહેમો વધારે પ્રબળ હોય છે. આફ્રિકામાં પણ આવા વહેમો પાછળ અનેક કથાઓ ભરી પડી છે એવી એક વહેમકથાને જાણીતા આફ્રિકાવસી સર્જક તેમની આગવી શૈલીથી બહેલાવે છે......

સહરાના રણની પશ્ચિમે આવેલ આફ્રિકા ! આ પ્રદેશ આફ્રિકાનો લીલો હરિયાળો પ્રદેશ છે. જ્યાં જુઓ ત્યાં લીલુંછમ. ડુંગરા પણ હરિયાળા. ડુંગરાની ટોચ પર બરફ.

કહેવાય છે કે આવો આ પ્રદેશ લીલોછમ રહે છે તે મુજાજીને લીધે. આ મુજાજી તે જ પેલી વરસાદની રાણી. કોંગોથી તે દક્ષિણ-આફ્રિકા સુધીના પ્રદેશમાં એ વરસાદ લાવે છે. આ રાણીનું મૂળ વતન છે રહોડેશિયા, બાલો બેડુ નામના આદિવાસીઓની એ રાણી. ખરું પૂછો તો ભૂવા અને જાદુગરોની એ રાણી કહેવાય છે. એને કોઈએ જોઇ નથી. કારણ કે એ જોઈ શકાતી નથી એમ આદિવાસીઓ માને છે. આમ છતાં પવનની લહેરનો જેમ અનુભવ થાય છે તેમ એના પ્રતાપનો અનુભવ એ લોકોને થાય એમ તેઓ માને છે. દુકાળ પડતાં જ એવો અનુભવ એ લોકો કરે છે.

મુજાજી અને એના જાદુઈ ચમત્કારોની અનેક વાતો આ પ્રદેશના લોકોના મોંએ સાંભળવા મળે છે.

વર્ષો પહેલા મોખાલાકા (હાલનું રહોડેશિયા)માં કારંગા નામના આદિવાસીઓ રહેતા. એનો સરદાર ભારે કુશળ. ખૂબ બળવાન એની પાસે સંખ્યાબંધ સૈનિક. સરદાર પાસે ખાણો ખોદવામાં કુશળ એવા અનેક માણસો પણ હતા. આ લોક પથ્થરનાં મોટાં મોટાં મકાન બાંધતા હોવાનું પણ કહેવાય છે.

આ સરદારને એક જ કન્યા. એનું નામ મુજાજી. રૂપમાં એ રાણી સરખી રૂપાળી જેટલી રૂપાળી તેટલી જ શાણી. કારંગા આદિવાસી યુવાનો ઉપરાંત આસપાસની બીજી ટોળી અને છેક કોંગો-યુગાન્ડાં અને કિનિયાના યુવાનો પણ એના રૂપમાં અંજાઈ એના હાથની માગણી કરતા હતા. એના પર અનેક ભેટ-સોગાદો આવતી. મુજાજીને થતું કે એનું રૂપ એક દિવસ એને માટે સત્યાનાશ લાવશે. અને એનો એ ડર સાચો પડયો. ખૂદ પોતાનો ભાઈ એના રૂપ પર મોહી પડયો. મુજાજીને મરવા જેવું લાગ્યું. પણ શાણપણથી એણે વિચાર કર્યો. અને એણે એક યુક્તિ શોધી કાઢી.

બિમાર પિતાના અવસાન બાદ મુજાજી માટે ભાઈ સાથે રહેવું તદ્દન અશકય બની ગયું. એણે તો એક દિવસ ચાલે એટલો ખોરાક લઇ ત્યાંથી છૂપી રીતે ભાગી જવાની તૈયારી કરી. ભાઇને શંકા ન જાય માટે એને કહ્યું : 'હું આપણા પિતા તેમજ પિતૃઓની કબર આગળ પ્રાર્થના કરવા આવતી કાલે જનાર છું બીજે દિવસે પાછી આવીશ.' એમ કહી દક્ષિણે લીંપોપાના જળાશયની પેલે પાર તે નાસી છૂટી અહીં એના સૈનિકો એને મળવાના હતા.

મુજાજીના ભાગી ગયાના સમાચાર એના ભાઇને મળ્યા એ તો એ વાત સાંભળી રાતોપીળો થઇ ગયો. એણે એના બળવાન સૈનિકોને મુજાજીની શોધ કરવા આખો દક્ષિણ પ્રદેશ ફેંદી વળવાના હુકમો છોડયા. બહાદુર સૈનિકો છેક કિનારાના પ્રદેશ સુધી ફરી વળ્યા. પણ મુજાજીનો કયાંય પત્તો લાગ્યો નહિ. એ સૈનિકો નિરાશ થઇને પાછા સરદાર પાસે પહોંચ્યા.

---

કરી તેમ મોટી ઉંમરે દસ વર્ષનું અંતર અને નાની ઉંમરે પાંચ વર્ષનું અંતર વધુમાં વધુ હોય તે અઘટિત નથી વળી લગ્ન ઇચ્છનાં યુવતી-યુવકે ૨૫-૩૦ વર્ષની ઉંમર સુધીમાં એ પ્રશ્ન વિવેક-પુરઃસર ઉકેલી નાખવો જોઈએ. મા-બાપોએ પણ તેમાં સક્રિય બની ભાગ ભજવવો જોઈએ.





સરદાર પણ ખૂબ ગુસ્સે થયો. પણ શું કરે ?
મુજાજી અને એના વિશ્વાસુ સૈનિકો હવે સલામતી માટેનું સ્થળ શોધતા હતા એ સૈનિકો દરરોજ આસપાસના પ્રદેશમાં જાય ત્યાંના નવા–નવા વિચિત્ર સમાચાર લાવે
એક દિવસ એક યુવાન સૈનિક સમાચાર લાવ્યો એનું નામ હતું થાના એ ખૂબ રૂપાળો હતો હસતા હસતા તે બોલ્યો રાણીસાહેબા ! હું અહીંથી થોડેક જ દૂર આવેલ રળિયામણો પ્રદેશ જોઈ આવ્યો છું એ છે ખીણનો પ્રદેશ હરિયાળી એ ખીણનાં સુંદર ઝાડો છે ફળફૂલ છે ખીણમાં નાના મોટા અસંખ્ય ઝરણાં છે રંગબેરંગી પંખી છે હરણાં છે આ બધાં જાનવર ત્યાં કોઈના ડર વિના ફરે છે શિકારનો કોઈને ભય નથી જમીન પણ ફળદ્રૂપ છે રાણીસાહેબા ! આપણે લોક ત્યાં ...
મુજાજી તો આ રૂપાળા યુવાનની વાત સાંભળી જ રહી ટીકી ટીકીને એની સામે જોઈ રહી પોતાના વિશ્વાસુ સૈનિકોમાં આવો સોહામણો યુવાન હશે એનો એને ખ્યાલ ન હતો રાણી તો જાણે કોઈ નવા પ્રદેશમાં ક્યારની ઊડી ગઈ હતી તે કશું બોલતી ન હતી યુવાન સૈનિક ફરીથી બોલ્યો
રાણી રાણીસાહેબા !
મુજાજી જાણે સ્વપ્નમાંથી જાગી બોલી 'બોલો શું છે ?'
યુવાન સૈનિક શાંત બની બેબાકળો થઈ રાણી તરફ જોઈ રહ્યો
મુજાજીએ હસતા હસતા કહ્યું " 'યુવાન તારી વાત મે ખૂબ જ ધ્યાનપૂર્વક સાંભળી છે પણ આપણે ત્યાં સુરક્ષિત રહી શકીશું ?'
'જરૂર જરૂર, રાણીસાહેબા ! એ ખીણની અંદરના ભાગમાં એક ઊંડી અને અંધારી બખોલ છે હું અંદર ગયો ન હતો પણ મને ખાતરી છે કે મુશ્કેલીના સમયમાં આપણા લોક એ બખોલનો જરૂર ઉપયોગ કરી શકશે '
મુજાજીએ પોતાના બીજા વિશ્વાસુ સૈનિકોને આ વાત કરી એમની સલાહ માગી આખરે એમણે એ સ્થળે જવાનું નક્કી કર્યું
અંધારી રાતે એમની એ ટોળી પેલી ખીણ તરફ વધી સૌને મોખરે હતો પેલો યુવાન સૈનિક એની બાજુમાં હતી મુજાજી બીજા સૈનિકો એમની પાછળ હતા
રાત આખીના પ્રવાસ બાદ વહેલી સવારે એ ટોળી ખીણ આવી પહોંચી. બાજુની ટેકરીની ટોચ ઉપરથી એ ખીણનું દૃશ્ય જોઈ મુજાજી તો ખુશખુશ થઈ ગઈ યુવાન સૈનિકે કરેલ વર્ણન કરતા પણ એ ખીણ મુજાજીને વધુ સુંદર લાગી એની બાજુમાં જ ઊભેલ થાના તરફ એ જોઈ રહી હસીને બોલી
થાના તું જેટલો બહાદુર છે તેટલો જ સુંદર છે, સોહામણો છે ખરે જ તારામાં રહેલી સૌંદર્ય–દૃષ્ટિને લીધે જ તે આવું સુંદર સ્થળ આપણા માટે અરે ! આપણા લોક માટે શોધી કાઢ્યું છે'
આ રમણીય સ્થળને મુજાજીના વિશ્વાસુ સૈનિકોએ સુંદર રહેઠાણને લાયક બનાવી વધુ સુંદર બનાવ્યું અહીં એ આદિવાસીઓ રહેવા લાગ્યા સલામતીનો એમને જો કે ડર હતો પણ બહાદુર સૈનિકો એમના ભાલા સાથે હમેશ સજ્જ રહેતા એ ખીણમાં એમણે ખેતી પણ કરવા માંડી
એક દિવસ, સાંજે મુજાજી પોતાના વફાદાર સૈનિકોની વચ્ચે બેસી બોલી રહી હતી 'બહાદુરો ! આ સ્થળને વધુ સુંદર વધુ રમણીય બનાવ્યું છે આપણે અહીં ખેતી કરી સુંદર પાક ઉતારવા માંડ્યો છે આપણે શાંતિભર્યું જીવન જીવીએ છીએ પણ મને કંઈક ડર લાગી રહ્યો છે '
'કેવો ડર ?...બોલો રાણીસાહેબા ? શેનો ડર ?' એક વૃદ્ધ બોલ્યો
મુજાજી થાના તરફ જોઈ રહી થાના નીચું જોઈ જમીન ખોતરી રહ્યો હતો
યુવાન રાણી બોલી વીરો ! મને ડર છે કે આપણું આ સુખ આપણી આ આબાદી બીજી

ટોળીવાળા સાંખી શકશે નહિ. એમને ફક્ત આ સ્થળની જાણ જ થવી જોઈએ. ઈર્ષાળુ અને લોભી માણસો આપણું આ સુખ છિન્ન ભિન્ન કરી નાખશે, આપણાં ખેતરો ઉજ્જડ બનાવી દેશે. આપણા આ હરિયાળા પ્રદેશને લોહિયાળો બનાવી દેશે...મને બીજો કશો ડર નથી...'

એણે ફરીથી થાના સામે જોયું. હજી એ નીચું જોઈ જમીન ખોતરી રહ્યો હતો.

ત્યાં જ માતાલા બોલ્યો : ' રાણીબા ! તમારો ડર સાચો છે. પણ ડરથી ભયભીત થાય તે કારંગા નહિ. કારંગા આદિવાસીઓ બહાદુર પ્રજા છે. એ પ્રજાના રાજાની કુંવરી આમ ડરે તે આપણને શોભે નહિ.'

ઘડીભર વાતાવરણમાં શાંતિ ફેલાઈ. વૃદ્ધ માતાલા પોતાની સફેદ દાઢીમાં આંગળીઓ ફેરવવા લાગ્યો. મુન્નજી નાની હતી ત્યારથી એને ઓળખતી. એ વૃદ્ધ એમના ઘરનો પૂજારી અને જૂનો ભૂવો. એના પિતા પણ જ્યારે મુંઝાતા ત્યારે માતાલાની સલાહ લેતા.

મુન્નજી બોલી : ' માતાલા, મને મારા બહાદુર સૈનિકો પર પૂરેપૂરો વિશ્વાસ છે, એમની શક્તિનો મને ખ્યાલ છે. પણ ક્યારેક શક્તિનાં પારખાં બતાવવાં કરતાં પ્રેમથી જો માણસને જીતવામાં આવે તો...'

'હું પણ એમ જ કહું છું. બે'નબા ! તમને આસપાસના બીજા ટોળીવાળાનો ભય છે. અમને પણ એ ઈર્ષાળુ લોકોનો ડર છે. પણ આપણે ક્યાં એમને લડાઈમાં ઉતારવા છે ? હા આપણા ઘર પર કોઈએ હુમલો કર્યો છે તો આ બહાદુર સૈનિકોના કાંડામાં જેટલું જોર છે તે તમામ જોરથી એમને ખોખરા કરીશું પણ આપણે તો એમને પ્રેમથી જીતવા છે...!'

' હા. હું પણ એવો જ વિચાર કરતી હતી...અને મારે એ સંબંધમાં તમારી સલાહ અને દોરવણીની જરૂર છે'

યુવાન થાનાએ સહેજ માથું ઊંચુ કર્યું. એણે એક વખત મુન્નજી તરફ અને બીજી વખત માતાલા તરફ જોઈ લીધું.

ત્યાંથી ઊભો થઈ બાજુના ઝાડના ટેકે ઊભો રહેતાં થાના બોલ્યો : ' જંગલી માણસોને તો ભાલાથી જ કાબૂમાં લાવી શકાય. આપણા સુખનો ભંગ કરનારને તમે પ્રેમથી જીતવાની વાત કરો છો ?'

શાંત વાતાવરણમાં ભયંકર શાંતિ ફેલાઈ ઊઠી.

મુન્નજી થાના સામે જોઈ રહી.

વૃદ્ધ માતાલા પોતાની સફેદ દાઢી પર હાથ ફેરવી રહ્યો હતો.

શાંતિનો ભંગ કરતાં માતાલા બોલ્યો : ' રાણી-સાહેબા ! આપણે આપણી આબાદી જાળવી રાખવી હોય તો આપણી આસપાસના લોકો સાથે આપણે ભાઈચારાનો સંબંધ કેળવવો જ રહ્યો.'

' પણ જે લોકો તમારી આબાદી ઝૂંટવી લેવા તત્પર બન્યા હોય તેમને શું આ ખીણની આબાદી લૂંટાવી દેવી છે ?' આંખમાં વરસતાં ઝેર સાથે થાના બોલ્યો.

' ના. વેરઝેરથી નહિ, બહાદુરીથી નહિ. વરસાદથી આપણે એ લોકોનાં દિલ જીતીશું !' માતાલા બોલ્યો.

' વરસાદની મદદથી ?' આશ્ચર્યચકિત બની મુન્નજી બોલી.

' હા, શાક્ષાત વરસાદની રાણી જ્યાં હાજર હોય ત્યાં પછી ડર શેનો ?' માતાલાએ થાના તરફ જોઈ કહ્યું. યુવાન થાના રૂપવતી મુન્નજી તરફ જોઈ રહ્યો. વૃદ્ધ માતાલાએ આગળ ચલાવ્યું : 'બે'નબા ! તમને તો ખબર છે જ કે તમારા કુટુંબને વરસોથી એ દુર્લભ વારસામાં મળ્યો છે, અગાઉ તમારા દાદા વરસાદના જાદુગર મનાતા. પછી તારા બાપુ અને હવે..........!'

' ...હવે એ દુર્લભ વારસામાં મારા દુષ્ટ ભાઈને મળ્યો. ' મુન્નજી બોલી.

માતાલાએ કહ્યું : ' તેથી કંઈ ડરવાની જરૂર નથી. એ વિદ્યા તો તને પણ શીખવવામાં આવી છે.'

યુવાન રાણી બોલી : ' નાની હતી ત્યારે ભાઈ સાથે મને એ વિદ્યા શીખવવામાં આવી હતી. પણ

હવે તો હુ એ વિદ્યા ભૂલી ગઈ છુ '

'પણ બે'ન !! તમને તો ખબર છે કે હુ તમારા ઘરનો પૂજારી અને ભૂવો હતો હુ કઈ પૂજારીનો મારો ધધો ભૂલી ગયો નથી આપણા વડવાના આત્માને (પ્રેતાત્મા) પૂજા કરી બોલાવવાનો ઈલમ હજી આજે પણ હુ અજમાવી શકુ એમ છુ એમને બોલાવી એમની મદદ આપણે માગીએ ' માતાલા બોલ્યો

અડધી રાત પસાર થઈ ગઈ હતી આકાશમા નાના મોટા તારા ટમટમી રહ્યા હતા વાતાવરણ ઠડુ હતુ બાજુના જગલ પરથી મધુર પવન આવી રહ્યો હતો માતાલાની વાત સૌએ માન્ય રાખી અને સૌ શાતિથી વિખેરાયા

*

બીજે દિવસે માતાલાએ પ્રેતાત્માને બોલાવવાના પ્રયોગ આદરી દીધા એ માટે બાજુની બખોલ સાફ કરવામા આવી બખોલની અદરના ભાગમા માતાલાએ પોતાનુ સ્થાન લઈ લીધુ વૃદ્ધ સૈનિકની જગ્યાએ તેણે ભૂવાનો પાઠ ભજવવાનુ શરૂ કર્યું. તેણે પોતાનો ઈલમ અજમાવવાનુ ચાલુ કર્યું થોડા જ સમયમા એકાએક જ્યોત થઈ તેમાથી અનેક રગની જ્વાળા ફાટી નીકળી એ જ્વાળાનો ચમકારો ભારે હતો પણ એની ઉષ્ણતા ન હતી હવામા હલનચલન થતુ દેખાયુ ધીમે ધીમે એક આકૃતિ દેખાવા લાગી હવે એ આકૃતિ સ્પષ્ટ પણે દેખાતી હતી આકૃતિ બોલવા લાગી 'મુજાજી! મુજાજી!! મેં ન તે મને શા માટે યાદ કર્યો?'

મુજાજી તો આકૃતિ જોઈ ડરવા લાગી વળી બખોલમા વૃદ્ધા માતાલા અને મુજાજી સિવાય બીજા કોઈને દાખલ કરવામા આવ્યા ન હતા એને એને વધુ ડર લાગવા માડયો

પ્રેતાત્મા હસવા લાગ્યો: 'મુજાજી બેટા! શા માટે ડરે છે? મારી સહાય મેળવવા તુ તૈયાર થઈ હતી એટલે જ હુ અહીં તારી સમક્ષ આવ્યો છુ તને શાનો ડર છે તે પણ હુ જાણુ છુ એ અગે તારે જાણવુ છે ખરુ ને?'

મુજાજી ધીમેથી બોલી હા

પ્રેતાત્મા બોલ્યો મુજાજી તને જે જગલની આદિવાસીઓનો ડર છે તેમને જીતવાનુ કામ સહેલુ નથી ભાલાની મદદથી તુ એમને કાબૂમા રાખી શકશે નહિ તારે ભાગે કુશળતાથી એ કામ કરવુ પડશે '

'પણ મને કઈ સમજણ પડતી નથી તમે સલાહ આપો!

'બેટા! માણસનુ પેટ જો ભરાયેલ હોય તો પછી તે બહુ ખરાબ નથી બનતો તારી આસપાસના કેટલાક પ્રદેશ વેરાન પડયા છે ત્યા વરસાદ પણ અનિયમિત વરસે છે મોટે ભાગે એ પ્રદેશોમા સારો પાક થતો નથી લોકો ગરીબ છે ત્યા ભૂખમરો છે આવા લોકો તમારી આબાદી પર ડોળો રાખે એવુ બને ખરુ

'અમારે એમને મદદ કરવી છે પણ કેવી રીતે?'

'ખેતી માટે વરસાદની જરૂર છે જમીન ફળદ્રૂપ બનાવવા માટે પણ વરસાદ હોવો જોઈએ તારા બાપદાદા તો વરસાદના રાજા મનાતા હતા તારા પિતાની વિદ્યા પર તુ પણ આધાર રાખ આસપાસના વેરાન પ્રદેશના આદિવાસીઓને તુ વરસાદ આપી જરૂર મદદ કરી શકે એમ છે આમ તુ દુકાળનો ભય દૂર કરશે એટલે એ લોકો તને પૂજવા લાગશે

પણ વરસાદ લાવવાની એ જૂની વિદ્યા મારી પાસે નથી'

'એ ચાર વિદ્યા છે તે તુ મેળવી લે એટલે માતાના તને એ ચાગ્ય વિદ્યાનો ઉપયોગ બતાવશે.'

'એ ચાર વિદ્યા કઈ?

પ્રેતાત્મા બોલ્યો સૌથી પહેલી વિદ્યા છે શક્તિ મેળવવાની એ શક્તિ મળતા ધારેલા કામ કરી શકશે ઉત્તરે આવેલા બાવેડા નામના આદિવાસીઓ પાસેથી એ માટેની ઔષધિ મળશે બીજી ઔષધિ-વિદ્યા છે હોંશિયારી—શાણપણની ખરુ જોતા એ







એ ઔષધિ છે. ત્રીજી ઔષધિ છે જાદુની. એની મદદથી અનેક જાતનાં પરિવર્તન લાવી શકાય છે. આ ઔષધિ તારી પોતાની પ્રજા પણ જાણે છે. તારા બાપદાદા રહેતા હતા તે જૂના મહેલોમાં એ ઔષધિ છે. પણ ત્યાં વિકરાળ વનરાજો રહે છે. આ ચારેય વિદ્યા–ઔષધિ મેળવતાં અનેક મુશ્કેલી આવશે. એમાંથી પાર ઊતરતાં તમારો વિજય થશે.'

'પણ ચોથી ઔષધિ તો રહી ગઈ.'

'ચોથી ઔષધિ તો તારી પાસે જ છે. એ તું આપી શકશે તો તું અમારો તેમ જ તારી પ્રજાનો પ્રેમ સંપાદન કરી શકશે.'

'મારી પાસે તો એવું કંઈ નથી, દેવ.'

વાતાવરણમાં થોડો સમય શાંતિ ફેલાઈ ગઈ. પછી પ્રેતાત્મા ધીમેથી બોલ્યો : 'બેટા, તને સૌથી વધુ પ્રિય એવી વસ્તુનું બલિદાન આપવું પડશે, પણ આ બલિદાન તેની રાજીખુશીથી દેવાનું હશે. એ જ વ્યક્તિ આકાશનો તારો દૂત બનશે.'

આટલું બોલી પેલો પ્રકાશ ધીમે ધીમે અદૃશ્ય થઈ ગયો. અવાજ બંધ થઈ ગયો. મુન્જાજી અને માતાલા ધીમે ધીમે ગુફામાંથી બહાર આવ્યાં.

*

યુવાન થાના પોતાની રાજીખુશીથી આ કામ કરવા તૈયાર થયો. જંગલો વટાવતો, પહાડો ઓળંગતો અને નદી–સરોવરો પાર કરતો થાના તો પહોંચ્યો બાવેંડા આદિવાસીઓના પ્રદેશમાં. આ લોક પહાડની ટોચ પર રહેતા હતા. થાના ત્યાં પહોંચ્યો ત્યારે એ સ્થળે કૂતરાં, બતકાં અને મરઘાં જ દેખાયાં. માણસનું નામનિશાન ન દેખાયું. એને ખૂબ આશ્ચર્ય થયું. એવી જ દશામાં તે આગળ વધ્યો. ઝૂંપડાં ખાલી હતાં. પણ ચૂલાનો દેવતા સળગતો હતો. ક્યાંક ક્યાંક ચૂલા પર માટીનાં વાસણ હતાં. ત્યાં જ એણે દૂરથી કોઈ ઢોલકનો અવાજ સાંભળ્યો. થાના એ અવાજની દિશામાં આગળ વધ્યો. એ રસ્તે તે પર્વતની ટોચ પર પહોંચી ગયો. ત્યાંથી એણે નીચે જોયું ત્યાં એક સરોવર હતું. સરોવર પહાડોની ઊંડી ખીણમાં આવ્યું હતું. આ સરોવરમાં બાવેંડા જાતના લોકોના પ્રેતાત્મા રહેતા હોવાનું મનાતું હતું. સરોવર પાસે લોકોનું એક મોટું ટોળું જમા થયેલું હતું. ટોળાંની વચ્ચે અગ્નિ સળગતો હતો. ઢોલના અવાજ સાથે ટોળું નાચતું હતું. અગ્નિ આગળ કેટલીક યુવાન કન્યા ચિત્રવિચિત્ર રીતે નાચતી હતી.

થાના એક ઝાડીમાં લપાઈ છૂપાઈ ગયો. ત્યાંથી તે આ બધું જોઈ રહ્યો. એ ટોળામાં ભૂવા અને જાદુગરો હતા. ઘાસમાંથી બનેલી એક આકૃતિ હવામાં ઊંચી વધી રહી હતી. સીસોટીના જેવો અવાજ થઈ રહ્યો હતો. અને એવી જ સ્થિતિમાં એ આકૃતિ વાતચીત કરી રહી હતી.

ત્યાં જ ટોળામાં અચાનક કોઈ વિચિત્ર ખળભળાટ મચ્યો. એક પ્રકારનો કોલાહલ મચી ગયો. અગ્નિની આસપાસ નાચતી યુવાન કન્યામાંથી એકને ભૂવાએ પકડી. બીજી બધી યુવતી એકદમ ત્યાંથી નાસવા લાગી. બે એ યુવતી પેલી કન્યાને છોડાવવા મથી રહી હતી. આ કન્યા તેમની બહેન હતી. ભૂવાએ પેલી યુવતીઓને ઝડી નાખી અને ભગાડી મૂકી. પછી પેલી યુવાન કન્યાને તેમણે સરસ કપડાં પહેરાવ્યાં. તેના શરીર પર ઔષધિઓ છાંટી. તેને સરોવરનાં પાણી તરફ ખેંચવા લાગ્યા. યુવતીને સરોવરનાં પાણીમાં ઉતારવામાં આવી, સાથળ જેટલે પાણી પહોંચ્યાં ત્યાં પાણીમાં ભયંકર ખળભળાટ થયો. લોકોએ ભયંકર કિકિયારી પાડી. વિચિત્ર અવાજ કર્યો. પાણીમાંથી એક મોટો નાગ બહાર આવતો દેખાયો. એ નાગે યુવતી ફરતે ભીંસ નાખવા માંડી.

થાના આ દૃશ્ય જોઈ શક્યો નહિ, ઝાડીમાંથી બહાર નીકળી તે સરોવર તરફ દોડ્યો. યુવતીને તેણે બચાવવી હતી. પણ જમા થયેલ લોકોએ તેને આમ કરતાં અટકાવ્યો. લોકોએ તેને પકડી રાખ્યો. નાગ ધીમે ધીમે યુવતીના શરીર ફરતાં વીંટાળાઈ વળ્યો. પછી યુવતીને ધીમે ધીમે પાણીમાં ખેંચી ગયો. થાના એ જોઈ રહ્યો.



બીજે દિવસે એ પહાડી આદિવાસીઓ ઉત્સવ મનાવી રહ્યા હતા. એમના મુખી સમક્ષ થાનાને ખડો કરવામાં આવ્યો. મુખી બોલ્યો : 'જંગલી યુવાન! તને ખબર છે તેં શું કર્યું હતું ?'
થાના કશું બોલ્યો નહિ
મુખીએ કહ્યું : 'તેં અમારા જળદેવતાનું અપમાન કરવાનો પ્રયત્ન કર્યો હતો. એની સજા એટલે ભયંકર રીતે મોત પણ આજે અમારો જળદેવતા ખુશ છે. તેણે અમારી એક કન્યાનો ભોગ સ્વીકાર્યો છે. અમારું આખું વરસ સારી રીતે હવે પસાર થશે. અને એટલે જ હું એ મોતની સજા ફરમાવતો નથી. ...... તારી રાણીએ તને અહીં શા માટે મોકલ્યો છે તે પણ હું જાણું છું.........
થાના આશ્ચર્યથી તેની સામે જોઈ રહ્યો. બોલ્યો : 'તમને એની કેવી રીતે જાણ થઈ ?'
'મારી જાદુ વિદ્યાથી !
થાના નીચું જોઈ રહ્યો.
મુખી બોલ્યો : 'તું અમારા પ્રદેશમા જીવતો આવ્યો એ જ તારું નસીબ તું ખરેજ બહાદુર લાગે છે અને બહાદુર બાવેંડા કોઈ બહાદુરને સજા ફરમાવતા નથી. એની શક્તિનો પરચો જોવે છે યુવાન! તારી રાણીને જે ઔષધિ જોઈએ છે તે તેને મળશે તેં પેલો નાગ જોયો છે ને! એ નાગ પોતાની કાંચળી ઉતારે છે. એમાંથી તૈયાર કરવામા આવેલ કોથળીમાં એ દવા ભરવામા આવી છે. તારી રાણીને એક હજાર વરસ ચાલે એટલી દવા એમાં ભરવામાં આવી છે.'

થાના મુખીનો આભાર માનવા જતો હતો ત્યાં જ મુખી બોલ્યો : 'પણ યુવાન! એ કોથળી મારા એક અલમસ્ત સરદારની કમરે બાંધી હશે. તારે એની સાથે લડાઈમાં ઊતરવું પડશે. એને જો તું હરાવી શકશે તો તને પેલી 'શક્તિ' મળશે. અને સાથે જ પેલી ઔષધિ મળશે. જો હાર્યો તો તારે મોતને શરણે જવું પડશે'

*

યુવાન થાનાએ હસતાં હસતાં એ શરત માન્ય રાખી. ઢોલ અને નગારાં વાગવા લાગ્યાં. તમામ આદિવાસીઓ આ લડાઈ જોવા ગોળાકાર કુંડાળામાં ઊભા રહી ગયા. બાવેંડા યોદ્ધો અને થાના સામ સામે ઊભા. તેઓ એક બીજા સામે ભાલા ઉગામવા લાગ્યા. બન્ને યોદ્ધા બાહોશ હતા. બન્ને પોતાની કળામાં પારંગત હતા. હોશિયારીથી બન્ને લડી રહ્યા હતા. અને એક બીજાના ઘા ચૂકવતા હતા. આમ લડાઈ ચાલુ રહી. કોણ જીતશે તે કહેવું મુશ્કેલ બની ગયું. એવામાં સામા યોદ્ધા સામે થાનાએ બરાબર નિશાન તાકી ભાલો ઉગામ્યો. તાક્યું નિશાન બરાબર લાગ્યું. થાનાનો ભાલો બાવેંડા યોદ્ધાની છાતીની આરપાર નીકળી ગયો. યોદ્ધો બીજી જ પળે ધરતી પર ઢળી પડ્યો.
સરદારે થાનાને એની બહાદુરી બદલ શાબાશી આપી. વચન પ્રમાણે મરેલા યોદ્ધાની કમ્મરેથી પેલી કાંચળીની કોથળી એને કાઢી આપી. એ કોથળી લઈ થાનો ઉત્સાહભેર સ્વદેશ પહોંચ્યો.

'શક્તિ'ની આ ઔષધિ લઈને થાનો જ્યારે પોતાની રાણી પાસે પહોંચ્યો ત્યારે એ ટોળીવાળાએ થાનાનું ભારે બહુમાન કર્યું. એના માનમા જલસો ગોઠવવામાં આવ્યો. ગામઠી દારૂની મહેફીલ ઊડી. અને રાતે નૃત્ય સમારંભમાં ખુદ મુજાજી થાના સાથે ખૂબ નાચી થાનાને એની સાથે નૃત્ય કરવામાં ભારે માન લાગ્યું. એને ખૂબ ખૂબ આનંદ થયો. રાણી સાથે નૃત્ય કરવાનું માન ભાગ્યે જ કોઈ યુવાનને મળ્યું હશે. થાના પોતાને ભાગ્યશાળી માનતો હતો. મુજાજી પણ પોતાને ભાગ્યશાળી માનતી હતી. થાના માટે કોઈ અકથ્ય ભાવોનો તે અનુભવ કરવા લાગી. અને એટલે જ બીજી વખતે થાના સફરે જવા રવાના થયો ત્યારે મુજાજીને આનંદ સાથે રંજ (દુ:ખ) પણ થવા લાગ્યો

પશ્ચિમનો આ પ્રદેશ એટલે ઊંચા ઊંચા ડુંગરા અને લાંબી લાંબી નદીઓનો પ્રદેશ. એ પ્રદેશ લીલો છમ, ફળદ્રૂપ પણ એટલો જ. થાના ડુંગરા પાર કરી, નદી ઓળગી એ સુંદર પ્રદેશમા આવ્યો.

અહીં ન્ડુએલે જાતના આદિવાસીઓ રહેતા હતા. આ આદિવાસીઓ સુખી અને આબાદ લાગ્યા. સ્ત્રી પુરુષનાં શરીર પણ ખડતલ અને સુંદર લાગ્યાં. થાના એ ટોળીના મુખી પાસે ગયો. ટોળીના લોકોના રીતરિવાજ પ્રમાણે થાના પોતાના પ્રદેશમાંથી ન્ડુએલે જાતિના આદિવાસીઓના મુખી માટે ભેટ લાવ્યો હતો. એ ભેટ તેણે પોતાની રાણીવતી મુખીને આપી. મુખીએ પ્રેમથી એ ભેટ સ્વીકારી અને થાનાનું સન્માન કર્યું.

થાનાએ બાદમાં પોતે શા માટે આવ્યો હતો તે જણાવ્યું. મુખી એની વાત સાંભળી હસ્યો. હસતાં હસતાં બોલ્યો: 'મિત્ર, શાણપણ અને બુદ્ધિના આધારે જ અમે અમારી આસપાસની ઝેરીલી ટોળીઓ વચ્ચે જીવી રહ્યા છીએ. અમારી આબાદી પણ એને જ આભારી છે. માણસ બુદ્ધિશાળી પ્રાણી છે. જરા વિચાર કરીને વર્તે અને શાણપણ વાપરે તો બીજાને પ્રેમથી જરૂર જીતી શકે. પછી ઝઘડાને કારણ રહેતું નથી. આ ઔષધિ અમારી ટોળીના રિવાજ પ્રમાણે તારે ટોળીની સૌથી સુંદર કન્યાઓ પાસેથી મેળવવી પડશે એ માટે નૃત્ય સમારંભ યોજાશે. અનેક યુવાન કન્યા ત્યાં હશે. એમાંથી જે કન્યા પાસે ઔષધિ હશે તેને તું શોધી શકશે તો તને એ ઔષધિ મળશે.'

રાતે નૃત્ય સમારંભ યોજાય તે પહેલાં કોઈ યુક્તિથી કન્યા શોધી કાઢવી જોઈએ એમ થાનાને લાગ્યું. થાના તો ગામમાં ફરવા નીકળી પડ્યો. સુંદર ગામમાં સુંદર લોકો દેખાયાં. લોકો સુખી અને આબાદ લાગ્યાં. ગામની યુવાન કન્યાઓને રસ્તામાં અને ખેતરોમાં એણે જોઈ. બધાંના મોં પર હાસ્ય દેખાતું નિરાશ તો કોઈ લાગતું જ નહિ. બધાં એની સામે હસી હસીને બોલે. પણ પેલી વાત તો કોઈ કરે જ નહિ. હવે શું? સાંજ પડી પણ કંઈ થયું નહિ.

વિચાર કરતો એ એક ટેકરી પર બેઠો હતો. એ ટેકરીના ઢોળાવ પર એક વૃદ્ધ ડોશી રહે. ડોશીને આંખે દેખાય નહિ છતાં બધે ફરે, ફરતી ફરતી એ થાના બેઠો હતો ત્યાં આવી ચઢી. એનાથી થાનાનાં માથા પર હાથ મુકાઈ ગયો. બોલી 'કોણ?'

'હું' થાના બોલ્યો.

'એ તે કોણ?'

'પરદેશી'

'પરદેશી? કેમ આવવું થયું?'

થાનાએ ડોશીને બધી વાત કહી. ડોશીએ એને માર્ગ બતાવ્યો. કહ્યું: 'કોઈ યુવતીના માથા પર તું હાથ મૂકશે અને તે જો ચમકી ઊઠશે તો તારે જાણવું કે.........'

થાના તો વૃદ્ધાનો આભાર માની ત્યાંથી નાચતો કૂદતો સરદારના મહેલ તરફ ગયો, ત્યાં જઈને જોયું તો મહેલ સુંદર રીતે શણગારવામાં આવ્યો હતો. નૃત્ય માટે બધી તૈયારી થઈ ગઈ હતી.

બરાબર સમય પ્રમાણે નૃત્ય સમારંભ શરૂ થયો. સરદારે યુવાન થાનાનો પરિચય કરાવ્યો. અને પોતાની ટોળીના રિવાજ પ્રમાણે મહેમાનનું સુંદર સ્વાગત કરવા એની સરસ પરોણાગત કરવા જણાવ્યું.

રંગબેરંગી વસ્ત્રો ધારણ કરેલ અને હાથે અને કાને વનફૂલોના કુંડળો લગાવેલ યુવતીઓ વચ્ચે થાના હતો. સામે સરદાર બેઠો હતો અને એની આસપાસ ટોળીના આગેવાનો હતા.

થાના તો પેલી સુંદર યુવતીઓ તરફ જોઈ જ રહ્યો. મુજાજી સુંદર હતી પણ તેના કરતાં આ યુવતીઓ વધુ સુંદર હતી એવું એને આજે પહેલી જ વાર લાગ્યું. મન મૂકીને એ તો યુવતીઓ સાથે નાચવા લાગ્યો. ઘણી યુવતીઓના માથા પર એણે એવે સમયે હાથ મૂકી જોયો પણ હજી સુધી કોઈ યુવતીએ આશ્ચર્ય વ્યક્ત કર્યું ન હતું. ત્યાં જ ખૂણામાં બેસી પોતાના તરફ એકીટશે જોઈ રહેલી એક યુવતી તરફ એનું ધ્યાન દોરાયું. એના વાળ બીજી યુવતીઓના વાળ કરતાં જરા વધુ લાંબા હતા. મોટા ભાગની યુવતીઓના માથે ટૂંકા અને બરછટ વાળ હતા. જ્યારે આ યુવતીના વાળ જરા વધુ મોટા અને વાંકડિયા હતા. થાના એની સાથે નાચવા



લાગ્યો. થોડો સમય એ બંને એકબીજા સામે જોઈ રહ્યા. કોઈ કશું બોલ્યું નહિ.
ત્યાં જ યુવતી બોલી: 'હું તારી રાણીને ઓળખું છું.'
થાના બોલ્યો: 'ક્યાં મળ્યા હતા ?'
'મળ્યા નથી. એના અંગે વાતો સાંભળી છે તે પરથા.'
'ઓહો! તો તો ખૂબ મઝાની વાત તમે કરી. હું પણ તમને ઓળખું છું...' એમ બોલી થાનાએ ધીમેથી એ યુવતીના માથા પર હાથ ફેરવવા માંડ્યો. યુવતી સંકોચ અનુભવવા લાગી. એની આંખો અકળ વકળ થવા લાગી. થાનાએ એના વાળમાં પોતાની આંગળીઓ રમાડવા માંડી. યુવતીને તો ખૂબ આશ્ચર્ય થવા લાગ્યું. એવા આશ્ચર્યથી તે થાના સામે જોવા લાગી. જાણે બેબાકળી બની ગઈ. બોલતા બોલતા એની જીભ લથડવા લાગી: તમે મ ને ઓ ળ ખો...'
'હા.' એમ કહી હસતા હસતા થાનાએ યુવતીના માથામાંથી કેટલાક મણકા ખેંચી કાઢ્યા. એ મણકા રંગબેરંગી હતા. સરદારે થાનાને શાબાશી આપતા કહ્યું: યુવાન તું ખરે જ બુદ્ધિશાળી છે. તારામાં ડહાપણ પણ હોય એમ લાગે છે. નહિ તો અમારી બધી જ યુવતીને તું રીઝવી શકે નહિ. આ મણકામાંથી લાલ રંગના મણકા છે તેમાં બુદ્ધિ ભરેલી છે અને લીલા રંગના મણકા છે તેમાં શાણપણની ઔષધિ છે. તારી રાણીને એ આપજે.'
થાના તો એ મણકા લઈ દોડતો દોડતો વતન તરફ દોડ્યો. એની બહાદુરીની વાત હવે બધે ફેલાઈ ગઈ. લોકો એને જોવા ટોળેટોળા આવવા લાગ્યા. મુમ્જી તો એને મનમાં ને મનમાં વરી ચૂકી હતી.
આ આનંદોત્સવ બાદ થોડા જ દિવસમાં માતાલાએ થાનાને ત્રીજી ઔષધિની યાદ આપી. માતાલાએ કહ્યું: 'આપણા પુરાણા વતનથી પણ દૂર એ નગર આવેલું છે. ઉત્તર દિશામાં છે. અસલના વખતમાં ત્યાં એક રાજા રાજ્ય કરતો હતો. રાજાને એની પ્રજામાં ઝાઝો રસ ન હતો. આખો સમય તે જાદુઈ પ્રયોગો અને મેલી વિદ્યા પાછળ ગાળતો. પ્રજા રાજાથી કંટાળી ગઈ, દુઃખી બની ગઈ. પ્રજા ખૂની અને વ્યભિચારી બની. ધીમે ધીમે ત્યાં પશુતાનું જ રાજ દેખાવા લાગ્યું. લોકો નગર છોડી ભાગી જવા લાગ્યા. આ રાજા ખૂબ ભયંકર માનવી છે અને... '
માતાલા બોલતા બોલતા અટકી ગયો. પછી તેણે ધીમેથી આગળ ચલાવ્યું: 'આ કામ જરા મુશ્કેલ છે. એટલે તારે સાવચેતી રાખવી પડશે.'
થાનાએ આ વખતે પોતાની સાથે વિશ્વાસુ એવા ૭ સાથી લીધા. એમાંથી બે તો અર્ધે રસ્તે જ અદૃશ્ય થઈ ગયા. બાકી રહ્યા ચાર. એ ચાર સાથે તે મહા મુસીબતે વિશાળ ઝમેઝી નદી પાર કરી ગયો. પણ બાદમાં માર્ગમાં મોટું જંગલ આવ્યું. તેમાં એકને સિંહે ફાડી ખાધો અને બીજાને હાથીએ સૂંઢમાં પકડી જમીન પર ફેંક્યો. થોડા જ દિવસમાં થાનાને ખબર પડી કે તે હવે એકનો અટૂલો રહી ગયો હતો. હિંમત રાખી તે આગળ વધતો રહ્યો. કેટલાક દિવસનો પંથ કાપી ખંડેર જેવા નગરમાં તે પહોંચ્યો. આ નગરવાસીઓ સિંહના ચામડાનો ઝભ્ભો પહેરતા હતા. ('લાયનમેન' તરીકે તેઓ જાણીતા હતા.) કાયાપલટની અદ્‌ભુત શક્તિ તેઓ ધરાવતા હતા.
થાના એ ખંડેર નગરમાં આગળ વધવા લાગ્યો. માર્ગમાં ફૂંફાડા મારતા સાપ દેખાયા. ખંડેરની દીવાલો પર ચામાચીડિયાં ઊડતાં હતાં. એ સ્થળે અવારનવાર ચિત્રવિચિત્ર અવાજો થતા હતા. પણ માણસ ક્યાંય દેખાતું નહોતું. આમ છતાં કોઈ એને લપાઈ છૂપાઈ જોઈ રહ્યું હતું એવું એને લાગ્યા કરતું હતું. ભીંતના એક ખૂણા આગળથી તેણે કોઈને પસાર થતું જોયું. પણ તેને ખબર ન પડી કે એ પશુ હતું કે માનવી. થાનાએ બૂમ પાડી. કોઈ જવાબ ન આવ્યો. ફક્ત એના અવાજનો પડઘો જ પડ્યો. ત્યાંથી એ આગળ વધ્યો. માર્ગ સાંકડો હતો. માર્ગ પર જ બારણું પડતું હતું. એ તોતીંગ બારણા ભારે મજબૂત હતા. બારણા પરનો લોખંડનો હાથો ફેરવતા બારણા ઊઘડી ગયા. અંદર કોઈ તાજી શ્વાસ

લેતું હોય એનો અવાજ સંભળાયો. પણ અંદરના ભાગમાં તો ભેંકાર અંધકાર. કરવું શું ? પણ થાના તો મોતને હાથમાં લઈ નીકળ્યો હતો. એક હાથમાં ભાલો અને બીજા હાથમાં ઢાલ લઈએ અંધકારમાં આગળ વધ્યો. થોડેક દૂર ગયો હશે ત્યાં જ એક સિંહ ભારે ગર્જના સાથે એના પર કૂદ્યો. થાનાએ સમયસૂચકતા વાપરી. તે એક બાજુએ ખસી ગયો. સિંહ નીચે પટકાયો. થાનાએ આંખ મીંચી પોતાની 'રાણી'નું નામ લઈ સિંહ સામે ભાલો ફેંક્યો. ભાલો સિંહના શરીરમાં બરાબર ભોંકાયો. આરપાર નીકળી ગયો. ભારે ગર્જના સાથે સિંહ ધરતી પર ઢળી પડ્યો. તેને થયું સિંહને તો તેણે બરાબર ઘાયલ કર્યો છે પણ ત્યાં તો ગજબ થયો. મરેલા સિંહના શરીરમાંથી માણસની આકૃતિ ખડી થતી દેખાવા લાગી. સિંહનું ચામડું એના શરીર પરથી ઊતરતું લાગ્યું. ખરે જ સિંહના ચામડામાં એ મરેલો માણસ ઊભો થઈ રહ્યો હતો. એ માણસ થાના તરફ વધવા લાગ્યો. થાના બારણા તરફ દોડવા લાગ્યો. ત્યાં તો અંધારામાંથી બીજા 'સિંહ' દેખાયા. બધા 'સિંહે' થાનાને ઘેરી લીધો. એને પકડી તેઓ પોતાના સરદાર પાસે લઈ ગયા.

સરદારે હસતાં હસતાં કહ્યું : 'બહાદુર યુવાન ! તારી જ ખોટ હતી. તારી રાણીને તો પકડી આણી છે. જો પેલા ઝાડ નીચે...'

થાનાએ જોયું તો 'સિંહો'ની વચ્ચે પોતાની 'રાણી'ને તેણે જોઈ, એ 'રાણી' તરફ દોડવા ગયો ત્યાં જ સરદારના માણસોએ એને પકડી દોરડાંથી બાંધી દીધો.

સરદારે કહ્યું : 'તારી 'રાણી'ને જોઈ તને આશ્ચર્ય થયું હશે ખરું ને ! પણ એને અમારા પ્રદેશમાંથી વરસાદ ખેંચી લીધો છે. અહીં દુકાળ પડ્યો છે. આ સુંદર નગર આજે ખંડેર બની ગયું છે. અમારા લોકો ખોરાકમાં માણસોનો જ ઉપયોગ કરે છે. એ બધું તારી 'રાણી'ને લીધે જ. એને મારીને અમે 'મહેફિલ' ઉડાવીએ તે પહેલાં તારે કંઈ કહેવું છે ?'

થાનાને થયું કોઈ ભયંકર ગેરસમજણ ઊભી થઈ છે. 'વરસાદની રાણી' પોતે જ પોતાના પ્રદેશમાં પણ વરસાદ લાવી શકતી નથી તેની વાત કરતાં તેણે સરદારને કહ્યું : 'મુખી ! વરસાદની રાણીનો કોઈ વાંક નથી. અમારે જે ચાર ઔષધ જોઈએ છે તે નથી મળતી. એટલે અમે એ ઔષધિની શોધમાં છીએ. એ દવા મળતાં અમારી 'વરસાદની રાણી' વરસાદના દેવને રીઝવી શકશે. એટલે સારાયે પ્રદેશમાં વરસાદ પડશે. હું મારી 'રાણી' માટે ત્રણ ઔષધિ તો મેળવી લાવ્યો છું. ચોથી ઔષધિ બાકી છે. એ મળતાં જ તમારા પ્રદેશમાં પણ વરસાદ પડશે... માટે તમે અમારી 'રાણી'ને છોડી મૂકો તો સારું !'

સરદારે કહ્યું : 'હું તને થોડો સમય આપું છું એ સમયમાં તું ચોથી ઔષધિ મેળવી લાવ અને તારી રાણીને આપ. અહીં જ એ પ્રયોગ કરશે. વરસાદ પહેલો આ પ્રદેશમાં પડવો જોઈએ. બે દિવસમાં જો તું એ ઔષધિ ન મેળવી લાવશે તો તારે મરણને શરણે થવું પડશે.'

થાનાએ એ વાત માન્ય કરી. રાણી તરફ જોઈ એ હસ્યો. રાણીએ એને છૂપો આશીર્વાદ આપ્યો. સરદારે એની વાત માન્ય રાખી.

પણ બે દિવસ પસાર થઈ ગયા. ત્રીજા દિવસનો પહોર ફાટ્યો અને તેની જ સાથે થાનાનું ધડ-મસ્તક દૂર થયાં.

પોતાનો પ્રિયતમ મરતાં રાણી મુગ્નજીને અપાર વેદના થઈ. એ વેદના આંસુ બની વહી ઊઠી. વરસાદના દેવ રીઝાયા. આકાશમાં વાદળાં ઘેરાવા લાગ્યાં. વીજળીના ચમકારા થવા લાગ્યા. પવન જોરશોરથી ફૂંકાયો અને ધોધમાર વરસાદ વરસી પડ્યો.

મુગ્નજીએ ભીની આંખે આકાશ તરફ જોયું તો વરસાદના દેવોની મોખરે દેવસ્વરૂપે થાના જ એને દેખાયો. થાનાની આંખોમાંથી ચોધાર આંસુ વહેતા હતાં.

કહેવાય છે કે આજે પણ બન્ને એકબીજાના વિરહમાં આંસુ સારતાં જ રહ્યાં છે અને એટલે આફ્રિકાના એ પ્રદેશમાં દુકાળ પડતો જ નથી. કાયમ વરસાદ પડતો હોય છે. પ્રદેશ લીલોછમ અને હરિયાળો રહે છે.





'દર્શક'

# સર્જનનું પ્રેરક બળ

નવોદિત લેખકોને માર્ગદર્શન મળે એવું જે વક્તવ્ય ગુજરાતી માસમા મુંબઈના વાર્તાવર્તુળના આશ્રયે અપાયું તેમાથી ટૂંકાવીને અહીં રજૂ થાય છે લેખક આપણા માન્ય સર્જક અને સાથે જાણીતા વિચારક હોઈ આ વક્તવ્ય આવકારશે ..

સાહિત્ય મારો રસનો વિષય ખરો પરન્તુ હું ઝાઝું લખતો નથી કારણ અનુભવ જ્યાં સુધી તીવ્ર અને ઉત્કટ બનીને અનુભૂતિના રસાયણરૂપ ન બને ત્યા સુધી હું લખી શકતો નથી બીજું મારી દૃષ્ટિ આગળ હમેશા જગતના શ્રેષ્ઠ સાહિત્યમાર્ગોની ઉત્તમ કૃતિઓ આદર્શરૂપે રહેતી હોય છે પરિણામે સ્વાભાવિક રીતે જ મારામા લગામ આવી ગઈ છે અને હું માનું છું કે સાહિત્યકાર માત્રે ફર્સ્ટ ગ્રેઈડની કૃતિઓનો આદર્શ પોતાની સન્મુખ રાખવો જોઈએ જેથી કરીને સર્જન નિદાન અમુક ઉચ્ચ કક્ષાથી નીચે ઊતરવાનો અવકાશ ન રહે હું મારી જાતને અસાધારણ પ્રતિભાવાન માનતો નથી ક્ષણવારમા અનુભવનું હાર્દ પામી શકું એવો પ્રતિભાશાળી હું નથી એક વાર હું શાંતિનિકેતન ગયો હતો ત્યા નંદબાબુને મળવાનો અને તેમની સાથે વાત કરવાનો સુયોગ મને સાપડ્યો હતો તેમણે મને કહ્યું હતું કે ગુજરાતમા નેવું ટકા કલાકારોના ચિત્રોમા વળાંકો ખોટા આવે છે ઝાડનું થડ ચીતરવું હોય તો એના વળાંકો કેવા છે, ધરતી એ કેના વાંકાચૂકા વળાંકો લઈને ઊતરે છે તેનું ખૂબ ખૂબ સમય સુધી નિરીક્ષણ ના કરું ત્યા સુધી હું વૃક્ષ ચીતરતો નથી વૃક્ષનું નિરીક્ષણ વૃક્ષ મારો અનુભૂતિ વિષય ના બને ત્યા સુધી હું કર્યા જ કરું છું સર્જક પાસે તેનો અનુભવ એ તેનો Basic Material છે એ Basic Material, મૂળભૂત સામગ્રી જ્યા સુધી ઉત્કટ સ્વરૂપે અંતરમાં ઊતરે નહિ તે પહેલાં એમાંથી કૃતિ નિપજાવવી તે બરાબર નથી સર્જકનો અનુભવ Subjective વસ્તુ છે, એ Subjective વસ્તુ ઘણી બળવાન છે એ objective બનવી જોઈએ અને પછી જ કૃતિમા ઊતરવી જોઈએ ત્યારે એ કલાકૃતિ બને

આજનું આપણું જીવન અગાઉના જેવું સાદું નથી એ અતિશય જટિલ બન્યું છે કારણ આજના આપણા જીવન પર આખા જગતના વૈચારિક બળોનું વર્ચસ રહે છે એટલે સાહિત્યકાર કેવળ સાહિત્યનો જ અભ્યાસ કરે અને તે સિવાયના, તત્ત્વજ્ઞાન વિજ્ઞાન, રાજકારણ, ઇતિહાસ વગેરે વિષયોનો અભ્યાસ કરે નહિ તો એનું સાહિત્યસર્જન એકાંગી બની જશે. જગતના વૈચારિક બળોથી અપરિચિત રહેવાથી સબળ સાહિત્યનું એટલે કે સત્ત્વવાળા સાહિત્યનું નિર્માણ થવું અશક્ય છે

સાહિત્યકાર સાહિત્યનું સર્જન કરે છે ત્યારે ખરું એ સૌંદર્યનું સર્જન કરે છે આજે સૌન્દર્ય વિષેના પ્રચલિત ખ્યાલો લુપ્ત થતા જાય છે કારણ મનુષ્યનું ચિત્ત છેલ્લાં બસો વર્ષના ગાળામા ઘણું બદલાયું છે આજે મનુષ્ય બદલાઈ ગયો છે સાહિત્યકાર મનુષ્યમાથી મનુષ્યને માટે સાહિત્ય સર્જે છે તો પછી વૈચારિક પરિવર્તનને ઉપેક્ષીને એ સારું સત્ત્વવાળું સાહિત્ય કઈ રીતે સર્જી શકે? લેખક અદ્યતન રહેવો જોઈએ એ રીતે રવીન્દ્રનાથ અનેક વિદ્યાઓનું પરિશીલન કરીને અદ્યતન રહ્યા હતા, એમણે વિજ્ઞાન વિષે પાંચ ભૂતોની કથા લખી છે એમની વાર્તાઓ વાંચો તો એ માણસ કેવો અદ્યતન હતો તેનો ખ્યાલ આવશે વિજ્ઞાનની શક્યતાઓનો એમણે તર્કથી વિચાર કર્યો હતો બીજી રીતે કહું તો એમની દૃષ્ટિ વૈજ્ઞાનિક બની હતી વિજ્ઞાને જીવનને ગતિ આપી છે એ ભૂલવા જેવું નથી

સાહિત્યકાર ભલે નાગરિક છે પણ સાહિત્યકાર તરીકે જ્યારે એ સાહિત્યનું સર્જન કરે ત્યારે એણે નાગરિકતાનો અંચળો કાઢી નાખવો જોઈએ એણે મનુષ્યને human being તરીકે જ જોવા જોઈએ

મનુષ્યમાં એ ઉચ્ચતાનો કે વર્ગને અથવા વર્ણનો વિભાગ કરે તે ઇચ્છવાયોગ્ય નથી. કારણ એને તો મનુષ્યના અંતર સાથે, હૃદય સાથે સંબંધ છે, પોતાની વાર્તામાં લેખક માનવીના અંતરની, માનવહૃદયની વાત કરે છે. સાહિત્યકારે પોતાના અંગત ગમા અણગમાને, સર્જન કરતી વેળા બાજુએ રાખવા જોઈએ. સાહિત્યકાર મનુષ્યજીવનને નિહાળે છે ત્યારે જીવનના અસંતોષો એને પ્રત્યક્ષ થાય છે. પણ એ કેવળ અસંતોષની અભિવ્યક્તિ નથી કરતો. એણે એ જ નથી કરવાનું, એની સાથોસાથ એણે સૌન્દર્યનું સર્જન કરવાનું છે. તો જીવનનો અસંતોષ અને સૌન્દર્યદૃષ્ટિ. આ બે તત્ત્વોમાંથી સાહિત્ય સર્જાય છે. જીવનનો અનુભવ કરવાની સાથે એ સૌન્દર્યને પણ ઝંખે છે. સૌન્દર્યની ઝંખના જ એના સર્જનનું પ્રેરક બળ છે. સાહિત્યકાર જીવનની કુત્સિત બાજુનું આલેખન કરે છે ત્યારે પણ એની દૃષ્ટિ તો સૌન્દર્યના સર્જન પર જ રહે છે. એટલે કુત્સિતનું આલેખન પણ સુંદર બની રહે એ રીતે જ એણે કરવાનું છે. અને એ આલેખનમાં એણે કલાકાર તરીકેનો સંયમ જાળવવાનો છે. સુંદરમે 'ખોલકી' વાર્તા લખી. એ વાંચતાં આપણને જુગુપ્સા થાય છે પણ પેલી કુત્સિતતામાં આપણે રાચતા નથી. કુત્સિતતા પ્રત્યે આપણું મન Revolt કરે છે. અને તેમાં સુંદરમની કલાકાર તરીકેની સફળતા છે.

ઇતિહાસ અને નવલકથા બંને મૂળભૂત રીતે જુદી વસ્તુ છે. બનેલા બધા જ બનાવો કંઈ ઇતિહાસ નથી. ઇતિહાસની અત્યંત બળવાન ઘટનાઓ જ પોતાની કાયમી છાપ impact મૂકી જાય છે. એ ઘટનાઓના સત્ય સાથે છૂટ લઈ શકાય નહિ. લેખક નવાં પાત્રો કે પ્રસંગો ભલે કલ્પે. ન બન્યું હોય એવુંયે કલ્પે પણ જે બન્યું છે તેની ઉપેક્ષા કરી શકે નહિ. જો કરે તો એની નવલકથા ઐતિહાસિક નહિ પણ કલ્પિત કથા બની રહે જેને Spirit of the Age કહે છે તે એણે પોતાની કૃતિમાં જાળવવો જ જોઈએ. ન જાળવે તો એની નવલકથા ઐતિહાસિક ન કહેવાય.



ભારતમાં પણ મોટા કે ઔદ્યોગિક શહેરનું વાતાવરણ ગંદુ અને ધુમાડિયું જોવા મળે છે. આવી હવા જાહેર આરોગ્ય માટે નુકસાનકારક હોય છે. આવી હવા શુદ્ધ કરવાની પદ્ધતિ પશ્ચિમ જર્મનીમાં ઓટો કોહલર નામના એક કાર્બોનિક એસિડ ડીસ્ટ્રીબ્યુટરે આવી પદ્ધતિનું પેટન્ટ મેળવ્યું છે. કોલહરનું કહેવું છે કે મોટાં કારખાનાંઓ પોતાની ચીમનીઓ પર ફિલ્ટર બેસાડીને હવાને ધુમાડા અને કોલસાના કણોથી મુક્ત રાખે તેનાથી જ હવા ચોખ્ખી થઈ જવાની નથી, કારણ કે અન્ય એકઝોસ્ટ વાયુઓના રજકણો એથી કંઈ રોકાતાં નથી. આ રજકણો ભારે હોવાથી જમીન તરફ જાય છે. આવા વાયુઓને દૂર ઉડાડી દેવા માટેના પ્રયત્નો અમેરિકામાં થયા છે પરંતુ કોહલરે મહત્ત્વના ટ્રાફિક જંકશનો પાસે આવા વાયુઓને ગ્રીડ દ્વારા સામાન્ય અન્ડરગ્રાઉન્ડ મેઇનમાં શોષી લેવાની પદ્ધતિ શોધી છે. મોટા પાઇપોમાં શોષાયેલા આવા વાયુઓને પ્રોસેસિંગ પ્લાન્ટમાં લઈ જઈને તેનું કાર્બોનિક એસિડ અથવા ડ્રાય આઈસમાં રૂપાંતર કરવામાં આવે છે અને વાયુ શોષણનો અમુક ખર્ચ તેમાંથી જ નીકળી આવે છે. કોહલરે એવું સૂચન કર્યું છે કે હવા શુદ્ધ કરાવવા માટે લોકો પાસેથી શુદ્ધિકરણ માટેના ખર્ચ પેટે અમુક ફી લેવાનું રાખવું જોઈએ.



# કેટલું જાણો છો ?

[ સામાન્ય જ્ઞાન ખૂબ વધી શકે, સારી રીતે વિકસી શકે એવાં સાધનો અને સગવડો આજના યુગમાં વિશેષ છે. છતાં કેટલીક વખત એ જ્ઞાનનો પણ આપણી નવી પેઢીમાં સાલે એવો અભાવ હોય છે. અહીં આપેલા એકસઠ સવાલો પણ સામાન્ય જ્ઞાનના જ છે થોડોક વિચાર કરવાથી એનો જવાબ મળી શકે. એ માટે એટલું વિશાળ વાંચન અને રસ હોવાં જોઈએ. એ એકસઠમાંથી આપના જવાબો કેટલા સાચા છે એની ચકાસણી માટે આ બધા સવાલો પૂરા થાય તે પછી ક્રમવાર જવાબો આપ્યા છે તે સાથે સરખાવો.]

## સવાલો

૧ ત્રણ જાણીતા બ્રિટિશ લેખકોનાં નામ ભેગાં થઈ ગયાં છે. તમે વ્યવસ્થિત ગોઠવી શકશો? એ છે: (અ) ચાર્લ્સ હાર્ડી (બ) થોમસ કિપ્લિંગ (ક) રુડિયાર્ડ ડિકન્સ.

૨ અંગ્રેજીમાં "કોલૅબોરેટ" નો અર્થ કોઈની સાથે કામ કરવું કે સહકારથી રહેવું એમ થાય છે. "કોરરોબોરેટ"નો અર્થ જાણો છો?

૩ અંગ્રેજીમાં "સ્પૂનરિઝમ" કોને કહે છે?

૪ સર ફ્રેડરિક ગ્રાન્ટ બૅન્ટિંગે (સન ૧૮૯૧–૧૯૪૧) મધુપ્રમેહ માટે એક દવા શોધી કાઢી છે તેનું નામ જાણો છો?

૫ રોમ કઈ નદી ઉપર આવેલું છે? (અંગ્રેજી નામ)

૬ જેગુઅરને ઓળખો છો?

૭ દરિયાઈ માર્ગે મક્કા જતા લોકો સાઉદી અરેબિયાના કયા બંદરનો ઉપયોગ કરે છે?

૮ પેરુની રાજધાની કયા શહેરમાં છે?

૯ અંગ્રેજીમાં "હ્યુફેમિઝમ" કોને કહે છે?

૧૦ એક ચોરસ માઈલમાં કેટલા એકર હોય છે?

૧૧ અંગ્રેજીમાં દેડકાના નાનાં બચ્ચાં કયા નામથી ઓળખાય છે?

૧૨ "હાઇડન્ટ" એટલે શું?

૧૩ "બ્રેઈલ પદ્ધતિ" શું છે?

૧૪ ચીટકી શકે તેવી ટપાલની ટિકિટો પ્રથમ ક્યાં અને ક્યારે શરૂ કરવામાં આવી હતી?

૧૫ અંગ્રેજીમાં "પોલીગ્લૉટ સોસાયટી" કોને કહે છે?

૧૬ ફ્રેન્ચ ઇક્વેટોરિયલ આફ્રિકાનો પહેલાંનો એક ભાગ—નાના કોંગો પ્રજાસત્તાકની રાજધાનીનું નામ જાણો છો?

૧૭ અંગ્રેજીમાં "ફૂડી ટાટ"નો શો અર્થ થાય છે?

૧૮ મોટા ભાગના જહાજોમાં "ડેવિટસ" બેસાડવામાં આવેલાં હોય છે. "ડેવિટસ"-નો અર્થ ખબર છે?

૧૯ પશ્ચિમ પાકિસ્તાનનું અરબી સમુદ્રમાંનું મુખ્ય બંદર કયું છે?

૨૦ એડન-ક્યાં આવેલું છે?

૨૧ અંગ્રેજીમાં "પ્લેગ્યેરિઝમ" કોને કહે છે?

૨૨ જેમ્સ વોટ (સન ૧૭૩૬–૧૮૧૯) કયા ઇજનેરી ક્ષેત્ર માટે જાણીતા છે?

૨૩ "ગીજર કાઉન્ટર" શું છે તે જાણો છો?

૨૪ અંગ્રેજીમાં "બાઉલીન" "હાફ-હિચ", "રીફ" વગેરે શબ્દોમાં શું સામ્ય છે?

૨૫ એક આઇરિશ લેખક અને નાટ્યકારે (સન ૧૮૫૬–૧૯૫૦) "પીગ્મેલિયન" અને બીજાં અનેક નાટકો લખ્યાં છે. તેમનું નામ જાણો છો?

૨૬ ખગોળવેત્તા શાનો અભ્યાસ કરતા હોય છે?

૨૭ અંગ્રેજીમાં "એસ્ટરિસ્ક" કોને કહે છે?

૨૮ સર હેન્રી મોર્ટોન સ્ટેન્લી (સન ૧૮૪૧–૧૯૦૪) શાને માટે વિખ્યાત છે?

૨૯ કલહારીનું રણ કયાં આવેલું છે?

૩૦ નર અને માદા ઘેટા માટે અંગ્રેજીમાં કયા શબ્દો છે?

૩૧ વર્જિન ટાપુઓ કયાં આવ્યા છે?

૩૨ અંગ્રેજીમાં "ફાર્માકોપિયા"નો અર્થ જાણો છો?

૩૩ મહાન શિલ્પી (૧૬૩૨–૧૭૨૩) સર ક્રિસ્ટોફર રેને લંડનમાં ઘણાં દેવળોની ડીઝાઇન તૈયાર કરી હતી. એમાંથી મહત્ત્વની ઇમારત કઈ છે?

૩૪ નર અને માદા હંસનાં અંગ્રેજી નામ કહેશો?

૩૫ બિસ્કેના ઉપસાગરમાં કયા યુરોપીય દેશો કિનારી વિસ્તાર ધરાવે છે?

૩૬ મૂળાક્ષરને અંગ્રેજીમાં "આલ્ફાબેટ" કેમ કહે છે?

૩૭ બ્રિટનમાં એક નવી "એન્ટિબાયોટિક" દવા શોધી કાઢવામાં આવી છે અને તે કેટલીક દૃષ્ટિએ પેનિસિલિન કરતાં વધુ અસરકારક હોવાનો દાવો કરવામાં આવે છે. એનું નામ જાણો છો?

૩૮ અંગ્રેજીમાં "ચિન્ચિલા" કોને કહે છે?

૩૯ ઉરુગ્વેની રાજધાનીનું નામ કહી શકશો?

૪૦ ગ્વાતેમાલા કયાં આવેલું છે?

૪૧ અંગ્રેજીમાં "એલ્મેનેક" કોને કહે છે?

૪૨ લાઇબીરિયાની રાજધાનીનું શહેર જાણો છો?

૪૩ અંગ્રેજીમાં "કોએલિશન"નો શો અર્થ થાય છે?

૪૪ "સેન્ટ્રિફ્યુગલ"નો અર્થ કહી શકશો?

૪૫ શેક્સપીઅરના નાટકમાં હેમ્લેટ કયા દેશનો રાજકુંવર હતો?

૪૬ 'આઇનુ' તરીકે જાણીતા લોકો કયાં વસે છે?

૪૭ સન ૧૯૬૪ના ડિસેમ્બરમાં નવાં ત્રણ રાજ્યો ઉમેરાતાં સંયુક્ત રાષ્ટ્રસંસ્થાની સભ્ય સંખ્યા ૧૧૫ ઉપર પહોંચી હતી. એ ત્રણ રાજ્યોનાં નામ જાણો છો?

૪૮ અંગ્રેજીમાં "ટેક્સીડેમી" કોને કહે છે?

૪૯ ફેરનહાઇટ માપમાં પાણીનું ઉષ્ણતાબિંદુ જાણો છો?

૫૦ માનવ શરીરના કયા ભાગમાં "ટિબિયા"

અને "ફ્રિંજ્યુલા" હોય છે?

૫૧ સાયગોન ક્યાં આવ્યું?

૫૨ શેરપાઓનું વતન જાણો છો?

૫૩ અંગ્રેજીમાં "એપિટાફ" કોને કહે છે?

૫૪ સન ૧૯૬૬માં "વર્લ્ડ કપ" માટેની ફૂટબોલ હરીફાઈની આખરી રમતો ક્યાં રમવાની છે?

૫૫ "પાયોરિયા"ના દર્દીને શરીરના કયા ભાગમાં દર્દ હોય છે?

૫૬ "પિયાનો" વાજિંત્ર ક્યારે શોધાયું હતું?

૫૭ પૃથ્વીનો વ્યાસ સામાન્ય રીતે કેટલો માનવામાં આવે છે?

૫૮ ચોપડીઓ બાંધવાની પરિભાષામાં 'કવોટો' કોને કહેવામાં આવે છે?

૫૯ રોમન આંકડાઓમાં 'એમસીએમએલએકસવી'નો શો અર્થ થાય?

૬૦ ભારતના દક્ષિણ છેડે કઈ ભૂશિર આવેલી છે?

૬૧ વાસ્કો-ડી-ગામા કોણ હતો?

*

## જવાબો

૧ (અ) થોમસ હાર્ડી (બ) રુડિયાર્ડ કિપ્લિંગ (ક) ચાર્લ્સ ડિકન્સ.

૨ કોઈએ કરેલા નિવેદનને સમર્થન આપવું.

૩ બોલતાં બોલતાં બે કે તેથી વધુ શબ્દોના પહેલા અક્ષરોની અદલાબદલી થઈ જાય ત્યારે તેવી આકસ્મિક ભૂલને એ નામથી ઓળખાય છે દા. ત. "ઓઈલ્ડ બાઈસીકલ" શબ્દને બદલે "બોઈલ્ડ આઈસીકલ". સ્પૂનરિઝમ શબ્દ ઓક્સફર્ડ વિદ્યાપીઠની ન્યૂ કોલેજના માજી વૉર્ડન ડબલ્યુ એ સ્પૂનર(૧૮૪૪–૧૯૩૦)ના નામ ઉપરથી આવ્યો છે.

૪ ઈન્સ્યુલિન.

૫ ટાઈબર.

૬ ઉત્તર અને દક્ષિણ અમેરિકામાં મળતું બિલાડીના પ્રકારનું એક પ્રાણી. તે બદામી રંગનું હોય છે અને તેના ઉપર નાનાં કાળાં ટપકાં હોય છે. કેટલાક બિલકુલ કાળા પણ હોય છે.

૭ જોહાટ.

૮ લિમા.

૯ કડક અથવા તોછડા શબ્દની જગ્યાએ નરમ અથવા મૃદુ શબ્દ કે શબ્દસમૂહનો ઉપયોગ કરવો. ઉદા૦ "બહેરા" માણસને એ શબ્દથી ઓળખવાને બદલે "સાંભળવાની મુશ્કેલી અનુભવતા" માણસ તરીકે ઓળખાવીએ તો "યુફેમિઝમ"નો ઉપયોગ કર્યો કહેવાય.

૧૦ ૬૪૦

૧૧ ટેડપોલ્સ

૧૨ પાણી પુરવઠો પહોંચાડવાની મુખ્ય નળિકામાંથી પાણી ખેંચવાનું સાધન (મોટે ભાગે શહેરોની ગલીઓમાં હોય છે)

૧૩ જાડા કાગળ ઉપર ઉપસેલાં કાણાં દ્વારા અંધજનો સ્પર્શથી વાંચી શકે એવી લિપિ. ફ્રાંસના લુઈસ બ્રેઈલે સન ૧૮૩૪માં તેની શોધ કરી હતી.

૧૪ સન ૧૮૪૦માં બ્રિટનમાં તેની પ્રથમ શરૂઆત કરવામાં આવી હતી. એક પેન્સની કાળા રંગની અને અડધા પેન્સની ભૂરા રંગની પ્રથમ ટિકિટો બહાર પાડવામાં આવી હતી.

૧૫ બહુભાષી સમાજને. (પોલીગ્લોટ એ મૂળ ગ્રીક શબ્દ છે એનો અર્થ "અનેક જીભો" એવો થાય છે.)

૧૬ બ્રેઝવિલ.

૧૭ એનો શબ્દાર્થ છે "રાજ્યને ઉડાવી દેવું." એટલે કે વર્તમાન સરકારની વિરોધી વ્યક્તિ કે જૂથ, ઘણું ખરું બળ દ્વારા સરકારમાં આકસ્મિક પલટો આણે ત્યારે તે બળવાને એ નામથી ઓળખાય છે.

૧૮ જહાજોમાં જીવનરક્ષા હોડીઓ ચઢાવવા –ઉતારવા માટે બેસાડવામાં આવેલા નાના ઊંટડા એ નામથી ઓળખાય છે.

૧૯ કરાંચી.

૨૦ અરબી દ્વીપકલ્પના નૈઋત્ય ખૂણામાં.

૨૧ સાહિત્યિક ચોરીને કોઈનું લખાણ અથવા વિચારને પોતાના નામે રજૂ કરીએ તો તે ચોરીને અંગ્રેજીમાં એ નામથી ઓળખાય છે.

૨૨ વરાળ એન્જિનોના વિકાસ માટે: એન્જિ–નોની નિયંત્રણપધ્ધતિની શોધમાં તેમનો ફાળો સવિશેષ છે.

૨૩ રેડિયો–એકટીવિટી જાણવા અને માપવા અંગેનું સાધન. ઉદા૦ અણુધડાકા પછી રેડિયો એકટીવિટી જાણવા તેનો ઉપયોગ થઈ શકે છે.

૨૪ દોરડાં કે એવી વસ્તુઓની ગાંઠોનાં એ નામ છે.

૨૫ જ્યોર્જ બર્નાર્ડ શૉ.

૨૬ ગ્રહો અને તારા જેવા "સ્વર્ગીય મંડળો"નો.

૨૭ લખાણમાં કોઈ શબ્દ કે પેરા પ્રત્યે ખાસ ધ્યાન દોરવાનું હોય ત્યારે છાપકામમાં તારાનું (*) ચિહ્ન કરવામાં આવે છે. આ ચિહ્નને અંગ્રેજીમાં આ નામથી ઓળખવામાં આવે છે. ઉદા૦ નોની નોંધ બતાવવા પણ તેનો ઉપયોગ થઇ શકે.

૨૮ ન્યૂ યોર્ક હેરોલ્ડના સંવાદદાતા તરીકે સ્કોટિશ પાદરી અને સંશોધક ડેવિડ લેવિંગ્સ્ટનની શોધ માટે તેમણે પૂર્વ આફ્રિકામાં પ્રવાસ ખેડયો હતો. તેમને લેક ટાંગાનિકા આગળ લેવિંગ્સ્ટનનો પત્તો લાગ્યો હતો અને એ પછી બન્નેએ ભેગા મળીને તેના ઉત્તર ભાગનો પ્રવાસ કર્યો હતો.

૨૯ બેચુઆનાલેન્ડ સંસ્થાન અને નૈઋત્ય આફ્રિકામાં.

૩૦ રેમ (નર માટે) અને યુ (Ewe) માદા માટે.

૩૧ વેસ્ટ ઇંડિઝમાં પુર્ટોરિકોની પૂર્વમાં.

૩૨ ઔષધોનાં નામ તથા તેમની બનાવટ અંગેની માહિતી આપતું પુસ્તક કે



યાદી. સામાન્ય રીતે સત્તાવાર જાહેર થયેલા ગ્રંથ કે યાદીને આ પ્રમાણે નામ આપવામાં આવે છે. ઉદા૦ બી. પી. (બ્રિટિશ ફાર્માકોપિયા) બ્રિટનની સરકારે ઔષધના ઉપયોગ માટે જે ધોરણ જાહેર કરેલ છે તે તેમાં છે એ એમાંથી સૂચિત થાય છે.

૩૩ સેંટ પોલ કેથેડ્રલ.

૩૪ કોબ (નર) અને પેન (માદા.)

૩૫ ફ્રાન્સ (પશ્ચિમ કિનારો) અને સ્પેન (ઉત્તર કિનારો)

૩૬ ગ્રીક મૂળાક્ષરોના પહેલાં શબ્દો–"આલ્ફા અને "બીટા" ઉપરથી તે એ નામથી ઓળખાય છે.

૩૭ સેપોરિન.

૩૮ દક્ષિણ અમેરિકામાં ઊંદર જેવું એક પ્રાણી હોય છે તે એ નામથી ઓળખાય છે.

૩૯ મોન્ટવિડિયો.

૪૦ મધ્ય અમેરિકામાં. મેક્સિકો, બ્રિટિશ હોન્ડુરાસ, હોન્ડુરાસ અને અલ સેલ્વાડોર દેશોની સરહદ તેને મળે છે.

૪૧ પંચાંગને. એમાં બારે માસ અને દિવસોની ખગોળ વિષયક તથા ઇતર માહિતી હોય છે.

૪૨ મોલ્ડોવિયા.

૪૩ એક થવું અથવા ભેગા થવું. ઉદા૦ જુદા જુદા બે કે તેથી વધુ રાજકીય પક્ષો ભેગા થઈ સરકારની રચના કરે તો તેને કોએલિશન (મિશ્ર) સરકાર કહેવામાં આવે છે.

૪૪ કેન્દ્રપરિત્યાગી. કેન્દ્રની આસપાસ પરિભ્રમણ કરતા પદાર્થોને કેન્દ્રથી દૂર કરતું બળ.

૪૫ ડેન્માર્ક.

૪૬ જાપાનના ઉત્તર તરફના ટાપુઓમાં એ નામથી ઓળખાતી એક જાતિનાં લોકો વસે છે.

૪૭ મલાવી, ઝેમ્બિયા અને માલ્ટા.

૪૮ પ્રાણીઓના આકારના વેશ દ્વારા પ્રાણીજીવનનું દર્શન કરાવવું એને અંગ્રેજીમાં એ નામથી ઓળખવામાં આવે છે.

૪૯ ૨૧૨ અંશ.

૫૦ પગમાં ઘૂંટણ અને ઘૂંટી વચ્ચેનાં બે હાડકાં એ નામથી ઓળખાય છે.

૫૧ વિયેટનામ પ્રજાસત્તાકનું એ પાટનગર અને મુખ્ય બંદર છે.

૫૨ એવરેસ્ટ મેસિફની દક્ષિણે. તેઓ મોંગોલિયન જાતિના છે અને મૂળ તિબેટથી હિમાલયના આ વિસ્તારમાં સ્થળાંતર કરી આવેલા છે

૫૩ કબર ઉપર કોતરાયેલા લેખને. એમાં મૃતાત્મા વિષે પ્રશંસા અથવા ટૂંકું લખાણ હોય છે.

૫૪ બ્રિટનમાં.

૫૫ મોઢામાં. એ અવાળાનું દર્દ છે.

૫૬ સન ૧૭૦૯. ફ્લોરેન્સના બાર્ટોલોમિયો ક્રિસ્ટોફોરીએ તે શોધ્યું હતું.

ડૉ. ક્રાંતિએક કોઉદેલ્કા

# હવે પંદર વર્ષે પુખ્ત

પંદર વરસે આજના યુવકો પુખ્ત વયે પહોંચે છે એટલે અઢાર વર્ષે પુખ્ત મતાધિકાર આપતા દેશોને આ સંશોધનથી ચીમકી પણ મળશે. ચેકોસ્લોવાકિયની વિદ્યાપીઠના યુવકસમાજશાસ્ત્ર વિભાગના વડાનો આ અભ્યાસ-લેખ છે......

ચેકોસ્લોવાકિયાના કલોમાઉક શહેરની પાલાકી વિદ્યાપીઠના શિક્ષણશાસ્ત્રીય વિભાગે એક મહત્વનું સામાજિક સંશોધન હાથ ધર્યું છે. યુવાનવર્ગના જીવન અને અભિરુચિનો અભ્યાસ કરીને આ વિભાગે કેટલાંક મહત્વના તારનમ્યો તારવ્યાં છે. આ સમાજશાસ્ત્રીઓનાં કેટલાંક નિરીક્ષણો, એકઠી કરાયેલી હકીકત અને સામગ્રી પરથી અહીં કેટલીક રસપ્રદ માહિતી રજૂ કરી છે.

ઘણા સમાજશાસ્ત્રીઓ એવા તારતમ્ય પર આવ્યા છે કે આધુનિક ઔદ્યોગિક સમાજની અસર હેઠળ, આજનો તરુણ પંદર વર્ષે પુખ્તવયે પહોંચે છે. તેનો અર્થ એ કે માનસિક અને જાતીય દૃષ્ટિએ તે જૂના જમાના કરતાં બે વર્ષ વહેલો પુખ્ત બને છે. અઢાર વર્ષની વયે પુખ્ત મતાધિકાર આપનાર લોકશાહી સરકારો માટે આ એક ગંભીર વિચારણા માગી લેતો પ્રશ્ન છે. જો તેનો નાગરિક પંદર વર્ષે જ પુખ્ત થઈ જતો હોય તો પછી ત્રણ વર્ષ સુધી તેને મતાધિકારથી વંચિત રાખવાનો શો અર્થ ?

આ સમાજશાસ્ત્રીઓ માને છે કે પંદર વર્ષથી ત્રીસ વર્ષ સુધી, માણસની પુખ્ત બનવાની પ્રક્રિયા ચાલુ રહે છે. ત્રીસ વર્ષ પછી તે રીઢો થઈ જાય છે.

જૂના વખતમાં, ચોવીસ વર્ષની વયે એક યુવાન તબીબી વિજ્ઞાનમાં ઉત્તીર્ણ થઈ જતો અને તે પછી ત્રણ વર્ષે તો સારો એવો અનુભવ મેળવીને તેનું પોતાનું દવાખાનું ધમધોકાર ચલાવતો. આજે તબીબી વિજ્ઞાનનું ક્ષેત્ર એટલું વિશાળ બન્યું છે કે ઉત્તીર્ણ થયા પછી, તેને ઓછામાં ઓછો પાંચ વર્ષનો અનુભવ લેવો જરૂરી બને છે.

વિદ્યાની બીજી શાખાઓ માટે પણ આ વિધાન એટલું જ સાચું છે. શિક્ષણશાસ્ત્રમાં ઉત્તીર્ણ થયેલા સ્નાતકને સારા શિક્ષક બનવા માટે ઓછામાં ઓછાં ચાર વર્ષનો અનુભવ હોવો જરૂરી છે. તે પછી તે અનુસ્નાતક બનીને એક સારા શિક્ષણશાસ્ત્રી તરીકે નામ કાઢે છે.

પશ્ચિમના સમાજશાસ્ત્રીઓનો એવો દાવો છે કે જુવાનવર્ગને રાજકીય જીવનમાં જરાય રસ નથી અને તેના પ્રત્યે તે ઉદાસીન છે. તેઓ ખુદપરસ્ત છે. અને જૂની પેઢીના માણસો પ્રત્યે તે શંકાશીલ છે. જીવનમાં ધ્યેયહીનતા, ગુંડાગીરી અને દાદાગીરીમાં પરિણમે છે

મૂડીવાદી દેશોના યુવાનો અંગે આ વિધાન ભલે

---

૫૭ વિષુવવૃત્ત આગળ ૭,૯૦૦થી ૮૦૦૦ માઈલની વચ્ચે હોવાનું મનાય છે.

૫૮ આખા કાગળને ચાર ભાગમાં અથવા આઠ પાનામાં વહેંચવામાં આવે ત્યારે તે એ નામથી ઓળખાય છે. આ પ્રમાણેનાં પાનામાં છપાયેલા પુસ્તકની સાથે પણ તે નામ વપરાય છે.

૫૯ ૧૯૬૫.

૬૦ કેપ કોમોરિન.

૬૧ ફિરંગી ખલાસી (૧૪૬૦–૧૫૨૪) સન ૧૪૯૭નો મહાન દરિયાઈ સફરમાં કેપ ઓફ ગુડ હોપ થઈને તેણે હિંદી મહાસાગર પાર કર્યો હતો અને કાલિકટ (અત્યારના કોઝીકોડે) બંદર ખાતે આવી પહોંચ્યો હતો.

★



સાચુ હોય, પરંતુ સમાજવાદી દેશોમાં ભિન્ન સામાજિક અને આર્થિક પરિસ્થિતિને કારણે સ્થિતિ થોડી જુદી છે હા એ ખરૂ છે કે જુવાનવર્ગમા ચોક્કસ રાજકીય દૃષ્ટિનો અભાવ છે

આ મોજણીમાં જાણવા મળ્યુ છે કે, યુવાનો સમાજવાદનો સાર્વત્રિક સ્વીકાર કરે છે, છતા સામાજિક કામોમા તેમનો રસ વધતો ઓછો છે ઉદાહરણરૂપે, હવે વિસ્તારમા કરાયેલી મોજણીના પરિણામો તપાસીએ

માધ્યમિક શાળાઓમાં નવમા ધોરણમા ભણતા ૭૦ ટકા વિદ્યાર્થીઓ સામાજિક કામમા રસ ધરાવે છે જ્યારે વિદ્યાપીઠો અને કોલેજોમાં ફક્ત તેત્રીસ ટકા વિદ્યાર્થીઓને જ આવા કામમા રસ છે

આનુ એક કારણ એ પણ હોઇ શકે કે યુવાનવર્ગને તેમના ઉજ્જવળ ભવિષ્યની પાકી ખાત્રી છે અને તેમના માટે સારી આર્થિક પરિસ્થિતિ સર્જાયેલી જ છે તેની તેમને જાણ છે.

ફુરસદના સમયની વ્યાખ્યા એ છે કે ત્યારે યુવાન વર્ગને કશી ફરજો બજાવવાની ન હોય અને તે સમયનો તે પોતે પૂરેપૂરો ઉપયોગ કરવા શક્તિમાન હોય માધ્યમિક શાળાના વિદ્યાર્થીઓ પાસે આવો ફુરસદનો સમય ચૌદ ટકા છે જ્યારે વિદ્યાપીઠના અને કોલેજના વિદ્યાર્થીઓ પાસે આવો ફુરસદનો સમય વીશ ટકા છે

જ્યારે વિદ્યાર્થીઓ માધ્યમિક શાળાનુ ભણતર પૂરૂ કરીને કોલેજ કે વિદ્યાપીઠમા દાખલ થાય છે ત્યારે એ બધા ફિલ્મ જોતા થાય છે આમા ભાગ્યે જ કોઈ અપવાદ હશે. તેમાથી ૮૮ ટકા વિદ્યાર્થીઓ નાટકના પણ શોખીન હોય છે બાકીના વિદ્યાર્થી ટેલીવીઝન જુએ છે નાના નાના જુથોમા ગપસપ હાંકવામાં તેનો ફુરસદનો સમય વીતાવે છે, તો વળી કોઈ રમતગમતમા મન પરોવે છે

તેમની અભિરુચિ અને શોખને જો ક્રમવાર રજૂ કરવા હોય તો, પુસ્તકોનુ વાચન ચલચિત્ર, રમત ગમત, ટેલીવીઝન અને નાટક એમ આવે એમના જીવનમાં એક બીજા મહત્વના તત્વે પણ પ્રવેશ કર્યો છે અને તે છે સવનન અગાઉના જમાનામા યુવાનવર્ગ માટે સવનનનુ આટલુ મહત્ત્વ નહોતુ

યુવાનવર્ગ કવિતાનો રસાસ્વાદ માણે છે આધુનિક સાહિત્ય તેમના ધ્યાન બહાર નથી જતુ. ઐતિહાસિક નવલકથાઓ, પ્રવાસવર્ણનો, લોકભોગ્ય વિજ્ઞાનમા તેમને પ્રમાણમા ઓછો રસ છે ચલચિત્રને લાગેવળગે છે ત્યાં સુધી તો તેઓ હળવા, મનોરજનપ્રદ અથવા ભેદભરમોથી ભરપૂર ફુલજારીપૂર્ણ ચિત્રોને જોવાનુ પસદ કરે છે ટેલીવીઝન પર પણ તેઓ આવુ મનોરજન જોવાનુ જ પસદ કરે છે અને તેના પર રજૂ થતા લોકભોગ્ય વૈજ્ઞાનિક કાર્યક્રમોમા તેમને જરાય રસ પડતો નથી તેમને શાસ્ત્રીય સગીત કરતાં નૃત્યના અને જાઝના સગીતમાં વધારે રસ છે

યુવકો કરતા યુવતીઓ તેમની ફુરસદના સમયનો વધુ સારી રીતે ઉપયોગ કરે છે આનુ એક કારણ એ પણ હોઈ શકે કે પુરુષ કામદાર અને કર્મચારી કરતાં નોકરીયાત સ્ત્રીનો ફુરસદનો સમય પચાસ ટકા ઓછો છે

એક નોધપાત્ર વિધાન એ છે કે પુરુષ-શિક્ષકો કરતા સ્ત્રી-શિક્ષિકાઓ વધુ ખતથી કામ કરે છે જે યુવકોમાં શિક્ષણશાસ્ત્રીય પ્રતિભા હોય છે તે જવલ્લે જ શિક્ષણશાસ્ત્રનો અભ્યાસ કરે છે પુરુષોમાથી મોટા ભાગ તો સલામત નોકરીની અપેક્ષાએ જ શિક્ષણશાસ્ત્ર વિભાગમા જોડાય છે જ્યારે યુવતીઓ તો તેને એક યશસ્વી કારકિર્દી તરીકે અપનાવે છે તેના વ્યક્તિત્વને આ કાર્ય વધુ અનુકૂળ છે બાળકના વિકાસમાં તે જીવંત રસ લે છે શાળાઓમાં શિક્ષિકાઓ જ હોવી જોઈએ એવી પ્રબળ હિમાયત ચેકોસ્લોવાકિયામાં થઈ રહી છે





વાર્ષિક લવાજમ : રૂ. ૭/૫૦ વિદેશમાં : શિ. ૧૫.
૭ વર્ષનું સામટું લવાજમ : રૂ. ૩૭/૫૦ વિદેશમાં : શિ. ૭૫.

# ભારતી સંઘનાં નવાં પ્રકાશનો

શ્રી ડાહ્યાભાઈ પટેલકૃત
**તિમિરનું તેજ**
રૂ. ૫-૦૦

શ્રી બાબુભાઈ પટેલકૃત
**નૌકા**
રૂ. ૧-૫૦

શ્રી ઈશ્વર પેટલીકરકૃત
**પ્રેમસગાઈ**
રૂ. ૨-૦૦

શ્રી નાનુભાઈ દવેકૃત
**પાથર્યા પ્રકાશ જેણે**
રૂ ૫-૦૦

શ્રી કૃષ્ણપ્રસાદ ભટ્ટકૃત
**દિલનાં દાન**
રૂ. ૬-૫૦

શ્રી મૂળવંતરાય ત્રિપાઠીકૃત
**એક આ વન**
રૂ ૫-૦૦

શ્રી મોહનભાઈ પટેલ કૃત
**મોટી વહુ**
રૂ ૩-૦૦

શ્રી નવનીત સેવકકૃત
**પાતાળ વન**
રૂ. ૩-૫૦

શ્રી શ્રીકાન્ત ત્રિવેદીકૃત
**ગોરીલાનો શિકાર**
રૂ ૨-૭૫

શ્રી નવનીત સેવકકૃત
**મોતને મોરચે**
રૂ. ૨-૫૦

શ્રી ડૉ. ભૂ મો. દવે : શાં. મો. દવેકૃત
**સ્ત્રીઓનું આરોગ્ય**
રૂ ૪-૦૦

શ્રી પ્ર. રા. નથવાણીકૃત
**પંખી પાંખવિહોણાં**
રૂ ૫-૦૦



શ્રી હિનુભાઈ જોષીકૃત
**આનંદ ગ્રંથાવલિ [૭ પુસ્તકો]**
રૂ. ૧૦-૫૦

શ્રી શ્રીકાન્ત ત્રિવેદી અનુવાદિત
**ફરી પરણ્યાં**
રૂ. ૩-૦૦

શ્રી સુધાકર પટેલકૃત
**આશા—નિરાશા**
રૂ. ૫-૨૫

—: અમારાં આ પ્રકાશનો તેમ જ ગુજરાતી સાહિત્યનાં તમામ પુસ્તકો માટે :—

**સાહિત્ય સંઘ પ્રાયવેટ લિમિટેડ** ૬૪, ફર્નાન્ડીઝ બ્રિજ માંડવીરોડ **અમદાવાદ, ૧**

મૂદ્રક • દીપક પ્રિન્ટરી • અમદાવાદ